સૂરત જિ. લો. બોર્ડ અને સ્કૂલબોર્ડ તરફથી પ્રગટ થતું માસિક

# સૂરત જિલ્લા સ્થાનિક સ્વરાજ્ય

વર્ષ ૨ ઑગસ્ટ ૧૯૪૦ અંક ૧

## સ્વતંત્રતા અને બંધન

આજકાલ સ્વતંત્રતા અને બંધન એ બંને શબ્દો જુદી જુદી પરિસ્થિતિમાં અને જુદા જુદા સંદર્ભમાં ગમે તેમ વપરાતા આપણે સાંભળીએ છીએ. ઘણાખરા માણસો પોતાને અણગમતી સ્થિતિને બંધન અને ગમતી સ્થિતિને સ્વતંત્રતા માની બેસે છે. પણ વ્યક્તિગત વાતને કોરાણે મૂકી સ્વતંત્રતા અને બંધનના સાચા અર્થનો વિચાર કરવાની ખુબ જરૂર છે. દરેક શબ્દના બે અર્થ થાય છે: એક નિરપેક્ષ અને બીજો સાપેક્ષ. સાપેક્ષ અર્થને અનુબંધની જરૂર રહે છે. સાપેક્ષ સ્વતંત્રતાની એક વ્યાખ્યા એવી બાંધી શકાય કે, મારા વિકાસની સાધનાની આડે બીજા ન આવે, અને બીજાના વિકાસની સાધનાની આડે હું ન આવું. આ વ્યાખ્યાના પહેલા ભાગમાં જ સમગ્ર અર્થ સમાઇ ગયેલો આપણે માનીએ છીએ, અને બીજા ભાગની અવગણના કરીએ છીએ. આથી બુદ્ધિભ્રમ પેદા થાય છે; અને સ્વાર્થી માન્યતાઓને સ્વતંત્રતાને નામે પુષ્ટિ મળે છે.

સાપેક્ષ અર્થની રીતે જોતાં બંધન અને સ્વતંત્રતા બંને પરસ્પર વિરોધી શબ્દો છે એ માન્યતા ભૂલભરેલી છે, કોઇ પણ પ્રકારના બંધન વિના સાચી સ્વતંત્રતા સંભવતી જ નથી. કારણ કે, આપણા વિકાસની આડે કોઇ ન આવે એ સૂત્ર આચારમાં મૂકી શકાય, તો પણ બીજાના વિકાસની આડે આપણે ન આવીએ એ સૂત્ર તો કોઇ પણ બંધન સ્વીકાર્યા વિના આચારમાં ન જ મૂકી શકાય. પણ અહીં જે બંધન હોય છે તેનો પ્રકાર કેવો છે એ જ અતિ મહત્ત્વનો પ્રશ્ન છે. તેમાં બે ગુણ તો હોવા જ જોઇએ: (૧) દરેક બંધન વિકાસના પગથીઆરૂપ છે, એટલે આપણે ત્યાં જ થોભી જવાનું નથી, એને વટાવી નિરપેક્ષ સ્વતંત્રતાના ધ્યેયને પહોંચી શકાય એવો ગુણ તેમાં હોવો જ જોઇએ. (૨) દેશ, કાળ, ધર્મને અનુસરી સાધકનાં શ્રેયને અર્થે જ એ બંધન હોય.

કોઇપણ પ્રકારનો નિગ્રહ ન હોય એવી સ્થિતિને સ્વતંત્રતા કહેવામાં આવે છે, એ વિચારનો અતિશય ગોટાળો સૂચવે છે. કારણ, કોઇપણ પ્રકારના નિગ્રહ વિનાની સ્થિતિ સંભવી શકતી જ નથી. વનનાં પશુપક્ષીઓ પોતાની ભૂખ તરસ વગેરે પ્રાથમિક જરૂરિયાતોને લીધે અથવા સહજ સ્ફુર્તિને લીધે બંધનમાં રહે છે. સામાન્ય મનુષ્ય પોતાનાં સંસ્કાર, કેળવણી, સારાસારની કલ્પના અને સ્વાર્થદૃષ્ટિ પ્રમાણે લાગણી અને બુદ્ધિને અનુસરે છે, અને જરૂરી બંધનો સ્વીકારે છે. આમ બંધન બધે જોવામાં આવે છે.

× × ×

સૌથી વધુ સંયમી મનુષ્ય સૌથી વધુ સ્વતંત્ર છે. પણ એ સંયમ કોનો? બાહ્ય સંયમમાં રાજ્ય, સમાજ, વડીલો અને ગુરૂના શાસનમાં થઇને મનુષ્યને પસાર થવું પડે છે, અને પછી, પોતાની દૈવી અને આસુરી વૃત્તિઓને પારખીને દૈવી વૃત્તિના શાસન નીચે રહેવું પડે છે, પછી જ્યારે દૈવી વૃત્તિઓ સંપૂર્ણપણે વિજયવંત રહે ત્યારે જ માણસ ખરો મુક્ત કહેવાય.

વિષય

૧ ગામડાંની ઘડિયાળ — શ્રી. પ્ર.
૨ જિલ્લા લોકલ બોર્ડ—સભ્યો અને તેની ફરજો — શ્રી. દુર્લભજી પ. દેસાઈ
૩ ઢોરના ચેપી રોગ — શ્રી. મોતીરામ હરિશંકર ભટ્ટ
૪ જિલ્લા સ્કૂલબોર્ડની કાર્યવાહી
૫ જિલ્લા લોકલ બોર્ડનું કામકાજ
૬ પ્રાથમિક શાળા પુનર્ઘટના સમિતિની ભલામણો — શ્રી. કલ્યાણજી મહેતા
૭ સુરતમાં મળેલી ગુજરાત વિભાગની પરિષદ—ઠરાવો — શ્રી. મણિલાલ ચતુરભાઈ શાહ
૮ સુરતમાં મળેલી સ્થાનિક સ્વરાજની પરિષદનાં વિવેચનો
૯ તાલુકા કમિટીના ચેરમેન — શ્રી. લલ્લુભાઈ હરિભાઈ પટેલ
૧૦ સ્થાનિક સ્વરાજ પણ એક કળા છે — શ્રી. લીલાવતી મુનશી
૧૧ દવાખાના માટેની સમિતિઓ — મુખપૃષ્ઠ
૧૨ સમાચારસંગ્રહ

## ગ્રાહકોને

જેમના લવાજમના પૈસા બાકી હોય તેમને તે તાકીદે મોકલી આપવા વિનંતિ



• વ્યવસ્થાપક •
શ્રી. ઠાકોરભાઈ મણિભાઈ દેસાઈ
ચિફ ઓફિસર
સુરત જિલ્લા લો. બોર્ડ

• મુદ્રક •
કાલિદાસ કૃપાશંકર શેલત,
'પ્રતાપ' પ્રી. પ્રેસ
કણપીઠ, સુરત

આ માસિક દર મહિનાની ૧૫ મી તારીખે પ્રગટ થશે.

વાર્ષિક લવાજમ રૂા. ૧-૦-૦

# જિલ્લા લોકલ બોર્ડ

## સભ્યો અને તેની ફરજો

લોક પ્રતિનિધિઓથી બનેલી કોઇ પણ સંસ્થા ત્યારેજ આદર્શ બને કે જ્યારે તેના બધા સભ્યો પોતાની ફરજો બરાબર સમજે અને તે અદા કરે. આવી આદર્શ સંસ્થા ક્વચિતજ જોવામાં આવે છે. તેમાંયે ખાસ કરીને સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓને નમુનેદાર બનાવવાનું કામ ઘણું મુશ્કેલ છે. આ સ્થિતિને માટે અનેક કારણો જવાબદાર છે. આ બધાં કારણોનો ઉલ્લેખ કરવાનો આ લેખનો ઉદ્દેશ નથી પણ મુખ્ય કારણો નીચે પ્રમાણે છેઃ—

(૧) મતદારોની પોતાના મત પ્રત્યેની જવાબદારીની અજ્ઞાનતા.

(૨) પ્રજામાં રાષ્ટ્રભાવનાના વિકાસનો અભાવ અને તેને લીધે કોમવાદ અને એવાં બીજાં અનિષ્ટોનું અસ્તિત્વ.

(૩) જાહેર સેવા બજાવવામાં નિસ્વાર્થતા તથા સમય અને શક્તિનો ભોગ આપવાની તત્પરતાનો અભાવ. હવે આપણે જિલ્લા લોકલ બોર્ડ અને તેના સભ્યોની ફરજો ઉપર વિચાર કરીશું. સમજને ખાતર આ લેખના નીચે પ્રમાણે વિભાગ કરવામાં આવ્યા છે.

(૧) જીલ્લા લોકલ બોર્ડના સભ્ય ચુંટાવા માટે ઉમેદવારી કોણે કરવી?

(૨) જુદા જુદા પક્ષો તરફથી પસંદ થએલા ઉમેદવારોએ ચુંટણી પ્રચાર કેવી રીતે કરવો?

(૩) ચુંટાયલા સભ્યની પોતાના મત વિભાગ પ્રત્યેની અને જીલ્લા પ્રત્યેની ફરજ.

(૪) જીલ્લા લોકલ બોર્ડનાં કામો પ્રત્યે સભ્યોની ફરજ.

(૫) સભ્યોની બીજી સામાન્ય ફરજો.

ઉપરના વિભાગો ઉપર વિવેચન કરતાં પહેલાં એક પ્રાથમિક બાબતનો ઉલ્લેખ કરવાની આવશ્યકતા છે. કોઈ પણ સંસ્થાનું સંચાલન બે રીતે થઈ શકે. પ્રજાશાસનના સિદ્ધાંતો પ્રમાણે અગર નોકરશાહી તંત્ર મારફતે. જ્યાં સુધી આપણા દેશને લાગે વળગે છે ત્યાં સુધી આપણે તો આપણી સંસ્થાઓનું-પછી તે મધ્યસ્થ કે પ્રાંતિક સરકારની સંસ્થા હોય અગર સ્થાનિક સ્વરાજ્યની સંસ્થા હોય-સંચાલન પ્રજા શાસનના ધોરણે કરવાનો નિર્ણય કરી લીધો છે અને હાલની સ્થાનિક સ્વરાજની સંસ્થાઓ તેજ રીતે કામ કરી રહી છે. પ્રજાશાસનની સાર્થકતાનો મુખ્ય આધાર મતદારોની સામાન્ય સમજ ઉપર રહે છે. જ્યાં સુધી મતદારો, મતની પવિત્રતા, પ્રજાશાસન અંગેના પક્ષો તથા તેના સિદ્ધાંતોની વાત સમજે નહિ અને આ બધી જવાબદારી ધ્યાનમાં લઈ મતદારો બુદ્ધિપૂર્વક મત આપતાં શીખે નહિ ત્યાં સુધી સાચું પ્રજાશાસન આવી શકે નહિ. આ બાબતમાં મતદારોને તાલીમ આપવાનું કામ ચાલી રહ્યું છે અને હિંદુસ્તાનના મતદારો કેળવણીમાં પછાત હોવા છતાં તેમનામાં જે સાદી સમજ જોવામાં આવે છે તે ઉપરથી આપણે કહી શકીએ કે જો પ્રજામાં યથાર્થ રીતે કામ કરવામાં આવે તો હિંદુસ્તાનનાં ગામડાંના મતદારો જરૂર સમજપૂર્વક અને મતની પવિત્રતા ધ્યાનમાં રાખી મત આપતા થઇ જશે. અને એ રીતે હિંદુસ્તાનમાં સાચું પ્રજા-

શાસન સ્થાપી શકાશે. આ જાતનો જેઓને વિશ્વાસ ન હોય અને જેઓ આ દિશામાં કાર્ય કરવા તૈયાર ન હોય તેમણે આવી સંસ્થાઓમાં માથું મારવું ન જોઇએ એવો આ લેખકનો નમ્ર અભિપ્રાય છે.

(૧) જીલ્લા લો. બોર્ડના સભ્ય ચુંટાવા ઉમેદવારી કેણે કરવી?

કાયદામાં ઠરાવેલી યોગ્યતાવાળો કોઇ પણ ગૃહસ્થ ઉમેદવારી કરી શકે છે પણ જેઓ આ સંસ્થા મારફતે સાચી લોકસેવા કરવાની ઇચ્છા રાખતા હોય તેવાઓની જાણ માટે તેમનામાં કઇ કઇ ખાસ વિશેષ યોગ્યતા હોવી જોઇએ તે બતાવવાની અને કોશિષ કરવામાં આવે છે. ગુજરાતની જીલ્લા લો. બોર્ડોનો ભૂતકાળનો ઇતિહાસ બતાવે છે કે મહાત્માએ આ સંસ્થાઓમાં પ્રવેશ કરવાનો નિર્ણય કર્યો તે પહેલાં સામાન્ય રીતે આ સંસ્થાઓમાં પ્રવેશ કરનાર ભાઇઓ અનેક પ્રકારના હેતુઓ માટે આ સંસ્થામાં જવા ઇચ્છતા હતા. આવા હેતુઓમાંનો મુખ્ય તો આવી સંસ્થા મારફતે મળતી પ્રતિષ્ઠાનો હતો. કેટલાક આ સંસ્થામાંથી પોતાના ગામને માટે અગર મતવિભાગ માટે બને એટલાં વધુ નાણાં કઢાવવાનો હેતુ ધરાવતા અને થોડા એવા પણ કે જેઓ પોતાનો અંગત સ્વાર્થ સાધવા માગતા હોય. એક જમાનો એવો હતો કે જ્યારે અમલદારોની સાથેનો સંસર્ગ અને તેમની સાથેની લાગવગ એજ સમાજમાં પ્રતિષ્ઠા અપાવનાર મુખ્ય સાધનો હતાં અને આવી સંસ્થાઓમાં પહેલાં અમલદારો ઠીક પ્રમાણમાં રહેતા અને તેમનોજ અવાજ તેમાં મુખ્ય રહેતો, તેથી આ સંસ્થા મારફતે અમલદારોનો સંસર્ગ સારી રીતે થઇ શકતો અને તેમની લાગવગનો લાભ મેળવી શકાતો હતો. આજે આ સંસ્થાઓમાં અમલદારો રહ્યા નથી એટલે ઉપર જણાવેલા ક્ષુલ્લક હેતુઓ સાધવાને માટેની કોઇ પણ તક રહી નથી. એટલે થોડી ઘણી પ્રતિષ્ઠા આ સંસ્થા મારફતે પ્રાપ્ત થાય છે તે સિવાય બીજો અંગત હેતુ સિદ્ધ કરવાનો અવકાશ ઘણોજ થોડો રહ્યો છે. કારણ કે હાલ જે રીતે આ સંસ્થાનું આ જીલ્લામાં સંચાલન થાય છે તેમાં પોતાના ગામને અગર મતવિભાગને ખાસ લાભ આપવાની તક રહેતી નથી. એટલે પ્રતિષ્ઠાનું ભૂત જેમને વળગેલું નથી તેવા સાચા લોકસેવકોને માટેજ આ સંસ્થાઓમાં સ્થાન છે. વકીલો, ડાક્ટરો અને બીજા ધંધાદારીઓ જેઓ જાહેર સેવાને માટે પુરતો વખત ફાજલ પાડી શકતા નથી તેમને માટે પણ આ સંસ્થામાં સ્થાન નથી એમ મારું માનવું છે. આ વર્ગોમાંના જેઓ સાચી લોકસેવાના હેતુથી આવી સંસ્થા અંગેની ફરજો બજાવવા માટે પુરતો વખત આપી શકે તેમને માટે પણ આમાં સ્થાન નથી એવો આ કથનનો અર્થ નથી. આવા સુશિક્ષિત ભાઇઓ જો વખત અને પોતાની શક્તિનો ભોગ જનસમાજની સેવા માટે આપી શકે તો જરૂર તેઓ સંસ્થાના ઉત્તમ સભ્યો થઇ શકે પણ આ બાબતમાં આપણો અનુભવ એવો છે કે આવા સભ્યો થોડાજ મળી આવે છે.

સામાન્ય માન્યતા એમ છે કે જીલ્લા લો. બો. જેવી સંસ્થામાં સભ્યોને બોર્ડની સભાઓમાં જઇ ચર્ચા કરવા ઉપરાંત બીજું શું કામ હોઇ શકે? પણ સભ્યોની જવાબદારીઓ અને ફરજો સંબંધીનો આ લેખ વાંચ્યા પછી અને હાલની સુરત જીલ્લા લો. બોર્ડના અનુભવ ઉપરથી સભ્યોની કામગીરી અને જવાબદારીનો સારો ખ્યાલ આવશે.

હવે સભ્યોમાં કામ કરવાની યોગ્યતા ઉપરાંત બીજી વિશેષ યોગ્યતાઓ કઈ કઈ જોઇએ તેનો વિચાર કરીશું.

(૧) જીલ્લા લો. બોર્ડનો કાયદો અને તેના ઉપરના થયેલા નિયમો સમજવા જેટલી કેળવણી જેણે લીધી હશે તેને આ સંસ્થાના સભ્ય થવામાં કંઈ પણ હરકત ન આવે આટલી કેળવણી પણ જેણે લીધી ન હોય તે આ સંસ્થાનો માર્યસાધક સભ્ય થઇ શકે એમ હું ધારતો નથી. આ સંસ્થાઓના સારા સંચાલન માટે વિદ્યાપીઠોના સ્નાતકો જ વધારે ઉપયોગી છે એ માન્યતા હવે નાશ પામી છે એટલે તે સંબંધી વિશેષ વિવેચન કરવાની જરૂર નથી.

(૨) ગમે એટલી કેળવણી લીધી હોય અને ગમે તેટલી વધારે બુદ્ધિ હોય પણ જેનામાં નિસ્વાર્થીપણું અને પ્રમાણિકપણું ન હોય તેમણે આવી સંસ્થાઓમાં દાખલ થવુ ન જોઇએ કારણ કે કોઇ પણ સંસ્થાને આદર્શ બનાવવા માટે તેના સભ્યોમાં આ બે ગુણો પાયા રૂપ છે. આ બે ગુણો ચારિત્ર્યને માટે કેટલા આવશ્યક છે તે માટે વિવેચનની જરૂર નથી.

(૩) કોઇ પણ માણસ જોઇતી કેળવણી ધરાવતો હોય, નિઃસ્વાર્થી તથા પ્રામાણિક હોય છતાં જો તે સંસ્થા પ્રત્યેની ફરજ બજાવવા માટે પુરતો વખત આપી શકે એમ ન હોય તો તેણે આ સંસ્થામાં પ્રવેશ કરવાની કોશિષ કરવી ન જોઇએ. કારણ કે આ યુગમાં આવી સંસ્થાઓ મારફતે લોકસેવા કરનારાઓને વખતનો સારો જેવો ભોગ આપવાની જરૂરીયાત રહે છે. જેઓ પુરતો વખત તથા શક્તિનો ભોગ આપી ન શકે તેઓ સંસ્થાની યોગ્ય ફરજો બરાબર બજાવી શકે નહિ અને તેથી સંસ્થાને આદર્શ બનાવવામાં તેઓ નિષ્ફળ જશે. આ લેખના બીજા વિભાગો જોવાથી જણાશે કે સભ્યોને કેટલું અને કેવું કામ કરવાનું હોય છે. આ ઉપરથી સહેજે સમજાશે કે સભ્યોએ કેટલો મોટો વખત આ સંસ્થાના યોગ્ય સંચાલન માટે આપવો જોઇએ. એ વાત આપણે કબુલ કરવી જોઇએ કે આવા ઉપર જણાવ્યા પ્રમાણેની કેળવણી પામેલા નિસ્વાર્થી અને પ્રામાણિક, પુરતો વખત તથા શક્તિનો ભોગ આપનારા પુરતા સભ્યો સમાજમાંથી મેળવવા મુશ્કેલ છે. પણ સભ્યો થવાની ઉમેદવારી કરનારા ભાઇઓ ઉપરની યોગ્યતા ધ્યાનમાં રાખે એ જરૂરનું છે.

સભ્ય થવા માટેની ઉમેદવારી કરનારમાં એક ખાસ વધુ યોગ્યતાની જરૂર છે. અને તે એ કે ઉમેદવાર કોમવાદથી પર હોવો જોઇએ. એટલે કે ઉમેદવારનું સેવાનું ક્ષેત્ર અમુક કોમનું હિત કરવું અગર સંભાળવા પુરતું સંકુચિત હોવું જોઇએ નહિ. જીલ્લા લો. બોર્ડની સંસ્થા જીલ્લામાં વસતી તમામ કોમોની સંસ્થા છે અને એ સંસ્થાએ બધી કોમોનું એક સરખું હિત જાળવવું જોઇએ. જેટલા પ્રમાણમાં ઉમેદવારમાં રાષ્ટ્રભાવનાનો વિકાસ થયો હશે તેટલા પ્રમાણમાં તે કોમવાદથી પર હશે. આવા ઉમેદવારે બધી કોમોનો વિશ્વાસ સંપાદન કરવો જોઇએ.

(૫) પાછળ પડતી કોમો અને અસ્પર્શ્ય ગણાતી કોમોનાં હિતો પરત્વે લક્ષ આપવાની વૃત્તિ ઉમેદવારમાં હોવી જોઇએ.

લેખકના અભિપ્રાય પ્રમાણે ઉપરની યોગ્યતા ધરાવનાર ગૃહસ્થોએજ સભ્ય થવા માટે ઉમેદવારી કરવી જોઇએ. ઉમેદવાર જો કોઈ રાજકીય પક્ષનો સભ્ય હોય તો તેની પસંદગી

પ્રથમ પક્ષના મોવડીઓ તરફથી કરવામાં આવશે. આવી પસંદગી કરતી વખતે મોવડીઓ ઉમેદવારોની પસંદગી ઉપર બતાવેલી યોગ્યતાઓના ધોરણે કરશે એવી આશા રાખીએ.

(૨) જુદા જુદા પક્ષો તરફથી પસંદ થએલા ઉમેદવારોએ ચુંટણી પ્રચાર કેવી રીતે કરવો:—

આ વિષય સંબંધી આ માસિકમાં ચુંટણીનો લેખ આપવામાં આવ્યો છે. બની શકે તો ઉમેદવારે અને અગર જે પક્ષ તરફથી તેની પસંદગી કરવામાં આવી હોય તે પક્ષના આગેવાનોએ જેના તે મત વિભાગનાં ગામોમાં જઇ મતદારોની સભા બોલાવવી અને જે પક્ષનો ઉમેદવાર હોય તે પક્ષના સિદ્ધાંતોની સમજ મતદારોને આપવી. મતદારોને કોઇ પણ લાલચ આપવી એ મતદારોનો અને પ્રજા શાસનનો દ્રોહ કર્યા બરાબર છે માટે કોઇએ પણ વ્યક્તિગત મતમાગણી (કેનવાસીંગ) ન કરતાં જાહેર રીતે લોકમત કેળવી સભાઓ દ્વારા મત માગવાની રીતિનો બરાબર અમલ કરવો જોઇએ.

(૩) ચુંટાયલા સભ્યની પોતાના મત વિભાગ પ્રત્યેની અને જીલ્લા પ્રત્યેની ફરજ:—

કેટલાએક સભ્યો એવું માને છે કે જે મત વિભાગ તરફથી તેઓ ચુંટાઇ આવ્યા હોય તે મત વિભાગનાં ગામોને વધુમાં વધુ લાભ સંસ્થા તરફથી કેમ અપાવવો તે જોવાની તેમની મુખ્ય ફરજ છે. આ માન્યતા ભૂલ ભરેલી છે. ચુંટાયા પછી દરેક સભ્યની મુખ્ય ફરજ એ છે કે આખા જીલ્લાના બધા ભાગોનું ન્યાયપૂર્વક સંસ્થા મારફતે હિત કરવું. પોતાના મત વિભાગને વધુ લાભ બીજા મત વિભાગને અન્યાય કર્યા સિવાય આપી શકાય નહિ એ લક્ષમાં રાખવુ જોઇએ. આ પ્રમાણે અન્યાયી લાભ મેળવવાની કોશિષ કરનાર સભ્ય પોતાની જાતને અને સંસ્થાને ઠગે છે. આવી રીતે કામ કરનાર સભ્યો આ સંસ્થાને આદર્શ બનાવી શકે જ નહિ. આવા સભ્યનો સંસ્થાના બીજા સભ્યોએ કડક વિરોધ કરવો જોઇએ.

(અપૂર્ણ)

દ. પ. દે.

## લોકશાળાના સંચાલકોને

૭૦૦ અને તેની ઉપરની વસતિવાળાં ગામની લોકશાળાને લો. બો. ના કબજામાં લેવાનું સરકારે ધોરણ ઠરાવ્યું છે, તેથી જે ગામની વસતિ ૧૯૩૧ ની વસતિ ગણત્રી પ્રમાણે ૭૦૦ થી ઓછી હોય પરંતુ અત્યારે ૭૦૦ કે તે કરતાં વધારે થયેલી હોય તો તેનાં ગામની વસતિની ફરી ગણતરી કરી પટેલ તલાટી તથા મામલતદાર કે મહાલકરીના દાખલા સાથે અમને સપ્ટેમ્બરની ૩૦ મી તારીખ સુધીમાં અરજી કરવી; કે જેથી એવી શાળા કબજામાં લેવા સરકાર પાસે પરવાનગી માગી શકાય

ડુ. ગ. ઠાકોર.
એ. ઓ. જિલ્લાલોકલ બોર્ડ સુરત

૮-૮-૪૦

# ઢોરના ચેપી રોગ

**ગળસુડો, રૂમો**

ગયા અંકમાં ઢોરના મોવાસાના રોગનું વર્ણન કર્યું હતું, આ વખતે ઢોરના માલીકને વિશેષ નુકસાન કરનારા ગળસુડા નામના રોગનું વર્ણન કરીશું.

આ રોગ ઘણો ચેપી છે. ચોમાસાની શરૂઆતમાં એટલે જુલાઈ ઓગસ્ટમાં અને ચોમાસાની આખરે એટલે ડીસેમ્બરમાં આ રોગનું જોર વિશેષ હોય છે. જે ગામમાં રોગ ચાલુ હોય તે ગામમાં નવ દિવસ પર્યંત મરણનું પ્રમાણ વધારે હોય છે.

નદીને કાંઠે આવેલાં ગામમાં, નીચાણવાળી જમીન કે ભીનાશવાળી જમીન, જ્યાં પાણીની રેલ આવતી હોય ત્યાં તથા ખાબોચીયાંવાળાં બીડમાં ઢોર ચરતાં હોય તેવાં ઢોરને શરીરે ઉઝરડા કે જખમ હોય તે દ્વારા જમીનમાં રહેતાં રોગનાં સૂક્ષ્મ જંતુઓ ઢોરના શરીરમાં દાખલ થઈ રોગ ઉત્પન્ન કરે છે.

**કયાં કયાં પ્રાણીને આ રોગ લાગુ પડે છે?**

સાધારણ રીતે આ રોગ ભેંસોને થાય છે અને તેમાં પણ નાની ઉમ્મરનાં પાડિયાં તથા જુવાન ભેંસોને વિશેષ થાય છે. ગાય, બળદ, ઘોડા, હાથી, બકરાં, ઘેટાં, ડુક્કર, ઉંટ વગેરે પ્રાણીમાં પણ આ રોગ જોવામાં આવે છે.

**રોગનાં લક્ષણ**

રોગ ત્રણ પ્રકારે જોવામાં આવે છે.

(૧) સોજા રૂપે હોય તો માથું, ગળું, જીભ, ગરદન નીચેની ચામડી પર સોજો દેખાય, કેટલાકને આગલા પગે પણ સોજા ચઢે. સોજા પર હાથ મૂકતાં ગરમ જણાય ને તે પર હાથથી દબાવતાં ઢોરને દરદ થાય. સૂજી ગયેલી જીભ ભૂરા જાંબુઆ રંગની મોં બહાર રાખે.

(૨) શ્વાસેન્દ્રિયના સોજા રૂપે-શ્વાસ લેતાં ને મૂકતાં મુશીબત પડે અને ગળામાંથી અવાજ નીકળે. નાની વયનાં પાડિયાં થોડા જ કલાકમાં મરણ પામે. નાક ને આંખની અંદરની ચામડી જાંબુઆ રંગની દેખાય.

(૩) આંતરડામાં સોજારૂપે-પેટમાં ચુંક આવે. મરડો, ઝાડો, કે આફરાનાં ચિહ્ન દેખાય. પેશાબ લાલ રંગનો થાય. કોઈવાર ઝાડો પાતળો ને લોહી મિશ્રિત જણાય.

**સામાન્ય ચિહ્નો:** તાવ ૧૦૫ થી ૧૦૭ ડીગ્રી સુધી વધે, દરદી પ્રાણી ખોરાક લેતું ને વાગોળતું બંધ થઇ જાય. દુઝણું ઢોરનું દુધ ઘટી જાય. રોગનું ઝેર શરીરમાં દાખલ થયા પછી બે કલાકથી ત્રણ દિવસની અંદર ઉપર વર્ણવેલાં ચિહ્નો જોવામાં આવે છે. રોગનાં ચિહ્ન જણાયા પછી ત્રણ દિવસ દરદી પ્રાણી જીવતું રહે તો બચવાની આશા રહે છે.

**રોગ અટકાવવાના ઉપાય**

રોગ એટલો જલદી વધતો જાય છે કે ઘણીવાર ઇલાજ કરવાનો અવકાશ રહેતો નથી. સવારે સાજું તાજું ચરવા છોડેલું ઢોર સાંજે મરણતોલ માંદું ઘેર આવે અથવા ચરવાની જગ્યાએજ મરેલું હોય! એટલા માટે ઉપચાર કરતાં રોગ અટકાવવાના

-ઉપાય વધુ અસરકારક જણાયા છે. ચોમાસા પહેલા એટલે જુન મહીનામા, જે ગામમા દર વર્ષે આ રોગ જણાતો હોય તે ગામના તમામ ઢોરને રસી મૂકાવી દેવી જોઇએ કે જેની અસર ચોમાસું વીતતા સુધી રહેતી હોવાથી ઘણા ઢોર મોતના મોમાથી ઉગરી જાય છે. રોગ ચાલુ હોય તે ગામના લોકો પણ નજીકના ડાક્ટરને વેળાસર ખબર આપે તો બીજા પ્રકારની રસી મૂકવાથી ઘણા ઢોર બચી જવા સભવ છે. કેટલાંક ગામે લોકો ગામને પાદર જંત્ર બાધે છે ને ગામના લોકોને ચુલે પેણો ચડાવી તળેલી ચીજો નહીં ખાવાનું ફરમાન કરે છે આખુ ગામ આ નિયમ પાળી શકતું નથી અને જત્ર બાધ્યા છતાં રોગ ચાલુ રહે તો જત્ર આપનારને જત્રની અસિદ્ધિના બચાવનું બહાનુ મળી રહે છે। માટે આવા વહેમમા નહીં ફસાતા રોગ અટકાવવાના ઉપાય લેવા જોઇએ

રોગથી મરણ પામેલાં ઢોરને ઉંડા દટાવવા જોઇએ ઢેડ-ચમાર લોકોને ગામને પાદરેજ મરેલા ઢોર ઉકેલવા દેવામા આવશે તો તેનો બગડો કૂતરાઓ ખેચી જઈ ગામના તળાવના પાણીને અથવા તો ગામના પાદરની ગૌચરની જમીન દૂષિત કરી રોગ ફેલાવશે.

### રોગી ઢોરના ઉપચાર તથા સારવાર

રોગની શરૂઆતમા ઝાડાનો બધકોશ હોય તો વિલાયતી મીઠુ અને તે ન મળે તો દેશી નિમક તોલા ૩૦, એળીયો તોલો ૧, સુઠ તોલા ૧ને, ખાડી સાશેર ગરમ પાણીમાં ઓગાળી તેમા ॥ શેર ગોળ ઓગાળી પુખ્ત વયના ઢોરને પાવુ પાડીયા માટે ઉમ્મરના પ્રમાણમા દવા પાવી અથવા સવાશેર તેલમા ૨૦ ટીપા નેપાળાનુ તેલ નાખી ખુબ હલાવી પાવુ ગુદા વાટે ગરમ પાણીની પીચકારી મારવી. જીભ ફટકડીના પાણીથી ધોઇ સાફ રાખવી.

દરદીની શકિત કાયમ રાખવા-બાજરી, ઘઉ કે જુવારના લોટની રાબડી બનાવી તેમા ॥ શેર દેશી દારૂ નાખી પાવો. દારૂ નહીં મળે તો રાબડીમા સુઠ ને મરી એકેક અધોળ નાખી પાવું. ગળે સોજો હોય તો ગરદન ઉચી કરી રાબડી પાતા ઢોર ગુગળાય નહીં તેની ખાસ કાળજી રાખવી ગામડામા કેટલાક લોકો સોજા પર ડામ દે છે પણ તેથી દરેક દરદી ખાસ લાભ થતો જણાતો નથી ઉપર જણાવ્યા પ્રમાણે દર ત્રણ કલાકે કાઢો પાવાથી સુધરતુ જાય તો પછી લીલી ચાર, બાફેલી બાજરી કે ગુવાર અથવા ગવાર શકિત આવતા સુધી આપ્યા કરવા આ રોગથી સાજુ થયેલું ઢોર ફરીથી આરોગથી પીડાતુ નથી.

*વિશેષ સૂચના:—માંદા ઢોરથી સાજા ઢોરને અલગ રાખવા તેના છાણ મૂત્ર તથા* તેની એઠી ચાર દૂર લઇ જઇ બાળી મૂકવા માંદા ઢોરને તળાવે પાણી પીવા કે ગૌચરમાં ચરવા મોકલવા નહીં કે જેથી તેઓ સાજા ઢોરમા રોગ ફેલાવે નહીં માંદા ઢોરની કોઢમા ચુનો ધોળાવવો ને ત્યાંય તળીયાની જમીન પાવડાથી ખોદાવીને માટી છાણ, કચરા સાથે દૂર લઇ જઈ બાળી મૂકવી.

મોતીરામ હરિશંકર ભટ્ટ
વેટરીનરી સરજ્યન, સુરત

# જિલ્લા સ્કૂલબોર્ડની કાર્યવાહી

સુરત જિલ્લા સ્કૂલબાર્ડ તા. ૨૭-૭-૪૦ ને રોજ શ્રી. કલ્યાણજીભાઈના પ્રમુખપદે મળી હતી, તેમાં થયેલાં કામોની ટુંકી નોંધઃ-

૧. મોતા તા. બારડોલી શાળાના કમ્પાઉન્ડમાં શ્રી. પ્રભાશંકર ભટ્ટે ખોદાવેલા કૂવાનું પાણી કડવું નીકળ્યું હોવાથી અને દાતા તે બોરીંગ કરી સુધારી આપવા ના પાડતા હોવાથી કૂવો ચાર્જમાં ન લેવા ભલામણ. (૨) પ્રોવિડંટ ફંડની યોજના અંગ્રેજી વર્ગોના શિક્ષકને લાગુ પાડી શકાય નહિ એવા ડે. એ. ઈ. ના પત્રની નોંધ. (૩) આમળી તા. પારડીની વસતિ ૭૦૦ ઉપરની હોવાથી ત્યાંની લોકશાળા બોર્ડના કબજામાં લેવા ડી. પી. આઈ. ની પરવાનગી મેળવવા જી. લો. બોર્ડને ભલામણ. (૪) એક વખત દાખલ કરવામાં આવેલાં પાઠય પુસ્તકો ત્રણ વર્ષ સુધી મે. ડી. પી. આઈ. સાહેબની પરવાનગી સિવાય નહિ બદલવા બાબતના સરકારી ઠરાવની નોંધ. (૫) 'ગૂજરાત વ્યાયામ પ્રચારક મંડળ' તરફથી પ્રકટ થયેલા "રમતોના નિયમો" વધારે શાસ્ત્રીય, અને ચોકસાઈવાળા હોવાથી તેમજ આખા ગૂજરાત માટેના નિયમો એકધારા રહે એ જરૂરનું હોવાથી હવે પછી તે નિયમો દાખલ કરવાનું અને તેની ચોપડી શાળાફંડમાંથી ખરીદવા શિક્ષકોને જણાવવાનું મંજુર. (૬) 'ગૂજરાત વ્યાયામ પ્રચારક મંડળ, તરફથી જિલ્લામાં વ્યાયામ પ્રચારક રોકવા બાબતનો પત્ર, યોજનાની વિગતો મંગાવવા પર મુલતવી. (૭) ઉમરસાડી તા. પારડીની પટેલ ફળીઆની ખાનગી શાળાને ગામ લોકોએ આપેલા શાળા માટે ૧૨૮૮ ચો. ફુટ જગ્યાવાળા મકાનમાંથી, જો લોકો પોતાને ખર્ચે પડદા ભરાવી લેવા અને જરૂર પડે ત્યારે ખાલી કરી આપવા કબૂલાત આપે તો ૧૦૦૦ ચો. ફૂટ જગ્યા રાખી બાકીની વાપરવા આપવી. (૮-૯) દેગામ તા. ચીખલીના મહેતાજી ભગવાનજીને તા. ૧૦-૭-૪૦થી અને કોથમડી તા. જલાલપોરના આસી ડાહ્યાભાઈ નારણજીને તા. ૫-૬-૪૦થી પેન્શન ઉપર ઉતરવાની પરવાનગીને બહાલી. (૧૦) બૂટવાડા તા. વાલોડની શાળા માટે વધી યોજના ખાતેથી ઘડિયાળ આપવાનું મંજુર. (૧૧) રાનકૂવા તા. ચીખલીની શાળાના ખાસ રીપેર કામના રૂા. ૨૪નું ખર્ચ મંજુર. (૧૨) શિક્ષકોને શારીરિક તાલીમ આપવા માટે સરકાર તરફથી વલસાડમાં ૬થી ૮ અઠવાડિયા માટે શાળાના સમય બહાર વર્ગ શરૂ કરવામાં આવનાર છે તેમાં વલસાડ અને તેની આસપાસની શાળાના ૩૫ વર્ષની અંદરની વયના શિક્ષકોને મોકલવા તથા વ્યાયામનાં સાધનો, મેદાન વગેરે વાપરવા આપવા તથા બધી જાતનો સહકાર આપવાની માગણીને મંજુરી. (૧૩) ધોધા વ્યાયામ વર્ગમાં તાલીમ માટે ગયેલા ૮ શિક્ષકો પાછળ થયેલા રૂા. ૨૪૭-૮-૦ના ખર્ચને મંજુરી. (૧૪) મુંબઈ ઈલાકા પુરોગામી શિક્ષક સંઘ તરફથી 'પર્સોનલ પે' બંધ કરવા અને તેને બદલે બધાને લાભ મળે તેવી યોજના માટે ભલામણ કરવાનો પત્ર રજુ થતાં આ બોર્ડે આવાજ દૃષ્ટિ બિન્દુથી 'પર્સનલ પે' બંધ કરેલો હોવાથી અને તેની રકમ પગારના સામાન્ય રીવીઝન પાછળ ખર્ચવા સરકારને ભલામણ કરેલી હોવાથી સદરહું પત્ર નોંધ લઈ દફતરે. (૧૫) સૂપા તા. બારડોલીની શાળા માટે પરબ બાંધવા લોકોને જોઈતી સર્વે નંબર ૧૨૪ અ. ૧ની જમીનમાંથી ૨ ગુંઠા જમીન રેવન્યુ ફ્રી મેળવવા અને પરબનું મકાન ચોક્કસ શરતોએ કબજે લેવા જી. બોર્ડને ભલામણ. (૧૬) બાજીપરા (પેટા મહાલ વાલોડ)ના અંગ્રેજી વર્ગ માટે કબાટ વગેરે માટે રૂા. ૨૦)નું પુરવણી બજેટથી પ્રોવીઝન કરવા જી. લો. બોર્ડને ભલામણ. (૧૭) બુહારીની નવી બંધાયલી સર પી. ટી. શાળાના મકાનમાં અંગ્રેજી વર્ગ માસિક રૂા. ૨)ના ભાડાથી તા. ૧-૮-૪૦થી બેસાડવાની પરવાનગી. (૧૮-૧૯) અ. ઓ.સા.ની જુનની તથા ચેરમેન

વધારવા માટે ઉદવાડા, વાપી ઈલેકટ્રીક સપ્લાઈ કંપનીને મંજુરી આપવામાં આવી (૧૩). મોરાઈ (તા. પારડી) ગામની નિશાળના મકાન અંગેની જમીન બોર્ડને નામે ચઢાવી આપ્યા બાદ મકાનને ન દાવા કબુલત લખાવી લઈ બોર્ડના ચાર્જમાં લેવા સ્કુલ બોર્ડની ભલામણ મંજુર. (૧૪) પારડી તાલુકાના કુન્તેશ્વર મહાદેવ રસ્તો, તથા પારડી બગવાડા જોઈન્ટ રસ્તાને ગામ મદદ નહિ મળવાથી બોર્ડના ફંડમાંથી મેઈન્ટેઈન કરવા મંજુરી. (૧૫) ધધાદારી વેરો નાંખવા બોર્ડ તરફથી કમીટી નીમવામાં આવેલી તેનો રીપોર્ટ આવતી મીટીંગ પર મુલતવી રાખવામાં આવ્યો. (૧૬) નાના વરાછા (ચોર્યાસી) ગામે પોલીસ લાઈન્સનું જુનું મકાન બીસ્માર હાલતમાં છે તે યોગ્ય તપાસ કરી તોડી પડાવી તેની જમીન તથા બીજી જમીન નીશાળના છોકરાંઓની રમતગમત માટે રેવન્યુ ફ્રી ગ્રાન્ટથી માંગવામાં આવી. (૧૭) ચીખલી તાલુકાનો પટાવાળો મનજી દેવજી ગુજરી જવાથી તેની છ મહીનાના પગાર જેટલી ગ્રેચ્યુઈટી મંજુર કરવામાં આવી. (૧૮) ઉદવાડા મેઇનરોડ ઉપર હ્યુમ પાઈપ ડ્રેઈન બાંધવા રૂા. ૪૭૦)નું એસ્ટીમેટ મંજુર કરવામાં આવ્યું (૧૯) ગયે સાલ જીલ્લામાં સરકારી ગ્રાન્ટના કુવાનાં કામો હાથ પર લેવામાં આવેલાં તે પૈકી અધુરાં કામો ઉપર ગ્રાન્ટ આપવા મે. કલેકટર સાહેબને ફરીથી લખવા ઠરાવ કરવામાં આવ્યો. (૨૦) શાળાઓમાં ભણતાં બાળકોના રમતગમત માટે જમીન ભાડાથી લેવા સ્કુલબોર્ડ કબુલ નથી તે ઠરાવને બહાલી આપવામાં આવી (૨૧) એક સમૂહમાં તેમજ છુટક છુટક આવેલા વિસ્તારની એકીક શાળામાં ત્રીજું ધોરણ ઉઘાડવામાં આવેલું હોવાથી વધારાના ૨૦ શિક્ષકોની જગ્યા માટે કામચલાઉ મંજુરી આપવામાં આવી અને એ અંગેનો પૂરેપૂરો ખર્ચ સરકારને ગ્રાંટ તરીકે આપવા વિનંતી કરવા ઠરાવ્યું. (૨૨)જી. લો. બોર્ડના દવાખાના માટે સપ્ટેંબરથી એક વરસ માટે દવાખાના કમીટીઓ નિમવામાં આવી (૨૩) પાલ (ચોર્યાસી) ગામે નિશાળમાં ભણતાં બાળકો માટે રમત ગમત માટે જમીન મેળવવા ઠરાવ્યું (૨૪) ગોડધા (માંડવી) ગામે સર પુરસોતમદાસની સસ્તા મકાનોની યોજનાથી બાંધવામાં આવનારી સ્કુલને બોર્ડના ચાર્જમાં લેવા અને જમીન રેવન્યુ ફ્રી કરાવવા ઠરાવ કરવામાં આવ્યો. (૨૫) જીલ્લામાં ચાલતા આયુર્વેદિક અને યુનાની દવાખાના માટે ગ્રામ કમીટીઓ નિમવામાં આવી. (૨૬) અમરોલી આયુર્વેદિક દવાખાનાના વૈદ પાસે જીલ્લામાં વ્હેંચવા લાવની ટીકડીઓ બનાવવા માટે રૂા. ૨૦૦)નું એડવાન્સ મંજુર કરવામાં આવ્યું. (૨૭) ચોર્યાસી તાલુકાના કતારગામના લોકલ બોર્ડ તળાવની જમીન હળપતીઓને છાપરાં બાંધવા નામનું ભાડું લઈ સાત વરસ માટે ભાડે આપવા ઠરાવ્યું. (૨૮) દારૂ બંધી અંગે બોર્ડ નીચે પ્રમાણે ઠરાવ કર્યો:—"મહાસભાવાદી સરકારે તેના અમલ દરમ્યાન મુંબઈ, અમદાવાદ, બારડોલી અને બીજા સ્થળોમાં ધારાસભાની મંજૂરીથી દારૂબંધી દાખલ કરી હતી. પરંતુ અત્યારની સરકારે એ બંધીની નીતિ અને હેતુના મૂળમાં ઘા પડે તેવાં પગલાં ભર્યાં છે. તે તરફ આ બોર્ડ પોતાનો સખત વિરોધ જાહેર કરે છે. દુર્ભાગ્યે છાકટાપણાના દુષ્પરિણામોનો અને પાયમાલીનો આ જીલ્લાને ઠીક ઠીક અનુભવ થયેલો છે અને ખાસ કરીને દારૂ તાડીના વ્યસનમાં ફસાયલી એની પછાત કોમો આ વ્યસનની ચૂડમાંથી છુટવા માટે પોત-પોતાના તાલુકાને પણ સત્વર દારૂબંધી લાગુ પાડવાની માગણી કરી રહી હતી તેવે વખતે સરકારે અખત્યાર કરેલી આ પ્રત્યાઘાતી નીતિથી તેમને અને આ બોર્ડને ઘણો આઘાત થયો છે અને તેથી બોર્ડ ના. સરકારને આગ્રહપૂર્વક વિનતી કરે છે કે તેણે દારૂબંધીનો ચૂસ્તપણે અમલ કરવામાં જે કાંઈ કાયદેસરની મુશ્કેલી હાઈકોર્ટના ચૂકાદાને લીધે નડતી હોય તે દૂર કરવા ઘટતાં પગલાં લેવાં અને ધારાસભાએ મંજૂર કરેલી દારૂબંધીની નીતિ નિષ્ઠાપૂર્વક ચાલુ રાખવી"

અને જ્ઞાનનો લાભ આપવા જીલ્લાબોર્ડના પ્રમુખ શ્રી. દુર્લભજી દેસાઈને તથા સુરત જિલ્લાના ડે. એ. ઈ સાહેબ શ્રી ભટ્ટને તેમના સ્ટાફ સાથે મદદ કરવા અમે વિનંતિ કરી હતી. શ્રી. દુર્લભજીભાઈ, શ્રી ભટ્ટ અને બધાજ આસિ. ડે. સાહેબોએ સમિતિની બેઠક વખતે હાજર રહીને તેમજ તે પછી જે નિર્ણયો લાંબી ચર્ચાને અંતે લગભગ સર્વાનુમતે કરવામાં આવ્યા તે મુજબ આખા જિલ્લાની શાળાઓની ગોઠવણી કરવાના કામમાં પણ જે તે બીટના આસિ. ડેપ્યુટિઓએ બોર્ડના એ. ઓ.ને મદદ કરી છે તે માટે એ બધા ભાઈઓના તથા કન્યાશાળાના આ. ડે. એ ઇન્સ્પેક્ટ્રેસ કુમારી દેવીબ્હેનના અમે આભારી છીએ. પેટા સમિતિએ જે નિર્ણયો કર્યા છે તે સંગીન શિક્ષણની દૃષ્ટિએ યોગ્ય છે, અથવા તો કાયમને માટે તે ગ્રાહ્ય છે એમ સમિતિ માનતી નથી. ફક્ત આપદ્ ધર્મ તરીકે અને હૃદયના ખટકા સાથે તેને આવી ભલામણો હાલ તરત અંધાધૂંધીને બને તેટલી હળવી કરવા અને જે ત્રુટીઓ આવી પડી છે તે બધી શાળાઓ વહેંચાતી ભોગવે એ દૃષ્ટિએજ કરવી પડી છે. અમુક શાળાઓને પૂરતા શિક્ષકો મળે અને અમુક શાળાને છેક ઓછા મળે, અમુક ગામોને છોકરા છોકરીઓની પૂરાં ધોરણોની અને કેટલાક દાખલામાં બીજાં ગામોને ફરિયાદ કરવાનું કારણ મળે એવી જરા વધારે પડતી અને નજીક નજીકની શાળાઓ તથા બીજી અનુકૂળતાઓનો લાભ મળે અને કેટલાંક ગામોને ૪-૫ માઇલ કાપ્યા સિવાય પૂરાં ધોરણની શાળા નહિ મળે તેવી વિસંગતતા ટાળવાનો શક્ય તેટલો પ્રયત્ન પેટાસમિતિએ આ ભલામણો કરતી વેળા કર્યો છે. જે ભલામણો કરવામાં આવી છે તે હવે પછી સ્કૂલ બોર્ડમાં રજુ કરવામાં આવશે અને અને તે પછી તેનો અમલ થશે. દરમિયાન આ ભલામણો સંબંધમાં ઉપલાં દૃષ્ટિબિન્દુ ધ્યાનમાં રાખી રચનાત્મક સૂચનાઓ આવકારદાયક ગણવામાં આવશે.

## સમિતિની ભલામણો.

શિક્ષકોની તંગીને અને ઉપલાં ધોરણોની માગણીને હલ તરત પહોંચી વળવા માટે અને બધાં ગામો વચ્ચે લાભાલાભનું પ્રમાણ બને તેટલું જાળવી શકાય તે દૃષ્ટિ ધ્યાનમાં રાખી જિલ્લાની શાળાઓ માટે નીચેની ભલામણો કરવામાં આવે છેઃ—

(૧) જે કન્યાશાળાવાળાં ગામોમાં શિક્ષક બચાવી શકાય એમ હોય ત્યાં ત્રણ ધોરણ સુધીનાં ધોરણો મિશ્ર-એટલે છોકરા છોકરીનાં ભેગાં-રાખવાં.

(૨) જે કન્યાશાળાઓમાં ચોથાથી સાતમા ધોરણ સુધીની વિદ્યાર્થીનીઓની સરાસરી હાજરી ૨૦ કરતાં ઓછી હોય તેવી કન્યાશાળા આવતા વર્ષથી બંધ કરવી એટલે કે તેનાં ઉપલાં ધોરણો પણ છોકરાની શાળા સાથે જોડી દેવાં

(૩) બાળવર્ગમાં નવાં નામો ચાલુ વરસે તા. ૩૦-૯-૪૦ સુધી, અને આવતા વર્ષથી ૩૧મી જુલાઇ સુધીમાંજ દાખલ કરવાં.

(૪) જે શાળામાં ૭૫ સંખ્યા અને સરાસરી હાજરી ૬૦ હોય ત્યાં બે શિક્ષકો રાખવા પરંતુ આ નિયમ સામાન્ય રીતે ફર્સ્ટ ગ્રેડ શાળાને લાગુ પાડવો નહિ.

(૫) ફર્સ્ટ ગ્રેડ શાળામાં ૧૨૦ સંખ્યા અને ૯૦ હાજરી હોય ત્યાં ત્રણ શિક્ષકો રાખવા.

---

સમિતિ નિમવામાં આવે છે.

સદરહુ સમિતિએ કેળવણી ખાતાના અમલદારો પાસેથી વિગતો મેળવી પોતાનો રિપોર્ટ ત્રણ માસમાં બોર્ડ સમક્ષ મૂકવો. અને સદહુ રિપોર્ટ આવે ત્યાં સુધી સદહુ કામ મુલતવી રાખવામાં આવે છે.

૧ ચેરમેન સાહેબ. ૨ વાઈસ ચેરમેન સાહેબ. ૩ શ્રી. ઈશ્વરલાલ નાગરજી. ૪ શ્રી. બાલુભાઈ કાળીદાસ. ૫ શ્રી. નુરમિયાં હુસેનમિંયા. ૬ ડૉ. કલ્યાણરાય મહેતા. ૭ શ્રી. લલ્લુભાઇ હરિભાઇ પટેલ.

(૬) એક માઈલની અંદર આવતી એક કરતા વધુ એક જાતની ફર્સ્ટગ્રેડ શાળા તેના ગુણદોષ જોઈ શકય લાગે ત્યા બંધ કરવી

(૭) સામાન્ય રીતે એક ફર્સ્ટગ્રેડ શાળાથી બે માઈલના અંતરમા આવતી કોઈ સેકન્ડ ગ્રેડ શાળામા ૬ઠ્ઠું તથા ૭મુ ધોરણુ ઉઘાડવુ નહિ

(૮) મુખ્ય શાળા તાબેના જે વર્ગમા સરાસરી હાજરી ૨૦ કરતા ઓછી હોય તેવા વર્ગ બંધ કરવા

(૯) શિક્ષણની સંગીનતા માટે પ્રવાસી શિક્ષકની પ્રથા હવેથી બંધ કરવી અને ૨૦થી ઓછી હાજરી નહિ હોય તેવી શાળા માટે સ્થાયી શિક્ષક આપવો

ઉપલી તપાસણીના પરિણામ નીચે જણાવ્યા મુજબ આવે છે —

## ૭૫ સંખ્યા અને ૬૦ થી ઓછી હાજરીને લીધે ૧ શિક્ષક કમી થવાને લાયક શાળાઓ

**પારડી તાલુકો**

(૧) ડુંગરી એરવાડ *(૬૭ ?) (૨) ગોઇમા (૭૫-૩૬ ૬) (૩) કોપરલી (૭ -૪૬ ૫), (૪) પારડી ઉર્દૂ (૬૭ ૪૫ ૪) (૫) મનવંત કોલીવાડ (૬૩-૩૬ ૨), (૬) સુખનાથ (૭૦-૩૭ ૯) (૭) ભદેલી પ્રાય (૬૦-૩૧ ૬), (૮) ધોનાઇ (૫૦-૩૧ ૪) (૯) દદોગ (૬૬-૪૬૧ (૧૦) ભદેલી જગાલાના (૬૩-૩૭ ૫), (૧૧) દાતી (૭૫-૪૪) (૧૨) કાજણ ખુંડેડ (૭૦ ૩૩ ૭), (૧૩) કકવાડી (૬૬-૪૧ ૨) (૧૪) નગો ડુંગરી (૮૩-૫૩ ૫), (૧૫) મેહ (૬૫ ૪૬ ૫) (૧૬) પીસ (૭૯-૭ ૫૫ ૫), (૧૭) પરડી પારનેરા (૭૪-૩૫ ૧), (૧૮) સેગવી (૭૫-૫૨ ૪) (૧૯) સોનવાડા (૬૮-૪૨.૪)

**ચીખલી તાલુકો**

(૧) પીપલગભાણ (૭૭ ૫૦ ૪) (૨) મજીગામ (૮૩-૫૦ ૬) (૩) હોંડ (૭૧-૪૫ ૦), (૪) મનવાડા (૬૫-૪૬ ૬) (૫) ઘેજ (૫૭-૩૪ ૨) (૬) આલીપોર (૮૬-૫૫ ૮) (૭) રાનવેરી કલ્લા (૬૮-૪૫ ૬), (૮) ખોડવાક (૬૦-૩૭ ૬), (૯) પીપલખેડ (૬૫-૩૮ ૮), (૧૦) આલીપોર ગુજરાતી (૬૮ ૪૧ ૬) (૧૧) ગામણુવેલ (૭૨-૪૯), (૧૨) વકાલ (૬૬ ૪૭ ૧) (૧૩) ઘેકટી (૭૧-૪૮ ૫), (૧૪) સાદકપુર (૭૧-૪૫ ૧), (૧૫) ચીખલી ઉર્દૂ (૫૭-૩૫ ૩), (૧૬) થાના ઉર્દૂ (૫૫-૩૬ ૬) (૧૭) હરણગામ ઉર્દૂ (૭૦-૪૫ ૬),

**જલાલપોર તાલુકો**

(૧) મ્મીસપોર (૬૮-૪૮ ૬) (૨) કોના (૬૪-૪૩ ૨), (૩) કરોડ (૭૦-૫૧ ૨) (૪) મોનપરા (૫૭-૪૨ ૭), (૫) પારડી ૭૭-૫૯ ૨), (૬) સલ્વાવ (૬૯-૫૯ ૬), (૭) ટોળી (૬૩-૪૮ ૬) (૮) એરગામ ઉર્દૂ ૫૫- ૬) (૯) અડદા (૬૮-૫૩ ૯), (૧૦) જૂનાથાણા (૬૮-૪૫ ૨) (૧૧) કોલવા (૭૪-૪૮ ૮)

**માંડવી તાલુકો**

(૧) અમલસાડી (૫૮-૪૩ ૪), (૨) ઘટોલી (૬૮-૩૬ ૬), (૩) કરંજ (૫૪૮-૩૭ ) (૪) માંડવી ઉર્દૂ (૬૧-૪૫ ૧), (૫) પુના (૬૪-૪૨ ૨) (૬) તરસાડી (૭૬-૪૮ ૮) (૭) વરેલી ઉર્દૂ (૫૭-૪૨ ૬)

**વાલોડ મહાલ** (૧) બેડકુવા (૬૧-૪૫ ૨)

* પહેલો આંકડો વિદ્યાર્થી સંખ્યાનો અને બીજો હાજરીનો છે

**બારડોલી તાલુકો**

(૧) અસ્તુ (૬૭-૪૬.૪), (૨) દેલવાડા (૬૫-૪૨.૫) (૩) રૂવા (૬૧-૪૭.૫), (૪) નીણત (૬૫-૪૬.૪), (૫) સેજવાડ (૫૧-૩૯.૩), (૬) સીંગોદ (૬૬-૪૩.૯), (૭) ઓરગામ (૬૦-૪૧.૬), (૮) ઉવા ૬૩-૫૫.૫), (૯) વડવાણીઆ (૭૫-૫૩.૫), (૧૦) વાંસનેર ઉર્દુ (૬૩-૪૬ ૫).

**ચોર્યાસી તાલુકો**

(૧) અડવા (૬૭-૪૯.૧), (૨) છાપરાભાઠા (૬૪-૫૨.૭), (૩) દેલવાડા (૫૬-૪૧), (૪) ખજોદ (૭૧-૪૯.૬), (૫) સીંગણપોર (૬૮-૪૯.૭), (૬) ઉંબેર (૭૬-૫૦.૫), (૭) બાટલાઇ (૬૬-૩૮.૮) (૮) ભેસાણ (૭૩-૪૪. ).

**ઓરપાડ તાલુકો**

(૧) આડમોર લવાછા (૬૦-૪૧), (૨) ભાંડુત ૬૯-૪૬.૯), (૩) એરથાણ (૬૫-૪૭.૫) (૪) કુદીઆણા (૬૨-૪૨), (૫) સરોલી (૬૮-૫૦.૮), તળાદ (૫૫-૩૪.૬), (૭) તેનાની રાંગ (૭૫-૫૩.૮).

## સંખ્યા હાજરી વધે નહી તો શિક્ષક ઘટાડવા યોગ્ય શાળાઓ

**પારડી તાલુકો**

(૧) બ્રાહ્મણ કરવડ (૯૫-૫૫.૩), (૨) પલસાણા મુખ્ય (૧૨૫ ૭૪.૪), (૩) પારડી તાલુકા સ્કૂલ (૪૩૪-૨૫૫.૫), (૪) પારડી કન્યા (૩૦૫-૧૯૨.૭), (૫) રેંટલાવ (૨૦૭-૧૨૩) (૬) સોનવાડા (૧૧૨-૭૯ ૨), (૭) ડુંગવાડા (૧૧૩-૮૦.૩), (૮) ઉમરસાડી મુખ્ય (૧૩૭-૭૬.૩), (૯) ઉદવાડા (૧૨૪-૭૯.૪), (૧૦) વટાર (૨૦૩-૧૩૨.૭). (૧૧) વાપી મુખ્ય (૩૩૭-૨૧૩.૭).

**વલસાડ તાલુકો**

(૧) ભગોદ (૯૩-૫૧) (૨) ભાગડા ખુર્દ (૧૧૨-૯૩), (૩) ભાગલ (૧૦૨-૭૩.૭), (૪) છરવાડા (૧૧૫ ૭૭.૧), (૫) ધરાસણા (૧૬૨-૧૦૦.૧) (૬) ગોરગામ (૧૦૫-૭૨.૫), (૭) હરિયા (૧૦૪-૭૧.૭) (૮) કલવાડા (૧૦૭-૬૨.૮), (૯) મગોદ (૧૨૫-૮૦). (૧૦) મોગરાવાડી (૧૧૮-૭૭) (૧૧) તીથલ (૧૦૭-૬૯.૬), (૧૨) ઊંડાચ લુહાર ફળીઆ (૧૬૫-૭૭.૭), (૧૩) વલસાડ પારડી (૧૨૭-૭૯.૨), (૧૪) વાઘરેચ (૧૨૧-૭૮.૫), (૧૫) વલસાડ મુખ્ય (૪૦૦-૨૫૪.૬), (૧૬) વલસાડ બ્રાંચ કન્યા (૨૦૫-૧૩૧.૧), (૧૭) વલસાડ ઉર્દુ મુખ્ય (૯૭-૬૮.૫).

**ચીખલી તાલુકો**

(૧) રાનકુવા (૧૫૫-૧૦૧.૧), (૨) તલાવચોરા (૧૭૪-૯૯ ૯), (૩) ખાપરીયા (૧૦૩-૬૫ ૨), (૪) ટાંકલ (૧૧૦-૭૫.૨), (૫) વાંઝણા (૧૦૬-૫૮. ), (૬) કાંગવઇ ઉર્દુ (૫૭-૪૦.૯), (૭) જોગવાડ ઉર્દુ (૬૪-૫૧.૩)

**જલાલપોર તાલુકો**

(૧) આથામા મુખ્ય (૨૪૫-૧૬૯.૯), (૨) અંબાડા (૧૦૯-૬૯.૨), (૩) સરીસ્ટેશન મુખ્ય (૨૧૪-૧૪૭.૨), (૪) અચેલી (૧૨૪-૮૫.૨), (૫) ડાંભેર (૧૫૫-૧૧૨.૭), (૬) દાંડી (૧૯૬-૧૧૪), (૭) એરૂ (૨૦૦-૧૪૨ ૪). (૮) કલમઠા (૧૨૩-૮૧.૭) (૯) કલથાણ (૧૦૨-૮૦;૫), (૧૦) મોગાર (૧૧૩-૭૭.૨), (૧૧) મુનસાડ (૧૭૧-૧૦૨.૮), (૧૨) નાગધરા (૧૦૭ ૭૮.૬), (૧૩) કુંભાર ફળીઆ (૧૧૯-૯૧.૩), (૧૪) ઓંઝર (૧૨૫-૮૪.૧), (૧૫) સરીબુઝરગ (૧૬૬-૬૨.૮), (૧૬) અષ્ટગામ (૧૫- ! ), (૧૭) ધરઢાપોર (૧૦૫-૭૭.૨), (૧૮) ખડસુપા મુખ્ય (૧૦૬-૭૦,૪), (૧૯) સાતેજ (૧૧૯-૬૮.૭).

**માંડવી તાલુકો**

(૧) અહુધાન ઉર્દુ (૭૩-૫૮.૨), (૨) માંડવી મુખ્ય (૨૩૨-૧૪૦.૭).

**બારડોલી તાલુકો**

(૧) અકોટી (૧૧૫-૮૬-૪), (૨) અંભેટી (૯૬-૬૮ ૩), (૩) કડોદ (૨૮૧-૧૭૮), (૪) કડોદ કન્યા (૨૫૭-૧૭૨ ૪). (૫) ખોજ પારડી (૧૩૩-૭૨ ૬), (૬) લાખણપોર (૯૫-૭૪.૯), (૭) મત્રેકપોર (૧૦૭-૭૮.૧), (૮) તરભોણું (૧૦૮-૯૦.૬). (૯) સુપા (૧૪૫- ? )? (૧૦) વાંકાનેર કન્યા (૧૦૩-૮૧.૯), (૧૧) વરાડ મુખ્ય (૧૮૭ ૧૦૨.૮), (૧૨) વરાડ કન્યા (૧૨૩-૮૮ ૭).

**ચોર્યાસી તાલુકો**

(૧) આભવા (૧૦૦-૬૧ ૮), (૨) અગરેલી (૧૦૧-૫૦.૫), (૩) ભાઠા મુખ્ય (૯૮-૬૨ ૮), (૪) ભાટપોર (૧૦૦-૭૯ ૪), (૫) ભેસ્તાન (૯૯-૬૨ ૨), (૬) ડીંડોલી (૧૧૦-૭૩-૫), (૭) કતારગામ કન્યા (૧૫૨-૧૦૪.૧). (૮) ખજ્વાસા (૧૦૩-૬૭ ૬), (૯) મોટાવરાછા મુખ્ય (૧૫૯-૧૦૭.૫), (૧૦) પાલ (૧૭૬-૧૧૨ ૧), (૧૧) વાંઝ (૧૦૧-૬૧.૯), (૧૨) મોટીવેડ (૧૧૪-૮૭), (૧૩) વેસુ (૯૪-૭૧ ૭), (૧૪) કપલેથા ઉર્દુ (૧૦૩-૭૧.૭), (૧૫) ખુડીઆ (૬૧-૪૯ ૯), (૧૬) દામકા (૧૬૫-૧૦૮.૪), (૧૭) કઠોલી ઉર્દુ (૭૬-૫૨ ૧). (૧૮) ઓકવેરા ઉર્દુ (૭૪-૫૩ ૫).

**ઓરપાડ તાલુકો**

(૧) અરુઠાણ (૭૮-૪૫), (૨) અંભેટા (૧૧૦-૮૦ ૭) (૩) આણીતા (૬૭-૪૮.૯), (૪) બરબોધન (૧૧૧-૮૩ ૪), (૫) દીહેણ (૧૦૦-૬૨.૪), (૬) ગોથાણ મુખ્ય (૯૭-૬૬), (૭) કરમલા (૭૭-૪૯ ૪), (૮) કરંજ (૨૦૪-૧૯૫), (૯) કીમ (૧૧૮-૭૪ ૧). (૧૦) ઓરપાડ કન્યા (૧૧૩-૬૦), (૧૧) પરીઆ (૧૦૬-૬૨.૮), (૧૨) પીંજરત (૧૧૧-૬૮.૧).

**<u>૨૦ થી ઓછી હાજરીને લીધે બંધ થવા યોગ્ય શાળાઓ અને વર્ગો</u>**

**પારડી તાલુકો**

(૧) ચીભડ કચ્છ (૩૯-૧૮ ૬), (૨) ચીવલ (૩૩-૧૫.૬), (૩) મોરાઇ (૩૬-૨૧.૪), (૪) પરવાસા (૪૫-૨૦), (૫) તીઘરા વર્ગ (૩૦-૧૪ ૮), (૬) સલવાવ (૪૧-૧૯.૧) (૭), સરોંધી (૩૬-૨૦.૯), (૮) કુંતા ક્લાસ (૩૧-૧૬.૮), (૯) ચણોદ ક્લાસ, (૩૩-૧૮.૫)

**વલસાડ તાલુકો**

(૧૦) ભદેલી નવાપુરા, (૩૫-૧૯.૭), જુજવા (૩૯-૧૫ ૩), (૧૨) વાઘલધરા (૩૬-૨૨.૧).

**ચીખલી તાલુકો** (૧૩) ચરી ક્લાસ (૩૪-૨૧).

**જલાલપોર તાલુકો** (૧૪) એથાણ ક્લાસ (૧૮-૧૪.૮) (૧૫) ડભલાઇ ક્લાસ (૨૪-૧૫ ૭)

**માંડવી તાલુકો**

(૧૬) આમા ક્લાસ (૪૦-૨૧.૭), (૧૭) ગવાછી ક્લાસ (૩૨-૧૭ ૩), (૧૮) કોસાડી (૩૮-૨૦.૪), (૧૯) અત્રોલી ક્લાસ (૪૦-૧૮ ૮), (૨૦) જામણકુવા ક્લાસ (૩૪-૧૫.૯).

**વાલોડ મહાલ**

(૨૧) કણજોડ ક્લાસ (૩૧-૨૨.૪). (૨૨) નવાફળીઆ ક્લાસ (૩૦-૧૮-૮).

**બારડોલી તાલુકો**

(૨૩) સમથાણ ક્લાસ (૩૫-૨૧.૭), (૨૪) કંટાળી ક્લાસ (૩૦-૧૫.૪), (૨૫) રામપુરા ક્લાસ (૩૩-૨૦.૩), (૨૬) છીત્રા ક્લાસ ૩૩-૨૨.૬).

**ચોર્યાસી તાલુકો**

(૨૭) ભીમરાડ કલાસ (૩૩-૨૦.૭), (૨૮) પરવટ (૩૧-૧૯.૯), (૨૯) ડીંગરવા (૨૫-૨૦.૩) (૩૦) જુનાગામ કલાસ (૨૯-૧૨.૪), (૩૧) સામરોદ કલાસ (૨૬-૨૦.૬).

**ઓરપાડ તાલુકો**

(૩૨) સેલૂત કલાસ (૩૧-૨૧.), (૩૩) ઇસનપોર કલાસ (૩૬-૧૮.૫) (૩૪) છીણોદ કલાસ (૪૨-૨૦.૨), (૩૫) દાંડી કલાસ (૩૮-૧૮.૪), (૩૬) સેગવા કલાસ (૩૩-૧૮.)

**કન્યાશાળાનાં નીચલાં ધોરણો મુખ્યશાળા સાથે જોડીને એક શિક્ષક બચાવવા યોગ્ય.**

**પારડી તાલુકો**

(૧) પરીઆ કન્યાશાળા (૧૧૬-૬૨.૭), (૨) ઉમરસાડી કન્યાશાળા (૮૬-૫૨.૩).

**વલસાડ તાલુકો**

(૩) અબ્રામા કન્યાશાળા (૭૬-૩૫,૨), (૪) ડોસંખા કન્યાશાળા ૧૦૮-૭૩), (૫) ભદેલી કન્યાશાળા (૫૦-૨૬), (૬) ઉંટડી કન્યાશાળા (૧૦૮-૭૫.૭), (૭) વલસાડ ઉર્દૂ કન્યા (૭૫-૩૪.૧).

**ચીખલી તાલુકો**

(૮) એંધળ કન્યાશાળા (૬૩-૩૮ ૯), (૯) ગણદેવા કન્યાશાળા (૧૦૧-૬૧.૬), (૧૦) ખેરગામ કન્યાશાળા (૮૬ ૬૧.૬)

**જલાલપોર તાલુકો**

(૧૧) અમલસાડ કન્યાશાળા (૮૭-૩૫.૯), (૧૨) બારાઇ ઉર્દૂ (૮૭-૫૨.૮), (૧૩) કછોલી કન્યાશાળા (૧૧૮-૭૧.૮), (૧૪) કાલીઆવાડી કન્યાશાળા (૬૪-૫૧ ૨), (૧૫) ખરસાડ કન્યાશાળા (૯૨-૫૫.૭), (૧૬) મંદિર કન્યાશાળા (૬૪-૩૬.૧), (૧૭) સિસોદ્રા કન્યાશાળા (૯૯-૬૬.૧), (૧૮) ખડસુપા કન્યાશાળા (૭૧-૫૪ ૭).

**માંડવી તાલુકો:** (૧૯) બાજુધાન કન્યાશાળા (૧૧૯-૮૬.૩)

**બારડોલી તાલુકો** (૨૦) અંભેટી કન્યાશાળા (૮૧-૫૫ ૮), (૨૧) મોતા કન્યાશાળા (૧૧૪-૮૧.૫), (૨૨) પુણી કન્યાશાળા (૮૩- ? ).

**ચોર્યાસી તાલુકો** ,૨૩) ભાઠા કન્યાશાળા (૬૯-૪૩.૫), (૨૪) મોટા વરાછા કન્યા (૪૪-૩૬.૩).

**ઓરપાડ તાલુકો** (૨૫) ગોથાણ કન્યાશાળા (૫૭-૨૫,૨)

**૨૦ થી ઓછી હાજરીને કારણે આવતે વર્ષે બંધ થવા યોગ્ય કન્યાશાળાઓ.**

**પારડી તાલુકો**

(૧) પલસાણા કન્યાશાળા (૨૩- ? ), (૨) વાઘછીપા કન્યાશાળા (૩૫-૧૯.૫).

**ચીખલી તાલુકો**

(૩) એંધલ કન્યાશાળા (ધો. ૪ થી ૭ સુધી સંખ્યા ૧૯)

**ઓરપાડ તાલુકો:**—(૪) ગોથાણ કન્યાશાળા.

**એક માઇલ અંદરની ફર્સ્ટ ગ્રેડ શાળાઓ**

(૧) પુણી અને લાખણપોર, (બારડોલી તાલુકો) (૨) સુલતાનપોર અને કલથાણ, (૩) સાવેજ અને ઇન્છાપોર, (૪) અમલસાડ અને સરીસ્ટેશન. (જલાલપોર તાલુકો)

**કલ્યાણજી વિ. મહેતા.**
પ્રમુખ, પુનર્ઘટના સમિતિ.

# તા. ૧૧ મી અને ૧૨ મી મે સને ૧૯૪૦ના રોજ સુરતમાં મળેલી ગુજરાત વિભાગની પરિષદે પસાર કરેલા ઠરાવો.

૧. આ વિભાગના સ્થાનિક સ્વરાજ્યના ક્ષેત્રમાં કામ કરતા નીચેના અગ્રગણ્ય કાર્યકર્તાઓના દીલગીરી ભરેલા અવસાનથી પડેલી ખોટ અને શોકની નોંધ આ પરિષદ ભારે લાગણી સાથે લે છે.

૧. શ્રીયુત બળવંતરાય પ્રમોદરાય ઠાકોર. ૨. શ્રીયુત ભાઈલાલ સારાભાઈ પટેલ. ૩. દિવાન બહાદુર નર્મદાશંકર દેવશંકર મહેતા. ૪. દિવાન બહાદુર મોતીલાલ ત્રીકમલાલ શાહ. ૫. શ્રીયુત હરિભાઈ ઝવેરભાઈ અમીન. ૬. શ્રીયુત નાથુભાઈ ગુલાબભાઈ દેસાઈ.

પ્રમુખ સ્થાનેથી — સર્વાનુમતે મંજુર

૨. સન ૧૯૩૯ની લોકલ સેલ્ફ ગવર્નમેન્ટ કમિટીએ તેમના રિપોર્ટના પેરા ૧૩૧ અને ૧૩૨ માં પુખ્ત મતાધિકાર સંબંધી કરેલી ભલામણુ સાથે આ પરિષદ સંમત થાય છે અને તે ભલામણુને અમલમાં મુકવા જલ્દી પગલાં લેવા સરકારને આગ્રહ કરે છે.

પ્રમુખ સ્થાનેથી — સર્વાનુમતે મંજુર

૩. આ પરિષદ એવો અભિપ્રાય ધરાવે છે કે જે સભાસદો મ્યુનિસિપાલિટીનું લેણું જે વર્ષમાં કર ભરવાનો હોય તે વર્ષ દરમ્યાન ભરે નહિ, તો તેમને નોટીસ આપવાની જરૂરીઆત સિવાય આપો આપ ડીસક્વોલીફાય કરી તેમની જગ્યા ખાલી કરાવવી જોઈએ. પરંતુ બીજી બાબતનું લેણું હોય તો તેમને લેણા સબંધીની ખબર આપ્યા બાદ ત્રણ માસ પછી ડીસક્વોલીફીકેશનનો અમલ થવો જોઈએ. આ પરિષદ એક્ટની કલમો તે પ્રમાણે સુધારવાને સરકારને વિનંતી કરે છે.

દરખાસ્ત મુકનારઃ—શ્રી. જી. ટી. સરૈયા, સભ્ય, સુરત મ્યુનિસિપાલીટી,

ટેકો આપનારઃ—શ્રી. એમ. સી. દિવાન, ચેરમેન સ્ટે. કમિટી, સુરત મ્યુ.

સર્વાનુમતે મંજુર

૪. મત આપવાની પધ્ધતિ વહેંચણીની (Distributive) રહેશે અને જ્યાં લાગતી વળગતી સંસ્થાનિક સંસ્થા ઠરાવશે ત્યાં દરેક માણસને જેટલા મત આપવાનો હક છે તેટલા મત તે આપશે એવી "કાજે કમિટી"ની ભલામણુને આ પરિષદ સર્વાંશે સ્વીકારે છે.

આ પરિષદ વધુમાં એવો અભિપ્રાય ધરાવે છે કે આ ભલામણુનો અમલ કરવા સરકારે જલ્દી પગલાં લેવાં જોઈએ.

પ્રમુખ સ્થાનેથી — વધુ મતે મંજુર (એક જ વિરૂધ્ધ મત)

૫. "કાજે કમિટી"ની ભલામણુ પ્રમાણે જાહેર ઉપયોગનાં સાધનોની સંસ્થાઓ Utility Concerns પોતાના હસ્તક લેવા સ્થાનિક સંસ્થાઓને ઉત્તેજન આપવા આ પરિષદ સરકારને આગ્રહ કરે છે.

દરખાસ્ત મુકનારઃ—શ્રી. સારાભાઈ છોટાલાલ કાશીપારેખ, સભ્ય અમદાવાદ મ્યુ.
ટેકો આપનારઃ—શ્રી એસ. વી. વોરા, સભ્ય, સુરત મ્યુ.

સર્વાનુમતે મંજુર

૬. ઈન્ડીઅન ટેક્સેશન ઈન્કવાયરી કમિટી અને સને ૧૯૩૯ની મોમ્બે લોકલ સેલ્ફ ગવર્નમેન્ટ કમિટી બન્નેએ ભલામણ કર્યા મુજબ સરકારે એન્ટરટેઇન્મેન્ટ અને બેટીંગ ટેક્સ પુરેપુરો સ્થાનિક સંસ્થાઓને સુપરત કરવો જોઇએ એવો આ પરિષદનો અભિપ્રાય છે.

પ્રમુખ સ્થાનેથી સર્વાનુમતે મંજુર

૭. આ પરિષદનો એવો અભિપ્રાય છે કે વીજળીક બળના વપરાશ ઉપરની ડયુટી ઉપરના સરચાર્જની ચોકખી બચતમાંથી મળતી આવકના પચાસ ટકા સરકારે દરેક સ્થાનિક સંસ્થાને આપવા જોઈએ કારણ કે સ્થાનિક સંસ્થાની આ આવક બાબતની માંગણી પણ કમિટીએ યોગ્ય ગણી છે.

પ્રમુખ સ્થાનેથી સર્વાનુમતે મંજુર

૮. મારકેટ અંગેની આવક ફાર્મીંગઆઉટ સીસ્ટમથી ડીસ્ટ્રીક્ટ અને બરો મ્યુનિસિપાલીટી વસુલ કરી શકે એ આશયથી કાયદો સુધારવાનું હાથ ધરવા આ પરિષદ સરકારને ભલામણ કરે છે.

દરખાસ્ત મુકનારઃ—શ્રી. હીરાલાલ વ. દેશાઈ, પ્રેસીડેન્ટ મોડાસા મ્યુ.
ટેકો આપનારઃ—મીસીસ પીરોજબાનુ જી. સોરાબજી મહેતા, સભ્ય, ગોધરા મ્યુ.

સર્વાનુમતે મંજુર

૯. બોમ્બે ડીસ્ટ્રીક્ટ મ્યુનિસિપલ એક્ટ અને બોમ્બે મ્યુનિસિપલ બરોઝ એક્ટના પ્રકરણ ૮ની તમામ કલમો દિવાની દાવાના ઉપાય સહીતની ટોલ, ટર્મીનલ ટેક્સ ઓક્ટ્રોયની રકમ વસુલ કરવામાં લાગુ પાડી શકાય તે પ્રમાણેનો એક્ટમાં સુધારો કરવાની પરિષદ સરકારને ભલામણ કરે છે.

પ્રમુખ સ્થાનેથી સર્વાનુમતે મંજુર

૧૦. સને ૧૯૦૧ ના બોમ્બે ડીસ્ટ્રીક્ટ મ્યુનિસિપલ એક્ટની કલમ ૧૪૯ તથા ૧૯૨૫ના બોમ્બે મ્યુનિસિપલ બરોઝ એક્ટની કલમ ૧૮૪ માં જણાવ્યા પ્રમાણે ગીચ વસ્તી સંબંધીની સત્તા જે મ્યુનિસિપાલિટીઓમાં હેલ્થ ઓફીસર રાખતા હોય તે મ્યુનિસિપાલિટીઓને ખાસ આપવી જોઇએ એવી આ પરિષદ સરકારને ભલામણ કરે છે.

વળી આ પરિષદ સુચના કરે છે કે ડીસ્ટ્રીક્ટ મ્યુનિસિપાલિટીઓની બાબતમાં નીચેની બાબતોનો સમાવેશ કરવો જોઇએઃ—

૧. ગંદા અને ગીચ લત્તાઓની સફાઇ માટે નિયમિત તપાસ,

૨. આ તપાસના સરકારને મોકલવાના સામાયિક રિપોર્ટ.

૩. અનારોગ્ય મકાનોને બંધ કરાવવાં,

૪. મકાનો તોડી પડાવવાં,

૫ તોડવાના અને બંધ કરવાના હુકમો સામે ખાસ ટ્રીબ્યુનલને અપીલ.

૬. બંધ કરાવવા કે તોડી પાડવા માટે બદલા રૂપે કંઇપણ રકમ આપવા મ્યુનિસિપાલિટીઓને ફરજ પાડવી જોઇએ.

દરખાસ્ત મુકનારઃ—ડૉ. એ. એન. વખારીઆ, વાઇસ પ્રેસીડેન્ટ, અમદાવાદ મ્યુ.

ટેકો.આપનારઃ—શ્રી. સારાભાઇ સી. કાશીપારેખ, સભ્ય, અમદાવાદ મ્યુ.

સર્વાનુમતે મંજુર

૧૧. આ પરિષદ એવો અભિપ્રાય ધરાવે છે કે ગંદા અને ગીચ લત્તાઓની સફાઇ અને ગરીબોને વસવાટ આપવાના કામમાં સરકારે મ્યુનિસિપાલિટીઓને ઉદાર ધોરણે મદદ કરવી જોઇએ, ખાસ ઓછા દરે લોન તથા સેનીટરી ગ્રાન્ટ આપવી જોઇએ. તેમજ જ્યાં મળી શકે ત્યાં ગરીબોના મકાનો બાંધવા માટે જમીન મફત અગર નજીવા દરે મ્યુનિસિપાલિટીઓને આપવી જોઇએ અને મકાનોની યોજનામાં ખોટ આવતી હોય તેના ૫૦ ટકા ગ્રાન્ટ તરીકે આપવા જોઇએ.

પ્રમુખ સ્થાનેથી સર્વાનુમતે મંજુર

૧૨. આ પરિષદ એવો અભિપ્રાય ધરાવે છે કે જાહેર પ્રજાને મગફ આપવા માટે તથા મ્યુ. એકટના બીજા હેતુઓ પાર પાડવા માટે મ્યુનિસિપલ સિરતારની સબ સૉઇલની માલિકી મ્યુનિસિપાલિટીની હોવી જોઇએ.

પ્રમુખ સ્થાનેથી સર્વાનુમતે મંજુર

૧૩. આ પરિષદ એવો અભિપ્રાય ધરાવે છે કે મ્યુનિસિપલ હદમાંની સરકારી જમીન જે સરકારને જરૂરી ન હોય અને મ્યુનિસિપાલિટીને જાહેર હેતુ ખાતર જરૂરની હોય તે મ્યુનિસિપાલિટીને સુપરત કરવી જોઇએ.

પ્રમુખ સ્થાનેથી સર્વાનુમતે મંજુર

૧૪. આ પરિષદ માનપૂર્વક સરકારને આગ્રહ કરે છે કે લોકલ સેલ્ફ ગવર્નમેન્ટ કમિટીએ તેમના રિપોર્ટના પેરા ૧૨.૪માં ભલામણ કર્યા મુજબ સ્થાનિક સંસ્થાઓને લોન મંજુર કરવાની બાબતમાં જે વિધિ કરવાનો નિર્દેશ કર્યો છે તે સરકારે સ્વીકારવો જોઇએ; કારણ કે તેથી મ્યુનિસિપાલિટીઓને તેમના કેપીટલ ખર્ચ માટે લોન ઉભી કરવા લાભ મળશે અને તેમની ચાલુ આવકમાંથી હાથ ધરેલાં કોઈ કેપીટલ કામોના ખર્ચને પહોંચી વળવાની ટેવને રોકશે.

આ પરિષદ વધુ એવો અભિપ્રાય ધરાવે છે કે સરકારે તેની શાખ વાપરી સ્થાનિક સંસ્થાઓ માટે લોન ઉભી કરવી જોઇએ અને ટ્રસ્ટ ફંડનાં નાણાં તેમાં રોકી શકાય તે માટેનો ઇન્ડીઅન ટ્રસ્ટ એકટમાં જરૂરી સુધારો કરવાનું હાથ ધરવું જોઇએ.

પ્રમુખ સ્થાનેથી સર્વાનુમતે મંજુર

૧૫. આ પરિષદ એવો અભિપ્રાય ધરાવે છે કે જે મ્યુનિસિપાલિટીઓનાં નામો ગેઝેટમાં પ્રસિદ્ધ કરવામાં આવે તેમને તેઓના કેપીટલ કામ માટે ટુંકી મુદતની લોન ઉભી કરવાની સત્તા હોવી જોઇએ અને એમ્બે મ્યુનિસિપલ કોરપોરેશનના એકટની લાઇન ઉપર આ બાબતમાં મ્યુનિસિપલ એકટમાં જરૂરી કલમો દાખલ કરવાની જરૂરીઆત વિષે સરકારને આગ્રહ કરે છે.

પ્રમુખ સ્થાનેથી સર્વાનુમતે મંજુર

૧૬. અ. આ પરિષદ સરકારને ભલામણ કરે છે કે સન ૧૯૩૯ ની લોકલ સેલ્ફ ગવર્નમેન્ટ કમિટીએ સુચવ્યા મુજબ જે રસ્તા જે જીલ્લામાં આવેલા છે તે જીલ્લાને અગત્યના હોય અને જે વર્ગીકરણના ત્રીજા વર્ગના હોય તે સ્થાનિક સંસ્થાઓને સોંપવા જોઇએ અને સ્ટાફ વીગેરે સહીતના વધારાના તમામ ખર્ચને પહોંચી વળવા માટે પુરતાં નાણાંની જોગવાઇ કરી તેમને સંપૂર્ણ રીતે સુપરત કરવા જોઇએ.

પહેલા અને બીજા વર્ગમાં આવતા રસ્તાઓ સંબંધી આ પરિષદ ધારે છે કે ટૉમસ કમિટીએ કરેલી સુચનાઓ સ્વીકારવી જોઇએ અને સ્થાનિક સંસ્થાઓએ સરકારના એજંન્ટ તરીકે વર્તવું જોઇએ; મળી શકતા પૈસા કેવી રીતે વાપરવા તે તેઓ નક્કી કરે.

દરખાસ્ત મુકનારઃ—શ્રી. દીનકરરાય એન. દેસાઇ, એમ એલ એ.

ચેરમેન, સ્કુલબોર્ડ, ભરૂચ મ્યુ.

ટેકો આપનારઃ—શ્રી. કાળીદાસ જે. ઝવેરી, ચેરમેન સેનીટરી કમિટી અ. મ્યુ.

સર્વાનુમતે

૧૬. બ. આ પરિષદ સરકારને ભલામણ કરે છે કે રહેઠાણ અને રહેઠાણ સિવાયનાં મકાનો સ્થાનિક સંસ્થાઓને સોંપવાં જોઇએ અને આ બાબતના ખર્ચ માટે તેમને પુરતી રકમ આપવી જોઇએ.

દરખાસ્ત મુકનારઃ—શ્રી દીનકરારાય એન દેસાઇ, એમ. એલ. એ.,

ચેરમેન, સ્કુલબોર્ડ, ભરૂચ.

ટેકો આપનારઃ—શ્રી કાળીદાસ જે. ઝવેરી, ચેરમેન, સેનીટરી કમિટી, અ. મ્યુ.

સર્વાનુને મંજુર

૧૬. ક. આ પરિષદ એવો અભિપ્રાય ધરાવે છે કે નાના નહેરના કામ (minor irrigation works) જે જે સ્થાનિક સંસ્થાની હદમાં આવતાં હોય તેમને તેમના નિભાવના પુરતા ફંડ સાથે સોંપવા જોઇએ.

દરખાસ્ત મુકનારઃ—શ્રી દીનકરરાય એન. દેસાઇ, એમ એલ. એ.

ચેરમેન, સ્કુલબોર્ડ, ભરૂચ,

ટેકો આપનારઃ—શ્રી કાળીદાસ જે. ઝવેરી, ચેરમેન, સેનીટરી કમિટી, અ. મ્યુ.

સર્વાનુમતે મંજુર

૨૩. આ પરિષદ એવો અભિપ્રાય ધરાવે છે કે સને ૧૯૩૮ના સુધારો કરનાર ૧૨મા એકટથી ૧૯૨૩ના પ્રાયમરી એજ્યુકેશન એકટમાં જે સુધારા કરવામાં આવ્યા છે તે જાહેર કાર્યકર્તાઓ ઉપરના અવિશ્વાસને લીધે થયા છે. અને તેમની શાખ અને સ્વમાનને સીધા ફટકા રૂપ છે અનુભવે માલુમ પડ્યું છે કે સ્થાનિક સત્તા, સ્કુલબોર્ડ, એડમીનીસ્ટ્રેટીવ ઓફીસર, ઇન્સ્પેકટીંગ સ્ટાફ, ડાયરેક્ટર ઓફ પબ્લીક ઇન્સ્ટ્રક્શન વચ્ચે ન ઇચ્છવા યોગ્ય સત્તાની વહેંચણીએ-જ્યારે કોઈની અંદર અંદરની જવાબદારી નક્કી કરેલી નથી-પ્રાથમિક શિક્ષણની પદ્ધતિ સ્થિર અને અપ્રગતિકારક બનાવી દીધી છે અને કેળવણીના પ્રગતિની પડતીમાં પરીણામી છે, તેથી આ પરિષદનો દૃઢ અભિપ્રાય છે કે પ્રાયમરી એજ્યુકેશન એકટ જાહેર કાર્યકર્તાઓના વિશ્વાસ ઉપર ઉદાર રીતે ઘડાવો જોઇએ અને નિમણુંક, કાબુ, સ્ટાફને શિક્ષા અને શિક્ષણના વિસ્તારની સત્તાઓ જાહેર પ્રજાએ પસંદ કરેલા પ્રતિનિધિઓમાં રહેવી જોઇએ અથવા તો રદ કરવી જોઇએ અને પ્રાથમિક શિક્ષણની બાબતમાં પૂર્ણ કાબુ અને જવાબદારી સરકારે ધારણ કરી આ બાબતનો સ્થાનિક સ્વરાજ્યનો દેખાવ દૂર કરવો જોઇએ.

દરખાસ્ત મુકનાર—શ્રી એલ. એન. શ્રીકાન્ત એમ એલ. એ, ચેરમેન,
જીલ્લા સ્કુલબોર્ડ, પંચમહાલ.

ટેકો આપનાર— „ મગનલાલ આર. પટેલ, સભ્ય, જીલ્લા સ્કુલબોર્ડ, અમદાવાદ

સર્વાનુમતે મંજુર

૨૪. આ પરિષદ એવા સખ્ત અભિપ્રાયની છે કે બીજા દેશોની માફક દરેક જીલ્લા માંથી ઉઘરાવાતા જમીન મહેસુલના ઓછામાં ઓછા પચીસ ટકા જીલ્લા લોકલબોર્ડને એનાયત કરવાનો હવે સમય આવી પહોંચ્યો છે આ હકીકતનો અમલ સરકાર ન કરે ત્યાં સુધી ગ્રામ્ય વિસ્તારની સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓમાં કોઇપણ જાતની પ્રગતિ થવાનો સંભવ નથી.

દરખાસ્ત મુકનાર:—શ્રી દુર્લભજી પી. દેસાઇ પ્રેસીડેન્ટ સુરત જીલ્લા લોકલબોર્ડ.

ટેકો આપનાર— „ બાપાલાલ પી મોદી સભ્ય, જીલ્લા લોકલ બોર્ડ, ભરૂચ.

સર્વાનુમતે મંજુર.

૨૫. ગામડાના રસ્તાઓ ઉપરના બધા દબાણો દૂર કરવાના તાત્કાલીક પગલા લેવા આ પરિષદ સરકારને વિનતી કરે છે, કારણ કે તે ચાલુ વ્યવહારને ઘણી અગવડ ઉભી કરે છે, અને ગામડાના રસ્તાની ખીલવણીને રોકે છે.

દરખાસ્ત મુકનાર—શ્રી શિવશંકરભાઇ સી, ભટ્ટ, પ્રેસીડન્ટ, જીલ્લા લોકલબોર્ડ ભરૂચ.

ટેકો આપનાર— „ મગનભાઈ આર પટેલ, સભ્ય, જીલ્લા લોકલબોર્ડ, અમદાવાદ

સર્વાનુમતે મંજુર.

૨૬. આ પરિષદ સરકારને ભલામણ કરે છે કે બહેડા, વાંસ, સુખડના લાકડા વિગેરે જેવી ગાળી અને મીરાબાલેન લાખ. સીનેમન વિગેરે જેવા નાના કિંમતી ઉત્પન્નની ચીજોમાંથી મળતી જંગલની આવક ઉપર રૂપીઆના આનાના દરે સેસ નાખવો જોઇએ અને તે ટેકસનું ઉત્પન્ન જે, તે લોકલબોર્ડને મળે તે પ્રમાણે કરવું જોઇએ.

પર દબાણ કરનારી છે ;તેનો આ પરિષદ વિરોધ કરે છે તેથી આ હુકમો તાત્કાલીક પાછા ખેંચી લેવા જોઇએ.

દરખાસ્ત મુકનારઃ—શ્રી. દુર્લભજી પી. દેસાઇ, પ્રેસીડેન્ટ, સુરત જી. લો. બો.

ટેકો આપનારઃ— „ શિવશંકર સી. ભટ, પ્રેસીડેન્ટ, ભરૂચ જી. લો. બો.

૩૧. આ પરિષદ સામાન્ય રીતે કાળે કમિટીનો રીપોર્ટ આવકારે છે અને તેમાં જણાવેલી ભલામણો સ્થાનિક સંસ્થાઓની સલાહ લઇ જલ્દી અમલમાં મુકવાની જરૂરીઆત વિષે સરકારને ભલામણ કરે છે.

પરંતુ પરિષદ એવો અભિપ્રાય ધરાવે છે કે કમિટીએ ભલામણ કર્યા મુજબ નિમણુંક, શિક્ષા, બરતરફી, વિગેરે બાબતોમાં veto કે એપ્રુવલની દ્વારા પણ સ્થાનિક સંસ્થાઓના સ્ટાફ ઉપર સરકારનો બીલકુલ કાબુ હોવો જોઇએ નહિ.

પ્રમુખ સ્થાનેથી સર્વાનુમતે મંજુર

૩૨. આ પરિષદે પસાર કરેલા ઠરાવોનો અમલ કરવામાં આવે તે જોવા માટે નીચેના માણસોની, કો-ઓપ્ટ કરવાની સત્તા સાથે, કમિટી નીમવામાં આવે છે આ કમિટી લોકલ સેલ્ફ ગવર્નમેન્ટ ઇન્સ્ટીટયુટ, મુંબઇના સહકારથી કામ કરશે.

ગુજરાત વિભાગની બરો મ્યુનિસિપાલીટીઓના તથા ડીસ્ટ્રીકટ લોકલબોર્ડના પ્રમુખો.

પ્રમુખ સ્થાનેથી સર્વાનુમતે મંજુર.

૩૩. આભારની દરખાસ્ત.

દરખાસ્ત મુકનારઃ—શ્રી. એસ. એસ. નાયક.

ટેકો આપનારઃ— „ કલ્યાણજી વી. મહેતા.

„ દુર્લભજી પી. દેસાઇ.

„ મદનલાલ સી. દિવાન.

મણિલાલ ચતુરભાઈ શાહ.

પ્રમુખ.

ગુજરાત વિભાગ સ્થાનિક સ્વરાજ્ય પરિષદ.

સુરત.

વિવાદાસ્પદ છે. સ્થાનિક સ્વરાજ સારી રીતે ચાલતું જોવું હોય તો તેને પૂર્ણ સ્વતંત્રતા જોઇએ. તે સાથે ૨૫-૩૦ માણસના હાથમાં શિક્ષકોની બદલી ને એવા પ્રશ્નો રહે તે પણ ન ચાલે. પાર્લામેન્ટને નિમણુંક કે બદલીનો અધિકાર નથી. કેબીનેટજ છે. એવી કોઈ વ્યવસ્થા સ્થાનિક સ્વરાજની સંસ્થામાં થઇ શકે. મહાસભાવાદી સરકારે એક અખતરો કર્યો; ત્યારે કલ્પના હતી કે જવાબદાર તંત્ર પ્રજાનું ને સ્થાનિક સંસ્થાઓનું હિત જોશે; પણ જવાબદાર તંત્ર આજે નથી એટલે એ હેતુ જળવાનો નથી. જવાબદાર તંત્ર રહ્યું હોત તો આજે લાગતી મુશ્કેલીઓ દુર થઈ શકત. આ ફેરફાર નુકશાનકારક લાગતાં નવો સુધારો કરવાનું કામ લોકોના પ્રતિનિધિઓના હાથમાં છે; એ માટે ચૂંટણી થાય તેમાં પ્રજામત કેળવવાનું કામ સ્થાનિક સંસ્થાઓના સભ્યો કરી શકે છે. દાબનો બેસે એવું, લોકશક્તિ વધે એવું, કામ સેવાભાવથી તેમણે કરવું જોઈએ. એમ જેમનાથી ન બને તેઓ સંસ્થાઓ છોડી જાય. ચર્ચા, આગ્રહ કે સ્વાર્થ માટેનાં આ સ્થાનો નથી; પરિષદમાં આવી વિશુદ્ધ સંસ્થાઓ બની રહે તે દૃષ્ટિએ વિચારણા થશે એવી હું આશા રાખું છું; પરિષદમાં ભાગ લેનારા જોખમદારી સમજી, નિર્ણયોને અમલમાં મૂકવા, સહન કરવા તૈયાર હોય તો ઠરાવો સાર્થક થશે ને પરિષદ કંઈ કરી શકશે.

### ડૉ. ચંદુલાલ,

ડૉ. ચંદુલાલ દેસાઇએ જણાવ્યું હતું કે સત્તાના વિભક્તિકરણ વિના કોઇ પ્રજાની ઉન્નતિ શકય નથી, પછી સરકાર ગમે તે હોય પરદેશીઓના આક્રમણ પછી આપણાં ગ્રામ-પ્રજાસત્તાકોની પ્રણાલિકા નાશ પામી અને એકહથ્થુ સત્તાનો ઉદય થયો; એ સત્તા ફરીથી વ્હેંચાઇ ન જાય ત્યાં સુધી સાચી પ્રગતિ થવાની નથી. ગામની મહેસુલનો ચોક્કસ ભાગ ગામની શાળા, કુવા, રસ્તા વિગેરે માટેજ ખરચવો જોઇએ અને એ મહેસુલમાંથી ચાર પાંચ ગામ વચ્ચે દવાખાનું કરવું જોઇએ. એ કરતાં જે મહેસુલ વધે તેજ બ્હાર જવું જોઈએ આજે તો સભ્યો મોકલીને કારભાર થાય છે તે પરોક્ષ કારભાર છે ને તેથી ગામમાં હું પોતે કરું છું એવી ભાવના નથી રહી. ગામડાંની સંસ્થા પર દેખરેખ સરકારની ભલે હોય પણ સત્તા તો ગામલોકોની જ જોઇએ. સ્વરાજ મળવા પહેલાં અખતરા કરવાના હોય નહીં સ્વરાજ મળે સામાન્ય નહીં પણ નિષ્ણાતો બેસીને ગોઠવણ કરે એજ ઇષ્ટ છે, એક ઓરીસરની આજની સ્થિતિ ખોટી છે. પૈસા આપણા ને માલીક બીજો એ નહીં ચાલે. દરેક ગામ પોતપોતાનું સંભાળે, પોલીસ કે રખા પણ એના પોતાના, એવી સ્થિતિ હશે ત્યારે સ્થાનિક સ્વરાજ નામ સાર્થક કહેવાશે.

### શ્રી કનૈયાલાલ દેસાઇ,

શ્રી કનૈયાલાલ દેસાઈએ કહ્યું કે પરદેશી તંત્રમાં આપણે ત્યાં સ્થાનિક સંસ્થાઓની શરૂઆત કૃત્રિમ રીતે થઇ છે. બીજા દેશોમાં જુની પરંપરા ચાલુ છે ને સ્વતંત્ર દેશોમાં જુની પરંપરાથી વિકાસ સધાયો છે; આપણને જંગલી માની આપણી પરંપરા તોડી કૃત્રિમ પ્રથા આણી છે ને દેશના લોકોને જવાબદાર તંત્રના એનાથી પાઠ આપવા છે એમ કહેવાયું છે; પણ ગોઠવણ તો એવી રખાઈ છે કે પ્રજાને જવાબદાર તંત્રનું ભાનજ ન થાય; વિરોધ પક્ષમાં હોય,

લોકલ ઓથોરીટી, એડમીનીસ્ટ્રેટીવ ઓફીસર અને ઇન્સ્પેકટીંગ ઓફીસરો વચ્ચે વહેંચાઈ જવાથી આજે સમગ્ર કામને માટે કોઈ જવાબદાર રહ્યું નથી. ધણીધોરી વિનાનું ખાતું થઈ પડવાથી સંગીનતા અને પ્રગતિ ચૂંથાઈ ગયાં છે. એડમીનીસ્ટ્રેટીવ ઓફીસરને માથે વહીવટની જવાબદારી નાખવામાં આવી છે અને તેને કેટલીક સત્તાઓ આપવામાં આવી છે. પણ તેના હાથ નીચે એક પણ માણસ તેને મદદગાર થાય એવો આપવામાં આવ્યો નથી. આખો ઇન્સ્પેકટીંગ સ્ટાફ એની પાસેથી લઇ લેવામાં આવ્યો છે. આ જાતના તંત્રમાં કાર્યદક્ષતા ભાગ્યેજ આવી શકે. એક દેહના જુદા જુદા ટુકડા કરી નાખવાથી જેમ પ્રાણ પંખીડું ઉડી જાય છે તેવુંજ અહીં પણ થયું છે. એડમીનીસ્ટ્રેટીવ ઓફીસર, સ્કૂલબોર્ડ તથા ડી. પી. આઈની ઓફીસો વચ્ચે ઘર્ષણની સંભાવના ઘણી વધી ગઈ છે. આ પરિસ્થિતિમાં કેળવણીનું બહેતર ભાગ્યેજ થઇ શકે. કયાં તો આખા ખાતાની જવાબદારી પૂરા વિશ્વાસથી સ્કુલબોર્ડને સોંપવી જોઇએ કે કયાંતો આખું ખાતું સરકારે હિંમતપૂર્વક પોતાને હસ્તક લઈ લેવું જોઇએ એમ અમને લાગે છે.

આજે તો ગતેગામથી શાળાઓ અને ભણતર બગડવાની બુમ ચાલી રહી છે. અને તેમાં ઘણું વજુદ રહેલું છે. અનેક શિક્ષકોએ આ ધંધાને ઉપધંધો બનાવી દીધો છે અને ખેતી, વેપાર અને એવાં બીજા ખાનગી કામોમાં તેઓ ઠીક ઠીક મશગુલ રહે છે એવી ફરિયાદો પણ ચોતરફથી ઉઠે છે. અધૂરામાં પૂરી શાળાની પરીક્ષાઓ ઇન્સ્પેકટીંગ ઓફીસરો કરતા તે કાઢી નાખવામાં આવી છે અને હેડમાસ્તરોનેજ તે કામ સોંપવામાં આવ્યું છે. તેથી બેદરકારીનું તત્ત્વ મોટા પ્રમાણમા કાયમ થઈ ગયેલું જણાય છે. પરીક્ષાની પ્રથા સામેના વાંધા વિચારવા જેવા છે અને જવાબદારી સમજનાર ઊંચી ભાવના અને યોગ્યતાવાળા શિક્ષકો હોય ત્યાં પરીક્ષાની ચાલુ પ્રથા દૂર કરવાથી નુકસાનને બદલે ફાયદોજ થાય. પરંતુ જ્યાં આંગળીને વેઢે ગણી શકાય એટલાજ માણસો જવાબદારી સમજનાર હોય ત્યા પરીક્ષા એકદમ કાઢી નાખવાથી શિક્ષકોમાં બેદરકારી વધવાની સંભાવના રહે છે એ વિચારવા જેવું છે.

### વર્ધાશાળાઓ અને ઉદ્યોગશિક્ષણ

અમુક પાસે પાસેની શાળાઓના ઝુમખાંવાળા ક્ષેત્રમાં વર્ધાશાળાઓનો પ્રયોગ કરવા માટે સરકારે ગુજરાતમાં આ જીલ્લા બોર્ડની હકુમત નીચેનાં વાલોડ–બારડોલીનાં ગામોની ૧૬ શાળાઓ પસંદ કરી છે. અને તે ઉપરાંત છૂટક છૂટક આવેલી ત્રણ શાળાઓ મોર (તા. ઓલપાડ), મટવાડ (તા. જલાલપુર) અને વાંઝણા (તા. ચીખલી)માં બોર્ડના આગ્રહથી આ પ્રયોગ શરૂ કરવામાં આવ્યો છે. આના પરિણામ જોઇ તે ઉપરથી અભિપ્રાય બાંધવાનો સમય હજી આવી પહોંચ્યો નથી; પરંતુ એકંદરે પ્રયોગ આશાજનક લાગે છે. આ બોર્ડની વર્ધા યોજના વિષેની શ્રદ્ધા કાયમ છે પરંતુ પ્રધાનમંડળ બદલાતાં તેના વિકાસનો વેગ થંભ્યો છે. ભાવના અને યોગ્યતાવાળા શિક્ષકો મળી શકે તો આ યોજનાની સફળતા માટે લેશ પણ શંકાને કારણ નથી. ઉદ્યોગ તરીકે શાળામાં તકલી અને રેંટિયાનું શિક્ષણ જે ગામોએ સાધનો આપ્યાં છે ત્યા દાખલ કરવામાં આવ્યુ છે તેમાંય ગોડસબાનાં રાનીપરજ વિદ્યાલયો બોરીફળીઆ તા. જલાલપુરની અને અંભેટી તાલુકે બારડોલીની શાળાઓ તે તે શાળાઓના

મુખ્ય શિક્ષકો અને તેમના સાથીઓના આ વિષેના પ્રેમ અને કુશળતાને કારણે સુંદર પરિણામ બતાવી શકી છે. ગોડસંબાના છાત્રોનાં કપડાં હવે વિદ્યાલયમાં કંતાયેલા સૂતરમાંથી વિદ્યાલયમાં જ વણાયેલી, ખાદીનાં બનતાં થઇ ગયાં છે. બોરીફળિયાના મોટા ભાગના વિદ્યાર્થીઓએ પોતાનો ગણુપોશાક જાતના કાંતેલા સૂતરમાંથી તૈયાર કરાવ્યો છે અને કેટલાક દર મહીને કાંતણકામ કરીને મજૂરી મેળવી ગરીબ માબાપને ટેકરૂપ થઇ પડયા છે. આ કામમાં ગામ આગેવાનોનો સાથ અને ગાંધી કુટિરવાળા શ્રી દિવાનજીની દોરવણી ઘણાં પરિણામદાયક છે. અંભેટીના વિદ્યાર્થીઓએ પણ ગણુપોશાક પૂરતું કાંતી નાખ્યું છે આ બન્ને શાળાના મુખ્ય શિક્ષકોની ધગસથી જે સુંદર પરિણામ આવ્યું તેવુંજ ઘણા ગામે શિક્ષકો ધારે તો પરિણામ લાવી શકે. ગોડસંબા તથા વાઝણાનાં વિદ્યાર્થીઓમાં સવા બે વર્ષ દરમિયાન ઘણું પરિવર્તન થઇ શક્યું છે, અને તેની પ્રગતિથી અનેક સરકારી અને બિનસરકારી પ્રેક્ષકોને સંતોષ થયો છે. વિદ્યાર્થીઓને અપાતા ખોરાકમાં સુધારો કરવામાં આવ્યો છે, વિદ્યાર્થીઓ ટુકડીઓ પાડી રસોઇનાં અને સ્વચ્છતા વગેરેનાં કામો જાતે કરતા થઇ ગયા છે અને તેથી એ વિદ્યાલયોમાં ઉદ્યોગ અને સ્વાશ્રયનું વાતાવરણ ઉભું થવા પામ્યું છે. આ માટે આ ત્રણે વિદ્યાલયોમાં આચાર્યોની કર્તવ્ય પરાયણતા અભિનંદનને પાત્ર છે.

### શાળાઓમાં હરિજન વિદ્યાર્થી પ્રવેશ

શાળાઓમાં હરિજન વિદ્યાર્થીઓના પ્રવેશનો પ્રશ્ન આ જીલ્લામાં સંતોષકારક રીતે ક્યારનો ઉકલી ગયો છે. કોઈ પણ શાળામાં હરિજન બાળકોને વિદ્યાર્થીઓ સાથે બેસવા દેવામાં કોઈ ગામે વાંધો ઉઠાવ્યો હોય એટલું અમારી જાણમાં નથી. આ અસ્પૃશ્યતા નિવારણની ભાવના ધરાવવા માટે અમે જીલ્લાની પ્રજાને મુબારકબાદી આપીએ છીએ.

### ભાવિ કાર્યક્રમ

ભવિષ્યમાં મહાસભાવી સ્કૂલ બોર્ડ નીચેનો કાર્યક્રમ અમલમાં મુકવા પ્રયત્ન કરશે.

(૧) શાળાનાં મકાનો વિનાનાં ગામોમાં મકાનોની સગવડ આપવી.
(૨) શાળા વિનાનાં ગામોમાં ભણતરની સગવડ આપવી.
(૩) વિદ્યાર્થીઓની શારીરિક સંપત્તિ સુધારવા તેમનામાં રમતગમત અને વ્યાયામનો શોખ ઉત્પન્ન કરવો તથા તેને લગતાં સાધનો આપવાં.
(૪) વિદ્યાર્થીઓમાં રાષ્ટ્રીય ભાવના અને દેશપ્રેમ જાગ્રત કરવાં.
(૫) શાળાઓમાં ઉદ્યોગ તરીકે તકલી અને રેંટિયાનું શિક્ષણ વધુ પ્રમાણમાં દાખલ કરવું.
(૬) નિરક્ષરતાનિવારણની પ્રવૃત્તિને વેગ આપવો.
(૭) શિક્ષણની સંગીનતા અર્થે ટ્રેઈન્ડ અને સ્ત્રી શિક્ષકોનું પ્રમાણ વધારવું અને શક્ય હોય ત્યાં એક શિક્ષકથી ચાલતી શાળાને વધુ શિક્ષકવાળી બનાવવી.

અમે આશા રાખીએ છીએ કે ઉપરનો કાર્યક્રમ પાર પાડવામાં જીલ્લાનો લોકમત અમને મદદ કરશે જ.

Regd. No. B. 4555.
સૂરત જિ. લો. બોર્ડ અને સ્કૂલબોર્ડ તરફથી પ્રગટ થતું માસિક

# સૂરત જિલ્લા સ્થાનિક સ્વરાજ્ય

વર્ષ ૨ · મે ૧૯૪૧ · અંક

## કેળવણીનો આદર્શ

"આપણી કેળવણી કઇ જાતનો નાગરિક તૈયાર કરવાનું લક્ષ રાખે? આ ગંભીર પ્રશ્નનો એક જ શબ્દમાં જવાબ આપવાની હું હિંમત કરું છું—'ટ્રસ્ટી' આપણી સંસ્કૃતિને જે જાતનો નાગરિક જોઇએ છે, અને જેના વિના તે ટકી રહી શકે તેમ પણ નથી, તે એવો નાગરિક છે કે, સંજોગાનુસાર તેને માટે જે કાંઇ કામકાજ આવી પડે, તેને તે પોતાને સોંપાયેલા ટ્રસ્ટની માફક સ્વીકારે. તથા જે કંઈ કામ તે માથે લે, તેને તે શક્ય હોય તેટલી બધી જ કુશળતાથી અને વફાદારીથી પાર પાડે. તેનાથી વિરુદ્ધ પ્રકારનો નાગરિક, એટલે કે, પોતાની ફરજ બરાબર બજાવવા માટે દબાણ અથવા થોડી ઘણી લાલચની અપેક્ષા રાખનારો નાગરિક—જેની ઉપર કોઇ પણ પ્રકારનો અંકુશ કે શિક્ષાનો ભય ન હોય, તો તે અચૂક પોતાની ફરજમાં બેદરકાર રહે છે તેવો નાગરિક રાજાશાહીના જમાનામાં તો કદાચ ચાલી શકે પરંતુ જવાબદાર વ્યક્તિઓના બનેલા સ્વતંત્ર સમાજમાં અર્થાત્ લોકશાસન ભોગવતા તંત્રમાં તે તદ્દન નકામો છે એટલું જ નહિ, જોખમકારક પણ છે કારણ કે, તે સમાજ તો દરેક નાગરિક પોતાનાથી બનતું બધું કરી છૂટવાની નેક નૈયત ઉપર જ નભતો હોય છે આપણી સંસ્કૃતિને ટકી રહેવું હોય તો આવા હરામ હાડકાના નાગરિકો કરતાં જુદા જ પ્રકારના નાગરિકોનો વર્ગ ઉભો કરવો જોઇએ, તથા કેળવવો જોઇએ. તે પણ છૂટાછવાયા દાખલા રૂપે નહિ, પરંતુ સામાન્ય નાગરિક સમુદાયના સાર્વત્રિક લક્ષણ રૂપે.

"તમારા ઓળખીતા કોઇ એવા માણસને તમે નજર સામે લાવો કે જેના હાથમાં તમને તમારું હિત પૂરેપૂરું સુરક્ષિત લાગે છે, તથા જે તમારા વિશ્વાસને કદી બેવફા નીવડી શકે તેમ જ નથી, કે પોતાનો લાભ સાધવામાં તમારા વિશ્વાસનો ઉપયોગ કરી લે તેવો નથી, તો કેળવણીની બધી પદ્ધતિઓએ તેમજ નાગરિક ધર્મની બધી કલ્પનાઓએ નાગરિકનો જે આદર્શ સિદ્ધ કરવાનું લક્ષ રાખવાનું છે, તેનો પ્રત્યક્ષ નમૂનો એ તમને મળી ગયો એમ કહેવાય, કોઈ માણસ ઉપર જ્યાં સુધી તેના પડોશીઓ વિશ્વાસ ન મૂકી શકે, ત્યાં સુધી તેને 'શિક્ષિત' જ ન ગણવો જોઈએ. એ જાતના માણસો સમાજમાં અમુક ઉચ્ચ અધિકારના સ્થાનોએ જ જોઇએ છે એમ નહિ, પરંતુ તેની ઔદ્યોગિક પ્રવૃત્તિના દરેક ભાગમાં અર્થાત્ દરેક કારખાનામાં કે કાર્યાલયમાં જ્યાં વસ્તુઓ ઉત્પન્ન થાય છે કે સેવાઓ આપવી પડે છે—ત્યાં બધે જ જોઇએ છે"

["શિક્ષણ અને સાહિત્ય"માંથી]

પ્રિ. એલ. પી. જેક્સ

# અનુક્રમ


| વિષય | | પૃષ્ઠ |
|---|---|---|
| નવી યોજનાનું હાર્દ | શ્રી. નાનાભાઈ ભટ્ટ | ૨૯૧ |
| હડકવા | શ્રી. મોતીરામ હરીશંકર ભટ્ટ | ૨૯૬ |
| ભાવ શાથી વધ્યા ? | નિ. | ૩૦૧ |
| પ્રાથમિક કેળવણી અંગે જિ. લો. બો.ની ગ્રાંટ | શ્રી. જે. પી. નાયક | ૩૦૬ |
| અન્નરાણી | શ્રી. પ્ર. | ૩૧૨ |
| અમૃત વરસાવો | શ્રી. જ્યોત્સ્ના શુક્લ | ,, |
| વેડછી આશ્રમ અધ્યાપન વર્ગની પૂર્ણાહુતિ | | ૩૧૪ |
| લોકલબોર્ડમાં મહાસભા પક્ષની જરૂરિયાત | શ્રી. દુર્લભજી દેસાઈ | ૩૨૦ |




**ગ્રાહકોને**

જેમના લવાજમના પૈસા બાકી હોય તેમને તે તાકીદે મોકલી આપવા વિનંતિ છે.


**તંત્રીમંડળ**

શ્રી. દુર્લભજી પરાગજી દેસાઈ
શ્રી. કલ્યાણજી વિઠ્ઠલભાઈ મહેતા
શ્રી. જ્યોત્સ્ના બ્હેન શુક્લ
શ્રી. મકનજી પુરુષોત્તમ પટેલ
શ્રી. લલ્લુભાઈ હરિભાઈ પટેલ

વ્યવસ્થાપક
શ્રી. ઠાકોરભાઈ મણિભાઈ દેસાઈ
ચિફ ઓફિસર
સુરત જિલ્લા લો. બોર્ડ

મુદ્રક
કાલિદાસ કૃપાશંકર રાવત,
'પ્રતાપ' પ્રી. પ્રેસ
ઝાંપાપીઠ, સુરત

આ માસિક દર મહિનાની ૧૫ મી તારીખે પ્રગટ થાય છે.
વાર્ષિક લવાજમ રૂ. ૧-૦-૦

# સૂરત જિલ્લા સ્થાનિક સ્વરાજ્ય

[ માસિક ]

વર્ષ ૨ ] મે ૧૯૪૧ [ અંક ૧૦


## વર્ધા યોજનાનું હાર્દ

( વેડછી તાલીમ વર્ગમાં તાલીમ લઈ આવેલા જિલ્લા બોર્ડના શિક્ષકોને તા. ૨૧-૧૧-૪૦ને રોજ પ્રમાણપત્રો અર્પણ કરતાં આપેલું મનનીય ભાષણ )

આજે તમે સૌએ મારી પાસેથી વર્ધા યોજના સંબંધી કંઇક સાંભળવા આશા રાખી હશે એમ માનું છું. આજનો યુગ આપણા દેશ માટેજ નહીં પણ જગતને માટે ક્રાંતિનો યુગ છે અને એ ક્રાંતિ જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં જોવામાં આવે છે. યૂરોપમાં આજે ભીષણ યુદ્ધ ચાલી રહ્યું છે. આજથી પંદર વર્ષ પહેલાં જર્મનીમાં કેવી શિક્ષણ પદ્ધતિ હતી અને ત્યાંની પ્રજાને કેવી તાલીમ આપવામાં આવે છે એ વિષે જેઓ વાંચત તેઓ જોઇ શકત કે જર્મનીના પુનરુત્થાન માટે પ્રાથમિક શિક્ષણથી માંડી કોલેજના શિક્ષણ સુધીમાં બનતું બધું કરવા જર્મની થનથની રહ્યું છે. ઇંગ્લેંડ, અમેરિકા, ડેન્માર્ક, વગેરે દેશોમાં પોતપોતાના દેશના ઉત્થાનની કલ્પનાને અનુસરીને શિક્ષણ પદ્ધતિની રચના કરવામાં આવે છે, કે તેમાં ફેરફાર કરવામાં આવે છે. ભાવિ સમાજની રચના કેવી કરવી છે તે મુદ્દા ઉપરજ કોઇ પણ દેશમાં કેળવણી ને શિક્ષણ પદ્ધતિમાં ફેરફાર થાય છે.

આજે આપણે ત્યાં કેળવણીની જે પદ્ધતિ ચાલે છે તેને જીવન સાથે બહુજ ઓછો સંપર્ક છે. કોઇએ વિચારેલી, કોઇએ આણેલી, એ પદ્ધતિ કોઇએ પારકી જમીનમાં રોપી છે અને કોઈએ એને મળ્યું એવું પાણી પાયું છે અને તેથી કેળવણીરૂપી નવપલ્લવિત વૃક્ષ નહીં, પણ સુકા ઝાડના ઠુંઠા જેવી કેળવણી આપણે ત્યાં છે. આ દશા સામે બધા પોકાર પાડે છે, પણ એ પોકાર વિધવાના પોકાર જેવો છે કારણ કે પોકાર પાડનારાજ પાછા એની એ શાળા કોલેજમાં જાય છે અને બીજાને મોકલે છે. ગુજરાત વિદ્યાપીઠમાં મેં જોયું હતું કે લોકોનો વિદ્યાપીઠ પ્રત્યે સદ્‌ભાવ હતો, પૈસાની મદદ કરતા પણ ખરા, પણ પોતાના છોકરાઓને ભણવા તો સરકારમાન્ય શાળા કોલેજોમાં જ મોકલતા. ગુજરાત વિદ્યાપીઠ જેવું થાય, રાષ્ટ્રીય અને સાચી કેળવણી અપાય એ ઘણી સારી વાત છે અને એમ થાય એમ બધા ઇચ્છે છે પણ ખરા, પણ તે મુડદાલ ઇચ્છા છે. એનાથી ધારી ઝડપથી કામ નહીં થાય ને સફળતા નહિ મળે.

ગાંધીજીએ પોતે જણાવ્યું છે કે અહિંસાના વ્યવહાર ફળ સ્વરૂપ એવી બે ચીજો મેં દેશને ભેટ આપી છે. એક ખાદી અને બીજી વર્ધા યોજના. વર્ધા યોજના વિષે વિસ્તારપૂર્વક

વાતો કરવામાં ઘણો સમય જાય પણ વર્ધા યોજનાનું હાર્દ શું એનો આપણે આજે વિચાર કરીએ તો જણાશે કે આપણા દેશની ધરતીમાંથી કેળવણીનું ઝાડ ઉત્પન્ન થવું જોઈએ, હિંદીઓનાં જીવનમાંથી એનો ઉદ્‌ગમ જોઇએ. ગ્રામીણોના જીવન સાથે એનો મેળ બેસવો જોઇએ. બહારથી લાદેલી વિચારસરણીથી ગળેલી નહીં પણ આપણા જીવનમાંથી ઉદ્‌ભવેલી એવી વસ્તુ જોઇએ. જે લોકો વર્ધા યોજનાના અખતરાની સફળતા કે નિષ્ફળતા વિષે ચૂંથણા કરે છે તેઓ એ યોજના સમજતા નથી. ગામડાંના જીવનમાંથી શરીરશ્રમને આપણે ઇચ્છીએ તો પણ બાદ કરી શકવાના નથી. મહાત્માજીએ આવતી કાલના સમાજની જે કલ્પના કરી છે તેમાં શરીરશ્રમને જીવન માટે આવશ્યક અને ઉદાત્ત વસ્તુ માની છે. પરસેવો ઉતાર્યા વિના રોટલો મેળવવા ઇચ્છનારને આવતી કાલના સમાજમાં જીવવાનો ઓછોજ અધિકાર રહેશે. આ વાત જો બરાબર સમજાય તો વર્ધા યોજના અંગે જે આંટીઘુંટી જણાય છે, કેળવણીનું વાહન ઉદ્યોગ કે શરીરશ્રમ કેમ એવી જે શંકાઓ થાય છે એ બધાનો ઉકેલ થઇ જાય. બુદ્ધિપૂર્વકના શરીરશ્રમનું કેળવણીમાં અનિવાર્ય સ્થાન હોવું જોઇએ.

આંબલામાં એક કુંભાર છે. એ મોટો વૈદ્ય પણ છે. નાના છોકરાઓને ચાકડાની કળા શીખવવા મેં તેને કહ્યું. તેમણે કહ્યું કે એ કળા તમને કે છોકરાઓને હું નહિ શીખવું, કારણ કે મારા મોટા છોકરાને એ કળા આવડતી નથી. મેં નહિ આવડવાનું કારણ પૂછ્યાં તેણે કહ્યું કે તમારા જેવાની વાત માનીને મેં એને ભણવા મૂક્યો. પહેલી ને બીજી ભણ્યો. ઘડીક ચાકડો ચલાવ અને એકાદ હાંડલું ઉતાર એમ કહું તો મને કહે કે મારે બહુ લેસન કરવાનું છે. એમ છતાં મેં એને પાંચ ચોપડી ભણાવ્યો. તે પછી મને લાગ્યું કે મારી ઉમર થવા આવી માટે એને હવે ધંધે નાખવો જોઇએ. એટલે મેં તેને ચાકડે બેસવા કહ્યું પણ એ વાતને આજે સાત વર્ષ થયાં તો પણ ચાકડો ને એનો જીવ એક થતાં નથી. અમે માટી ખુંદીએ ત્યારે માટી ને જીવ એક થાય તો માટી ચાકડા પર કામ આવે, નહીં તો માટી જોઇએ એવા બરની ન થાય. આ પરથી દાખલો લઇ મેં નાના છોકરાને ભણાવ્યો નહીં ને નાનપણથીજ તેની પાસે માટી ચુંથાવી. મોટા છોકરાને માટીની કંઇ ખબર ન પડે, જ્યારે નાનો છોકરો હાથ અડાડે ને પરખ કરે. મોન્ટેસોરી પદ્ધતિમાં ખરબચડું કે લીસું છે તેની પરખ માટે હાથ ફેરવાય છે ને ? પણ એમાં તો અનુભવે હાથમાં આવેલી કુમાશ પેલાને માટીની પરખમાં કામ લાગે છે. મોટો ભણેલો તે ગધેડાં ખરેડી માટી લઇ આવે છે ને નાનો ચાકડે બેસી સુંદર હાંડલાં ઉતારે છે. કોઇ વખત મોટાને ચાકડો સોંપાય તો ફૂટલાં ને કાણાં હાંડલાંનો ઢગ વળે. આમ નાની અવસ્થામાં હાથની કેળવણીની જરૂરી છે. ખેડૂતો પોતાના છોકરાઓને ભણાવવા રાજી નથી હોતા તેનું કારણ સમજાતું ન હતું તે મને આમ આંબલામાં સમજાયું. ભણે તો દેવાળું કાઢે, ખેતીના કામનો ન રહે ને ખળાં ટાણે ચોપડી વાંચવા બેસે એમ ખેડૂતો માને છે. હું ખેતી આજે શીખું છું. પણ કોશ ચલાવતાં બેલ હાંકતાં કે ગોડતાં મને બેસતું નથી, મહેનત કરું છું પણ છોકરાં ને ખેડૂતો જેવું કામ થતું નથી. બહુ જ નાની ઉંમરથી જો ... જે સ્વાભાવિક તેની ટેવ નહીં ને આખો હવામાં સંસ્કાર નહિ તો મોટી ઉંમરે હાથે ... બેસતી નથી. એટલે વર્ધા યોજનાનો વિચાર કરનાર શિક્ષકે પહેલી વાત એ

યાદ રાખવાની જરૂર છે કે શરીરશ્રમ જીવન માટે આવશ્યક છે. એના વિના જીવન લુખું ને શીકું છે.

કોઈ પણ માણસે જે માર્ગનો નિર્દેશ નથી કર્યો એવા સુંદર માર્ગનું ગાંધીજીએ દર્શન કરાવ્યું છે અને કેળવણીની તમામ પદ્ધતિઓના સાર રૂપ આ યોજના છે. બધી પદ્ધતિઓના જરૂરી તત્ત્વોના મિશ્રણથી આ યોજનાનું કલેવર ઘડાયું છે. જેનાથી કંઇ શુક્રવાર નહીં વળે એવી ક્રિકેટની રમત ને ડંબેલ્સની કસરત ને ટેનીસ પાછળ આપણા જુવાનો પડયા છે. મા બાપો પેટે પાટા બાંધીને ભણાવતાં હોય ત્યાં દીકરા માસિક પોણોસો ખર્ચી મોજ ઉડાવે. હું પણ પ્રિન્સીપલ મેકમીલનના હાથ નીચે ભણતો ત્યારે એવો ધૂમ ખરચ કરતો હતો. પણ એવા ખરચા ઘરનું નખ્ખોદ વાળે છે તેનું શું? ઉત્પાદક શ્રમને ભોગે રમતો ને પ્રોજેક્ટ મેથડો ન જોઈએ. જેમની પાસે વધારે પૈસા હોય તેમને એ મોજ શોખો પોષાય પણ મોટા ભાગને માટે તો તે કંઇ પેદા કરે ને તેથી તેના પેટમાં કટકો રોટલો પડે એવીજ યોજના હોવી જોઈએ.

વર્ધા યોજના વિષે તર્કવિતર્કો છોડી તમે ગામડાંમાં જઇને બેસી જાવ ને શરીર શ્રમને તમારા જીવનમાં ગૌરવનું સ્થાન આપો તો તમને એ યોજનાનો મર્મ સમજાશે. એ યોજનામાં ગઢ ઘણી છે. તેથી જાતે પ્રયોગો કરી અનુભવ મેળવનારા શિક્ષકો એની ખૂબીઓ સમજવાને શક્તિમાન થશે. વેડછીમાં તમે જે જોયું તેવું તમે જે ગામમાં વસો ત્યાં થોડું જોશો ને તેના જેવું જીવન જીવશો તો રસ્તો તો તમને આપ મેળે સૂઝશે.

થોડી મુશ્કેલી તો છે કારણકે આપણે ત્યાં થોડું ઉંધું ચાલે છે. સમાજમાં જાણે વર્ગના લેબલ ચોડવામાં આવે છે. એક વાર પ્રિન્સીપાલ સહાનીએ મને કહ્યું કે તમો આંબલા જઇને કેળવણીની સંસ્થા કાઢી, તેનું નામ શું, તમારો ઓધ્ધો શું? મેં કહ્યું કે આંબલાની ગ્રામશાળા એ નામ ને મારો ઓધ્ધો મહેતાજીનો. પ્રિન્સીપાલ સાહેબને આ વાત ન ગમી તેમણે સૂચવ્યું કે એ સંસ્થાનુ નામ. "ધી ગ્રામ દક્ષિણામૂર્તિ ઇન્સ્ટિટયૂટ" એવું રાખવું જોઇએ અને તમારો ઓધ્ધો પ્રિન્સીપલનો હોવો જોઇએ; ત્યારે મેં તેમને કહ્યું કે આજનું ધોરણ જ ઉંધું છે. તમને પાંચસેનો પગાર મળે ને એક શિક્ષકના પંદરના સોળ કરવા હોય તો રોજ કેટલો ખર્ચ વધશે તેનો વિચાર બેસે, અને એમ કહે કે બજેટમાં એટલા પગાર વધારાનું પોષણ થાય એમ નથી. તમારા પ્રમોશનમાં તો એક સામટા વર્ષે ૨૫-૫૦ રૂપિયા વધે ને શિક્ષકને બે ચાર વર્ષે પણ રૂપિયાના વધારાના વાખા. તે પછી પ્રિન્સિપાલ સાહેબે મને કહ્યું કે તમે મોટર તો રાખો. એટલે મે કહ્યું કે ભાઇ મારી પાસે પૈસા નથી તો હું મોટર કયાંથી રાખું? તો કહે કે મોટર વસાવી શકો એટલો શાળામાંથી પગાર તમારે લેવો જોઇએ. આવો આ વર્ગનો આદર્શ છે એ બતાવવા મેં આ દૃષ્ટાંત રજુ કર્યું છે. તમને એક બાળકની બાળ મંદિરની માસિક ત્રણ રૂપિયાની ફી ભારે પડે છે એ પણ આવી મનોદશાજ બતાવે છે. પ્રાથમિક શાળાનો શિક્ષક ઘેર ભણાવવા આવે તેને માસિક ૪-૫-૯ કે ૧૦ રૂપિયા આપતાં આપણે વિચાર કરીએ છીએ જ્યારે મેટ્રિકમાં ભણતાં છોકરાને ગણિતમાં પાસ કરાવવો હોય તો ૭૫ રૂપિયા તો હસતાં હસતાં આપી દઇએ છીએ. આમ મેટ્રિક મોટું બન્યું છે ને નાના છોકરાનું ભણતર નાનું ગણ્યું છે. ઉંધા ચશ્મા નહીં તો બીજું શું છે?

પ્રાથમિક શિક્ષણુ પાછળ ખર્ચ ઓછો થાય છે ને માધ્યમિક શિક્ષણમાં ક્રિકેટ, ટેનીસ ને બીજા ઘણા ઘણા ખર્ચ થાય છે છતાં પ્રાથમિકને નીચું સ્થાન અપાય છે. મોટા છોકરાનું શિક્ષણ ઉપયોગી ને તેની પાછળ મોટો ખર્ચ કરવો જોઇએ એ માન્યતા બરાબર નથી. વિચારકો તો એમ કહે છે કે બાળકના શરૂઆતના વર્ષમાંજ ખરી કેળવણીનો પાયો નંખાય છે. એ પછી જે શિક્ષણ મળે છે તે તો ચણતર જેવું છે. જો પાયો કાચો હોય તો ઇમારત તૂટી જ પડવાની. સરકારને આ કેળવણીના પાયાની દરકાર નથી ને આપણને પણ નથી. પ્રાથમિક શાળાના શિક્ષક ઘેર ભણાવવા આવે તો "આવો" કહીને કોઇ સન્માનતું નથી; પણ કેમ વ્હેલા ગયા, કેટલા મોડા એવી ઘણી ઝીણી ઝીણી નોંધો તેમની વિરૂદ્ધની રખાય છે. જ્યારે હાઇસ્કૂલના શિક્ષકોને અને પ્રોફેસરોને ચા પીવા બોલાવાય છે ને આદરમાન અપાય છે. આમ પ્રાથમિક શિક્ષકોનું સમાજમાં જાણે સ્થાનજ નથી. ભવિષ્યની પ્રજાને ઘડનારા એમને કહેવાય છે, પણ એમનું સ્થાન કયાં છે? ગામડાંનાં શિક્ષકોનું સ્થાન નાનું છે એમ સમાજે માનતા બંધ થવું જોઇએ. બાળકો આપણા ઘરના દેવ છે ને એ દેવને ઘડનારા દેવને આપણે યોગ્ય સન્માન ન આપીએ એ તે કેવું ? એ શિક્ષકોને પગાર ગમે તેટલો ઓછો હોય પણ એમને માટે સમાજમાં સારૂં સ્થાન, મીઠો શબ્દ ને ઉત્તેજન હોય તોયે બસ છે.

ગામડાંઓ ને ગામડાંની પ્રાથમિક શાળાના શિક્ષકોને આજની સ્થિતિમાંથી મુક્ત કર્યા વિના છૂટકો નથી. આજે ગામડિયાઓને આપણે અજ્ઞાન ગણીએ છીએ કારણ કે આપણે આપણી નજરે તેમનું માપ કાઢવા બેસીએ છીએ. હમણાં મેં આંકવામાં ભાગવતનું પારાયણ કર્યું હતું, તેમાં મારી ભૂલ કાઢનારા ત્યાં હતાં. જેને આપણે અજ્ઞાન ગણીએ છીએ તેવાઓ ધ્રુધલીનો પ્રસંગ રજુ કરી શકે છે, ડોશાઓ પાસે જાણેલી વાતો કહી શકે છે, ભજનોનો ભંડાર ધરાવે છે, અલખ નિરંજનનો ઘોષ ગજવી શકે છે. શંકરાચાર્ય ને સુકેતુની વાતો કહી શકે છે. કાશ્મીરથી કન્યાકુમારી સુધી તેમણે દેશને ખૂણેખૂણે જ્ઞાનનાં ઝરણાં વહાવ્યાં છે અને આ દેશની સંસ્કૃતિને આજ સુધી જીવતી રાખી છે; એ જૂના જમાનાના બ્રાહ્મણો જ્ઞાનદાતાઓની સિદ્ધિ આજે રસાતળ જવા બેઠી છે. એ વસ્તુ આપણે નવ જમાનાના બ્રાહ્મણો-શિક્ષકો ન સમજીએ, એના મૂલ્ય ન કરીએ તો આપણાં કમનસીબ. આજે ગૂજરાત કાઠિયાવાડમાં ગામડાં ભાંગીને ભૂકો થઇ રહ્યાં છે: મને શું મોઢું લઇને ગામડામાં આવ્યો, એમ કોઇ કહે તો તેમાં કંઈ ખોટું નથી, કારણ કે ૫૦ વર્ષથી કોઈ સારો માણસ ગામડાંમાં જઇને વસ્યો નથી. ગામડાવાસીઓ તો કહે છે કે, બાવા, અમલદારો, જોગીઓ, ને શાહુકારોનેજ અમે તો જોયા છે, તેઓ અમને લુંટવાજ આવ્યા હશે એમ માનીએ તો ખોટું શું છે! ગામડાંના કેળવાયલા, દૃષ્ટિવાળા લોકો મુંબઇ, સુરત તરફ ભાગે છે. કાઠિયાવાડમાં હું ભાવનગર ગયો ને જુગતરામભાઈ સુરત આવ્યા. આમ ગામડાંમાં તમામ ઓવાડ રહી ગયો છે. કજીયા કુસંપ, કાયરતા, સિવાય બીજું જોવાનું મળતું નથી. ગામડામાં આજે કસ રહ્યો નથી. આજના ગુજરાતના ગામડાનું આવું દુઃખદ ચિત્ર છે. એ ચિત્રને ઉજળું આકર્ષક કરવું હોય તો સારા માણસોનું ખાતર ગામડાંઓને જોઇશે. તાલીમ ને આદર્શ લઇને જઇ બેસનારા

શિક્ષકો ને સેવકોની જરૂર પડશે. નવા વિચાર ને જીવનસરણી તમે વેડછીમાંથી મેળવી છે, તે ગામડામાં જઇને સંક્રાંત કરો. એ તાલીમની સુગંધથી ગામડાંઓને ભરી મૂકો તો તમારી તાલીમ પ્રમાણ ગણાશે. એકડો ઘુંટાવનારા મહેતાજીઓ તો ઘણા પડ્યા પણ નથી દુનિયામાં, આવતી કાલના સમાજમાં માત્ર એકડો ઘુંટાવનારા મહેતાજીઓનું સ્થાન નથી.

સમાજને શિક્ષકો તરફના દૃષ્ટિબિંદુમાં ફેરફાર કરવાની મારી વિનંતી છે. આપણે આપણાં રતન જેવાં બાળકોને એમના હાથમાં મૂકીએ છીએ એ ભૂલશો નહિ. શિક્ષકોને મારી વિનંતિ છે કે તમે તમારો ધર્મ સમજો. એક મોટું મકાન ચણાતું હોય તેનો નકશો તૈયાર થાય, તેમાં રવેશ, અટારી ને મેડી બધુ આલેખાય, પણ પાયામાં જે મોટા પથરા નાંખવા પડે તે દેખાતા નથી. એ તો રેતી ને માટીમાં ધડબાઇને ઢંકાઇ જાય. બહારના મકાન જોવા આવે તેને અટારી જરૂખા ને મેડી બતાવાય પણ પાયામા દફનાયલા પથરા કોઇ બતાવતું નથી. એમ છતાં એ આખા મકાનનો આધાર તો એ પાયામાં પડેલા પથરાઓ પર છે. એજ રીતે તમે બધા આવતી કાલના સમાજના પાયામાં ચણાઇ જવા માંગતા હો તોજ તમારૂં કામ ઉગી નીકળવાનું છે, તમને કોઈ દેખાડશે નહિ, તમે કામ કરશો ને કીર્તિ ખાટશે ઇન્સ્પેક્ટરો કે ડી. પી. આઇ. ઓ. એટલે આ પાયામાં અણુજાણુ દશામાં પડવાની હિંમત હોય તોજ ગામડમાં શિક્ષક તરીકે જજો. સમાજ તમને ઓળખે કે ન ઓળખે, તમારી કિંમત આંકે કે ન આંકે પણ એ યાદ રાખજો કે આ દુનિયાગાં હજારો માણસો કીર્તિ ને આશા વિના કામો કરી ગયા છે. ફુલો અરણ્યમાં ખીલે છે, ત્યાં કોઇ સુગંધી લેનાર હોતું નથી. સાગરના પેટાળામાં મોતીના ઢગલા પડ્યા હોય છે પણ ત્યાં કોઇનો પ્રવેશ નથી. એજ આપણા અસ્તિત્વની કલ્યાણકારી યોજના ગણીને જીવન સાર્થક કરો કારણ કે ઇશ્વરતો બધાનું કામ જોતો બેઠોજ છે; તે સાથે બીજા માટે નહીં પણ તમારા આત્માની તૃપ્તિ માટે એ કામ કરજો. જેમનામાં આવી દૃઢ શ્રદ્ધા હોય તેજ પાયાના પથરા થઈ શકે. પાયામાં દફનાઇ ગયા વિના આત્મ તૃપ્તિ નથી. જીવન નથી. તમારી વેડછીની તાલીમનું નિવેદન વાંચી મને પણ વેડછીમાં ભણવાનું મન થયું. તમે એવી કેળવણી મેળવી શક્યા તે માટે તમને ધન્યવાદ આપું છું. આ ઉપરાત તમે સચ્ચાઇપૂર્વક માંગી હકીકતો મોકલીને તમારી નબળાઇઓ પણ ઢાંકી નથી ને સાફ દિલી બતાવી છે તે માટે પણ તમને ધન્યવાદ આપું છું. તમે આવતી કાલના ઘડનારા છો. ભાવિ ગૂજરાતના તમે વિધાતક છો; અને વર્ધા યોજનાના ઘડનારાએ ગૂજરાત કે હિંદ નહીં પણ માનવ જાતની આવતી કાલ સુધારવાના ભવ્ય સ્વપ્નાં સેવી આ. વર્ધા યોજના પડી. છે. એ. યોજનાને. મૂર્તિમંત. કરવામાં. તમે. બધા. જેટલો. સક્રિય. ફાળો આપશો તેટલે અંશે જગતનું કલ્યાણ જ થવાનું છે એવી મારી શ્રદ્ધા છે.*

નાનાભાઈ ભટ્ટ.

* સ્થળ સંકોચને લીધે પાછલા અંકોમાં આ વિવેચન લેવાયું નહોતું, પણ એ અતિ મહત્ત્વનું અને હંમેશ માટે તાજું ગણાય એવું હોવાથી આ અંકમાં એને સ્થાન આપ્યું છે.

—તંત્રી.

પાણી જોતાજ હડકવાની વીર આવી હાથ પગ ખેંચાય પ્રકાશ ઘોંઘાટ અને ઠંડો પવન ગમે નહીં અને હડકવાની વીર વધારે આવે શ્વાસ લેતા મુશ્કેલી જણાય મોંમાથી લાળ પડે શરીર એકદમ દુર્બળ થઇ જાય, દિવાનાપણાનાં ચિન્હો જણાવે. ધીમે ધીમે આખા શરીરના અવયવો લકવાથી રહી જાય વારેવારે વીર આવવાથી આખુ અંગ ખેંચાય ને તે વખતે દરદીને થતા દુઃખથી હ્રદયદ્રાવક ચીસ પાડે કેટલાકને ભડીના રંગની ઉલટી થાય. હડકવાની રસી મૂકવામાં આવી હોય તો ૨૪ કલાકમા દરદીનો અંત આવી જાય છે નહીં તો પાંચ છ દિવસ સુધી પીડા ભોગવે છે કોઇને લકવાની અસરથી પેશાબ બંધ થઇ જાય છે હડકવાના નિશાન સ્પષ્ટપણે બહાર પડયા પછી ઘણે ભાગે ૪૮ કલાકમા મોત નીપજે છે

**કૂતરાના હડકવાનાં ચિન્હો**—કૂતરૂ કરડે એટલે તે હડકાયુ છે કે નહીં તે ચોક્કસ જાણવાની ખાસ જીજ્ઞાસા રહે છે માટે આ રોગના નિશાન દરેકે જાણી લેવા જરૂરી છે,

કૂતરાનો હડકવા બે પ્રકારનો હોય છે. એક મૂંગો હડકવા ને બીજો ઝનુની

**કૂતરાના ઝનુની હડકવાનાં ચિન્હ**—કૂતરાના સ્વભાવમા એકાએક ફેરફાર થઇ જાય, એટલે કે સ્વભાવે શાંત કૂતરો એકાએક ઉગ્ર બને અને ઉગ્ર સ્વભાવવાળો તદ્દન શાંત થયેલો જણાય બેસવાની જગ્યા અને બેસવાની રીત બદલ્યા કરે, ભૂખ એટલી બધી લાગે કે પરાળ, પથરા, ચીથરા ચામડાના ટુકડા વિગેરે પણ ખાઇ જાય કોઇકજ ૧૦૭ ડીગ્રી સુધી તાવ વધે બીજા હડકાયા પ્રાણીએ કરડીને એના શરીરે જ્યા જખમ કર્યો હોય તે જગ્યાએ ચળ આવવાથી બચકા ભરે. કલ્પિત વસ્તુઓ તરફ તરાપ મારે કારણ આંખના જ્ઞાનતંતુની વિક્રિયા થાય છે. જે વસ્તુ એના મો આગળ ધરવામા આવે તેને બચકા ભરે માઇલો સુધી દોડયા કરે ને રસ્તે જે મળે તેને કરડવા ધાય હડકાયો કૂતરો સીધે રસ્તે દોડયો જતો હોય તેની અડફટમા જે આવે તેને કરડે છે પણ પોતાનો રસ્તો મૂકી બીજાને કરડવા દોડતો નથી કેટલીકવાર છાતીગાનો આવી કરડી જાય એની લાળ ચીકણી ને જાડી હોય છે તરસ પુષ્કળ લાગે પણ ગળે સોજો હોવાથી પાણી પી શકાતુ નથી વિષય ભોગની ઇચ્છા બહુજ વધેલી જણાય છે આખરે થાકથી ને નબળાઇથી ને જ્ઞાનતંતુની ક્ષીણતા થવાથી મરણ પામે છે

કરે, ગભાણનું લાકડું કરડે, બગાસાં ખાય, દાંત કચકચાવે, વિષય વાસના વધે, ઘોડીમાં રતુકાળનાં ચિન્હો જણાય, શરીરના જખમ પર ચળ આવવાથી બચકાં ભરે. વખત વખતો જાય તેમ ઝપાટાબંધ વીર આવવા માંડે. તરસ ખુબ લાગે પણ ગળે સોજો હોવાથી પાણી પી શકે નહીં. પાછલા પગના થાપામાં લકવાના ચિન્હ જણાય, થાકથી બેહોશ થઈ મરણ શરણ થાય. હડકાયલો ઘોડો કુતરા તરફ ખાસ તિરસ્કાર ને ક્રોધ બતાવે છે. હડકાયા કુતરા કરતાં હડકાયો ઘોડો પોતાના શરીરને વધારે બચકાં ભરે છે વધારેમાં વધારે પાંચ ૭ દિવસથી મરણ નીપજે છે.

**ઢોરમાં વિશેષ નિશાન**—સીંગડા જમીન પર પછાડી ભાગી નાંખે. કેટલાકને ઝાડા થાય ને આમણ બહાર નીકળી પાછલા પગે લથડતી ચાલે ચાલે ને ચાર ૭ દિવસમાં મરણ પામે.

**બકરા ઘેટામાં વિશેષ નિશાન**—સાજાં બકરાં ઘેટાં કુતરાથી ડરે છે જ્યારે હડકાયલાં હોય તો કુતરા પર હુમલો કરે છે. મેઢાં કરતાં બકરાં વધારે ફરડકણા બને છે. મેઢામાં વિષયવાસના ખુબ વધે છે માથું જોરથી ભીંત કે જમીન સાથે અફાળ્યા કરવાથી ચામડી છુંદાઈ જાય છે. ખુબ જોરથી બરાડા પાડે છે. હડકાયું કુતરું કરડયા પછી ૧૧ અઠવાડીયામાં રોગના નિશાન બહાર પડે છે.

ડુક્કર હડકાયું હોય તો માથું ઘાસમાં સંતાડી રાખે, વીર ન આવે ત્યાં સુધી બચ્ચાંને શાંત રીતે ધવરાવે ને વીર આવે એટલે પોતાના બચ્ચાંને તેજ કરડે નીચલા જડબાને લકવો થાય. એથી ૭ દીવસમાં મરણ પામે.

બીલાડી હડખાઇ થઇ હોય તો તેની આંખ ખુબ ચળકાટ મારે ને વધારે ઝનુની જણાય મોઢું ઉઘાડું રાખે તેમાંથી ફીણવાળી લાળ ટપકે, બરડાની કમાન વાળે, પુછડી વારંવાર પટપટાવે પગના નહોર એટલા બધા બહાર કાઢે કે ચાલતી વખતે ભોંયપર ઊંડા બીમાં પડી રહે. કોઇ ખીજવે તેના મોં પર બચકાં ભરવા પ્રયત્ન કરે. ૨ થી ૬ દીવસમાં મરણ પામે છે.

ઉંટ અને હરણમાં ઝનુની પ્રકારનો હડકવા હોય છે. મરઘાં હડખાયાં થયાં હોય તો તે માણસ ને કુતરાં ઉપર હુમલો કરે છે.

શિયાળમાં હડકાયાનાં ચિન્હ કુતરાનાં જેવાં જણાય છે હડકાયેલા કુતરાં કરતાં હડકાયેલી શિયાળ વધારે ભયંકર છે કોઈ પણ શિયાલ આપણા પર હુમલો કરી કરડી જાય તો તો સેંકડે નવ્વાણુ ટકા હડખાયલી સમજી જેમ બને તેમ જલદી હડકાયાની રસી મુકાવવી.

### હડકવાના દરદીની સારવાર

હડકના હાલ્યા પછી કોઈ પણ દરદી બચ્યો હોય એવું ખાત્રીથી કહી શકાતું નથી માટે રોગ બહાર પડી ગયા પછી જે સારવાર કરવાની તે દરદીનું દુઃખ ઓછું કરવા માટે કરવી જોઈએ અને તે માટે દરદીને એકાંત અંધારી કોટડીમાં રાખવો. ઠંડી હવા પ્રકાશ અને ઘોંઘાટથી હડકવાની વીર વધે છે ને દરદીને અત્યંત દુઃખ થાય છે. દરદી ખુબ ઉશ્કેરાયલી સ્થિતિમાં હોય તો અડધી રતીભાર મોરફીયાનું ઈન્જેક્શન આપવું. ચોવીસ કલાકમાં બે ત્રણવાર આવાં ઈન્જેક્શન દરદીની સ્થિતિ જોઈ આપી શકાય. ખોરાક માગે તો કઠણ ખોરાક આપવો પ્રવાહી ખોરાક જોઈ દરદી ઉશ્કેરાય છે.

વિલાયતમાં કાયદાનો આશ્રય લઇને હડકવાનો રોગ નિર્મુળ કરવામાં આવ્યો છે. પરદેશથી આવતાં કુતરાંને બંદરપરજ ૧૦ દિવસ ક્વોરન્ટાઇનમાં રાખવામાં આવે છે. એટલી મુદતમાં હડકવાના રોગી આપો આપ મરી જાય છે અથવા રોગની ખાત્રી થતાં તેમનો નાશ કરવામાં આવે છે. આપણા દેશમાં જીવદયા એટલી બધી ઉભરાઈ પડી છે કે હડકાયા કુતરાનો નાશ કરવામાં પાપ મનાય છે પછી ભલે એના કરડવાથી ચારમાણસ હડકવાનો ચેપ લાગવાથી રીબાઇને મરતાં હોય. એટલા માટે આ રોગ સંબંધી નીચે જણાવેલી સૂચના ધ્યાનમાં રાખવી જોઇએ.

૧—કોઇ પણ કુતરું તેને છંછેડયા શિવાય ઓચિંતુ આવી ચુપચાપ, ભસ્યા વગર, બચકું ભરી જાય તો તેને બને તો જીવતું પકડી બાંધી રાખવું ને દશદિવસ સુધી દુરથી ખોરાક પાણી આપવાં. દશ દીવસ સુધી તે તદુરસ્ત રહે તો તે હડકવાના વિષથી મુક્ત છે ને જેને તે કરડયું હોય તે પણ જોખમથી મુક્ત છે એમ સમજવું. દશ દિવસ પછી એજ કુતરું કદાચ હડવાનાં નિશાન બતાવે તો પણ દશ દિવસ પહેલાં જેને કરડયુ હોય તેને ભયનો જોખમ રહેતો નથી.

૨—જે જગ્યાએ કુતરૂં કરડયું હોય તે જગ્યા કારબોલીક તેજાબથી, સરાખારના તેજાબથી, સીલ્વર નાઇટ્રેટથી કે પોટાસ પરમેગનેટથી બાળી દેવી અથવા ધગધગતા સળીયાથી ડામી દેવી.

૩—હડકવાના વહેમવાળું પ્રાણી કરડે કે જેમ બને તેમ જલદી જીલ્લાના મુખ્ય શહેરની સરકારી સીવીલ હોસ્પિટલમાં પહોંચી જવુ ને ડાકટરની સલાહ મુજબ તુરત સારવાર શરૂ કરી દેવી.

૪—કરડનાર કુતરાને મારી નાંખવામાં આવ્યું હોય તો તેની લાસ ચીરાવી હોજરીમાં ખોરાક શિવાયની ચીજો જેવી કે ચીથરાં, ઘાસ, જૂના ચામડાં ખીલા વિગેરે હોય તો ઘણે ભાગે તે હડકાયું હોવાનો સંભવ છે. મગજ તપાસાવતાં તેમાં "નીગ્રી બોડીઝ" જણાય તો નક્કી હડકવાનો રોગ સમજવો.

૫—ગરદન પર, મોંઢા પર કુતરું કરડયું હોય તો હડકવાની અસર જલદી જણાય માટે તેની સ્થિતિમાં એકદમ રસી મુકાવવી. પાટલુન કે ધોતીયામાં થઇને દાંત બેસાડયા હોય તો તેના પર લાળ લુછાઇ જવાથી રોગની અસર ઓછી અથવા બિલકુલ જણાતી નથી તેમજ એકજ કુતરે એકી સાથે દશ માણસને કરડે તો સૌથી પ્રથમ જેને કરડયું હોય તેના કરતાં સૌથી ઉલટ જેને કરડયું હોય તેને રોગની ઓછી અથવા નજીવી અસર થવા સંભવ છે પણ દરેક બાબતમાં ડાકટરી સલાહ તો અવશ્ય લેવી.

૬—જેને શીયાળ કરડયું હોય તેણે તો બિલકુલ વખત ન ગુમાવતાં તાકીદે દવાખાનામાં પહોંચી રસી મુકાવવાનું શરૂ કરી દેવું.

૭—હડકાયલી ગાય ભેંસનું દૂધ ઉકાળ્યા શિવાય પીવું એ જોખમ ભરેલું છે. ભુલથી પીવાઇ ગયું હોય તો પીનારે રસી મુકાવવી જોઇએ.

૮—બચ્ચાંની માને હડકાયું કૂતરું કરડયું હોય તો બચ્ચાને તેની માનું દૂધ આપવું નહીં

૯—હડકાયલાં ઢોરનું રાંધેલું માંસ ખાનારને હડકવાનું જોખમ નથી કારણ ગરમીથી હડકવાના વિષનો નાશ થાય છે.

૧૦–હડકાયાં પ્રાણીની લાળ કપડાં ને ઘરના રાચરચીલાને લાગી હોય તો તેને ઉપયોગમાં લેતાં પહેલાં ખૂબ ગરમ પાણીથી ધોઈ સાફ કરવાં.

૧૧–હડકાયું પ્રાણી જેને કરડયું હોય તેને ઓછામાં ઓછા ત્રણ મહીના સુધી અને વધારેમાં વધારે છ મહિના સુધીમાં એ રોગ લાગુ પડવાનું જોખમ રહે છે.

૧૨–હડકવાની રસી મૂકેલા દરદીને ત્રણ મહીનાની અંદર ફરીથી હડકાયું પ્રાણી કરડે તો તેને બીજી વખત રસી મૂકાવવાની જરૂર રહેતી નથી પણ આ બાબત ડાક્ટરી સલાહ પ્રમાણે વર્તવું જરૂરી છે.

# ભાવ શાથી વધ્યા ?

હોળીના રજાના દિવસો હતા. શહેરમાં રહેતા એક ભાઈ રમણભાઈ રજાનો લાભ લઈ ઘેર આવેલા હતા. સવારના પહોરમાં, પોતાના ઘરના મોટા ઓટલા પર આમ તેમ લટાર મારતા હતા. ઓટલા પર જ બાજુના વાસના બેચાર જણ હોકો પીતા બેઠા હતા. તેવામાં સામેની દુકાનેથી એક ભાઈ ફાળિયાનો છેડો બાંધતા બાંધતા નીકળ્યા. તે આવીને પેલી ટોળીના ભેગા હોકો પીવા બેઠા રમણભાઈએ તેમને જોઈને પૂછ્યું, 'છગાજી ! અત્યારના પહોરમાં શું લઈ આવ્યા ?'

છ૦—આ બાકસ લેવા ગયો'તો તે પાછો આવ્યો. બબા શેઠે ભાવ વધારી દીધો. આ ગાંધીમાં'ત્મા તે શું કરવા બેઠા છે ? બધું મોંઘું કરી દીધું !

ર૦—એમાં ગાંધી મહાત્મા શું કરે ! એ તો સરકારે દીવાસળી પર વેરો નાખ્યો એટલે વેપારીઓએ દીવાસળીના ભાવ વધાર્યા અને બીજી વસ્તુઓના ભાવ તો યુરોપમાં મોટી લડાઇ ચાલે છે એને લીધે વધ્યા છે. તમને એવું કોણે કહ્યું કે ગાંધી મહાત્માએ ભાવ વધાર્યા ?

છ૦—આ ઘણાય લોકો વાત કરે છે ! બે દહાડા પર પેલા ભખી પણ એવું જ કહેતા'તા.

ર૦—એ બધી ખોટી વાત છે. સરકારના મળતિયા લોક ગાંધીજી સામે અવળો પ્રચાર કરે છે.

છ૦—એમ કેમ ?

ર૦—જુઓ ! તમારે સાંભળવું હોય તે બેસો તો કહું. દર વરસે સરકાર પોતાની આવક ખર્ચનો હિસાબ કરે છે અને વખતે જરૂર પડે તો નવા કરવેરા નાખે છે. આ વરસે સરકારે અંદાજ કાઢયો તેમાં નવા વરસ ( ૧૯૪૧-૪૨ ) માં સરકારને જે આવક થવાની તેના કરતાં ખર્ચ વધારે થવાનું છે. તેથી ૨૦ કરોડ રૂપિયાની ખાધ પડવાની છે. એ ખાધ પૂરવા માટે સરકારે કરવેરા વધાર્યા છે. તેમાં દીવાસળી પરની જકાત પણ વધારી, એટલે દિવાસળીના ભાવ વધ્યા છે. સરકાર કહે છે કે, જકાત નાખવાથી વેપારીઓનો નફો ઓછો થવો જોઈતો હતો અને ભાવ વધવા જોઇતા નહોતા. પણ એ તો નાના છોકરાંને ફોસલાવવા જેવું છે. જકાત વધે એટલે વેપારીઓ ભાવ વધાર્યા વગર રહે ! કેમ કે, કેટલો ભાવ લેવો તે કયાં સરકાર નક્કી કરે છે ! એટલે જકાત વધી એ બહાને ભાવો વધી ગયા. હવે તો વેપારીઓની અંદર અંદરની હરીફાઈથી એ ભાવો જેટલા કાબુમાં રહે તેટલા ખરા.

છ૦—પણ સરકારને આટલી બધી ખોટ શાથી આવે છે ? આ અમે લોકો મહેસૂલ ભરી ભરીને મરી જઈએ છીએ, તોય સરકારનું ખરચ કેમ પૂરું થતું નથી ?

ર—સરકારને યુરોપમાં મોટી લડાઈ જાગી છે. એટલે હિંદમાં ભારે તૈયારી કરે છે. તેને લીધે આ વરસમાં ૨૪ કરોડ વધારે ખરચાશે અને આવતે વરસે ૩૫ કરોડ વધારે ખરચાશે. એમ લશ્કરી ખર્ચ વધતું જાય છે. તે ખાડો કયાંથી પુરાય ? નવા વરસમાં સરકારે ૧૨૬ કરોડની આવકમાંથી ૮૪ કરોડ લશ્કરમાં વાપરવાનું ધાર્યું છે એટલે લોકો પાસેથી લીધેલા દર સો રૂપિયામાંથી ૬૭ રૂપિયા તો લશ્કર માટેજ વપરાશે.

છ૦—ત્યારે આ સરકારની નિશાળો, દવાખાનાં વગેરે મોટાં મોટાં ખાતાં શામાંથી ચાલે છે?

ર૦—ઉપરનું ખર્ચ તો હિંદની વડી સરકારનું કહ્યું. તે ઉપરાંત જુદા જુદા પ્રાંતો અને લોકલ બોર્ડોનું ખર્ચ જુદું. નિશાળો અને દવાખાનાંનું ખર્ચ વડી સરકાર નથી કરતી. તેને માટેનાં આવક ખર્ચનો વિચાર દરેક પ્રાંતમાં જુદો થાય છે.

છ૦—ત્યારે આપણા પ્રાંતમાં એવું કેટલું ખર્ચ થતું હશે? અને તેમાં વળી નવા વેરા પડવાના કે?

ર૦—આપણા પ્રાન્તમાં આવતા વરસમાં રૂ. ૧૩॥ કરોડનું ખર્ચ અને લગભગ તેટલીજ આવક થશે એવો અંદાજ થયો છે, એટલે મુંબઈ સરકાર નવો વેરો નહિ નાખે.

છ૦—તો તો ઠીક. બાકી અમારા જેવાનો મરો જ થાય. આ પૈઠાની દીવાળી ન મળી એટલે અમારે તો અત્યારે પાછુંજ જવું પડશે. પણ ભાઇ! આ બાજુના બાપુના રાજ્યમાં તો દર વરસે આવા કરવેરા કંઇ વધતા નથી.

ર૦—કેમ, તેઓય મહેસુલ તો વધારેજ છે ને? અને અંગ્રેજી રાજ્યમાં તો વાર્ષિક આવક ખર્ચના અંદાજો કરીને તે ધારાસભામાં રજૂ થાય છે. આપણા પ્રાન્તમાં જો મહાસભાવાળાએ રાજીનામાં ન આપ્યાં હોત, તો ધારાસભા આગળ એ રજૂ થાત. આજે તો ગવર્નર સાહેબે તે નક્કી કર્યું છે. પણ આપણાં દેશી રાજ્યોમાં તો બાપુના ખરચમાં જ કેટલીય રકમ ખરચાઇ જાય અને તેનો કંઇ હિસાબ જ નહિ!

છ૦—ત્યારે સ્વરાજ્ય આવશે ત્યારે આ કરવેરા આપવા નહિ પડે ને?

ર૦—કરવેરા આપ્યા વગર તો રાજ્ય કેમ ચાલે? કરવેરા તો આપવા પડશે, પણ તે પ્રજાની શક્તિ અનુસાર હશે, અને જે લેવામાં આવશે તેના બદલામાં પ્રજાઉપયોગી કામો કરીને પ્રજાને અનેક ગણું પાછું આપવામાં આવશે. સૂર્યનારાયણ તપીને નદી, નાળાં અને જળાશયો સૂકવી દે છે, પરંતુ તે વરસાદના રૂપમાં પાછું આપીને પ્રજાને અનેક ગણો ફાયદો કરી આપે છે. એમ જ પ્રજા પાસેથી લીધેલા કરવેરાનુંય થવું જોઇએ. પણ આજે ઊંધી સ્થિતિ છે. આજે તો રોગની માફક કરવેરાથી પ્રજાનું લોહી શોષાઇ જાય છે અને પરિણામે પ્રજાશરીર દુર્બળ બને છે.

છ૦—તમે સાચું કહો છો. આજે આ ગામમાંથી પંદર હજાર મહેસૂલના જાય છે, તોય ગામને શો લાભ મળે છે? નિશાળના મકાનનુંય ઠેકાણું નથી. રસ્તાનું ઠેકાણું નથી. ચોમાસામાં કાદવ ખુંદીને ખેતરમાં જવું પડે છે. ગામમાં ચોરીઓ થાય છે. તોય કોઇ મદદ આપતું નથી.

ર૦—સ્વરાજ્યમાં એવું નહિ હોય. સરકાર પ્રજા પાસેથી કર લેશે, પણ પ્રજાને તે બીજી રીતે પાછો આપવા ખાતર; જેમ મદ્રાસભાવાળી સરકાર દારૂબંધી કરવા માટે કર નાખ્યો હતો તેમ. જો તે કામ ચાલ્યું હોત તો મજૂરો અને ગરીબોનાં ઘરમાં કેટલા પૈસા બચત? તેમનાં જીવન કેટલાં સુખી થાત? આજે સરકારનું તંત્ર એ રીતે ચાલતું નથી. ગરીબમાં

ગરીબને વાપરવાની વસ્તુઓ પર વેરા પડે છે. દીવાસળી પરની જકાત એ તેનો નમૂનો છે. જૂનો મીઠાવેરો પણ એવો જ છે. માટે જ ગાંધીજીએ મીઠાવેરો નાબુદ કરવા લડત ચલાવી હતી, એ તો તમને યાદ છે ને?

છ૦—હા! આ ગામમાંથી ઘણા લોકો બદલપુર અને ધરાસણા ગયા હતા. પણ એમાં શું વળ્યું? સરકારે તો ફાવતું કર્યું. મીઠાવેરો તો રહ્યો અને આ દીવાસળી પણ મોંઘી થઇ.

ર૦—હા! એ બધું થાય છે અને થવાનું! સત્યાગ્રહ કરીશું તોય થવાનું! પણ જ્યારે પ્રજાના હાથમાં અધિકાર આવશે ત્યારે જ તે બંધ થશે.

છ૦—એ ક્યારે આવશે?

ર૦—આપણે સમજીએ અને ગાંધીજી કહે છે તેમ તૈયાર થઇએ ત્યારે.

(શિક્ષણ અને સાહિત્યમાંથી) વિ૦

# પ્રાથમિક કેળવણી અંગે જિલ્લા લોકલબોર્ડોની ગ્રાંટ

લેખક: શ્રી. જે. પી. નાઇક, બી. એ.

(સભ્ય, પ્રાયમરી એજ્યુકેશનલ પ્રોવીન્શીઅલ બોર્ડ, ધારવાર.)

સરકાર અને સ્થાનિક સંસ્થાઓ વચ્ચેનો નાણાકીય સંબંધ સમજવા માટે હાલનો પ્રાથમિક કેળવણીનો કાયદો પસાર થયો તે સમય ઉપર દૃષ્ટિ નાંખવી જરૂરી છે. સન ૧૯૨૨માં તે વખતના કેળવણી ખાતાના પ્રધાન ડૉ. આર. પી. પરાંજપેએ એક બીલ ધારાસભામાં રજુ કર્યું જે સન ૧૯૩૩ના પ્રાથમિક કેળવણીના કાયદા રૂપે અમલમાં આવ્યું. આ બીલની કલમ ૧૩માં જણાવવામાં આવ્યું છે કે પ્રાથમિક કેળવણીના ખર્ચનો ⅔ ભાગ સરકાર ભોગવશે અને બાકીનો ⅓ ભાગ સ્થાનિક સંસ્થાએ ભોગવવાનો રહેશે. ધારાસભામાં સદરહુ બીલ ઉપર ચર્ચા કરતાં કેળવણી ખાતાના પ્રધાને જણાવ્યું હતું કે "હાલમાં જીલ્લા બોર્ડો પ્રાથમીક કેળવણી પાછળ ૧૨ ટકા જેટલાં નાણાં ખરચે છે અને સરકાર ૮૮ ટકા આપે છે. આ બીલ પ્રમાણે જીલ્લા બોર્ડોને ખર્ચનો ⅔ ભાગ મળશે. હવે જો જીલ્લાં બોર્ડોને પોતાનો ૩૩⅓ ટકાનો ફાળો આપવો પડે તો બાકીના ૨૧ ટકા ખર્ચને પહોંચી વળવા માટે જીલ્લા બોર્ડોને આવકનાં જે સાધનો આપવામાં આવ્યાં છે તે પહોંચી વળે એમ નથી. એટલે નવા બીલનો અર્થ એવો છે કે બોર્ડોને હાલ જે ગ્રાન્ટ અપાય છે તે કમી કરવાની નથી પરંતુ બોર્ડો કેળવણીના વિકાસ અંગે અથવા તેને ફરજીઆત બનાવવા માટે જે નવો ખર્ચ કરે તેનો ૨/૩ ભાગ સરકાર આપશે. સરકારની જવાબદારી બંધનકારક હોઇ કાયદા દ્વારા પણ અમલમાં મૂકાવી શકાશે. વળી જે જીલ્લાઓ ગરીબ હોય પરંતુ ત્યાં વસ્તી વધારે હોય તો સરકારને ૨/૩ કરતાં વધારે પણ ખર્ચ ભોગવવો પડે." બીલ ઉપરના સદરહુ ખાતાના ધારાસભામાંના ભાષણ ઉપરથી આ સંબંધી સરકારનો સ્પષ્ટ ઇરાદો અને સરકારે આ સંબંધી આપેલી ખાસ ખાતરી માલમ પડી આવતાં હતા પરંતુ સરકારની નીતિ આથી તદ્દન ઉલ્ટીજ માલમ પડતી હતી. કાયદા અંગે સરકારે ઘડેલા નિયમો સદરહુ કલમ ૧૩માં જણાવેલો ઇરાદો અને અપાએલી ખાતરીની તદ્દન વિરૂદ્ધ અને સરકારની જવાબ-

દારી ઓછી કરી નાંખના હતા. વળી આ સંબંધી વખતો વખત બહાર પડેલા હુકમો (પ્રાથમિક કેળવણીના ખર્ચ અંગેના હુકમો' નામના પુસ્તક રૂપે પ્રસિદ્ધ થએલા) પણ એજ નીતિ દાખવતા હતા. સરકારે ભોગવવાના ૨/૩ ભાગને વધુમાં વધુ તરીકે દર્શાવી તેને જેમ બને તેમ ઓછો કરી નાંખવા સરકાર દરેક તક સાધતી હતી અને કાયદાની આંટીઘુંટી રજુ કરતી હતી. નીચે પ્રમાણે હાલની સ્થિતિ તપાસતાં કેળવણી ખાતાના પ્રધાને આપેલી ખાતરી કેટલે અંશે જળવાઈ છે તે જણાઇ આવશે.

(૧) કલમ ૧૩ (૨) મુજબ સરકાર સ્થાનિક સંસ્થાઓને જ્યાં સુધી તેઓ ફંડનો દુરુપયોગ નહિ કરે ત્યાં સુધી ઉટમ લાઇન જેટલી ગ્રાન્ટ આપવા બંધાએલી છે; એટલે તેમનો ખર્ચ ઉટમ-ખર્ચ જેટલો નહિ હોય તો પણ તે જો બચત રકમ કેળવણી માટે ખરચે તો સરકારે તેમને ઉટમ-લાઇન ગ્રાન્ટ આપવી જોઈએ. પ્રાથમિક કેળવણીના કાયદાનો નિયમ ૧૦૬ (અ) આથી તદ્દન ઉલ્ટો છે;

(૨) કાયદાનો અર્થ એવો છે કે સરકાર વધારાના ખર્ચનો ૨/૩ ભાગ અપાશે; છતાં નિયમોમાં 'મંજુર કરેલો ખર્ચ' એ શબ્દ મૂકવામાં આવ્યો છે; અને અનુભવે માલમ પડ્યું છે કે સરકાર આ શબ્દનો પોતાની જવાબદારી દૂર કરવા દુરૂપયોગ કરે છે. ખર્ચ કાયદેસર અથવા જરૂરી હતો કે નહિ તે જોવાનું નથી પરંતુ સરકારની મંજુરી નહિ મળે એટલે તે અપાય નહિજ. આ વસ્તુસ્થિતિ સરકારે આપેલી ખાતરીથી તદ્દન વિપરિત છે.

(૩) કાયદા અન્વયે સ્થિતિ આ પ્રમાણે છે:—

(૧) સરકાર ફરજીઆત કેળવણીની જે યોજનાને તે મંજુરી આપે તે યોજનાનો નક્કી અથવા વધારાનો અંદાજી ખર્ચ બેમાંથી જે ઓછું હોય તે આપવા બંધાયલી છે.

જો કોઈ કાયદેસર કારણવશાત્ ફરજીઆત કેળવણીની યોજનાનો ચોકકસ ખર્ચ અંદાજ કરતાં વધે તો વધારાની વિગતને સરકાર મંજુરી આપે નહિ ત્યાં સુધી ચોકકસ ખર્ચનો પૂરો ૨/૩ ભાગ આપવા તે બંધાએલી નથી.

(૨) મરજીઆત વિકાસની યોજનાને અંગે હિસ્સો આપવા તે બંધાએલી નથી.

(૩) સ્થાનિક સંસ્થાઓને જે ગ્રાન્ટ મળે છે તે તો ઓછી કરવાની નથીજ. જ્યારે હવે એવું જણાવવામાં આવે છે કે કાયદો પસાર થયા પહેલા સંસ્થાઓને જે ગ્રાન્ટ મળતી, તે ઉપર તેઓનો કાંઈજ હક નથી. તે તો ફક્ત સરકારની ઈચ્છાનુસાર હતી. કલમ ૧૩ (૨)થી સંસ્થાઓને કાંઇ ખાસ હક ગળતો ન હોવાથી ઉટમ ગ્રાન્ટ પણ સરકાર ઇચ્છાનુસાર ઘટાડી શકે; આ સ્થિતિ સરકારે આપેલી ખાતરીથી તદ્દન વિરૂદ્ધ છે.

કાયદો જ્યારે પસાર થયો ત્યારે સરકાર ૧૦ વર્ષની મુદતમાં આખા ઇલાકામાં પ્રાથમીક કેળવણી ફરજીઆત બનાવવા ખુબ ઇન્તેજાર હતી, પરંતુ તેને એમ લાગ્યું કે કદાચ સંસ્થાઓ તેમાં પૂરો સાથ આપશે નહિ. તેથી કાયદાની કલમ [૧૦ (૩)] માં એમ જણાવવામાં આવ્યું કે દરેક સંસ્થાએ ૧૦ વર્ષમાં કેળવણી ફરજીઆત થઇ જાય એવી યોજના રજુ કરવી (કાયદા અંગે નિયમ ૧૯૨). જો સંસ્થા તેમ કરવામાં નિષ્ફળ જાય તો સરકાર તેને ફરજ પાડી શકે. જો કોઈ સંસ્થા યોજના ઘડે નહિ અથવા ઘડયા પછી અમલમાં મૂકવામાં નિષ્ફળ જાય તો સરકાર પોતાના અમલદારો દ્વારા યોજના ઘડાવી તેજ તેને અમલમાં મૂકવા સંસ્થા પાસેથી ખર્ચ વસુલ કરે; પણ પછી તો આથી ઉલ્ટુંજ જોવામાં આવ્યું. સંસ્થાઓ પોતાનો હિસ્સો આપવા બહાર આવી અને નારાજસ્તી તેમણે યોજનાઓ

રજુ કરવા માંડી જ્યારે સરકારે તેમને મંજુરી આપવા આનાકાની કરવા માંડી અને કાયદેસર ખર્ચનો હિસ્સો પણ આપ્યો નહિ ખરૂ જોતા તો સરકારને સસ્થાઓએ કરેલી યોજના અમુક મુદતમા મૂકવા ફરજ પાડવી રહી આ જોતા માલમ પડશે કે કાયદાનો ઇરાદો બીનકુન જળવાયો નથી ઇનકામા પ્રાથમીક કેળવણીના વિકાસ માટે શા પગલા લેવા તે જણાવતા પહેલા હાલમા ગ્રાન્ટ કેવી રીતે આપવામા આવે છે તે જોઇએ

(૧) ડેટમ લાઈન ગ્રાન્ટ નામથી ચોક્કસ ગ્રાન્ટ (સન ૧૯૨૪-૨૫મા પ્રાથમીક કેળવણી પાછળ કરેલો ખર્ચ જેમાથી તે વર્ષની સ્થાનિક આવકનો ૧૧/૧૨ મો ભાગ બાદ

(૨) દર વર્ષે થતા મંજુર થયેલા વધારાના ખર્ચનો ૨/૩ ભાગ

(૩) સગવડ મળે તેમ ફરીવાર કરવો નહિ પડે એવા ખર્ચ ઉપરની ગ્રાન્ટ છતા પારિભાષિક કારણો રજુ કરી ગ્રાન્ટ માટે કાયદેસરનો ખર્ચ પણ નામંજુર કરવામા આવે છે

સસ્થાઓને હાલમા અપાતી ગ્રાન્ટનું ધોરણ બદલાવુ ખાસ જરૂરી છે જે માટે નીચે મુજબ કરણો છે —

(૧) સસ્થાઓને ગ્રાન્ટ આપવા માટે જે ધોરણ નક્કી કરવામા આવે તે એવુ હોવુ જોઈએ કે જેથી સાર્વત્રિક ફરજીઆત પ્રાથમિક શિક્ષણનુ ધ્યેય જળવાય હાલનુ ધોરણ તો એવુ છે કે તેથી કદી પણ આ ધ્યેયને પહોંચી શકાય એમ નથી સને ૧૮૩૧ની વસ્તી ગણત્રી પ્રમાણે જીલ્લા શાળાબોર્ડોની હકુમતમા ૧,૫૦,૦૦ ૦૦૦ માણસો છે તેનો ૧૫મો ભાગ બાળકોનો ગણતા શાળાબોર્ડોએ ૨૨,૫૦ ૦૦૦ બાળકો માટે સગવડ કરવાની છે હાલ પ્રાથમિક કેળવણી માટે બાળક દીઠ રૂા ૧૭)નો ખર્ચ આવે છે છતાં શીફ્ટ-સીસ્ટમ, મદદ થતી શાળા, વિગેરે ખર્ચ ઓછો કરતી યોજનાઓ હાથ ધરતાં આ ખર્ચ રૂા ૧૦) નો આવેજ તે મુજબ કુલ ખર્ચ રૂા ૨,૨૫,૦૦,૦૦૦ થાય આમાથી રૂા ૭૩,૦૦,૦૦૦ સરકાર ડેટમ લાઈન ગ્રાન્ટ તરીકે ભોગવે બાકીનો ખર્ચ જે રૂા ૧,૫૨,૦૦,૦૦૦ રહે તે સરકાર અને સસ્થાઓએ વહેચી લેવાનો રહે જેમાંથી સસ્થાઓએ રૂા ૪૪,૦૦,૦૦૦ ભોગવવા પડે સંસ્થાઓ શું આ ખરચને પહોચી વળે એમ છે ?

કાળે કમિટિની ભલામણ મુજબ સસ્થાઓએ સેસની ૧૦ પાઈ લેખે પ્રાથમીક કેળવણી ઉપર ખર્ચ કરવો જોઈએ સરકાર જ્યાં સુધી બીજી ભલામણો સ્વીકારે નહિ ત્યા સુધી સંસ્થાઓ માટે આ ખર્ચ કરવો અશક્ય છે સરકાર કાળે કમિટિની બધીજ ભલામણો સ્વીકારે તો પણ જીલ્લા લોકલબોર્ડોને ફાળે રૂા ૧૭,૦૦,૦૦૦ આવે તો પછી સસ્થાઓ તેમના ફાળાના રૂા ૪૪,૦૦,૦૦૦ શી રીતે ભોગવશે ? એટલે જેમ બને તેમ જલદી ફરજીઆત પ્રાથમિક શિક્ષણ દાખલ કરવાનુ ધ્યેય સરકાર જણાવતી હોય છતા નાણા વિષયક સ્થિતિ એવી છે કે તે તદ્દન અશક્ય છે જો શિક્ષણ ફરજીઆત કરવુ હોય તો સ્થાનિક સસ્થાઓને અપાતી ગ્રાન્ટનું ધોરણ બદલવું પ્રથમ જરૂરી છે

(૨) વળી કાયદો ઘડનારાઓનુ પણ શાળાઓમાં વિદ્યાર્થીની સખ્યા ખેચવાવવા સિવાય બીજુ કાઈ ધ્યેય હોય એમ લાગતુ નથી સને ૧૯૨૧-૨૨ મા જ્યારે કાયદો પસાર થયો ત્યારે શાળાઓમા વિદ્યાર્થીઓની સંખ્યા ૮,૦૦,૦૦૦ (સિંધ જોડે) ફરજીઆત કેળવણી કમિટિ, જેના રિપોર્ટ ઉપરથી કાયદો ઘડયો છે તેણે એવી યોજના ઘડી હતી કે પહેલા છોકરાઓની શાળાઓમા ફરજીઆત કેળવણી દાખલ કરવી, અને છોકરીઓની શાળા માટે મરજીઆત વિકાસ રાખવો તેમની ધારણા મુજબ આથી ૫ લાખ છોકરા અને ૧ લાખ છોકરીઓનો શાળાઓમાં વધારે થશે સખ્યા ખેચવાવવા માટે તેઓએ ૬ થી ૭ વર્ષની મર્યાદા બાધી હતી અને તેઓએ ધાર્યુ હતુ કે જીલ્લા

બોર્ડની એક આના વધારાના સેસની આવકમાંથી તેઓની કેળવણીના ખર્ચને પહોંચી વળ-વાનો પ્રશ્ન ૧૦ વર્ષ પછી જ્યારે છોકરીઓને પણ ફરજીયાત કેળવણી આપવાનો સમય આવે ત્યારે ઉભો થશે.

કમિટિનું સંખ્યા ભેવડાવવાનું ધ્યેય પુરૂં પડયું છે કેમકે સન ૧૯૨૧-૨૨માં છોકરાઓની સંખ્યા ૫,૫૨,૪૬૧ અને છોકરીઓની સંખ્યા ૧,૪૦,૧૬૧ (સિંધ સિવાય) હતી તે સન ૧૯૩૮-૩૯માં અનુક્રમે ૯,૮૫,૮૯૦ અને ૩,૩૬,૭૧૮ થવા પામી છે. આ પ્રમાણે છોકરાઓની સંખ્યામાં ૨૫૬ અને છોકરીઓની ૨૩૦ ટકાનો વધારો મળી બાળકોની કુલ સંખ્યામાં ૬,૩૦,૦૮૯નો વધારો થયો છે. કાયદામાં સમાવેશ કરેલો નાણાં પ્રશ્નનો ફકેલ નિષ્ફળ નીવડયો છે અને ચાલુ પદ્ધતિ કાયમ રહે તો અત્યાર સુધીની પ્રગતિ પણ નકામી થઈ પડે છે

(૩) ત્રીજું ઇલાકાના જુદા જુદા જીલ્લાઓને ઉટમ લાઈન તરીકે તદ્દન અયુક્ત રીતની ગ્રાન્ટ મળે છે. હાલની ગ્રાન્ટ નક્કી કરવામાં સરકારનો ગમે તે ઈરાદો હોય પરંતુ આંકડાઓ જોતાં એ તો ખુલ્લું દેખાઈ આવે છે કે કેટલાક જીલ્લાઓને બીજા કરતાં વધારે લાભ મળે છે. ગ્રાન્ટનો જીલ્લાઓની જરૂરીઆત તેમજ નાણા વિષયક સ્થિતિ સાથે કાંઈજ સંબંધ જળવાતો નથી. એટલે કેટલાક જીલ્લાઓને એમ લાગે છે કે સરકાર તેમના પ્રત્યે સાવકી મા જેવું વર્તન રાખે છે. દાખલા તરીકે ભરૂચ જીલ્લાને માથા દીઠ રૂા. ૦-૧૪-૧૦ની ગ્રાન્ટ મળે છે જ્યારે મુંબઈ ઉપનગર જીલ્લાને માથા દીઠ રૂા. ૦-૨-૭ની ગ્રાન્ટ મળે છે. આવું પ્રમાણ તદ્દન અયોગ્ય છે.

(૪) ચોથું હાલનું ધોરણ કાંઇ પણ પાયા વગરનું છે. ગ્રાન્ટનું ખરૂં ધોરણ જીલ્લાની વસ્તી, તેની નાણા વિષયક સ્થિતિ, તેમાં પછાત કોમની વસ્તી, તેની બીજી અગવડો, તેનો સરેરાશ જીવન નીભાવ ખર્ચ વિગેરે જોઇને નક્કી થવું જોઈએ- ફક્ત ગમે તે એક વર્ષનો ખર્ચ જોઈને ઉટમ-લાઈન ગ્રાન્ટ હમેશને માટે નક્કી કરવી તે ધોરણ તદ્દન અયુક્ત હોઈ હવે તો નવું જ જોઈએ.

(૫) વળી સરકારનો ૨/૩ ફાળો પણ અયુક્ત છે. સરકારી ફાળો પણ જિલ્લાની આર્થિક સામાજીક અને કુદરતી સ્થિતિ જોઈને નક્કી થવો જોઇએ, નહિ તો એક સાધનસંપન્ન જીલ્લો બીજા પછાત જીલ્લા કરતાં ખોટો વધારે લાભ મેળવી જાય છે. આ સંબંધી હાર્ટોગ કમિટિ પણ નીચે મુજબ જણાવે છેઃ—“આ ફાળો (સરકારી) શો હોવો જોઇએ એ એક મુખ્ય પ્રશ્ન છે. દરેક જીલ્લામાંથી જે ઉત્પન્ન થાય તેના પ્રમાણમાં બધા જીલ્લાઓને એકસરખી ગ્રાન્ટ આપવામાં આવે તો અર્થ એટલોજ થાય કે આર્થિક સ્થિતિવાળા જીલ્લા આગળ ધપશે અને સરકાર પાસેથી વધારે સારો લાભ મેળવશે જ્યારે પછાત જીલ્લાઓ પછાતજ રહેશે. આથી સારી અને નરસી આર્થિક સ્થિતિવાળા જીલ્લાઓ વચ્ચેનો તફાવત ઉલ્ટો વધ્યોજ જશે અને પછાત જીલ્લાઓ જેમને કેળવણી તેમજ તે માટેની મદદની વધારે જરૂર છે તેઓની સ્થિતિ એવી થશે કે સારા જીલ્લાઓ બધો લાભ ઉઠાવી જતાં તેમને માટે કાંઇજ નહિ અને કેળવણી ફરજીઆત કરવા તૈયાર હોવા છતાં આર્થિક મદદને અભાવે તેઓ તેમ કરી શકશે નહિ આમ હોવાથી પછાત જીલ્લાઓનો પોતાનો ફાળો સારી આર્થિક સ્થિતિવાળા જીલ્લાઓ કરતાં ઓછો હોવો જોઇએ.”

સમગ્ર દૃષ્ટિએ જોતાં સંસ્થાઓને ગ્રાન્ટ આપવાના ત્રણ ધોરણો હોઈ શકેઃ—

(૧) સરકાર અમુક ચોક્કસ રકમ ગ્રાન્ટ તરીકે આપે.

(૨) સરકાર પ્રાથમિક કેળવણીના કુલ ખર્ચનો અમુક ચોક્કસ હિસ્સો ભોગવે.

(૩) સરકાર અમુક ચોક્કસ ગ્રાન્ટ આપે અને વધારાના ખર્ચનો અમુક ચોક્કસ હિસ્સો ભોગવે.

આપણા ઇનાકામા મ્યુનિસિપાનિટીઓ માટે ઉપર જણાવેલુ નાં. ૨ અને જીલ્લા લોકલ બોર્ડો માટે નાં. ૩નું ધોરણ સરકારે સ્વીકાર્યું છે વળી શારીરિક કેળવણી જેવી કેટલીક પ્રગતિ માટે સરકાર બન્નેને અમુક નક્કી ગ્રાન્ટ આપે મુબઇ મ્યુનિસિપાલીટીને સરકારે રૂ. ૮,૯૫,૦૦૦ની નક્કી ગ્રાન્ટજ આપે છે એટલે આ ઇનાકાની પદ્ધતિમા ઉપર જણાવેલા ત્રણે રીતનું મિશ્રણ માલમ પડે છે

હવે આપણે ત્રણે પદ્ધતિનો લાભાલાભ જોઇશું.

(૧) નક્કી રકમ (બ્લોક ગ્રાન્ટ)—આ એક સરળ અને પ્રથમ દૃષ્ટિએ લાભકારક પ્રદ્ધતિ છે એના બે ફાયદા છે પહેલુ તો વહીવટ સરળ થઈ જાય છે આથી ઓડીટ નોટ, તેના જવાબ, ખર્ચ મંજુરી, અને બીજા ઘણા પ્રશ્નોનો ઉકેલ થઇ જાય છે. વળી સરકાર તેમજ સંસ્થાઓને તેમની સંપૂર્ણ જવાબદારીનો ખ્યાલ હોઈ તેમનું બજેટ તૈયાર કરવામાં તેમને સરળતા થઈ પડે છે ઘણી વખત એવું બને છે કે સસ્થાઓ અણધાર્યા નાણા માગે છે જે સરકાર ટુંક મુદતમાં આપી શકતી નથી અથવા સરકાર સંસ્થાઓના અમુક ખર્ચને મંજુરી આપતી નથી અને તેમને નાજુક સ્થિતિમાં લાવી મૂકે છે. બ્લોક ગ્રાન્ટ પદ્ધતિથી આ સ્થિતિ ઉભી થવા પામતી નથી. વળી જો બ્લોક ગ્રાન્ટ જીલ્લાની વસ્તી અને તેની સામાજીક અને આર્થિક સ્થિતિ વિચારીને નક્કી કરવામાં આવે તો અયુક્ત ગ્રાન્ટવાળી સ્થિતિ પણ એકાએક જતી રહે છે.

આ વિરૂદ્ધ આ પદ્ધતિના ઘણા ગેરફાયદા પણ છે. આથી કેળવણીનો વિકાસ અટકી જવા સંભવ છે, તેના કારણો નીચે પ્રમાણે છે—

(અ) બ્લોક ગ્રાન્ટની પદ્ધતિથી સરકારનો હિસ્સો થઇ જાય છે, એટલે કેળવણીના વિકાસનો બોજો સંસ્થાઓને માથેજ આવી પડે છે સંસ્થાઓ હાલની નાણાકીય સ્થિતિ જોતાં નાણાને અભાવે કેળવણીના વિકાસ ઉપર ધ્યાન આપે નહિ એ બનવાજોગ છે

(બ) જો આપણે વહેલામા વહેલી તકે આખા ઈલાકામા પ્રાથમિક કેળવણી ફરજીઆત કરી નાંખવા માગતા હોઈએ તો એક બે કરોડ રૂપીઆ વધારે ખર્ચ કરવો પડ્રુ આને માટે એવી યોજના ઘડવી પડે કે જેથી પ્રતિવર્ષ ખર્ચમા વધારો થાય બ્લોક ગ્રાન્ટની પદ્ધતિ આ ધ્યેય માટે ચાલી શકે એમ નથી

(ક) બ્લોક ગ્રાન્ટની પધ્ધતિ અમલમા મુકવામાં આવે ત્યારે ગ્રાન્ટ કેળવણીના વિકાસની જરૂરીઆત નહી પણ સરકારની તે વખતની નાણા સ્થિતિ ધ્યાનમાં લઇ નક્કી કરવામાં આવે અને એક વખત તે નક્કી થઈ કે પછી તેમા સુધારો કરવો અઘરો થઇ પડે

(ડ) બ્લોક ગ્રાન્ટ અમુક ભવિષ્યનો વિકાસ ધ્યાનમાં લઈ ચાલુ ખર્ચના ધોરણે નક્કી કરવી સહેલી છે, પરંતુ તેથી દરેક જીલ્લાને સરખો ન્યાય મળી શકે નહિ જો દરેકને સરખો હિસ્સો અપાય તો તે પણ અઘરું પડી જાય એમ છે કયા તો સરકારને મોટી વધારાની રકમ કાઢવી પડે અથવા તો કેટલાક જીલ્લાની પ્રગતિ અટકી પડે

(ઇ) મધ્ય પ્રાંત જ્યા બ્લોક ગ્રાન્ટની પ્રથા છે તેનો અનુભવ આ પ્રમાણે છે. કેળવણીના વિકાસની જવાબદારી સંસ્થાઓની છે અને તેઓ પાસે ખાસ સાધનો નહિ હોવાથી તેઓ નીચે જણાવેલા બે સાધનોનો ઉપયોગ કરે છે

(૧) શિક્ષકોના પગારમા અમુક ટકાનો ઘટાડો કરે.

(૨) પગારનું ધોરણ ઘટાડે

આ બન્ને રસ્તા માઠી અસર ઉત્પન્ન કરે છે. આ અનુભવ આપણા ઇલાકામાં બ્લોક ગ્રાન્ટની પ્રથા દાખલ કરતાં પહેલાં ધ્યાનમાં રાખવો જરૂરી છે.

(૨) ટકાવારી ધોરણ:—મ્યુનિસિપાલિટીઓને ગ્રાન્ટ આ ધોરણે અપાય છે. એજ ચાલુ રહે એ ઈચ્છનીય છે.

(૩) ઉદ્દમ ધોરણ:—જીલ્લા બોર્ડને ગ્રાન્ટ આપવામાં સારામાં સારૂ ધોરણ નીચે પ્રમાણે છે:—

(અ) સરકારે દરેક જીલ્લાને અમુક ચોક્કસ ગ્રાન્ટ આપવી. આ ગમે તેમ નક્કી કરેલી અથવા કોઈને અન્યાય થાય એ પ્રમાણેની હોવી જોઇએ નહિ. વસ્તીના ધોરણે તે નક્કી થાય પરંતુ જીલ્લાની આર્થિક અને સામાજીક સ્થિતિ, પછાત કોમની વસ્તી, કુદરતી સંજોગો વિગેરે ઉપર પણ ધ્યાન આપવું જોઈએ.

(બ) પછી જીલ્લાની પ્રાથમીક કેળવણી અંગેના ખરચનો ૨/૩ હિસ્સો સરકારે ભોગવવો. ખરચની મંજુરી માટે ચોક્કસ નિયમો હોવા જોઈએ. સરકારે પોતાનો હિસ્સો ફરજીઆત રીતે ભોગવવોજ જોઈએ.

આ ધોરણના નીચે મુજબના ફાયદા છે.

(અ) હાલની પ્રથામાં લાગતો અન્યાય દૂર થશે.

(બ) કેળવણીના ખર્ચ માટે વધારે ને વધારે રકમ મેળવી શકાશે. કેળવણીનો વિકાસ સંસ્થાઓના હાથમાં રહેશે અને સરકારને માથે તેનો હિસ્સો આપવો ફરજીઆત થઈ પડશે; એટલે આ પદ્ધતિ વિકાસ માટે ખાસ ઈચ્છનીય છે.

(ક) વધારાના ખર્ચની મંજુરી માટે ચોક્કસ નિયમો ઘડવાથી હાલની પ્રથાની મુખ્ય ખામી જેથી સરકાર પોતાનો હિસ્સો ઉડાવી દઈ શકે છે તે દૂર થશે.

(ડ) વળી વહીવટમાં પણ કોઈ વાંધો આવી શકશે નહિ; કારણ કે હાલની પ્રથા ચાલુ રહી હાલમાં માલમ પડતી ખામીઓ દૂર થશે.

ઉદ્દમ-ગ્રાન્ટ નક્કી કરવા માટે સંસ્થાઓને કેળવણી માટે કેવા ધોરણે ખર્ચ થાય તે ઉપર ચર્ચા જરૂરી છે.

આર્થિક:—તે વિસ્તારમાંથી સ્થાનિક કર તરીકે શું મળે છે તે ઉપરથી જીલ્લાની આર્થિક સ્થિતિ નક્કી થાય. સંસ્થાઓની આવકનું આ મુખ્ય સાધન હોવાથી કેળવણી માટે ખર્ચ કરવાની તેમની શક્તિનો આધાર તેના ઉપર છે. જમીન મહેસુલના સરેરાશ એક રૂપીએ એક આનો ગણતાં મુંબાઇ ઇલાકાની લોકલ સેસની કુલ આવક રૂા. ૨૨,૧૧ લાખ છે. સરેરાશ આ આવક ૦-૨-૫ આવે છે.

પ્રાકૃતિક સંજોગો:—પ્રાકૃતિક સંજોગો જે કેળવણીના વિકાસમાં વિઘ્નકારક છે તે આ પ્રમાણે છે:—વસ્તીનું ઓછા પ્રમાણમાં ગાઢપણું, (૨) નાના અને છુટા છવાયા ગામડા (૩) જંગલો. ઉદ્દમ-લાઇન ગ્રાન્ટ નક્કી કરતી વખતે જે સંસ્થાઓના કામમાં વિઘ્નરૂપ થઇ પડે છે તેનો વિચાર કરવો જોઇએ. સાર્વત્રિક પ્રાથમીક શિક્ષણના ધ્યેય માટે તત્પર થએલી સંસ્થાઓને આ રીતે એક ધોરણ ઉપર રાખી શકાય.

(૧) મુંબઈ ઈલાકાની સરેરાશ વસ્તીનું પ્રમાણ એક ચોરસ માઇલે ૨૩૨ માણસોનું આવે છે. (૨) ઈલાકામાં ગામડા અને નાના શહેરોની સંખ્યા ૨૧,૬૬૮ની છે, જેમાંથી ૧૨,૨૮૪ ગામ

૫૦૦ માણસોથી ઓછી અને ૯,૩૮૪ ગામ ૫૦૦થી વધારે માણસોની વસ્તીવાળા છે; એટલે પ્રમાણ ૫૭ અને ૪૩ ટકાનું આવે ઈલાકાની કુલ વસ્તી ૧ કરોડ ૮ લાખ માણસોની હોઈ તેમાંના ૩૦ લાખ એટલે ૧૭ ટકા જેટલા માણસો ૫૦૦ થી ઓછી વસ્તીવાળા ગામોમાં રહે છે. અનુભવે સાબીત થયું છે કેળવણીના ખર્ચનું પ્રમાણ ગામના વિસ્તારથી ઉલ્ટા પ્રમાણમાં આવે છે.

(૧) પ્રાથમિક કેળવણીના વિકાસને પહોંચી વળવા માટે વધારના શિક્ષકોનો ખર્ચ.
(૨) સ્કુલબોર્ડ ઓફિસ માટે રોકેલા કારકુનોનો ખર્ચ.
(૩) નિશાળોના મકાનોના ભાડાનો ખર્ચ.
(૪) શારીરિક કેળવણી માટેનો ખર્ચ.
(૫) ખાસ શિક્ષકો માટેનો ખર્ચ.
(૬) બગીચા વિગેરે માટેનો ખર્ચ.
(૭) રાજાનો અણધાર્યો ખર્ચ.

ડેટમ-લાઇન-ગ્રાન્ટ નક્કી કરતી વખતે પછાત કોમની વસ્તીનું ધોરણ ધ્યાનમાં લેવું જરૂરી છે કેમકે તેમની કેળવણી માટે ખાસ જવાબદારી ઉભી હોય જે સંસ્થાએ વધારે પછાત કોમની કેળવણી તરફ ધ્યાન આપવાનું હોય તેને ખાસ લાભ આપી વધારે ગ્રાન્ટ આપવી જોઇએ. ઇલાકામાં પછાત કોમની વસ્તી ૩૭,૫૧,૦૦૦ માણસોની એટલે ૨૧ ટકા જેટલી છે.

**સરકારી ગ્રાન્ટ માટે ખર્ચ મંજુરી:**—(૧) પ્રાથમીક કેળવણી ફંડ અંગે ખર્ચ મંજુરી અને (૨) સરકારી ગ્રાન્ટ માટે ખર્ચ મંજુરી એ બે જુદી વસ્તુઓ છે. પહેલા મથાળા નીચેની વિગતો જો તેમના કાયદાની કલમ ૮ (બ) નીચે સમાવેશ થતો હોય, અને પ્રાથમીક કેળવણી અંગેના નિયમો નીચે નક્કી થએલી યોગ્ય સત્તા તરફથી મંજુરી મળી હોય તો તેને ઓડીટ માટે મંજુર કરવામાં આવે છે. ખર્ચ ઉપર યોગ્ય અંકુશ રહે અને ફંડનો પ્રાથમીક કેળવણી માટેજ ખર્ચ થાય તે માટે આ મર્યાદા રખાઇ છે. આ મર્યાદા જરૂરી છે અને કોઇ રીતે અગવડ કર્તા નથી એની વિરૂધ્ધ કાંઈ કહેવાનું નથી.

પરંતુ હાલની પ્રથાની મોટામાં મોટી ખામી સરકારી ગ્રાન્ટ માટે ખર્ચની મંજુરીની છે. નિયમો મુજબ તો ડેટમ-લાઇનની ઉપરનો ખર્ચ જો તેને સરકારની ખાસ મંજુરી મળી ન હોય તો મંજુર થઇ શકે નહિ. આને લીધે ઉપર જણાવ્યા મુજબ સરકાર કાયદેસરના ખર્ચના પોતાના હિસ્સાની જવાબદારીમાંથી ખસી જાય છે અને સંસ્થાઓ કઢંગી સ્થિતિમાં મૂકાઈ જાય છે જ્યાં સુધી સરકારની આ મનસ્વી રીત જાય નહિ અને સરકારને પોતાનો હિસ્સો આપવાની ફરજ પાડવામાં આવે નહિ ત્યાં સુધી પ્રાથમીક કેળવણીનો કદાપિ વિકાસ થવાનો નથી અને સાર્વત્રિક પ્રાથમીક શિક્ષણના તો સ્વપ્નાજ સેવવાના રહેશે. આમ હોવાથી હાલની પધ્ધતિમાં ફેરફાર કરવાની ખાસ જરૂરીઆત છે.

ઘણું ખરૂં સરકાર અને સંસ્થાઓ વચ્ચે નીચે જણાવેલી વિગતો ઉપર ખાસ મતભેદ પડે છે:—

ખર્ચની મંજુરી માટે નીચેની બાબતો ધ્યાનમાં રાખવી જરૂરી લાગે છે.

(૧) કેળવણીના વિકાસ માટે જરૂરી સઘળો ખર્ચ મંજુર થવો જોઇએ.

(૨) શિક્ષણમાં સુધારો કરવા તેમજ શાળાની કુશળતામાં વધારો થાય તે માટે બુદ્ધિપૂર્વક કરેલો ખર્ચ મંજુર થવો જોઇએ.

(૩) કોષ્ટમાં જણાવેલા ફરજીઆત વિષયો સંબંધી બુદ્ધિપૂર્વક કરેલો ખર્ચ.

ઉપર જણાવેલી વિગતોને જરા ઝીણવટથી તપાસીશુ.

**શિક્ષકો:**—કેળવણી સંબંધી જાગ્રતિને અંગે શાળાઓમાં દર વર્ષે બાળકોની સંખ્યામાં વધારો થતો જાય છે; એટલે વધારાના શિક્ષકોની ખાસ જરૂર છે. કમનસીબની વાત એ છે કે સરકાર એક અગર બીજા બ્હાના હેઠળ સંસ્થાઓએ રોકેલા વધારાના શિક્ષકોને મંજુરી આપતી નથી. અત્યારે એવા સેંકડો શિક્ષકો છે કે જેમની નીમણુંક સરપરે મંજુર કરી નથી. તાજેતરમાં સરકારે વધારાના શિક્ષકોને મંજુરી નહિ આપવાનું જણાવી કેળવણીના વિકાસનો દેખીતો અવરોધ કર્યો છે; વિકાસને ઉત્તેજન આપવાને બદલે સરકાર ઉલ્ટો અંકુશ વધારતી જાય છે જ્યાં સુધી સરકારની આ નીતિ ચાલુ રહે ત્યાં સુધી કેળવણીને માટે કાંઇજ આશા નથી. અલબત શાળાઓએ પણ આ સંબંધી નકામો ખર્ચ કરવો જોઇએ નહિ; પરંતુ શિક્ષક દીઠ બાળકોની સંખ્યામાં વધારો કરવો જોઇએ. સમગ્ર વિચાર કરતાં એમ લાગે છે કે સરકારે ૩૫ વિદ્યાર્થીઓ દીઠ એક શિક્ષક લેખે સંસ્થાઓને જોઇતા શિક્ષકોનો ખર્ચ ગ્રાન્ટ માટે મંજુર કરવો જોઇએ. જો શીફ્ટ સીસ્ટમ ફરજીઆત થાય તો ૪૫ વિદ્યાર્થીએ એક શિક્ષક રાખવો જોઇએ. આ નીતિ ધારણ થાય તો કેળવણીનો વિકાસ થાય, સંસ્થાઓની નાણા સ્થિતિ વધારે સદ્ધર થાય અને તેઓ મળી શકતા ફંડનો સારામાં સારો ઉપયોગ કરી શકે.

**કારકુનો:**—સંસ્થાઓને કારકુનોની સંખ્યા રાખવાની મંજુરી મળી છે તે સંતોષકારક નથી. આ સંખ્યા માટે કાંઇ ધોરણ નક્કી કરવું જરૂરી છે જેથી સંસ્થાઓની જરૂરીઆતો સંતોષાય. શાળાઓ, વિદ્યાર્થીઓ અથવા તો શિક્ષકોની સંખ્યા ઉપરથી આ સંખ્યા નક્કી થઇ શકે. અલબત આ ત્રણેનો સમગ્ર વિચાર કરી આ સંખ્યા નક્કી કરવી જોઇએ. શાળાબોર્ડની ઓફીસનું કામ વિદ્યાર્થીઓની સંખ્યા ઉપર આધાર રાખતું નથી. કેમકે તે સંબંધી ઓફીસમાં બહુ જુજ કામ આવે છે. રીપોર્ટોનું ઇન્સ્પેકશન, વીઝીટરોની રીમાર્ક, મકાનો અને રીપેર, રમત ગમત માટે જગ્યા, ભાડુ વિગેરે શાળા સંબંધી પણ કામ હોય છે; પરંતુ શાળાબોર્ડની ઓફીસના કામનો મોટો ભાગ તો શિક્ષકોની સંખ્યા ઉપર આધાર રાખે છે. તેમની રજા, સર્વીસ બુકસ, પેન્શન, પ્રોવીડન્ટ વિગેરેના હિસાબો, ખાનગી રીપોર્ટો, તેમને ટ્રેનીંગ કોલેજમાં મોકલવા. ફેરબદલી, નીમણુંક, પગાર, તેમના ઉપરનો અંકુશ વિગેરેમાં સ્કુલબોર્ડ ઓફીસના મોટા કામનો સમાવેશ થાય છે. આથી કારકુનોની સંખ્યા ૧૫૦ શિક્ષક દીઠ એક એમ શિક્ષકોની સંખ્યા ઉપર રોકાય તો તે સંતોષજનક થઇ પડશે.

**ભાડુ વિગેરે:**—હાલ સ્થાનિક સંસ્થાઓ અમુક વર્ષમાં ભાડા વિષે જે ખરચ કરે તે આગલા વર્ષનું ભાડું એકઝીક્યુટીવ એન્જીનીઅર મંજુર કરે તો અને તેના ૫ ટકા વધારે ખર્ચ હોય તો સરકાર તરફથી મંજુર થાય છે. જેમ જેમ શાળા અને વિદ્યાર્થીઓની

સંખ્યામાં વધારો થાય તેમ ભાડામાં પણ ખર્ચ વધેજ. સંસ્થાઓ પણ હરિજનોને મફત કેળવણી મળે એ ઉદ્દેશથી-ભાડા વગરની જગ્યાને બદલે ભાડું આપી જગ્યા રાખે છે; આથી ભાડાનો ખર્ચ પાંચ ટકાથી વધારે પ્રમાણમાં વધી જવા પામે છે. સન ૧૯૩૮-૩૯માં આવા વધારાના રૂા. ૧,૨૪,૫૨૨ના ખર્ચને મંજુરી મળી ન હતી. આના ઉકેલ માટે આ પ્રમાણે થવું જરૂરી લાગે છે કે સંસ્થા આગલા વર્ષના ભાડા કરતાં જે વિશેષ ખર્ચ કરે તે ઉપર (૧) જીલ્લાના ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સપેક્ટરનું ભાડા ખર્ચ જરૂરી હતો તે સંબંધી અને (૨) એકઝીક્યુટીવ એન્જીનીઅરનું ભાડુ વ્યાજબી હતું એ મુજબના સર્ટીફીકેટ મળે તો બધો ખર્ચ મંજુર કરવો જોઇએ. આમ થાય તો સંસ્થાઓને કાંઈ મુશ્કેલી નડે નહિ; ખર્ચ ઉપર અંકુશ રહે અને વ્યાજબી જરૂરીઆતો પોષાય.

**શારીરિક કેળવણી:**—આ ખર્ચ માટે સને ૧૯૩૮-૩૯ પહેલાં મંજુરી મળતી ન હતી અને નિયમો મુજબ તો હાલ પણ મળી શકે નહિ; પરંતુ છેલ્લા બે વર્ષથી સરકાર આ માટે ખાસ ગ્રાન્ટ આપે છે. સરકાર બધુ મળીને લગભગ એક લાખ રૂપીઆની ગ્રાન્ટ આપે છે જે ડાયરેક્ટર ઓફ પબ્લીક ઇન્સ્ટ્રક્શન એવી શરતે વ્હેચી આપે છે કે મ્યુનિસિપાલિટીઓ બીજી તેમના હિસ્સા જેટલોજ અને બીજી સંસ્થાઓ તેથી અર્ધો ખર્ચ શારીરિક કેળવણી પાછળ કરે. અમે આ પ્રમાણે ખાસ ગ્રાન્ટની તરફેણમાં નથી. સરકાર પ્રાથમીક શાળાઓમાં શારીરિક કેળવણીની જરૂરીઆત જોઈ શકે અને કોર્સમાં તે મુખ્ય વિષય છે એટલે દરેક સંસ્થાએ તે સંબંધી સારા જેવો ખર્ચ કરવો જોઇએ. ખાસ ગ્રાન્ટ લેવામાં આ શકય નથી; અને કદાચ આ ગ્રાન્ટમાં કોઈવાર ઘટાડો થાય તો બધો વિકાસ તૂટી પડે માટે શારીરિક કેળવણી પાછળનો ખર્ચ નિયમો હેઠળ મંજુર રાખવો જોઇએ. આ ખર્ચ ચાર વિગતે હોઇ શકે. (ખાસ) શિક્ષકોને પગાર (૨) કોર્સ તાજો કરવા અંગે ખર્ચ (૩) સાધનો સંબંધી ખર્ચ (૪) હરિફાઇઓ, ઇનામ વિગેરે.

(૧) આ માટે દરેક પ્રાથમીક શિક્ષકને આ કેળવણી આપવા યોગ્ય બનાવવો જોઈએ, મોટી શાળામાં આ માટે શોખ ધરાવતા એક શિક્ષકને પ્રથમ ખાસ કેળવવો અને તે બીજા શિક્ષકો જેમણે સામાન્ય કેળવણી લીધી હોય તેમની મદદ વડે આખી શાળાની શારીરિક કેળવણી ઉપર દેખરેખ રાખે; આ પ્રમાણે થાય તો ડ્રીલ શિક્ષકની જરૂર રહે નહિ.

(૨) આ માટે જો એજ્યુકેશનલ ઈન્સપેક્ટરની પ્રથમ મંજુરી લીધી હોય તો ગ્રાન્ટ માટે મંજુર થવો જોઈએ અને હાલના સંજોગોમાં તે ખાસ જરૂરી છે.

(૩) આ સંબંધી પ્રાથમીક કેળવણીના નિયમ ૧૧૨ (b) નીચે જોગવાઈ થઈ ગ્રાન્ટ માટે મંજુરી મળવી જોઈએ.

(૪) સંસ્થાઓ આ માટે ખર્ચ ભોગવી લે અથવા તો જાહેર ફાળા, ફંડ વિગેરેમાંથી આ ખર્ચને પહોંચી વળાય.

ખાસ શિક્ષકો:—આ સંબંધી ખર્ચ ઓછો થઇ શકે.

(૧) ડ્રીલ:—શિક્ષકોને શારીરિક કેળવણી આપી તેઓ મારફતે શિક્ષણ અપાય એટલે ખાસ શિક્ષકની જરૂર નથી.

(૨) ડ્રોઈંગઃ—આ વિષય બહુધા છોકરીઓ માટે છે, અને પ્રાયમરી સ્કુલ લીવીંગ સર્ટીફીકેટની પરીક્ષા માટે એ વિષય નક્કી થયો છે માટે જો ૧૦ છોકરી શીખતી હોય તો થોડા વખત માટે એક શિક્ષક રોકી શકાય અનેએના ખર્ચને મંજુરી મળવી જોઈએ.

**બગીચા વિગેરેઃ**—હાલ સ્થિતિ આ પ્રમાણે છે. મ્યુનિસિપાલિટિઓ પ્રાથમીક શાળાઓમાં બગીચા અંગે જે ખર્ચ કરે તે અને બોર્ડોની શાળાઓના કંપાઉન્ડમાં ઝાડો રોપવા જે ખર્ચ કરે તેને મંજુરી મળતી નથી. જીલ્લા લોકલ બોર્ડ શાળા બોર્ડો બગીચા સંબંધી જે ખર્ચ કરે તે ડેટમ-લાઇનમાં આવી જાય તો તેને મંજુરી મળે છે. શાળા બગીચા અંગે જે ખર્ચ ડેટમ વર્ષમાં થાય તેને મંજુરી મળે છે. અલબત પ્રાથમીક શાળાઓમાં કુદરત સંબંધી શિક્ષણ એક મુખ્ય વિષય હોય એ ખાસ જરૂરી છે; અને તેને જેમ બને તેમ પ્રોત્સાહન મળવું જોઇએ અને ચોથા ધોરણ ઉપરના છોકરાઓ હોય એવી શાળાઓને આ સંબંધી ખાસ વધારો આપવો જોઇએ કેમકે તે છોકરાઓ આ કામ સારી રીતે કરી શકે.

**અણધાર્યો ખર્ચઃ**—હાલ જે ખર્ચ મંજુર થાય છે તે કરતાં વિશેષ ખર્ચને મંજુરી મળવી જોઇએ જેથી શાળાઓ વિશેષ ખર્ચ જરૂરી હોય તે કરી શકે. ઉપર જણાવેલી વિગતો માટેના ખર્ચ મંજુરી સંબંધી પ્રશ્નોનો ઉકેલ આવે તો જરૂર ૧૦થી ૧૫ વર્ષમાં પ્રાથમીક કેળવણીમાં સારો વિકાસ થાય અને સાર્વત્રિક ફરજીઆત પણ થઇ શકે.

**ઉપસંહારઃ** કાળે કમિટિએ જે જે સૂચના કીધી છે કે સરકારની જવાબદારી કાયદાદ્વારા નક્કી થવી જોઇએ એ તદ્દન વ્યાજબી છે કેમકે પાછલા વર્ષોના પ્રતિહાસ ઉપરથી માલમ પડે છે કે સ્થાનિક સંસ્થાઓ તેમનો ફાળો ભોગવવા આગળ આવે છે પરંતુ સરકાર પોતાની જવાબદારી અદા કરતી નથી. આથી સંસ્થાઓ બહુ કફોડી સ્થિતિમાં મુકાય છે, અને વિકાસ અટકી પડે અને કુશળતા આવતી નથી. આથી (૧) કેળવણીના કાયદાની કલમ ૧૩ (૧) માં સુધારો થવો જોઇએ જેથી ફરજીઆત કેળવણી તેમજ મરજીઆત વિકાસના વધારાના બધા ખર્ચ સંબંધી સરકારની જવાબદારી નક્કી થાય. મરજીઆત વિકાસ એ ફરજીઆત કેળવણીનું પ્રાથમીક પગલું હોઈ તે સંબંધી પણ સરકારે પોતાની જવાબદારી અદા કરવી જોઈએ, (૨) કલમ ૧૩ (૨)માં સુધારો થવો જોઇએ કે જેથી તે હાલની સ્થિતિ મુજબ ડેટમ-ગ્રાન્ટ મળશે એમ સ્પષ્ટપણે જણાવે (૩) ઉપર જણાવ્યા મુજબ સૂચનોનો પ્રાથમીક કેળવણીના નિયમોમાં સમાવેશ થવો જોઇએ×

---

**નોંધઃ**—આ લેખના બધા અભિપ્રાય સાથે તંત્રી મંડળ સંમત નથી. ખાસ કરીને શિફ્ટ સિસ્ટમાં ૪૫ સંખ્યાના ધોરણ સાથે ગામડામાં બેથી ૪ ધોરણ એકજ શિક્ષકના હાથમાં હોય ત્યાં ૪૫ સંખ્યાનું ધોરણ ચાલી શકે નહીં.

(સ્થાનિક સ્વરાજ્ય-મુંબઇ)

# અન્ન રાણી

માડી ધરતીની લાડકી બેટી તું દેવી અન્ન રાણી !
ચાંદા મામાની ભાણુજી મોટી તું દેવી અન્ન રાણી
વન ને વનસ્પતિએ વસનારી તું દેવી અન્ન રાણી
માનવી, પંખી, પશુને પોષનારી તું દેવી અન્ન રાણી
પ્હેરે પાચે પશળ કેરી જોડી તું દેવી અન્ન રાણી
મૂકે માથે સુથાડિયાની માડી તું દેવી અન્ન રાણી
ઝૂલવે વેલ કેરો કેડે કંદોરો તું દેવી અન્ન રાણી
ડોલવે ફૂલડાનો અંબોડે તોરો તું દેવી અન્ન રાણી
આષાઢે નવલા નાંદરવે ન્હાતી તું દેવી અન્ન રાણી
આસોએ ડાંગરના ડુંગરે સૂતી તું દેવી અન્ન રાણી
હેમંતે બાજરાના ડૂંડલે ડોલે તું દેવી અન્ન રાણી
પોષાંતે શિયાળુ જાર કેરા ઝોલે તું દેવી અન્ન રાણી
શેરડીના વાઢે પરબ મીઠી માંડે તું દેવી અન્ન રાણી
અમૃત કામધેનુ ગાવડી પિવાડે તું દેવી અન્ન રાણી
ખેડુઓના ખળુંએ સદાવ્રત માંડે તું દેવી અન્ન રાણી
અક્ષયપાત્રે આ દુનિયા જમાડે તું દેવી અન્ન રાણી

પ્ર.

---

# અમૃત વરસાવો

યુગ યુગ તરસી ધરણી પર કોઇ અમૃત વરસાવો,
કોઇ શાંતિનો દૂત આવો.
ઝેર વેર-સંતપ્ત જગતને ઉગારવા આવો,
દયાના સાગર થઇ આવો.
દાવાનળ પ્રગટ્યો ધરણી પર બુઝાવવા આવો,
કાળને પીનારા આવો,
મૂગા ઘા ઝીલતી ધરણીના ઘા કોઇ રૂઝાવો,
મરણને જીતનારા આવો.
માનવતા માનવને શીખવી પ્રકાશ પ્રગટાવો
ચેતના જીવનમાં લાવો.
યુગ પુરુષ! માનવ બંધુ હો! વિશ્વ શાંતિ સ્થાપો,
જગતમાં ચીર શાંતિ સ્થાપો.

જ્યોત્સ્ના શુક્લ

# વેડછી આશ્રમ અધ્યાપન વર્ગની પૂર્ણાહુતિ

ગઈ તા. ૨૯-૪-૪૧ને મંગળવારે સંધ્યા સમયે, તારાઓથી ચમકતા આકાશ નીચે વેડછી આશ્રમની શાંત ભૂમિમાં આશ્રમમાં ચાલી રહેલા શિક્ષકોના અધ્યાપન વર્ગને વિદાય આપવાનો સમારંભ હતો, આસપાસના ગામોના શિક્ષકો અને ગૃહસ્થો પણ પધાર્યા હતા. પ્રમુખસ્થાને સુરત જિલ્લા સ્કૂલબોર્ડના પ્રમુખશ્રી કલ્યાણજીભાઈ હતા.

સુરત જિલ્લા સ્કૂલબોર્ડનું તંત્ર મહાસભાના હાથમાં આવતાં તેણે પોતાના શિક્ષક મંડળની ભૂમિકા ચડે તે માટે ખાસ યોજના કરી. જિલ્લાની શાળાઓને ચેતનવંતી, સ્વચ્છ, કલામય અને ઉદ્યોગ પરાયણ કરવી હોય તો શિક્ષકોનાં જીવન તેવા રંગે રંગાયા વિના તે નજ થઈ શકે વિચારમાંથી વેડછી આશ્રમ, કે જે વર્ષોથી રાષ્ટ્રીય કેળવણી, ખાદી અને ગ્રામસેવાનું કેન્દ્ર છે, ત્યાં આ વર્ગો કાઢવાનું ઠરાવ્યું.

વર્ગના આચાર્ય શ્રી. ચિમનલાલ ભટ્ટે શરૂઆતમાં નિવેદન કરતાં અત્યાર સુધી ભરાયેલા ૭ વર્ગોના નીચે પ્રમાણે આંકડાઓ જાહેર કર્યા હતા.

| વર્ગ | ૧લી શ્રેણી | ૨જી શ્રેણી | ૩જી શ્રેણી | કુલ |
|---|---|---|---|---|
| ૧ લો વર્ગ | ૩ | ૩૫ | ૧૨ | ૫૦ |
| ૨ જો વર્ગ | ૩ | ૩૧ | ૧૧ | ૪૫ |
| ૩ જો વર્ગ | — | ૧૮ | ૩૦ | ૪૮ |
| ૪ થો વર્ગ | ૧ | ૧૨ | ૧૮ | ૩૧ |
| ૫ મો વર્ગ | ૧ | ૨૨ | ૨૪ | ૪૬ |
| ૬ ઠો વર્ગ | — | ૨૨ | ૨૪ | ૪૬ |
| કુલ | ૮ | ૧૨૪ | ૧૨૫ | ૨૫૭ |

આ શિક્ષકોમાંથી મોટા ભાગે અહીંના પોતાના અભ્યાસને અંતે અંગત જીવનમાં કેટલાક મહત્વના ફેરફાર કરવાના નિશ્ચયો કર્યા હતા; જેવા કે બાળકને તાડન ન કરવાના, જીવનમાં ખાદી, કાંતવું વિ. રાષ્ટ્રીયતા આણવાના બીડી જેવાં વ્યસનો કાયમ ત્યાગવાના વિગેરે.

વેડછી આશ્રમના કાર્યકર્તા શ્રી. જુગતરામ દવેએ શિક્ષકોને આશ્રમ તરફથી વિદાય આપતાં શ્રધ્ધા પ્રગટ કરી હતી કે જો કે આજે અહીંનું શિક્ષણ અમલમાં મૂકવાની તક શિક્ષકોને મળવાની બહુ આશા નથી, છતાં એવો દિવસ વહેલો આવશે, જ્યારે કેળવણીના ક્ષેત્રમાં અત્યંત વેગથી નવો પ્રવાહ દાખલ થશે અને તે વખતે અહીંનું શિક્ષણ લેનાર શિક્ષકો મહત્વનો ભાગ ભજવશે.

શ્રી. જુગતરામભાઈએ અહીંના શિક્ષણનો આજની ઘડીએ પણ સદુપયોગ થઈ શકે તે હેતુથી સ્કુલબોર્ડને કેટલીક મહત્વની સૂચનાઓ આ પ્રમાણે કરી હતી:—

૧. અહીં આવી ગયેલા શિક્ષકોને છૂટા પાડી ન દેતાં તેઓનાં ઝૂમખાંઓને વર્ધા યોજનાની તેમજ બીજી પ્રગતિશીલ શાળાઓમાં સહાનુભૂતિવાળા હેડમાસ્તરનાં હાથ નીચે મૂકવા.

૨. એક શિક્ષકવાળી શાળાઓમાં આમાંના એક કે બેને મૂકી તેમને તક આપવી.

૩. શિક્ષકોને પોતાની લાયકાત દિનપ્રતિદિન વધારવાનો ઉત્સાહ આપવા માટે તેમની નીચે બતાવી તેવી બાબતોની હરિફાઈઓ રાખવી.

(क) રેંટિયા અને ગ્રામ સફાઈની.

(ख) વિદ્યાર્થીઓની શારીરિક અને કપડાં-પુસ્તકોની સ્વચ્છતા.
(ग) શાળાની સ્વચ્છતા અને સુંદરતા.
(घ) શિક્ષકોના અક્ષરો અને સુત્રો-ડિઝાઇનો વગેરે
(ङ) શિક્ષકો શિક્ષણ સાહિત્ય તૈયાર કરે તેની તથા તેમના કરેલા સંગ્રહોની.
(च) શિક્ષણશાસ્ત્ર અને બાલમાનસનાં સહેલાં પુસ્તકો અભ્યાસ માટે સૂચવી તેની વર્ષમાં એક વાર પરીક્ષા રાખવી.
(छ) શિક્ષકોના કાંતણકામની હરિફાઇ.
(ज) શિક્ષકોના ઘરોમાં ખાદી વિ. સુધારાઓ કેટલા પ્રમાણમાં દાખલ થાય છે તેની.

આ પછી પ્રમુખશ્રીએ વિદાય થતા શિક્ષકોને પ્રમાણપત્રો એનાયત કરતાં નીચેનું પ્રેરક પ્રવચન કર્યું હતું:—

આ છેલ્લા અધ્યાપન વર્ગમાંથી જે શિક્ષકો ઉત્તીર્ણ થયા છે તે ભાઈઓને વિદાય આપતી વખતે હાજર રહેવાની જે તક મળી તેથી મને ઘણો આનંદ થયો છે.

તમને જે પ્રમાણપત્રો આપવામાં આવ્યાં તેની તમને કેટલી કિંમત છે તે હું જાણતો નથી. આ વર્ગમાં આવવાને ઘણા શિક્ષકોએ પોતાની નાખુશી બતાવી હતી. અહીંના અનુભવ પછી એ હરકતો અને પૂર્વગ્રહોની તમારી કલ્પના નાશ પામી હશે અથવા ઓછી થઈ હશે, અને આ ત્રણ મહિના આ જંગલના ભાગમાં રહીને તમે જીવનને અતિ ઉપયોગી એવું કંઈક મેળવ્યું હશેજ. દુનિયામાં બધાજ ધંધામાં પડનાર માણસે પોતાના ધંધાને યોગ્ય એવી લાયકાત મેળવવી પડે છે. સુથાર, લુહાર, કડિયા દરજી વગેરે ધંધામાં એ ધંધાની કુશળતા મેળવ્યા વિના ધંધો ચલાવી શકાતો નથી. પણ આ દુનિઆમાં ફક્ત એકજ ધંધો એવો છે કે જે ધંધો ચલાવવાની લાયકાત વિના પણ માણસોને એ ધંધામાં લેવામાં આવે છે

અહીં તમને ટૂંકી મુદતમાં શિક્ષકના ધંધાનું પુરેપુરૂં શિક્ષણ તો ન મળે, તોપણ તમને એ ધંધાની સફળતાની ઝાંખી થાય એવી તાલીમ તો મળી હશે; તમારામાં આ ધંધા વિષે માન અને શ્રધ્ધા પેદા થયા હશે એવી મને આશા છે. બીજા ખાતાંઓની સરખામણીમાં આ ધંધામાં વેતન ઘણું ઓછું મળે છે. દુનિયાના સર્વ દેશોમાં તેવું છે. પણ એ ધંધામાં રહેલી જવાબદારી ઘણી મોટી છે. એક કાળે આ ધંધાની જવાબદારી ચારિત્રવાન ઋષિ મુનિઓ ચપટી ચોખા લઇને ઊપાડતા હતા. તે જમાનાના ત્યાગી ગુરુઓએ આ ધંધાની પ્રતિષ્ઠા વધારી હતી. પણ જ્યારથી જવાબદારીનું મહત્વ ઘટી ગયું અને વેતનનું મહત્વ વધ્યું ત્યારથી આ ધંધાની પ્રતિષ્ઠા ખુબ ઓછી થઇ ગઇ છે. પણ ગાંધીજીએ આપણા દેશમાં પ્રવર્તતી માન્યતાઓમાં ઘણા ફેરફાર કર્યા છે. એમણે આપણા રાષ્ટ્રજીવનમાં નવીજ દિશા અને નવી દૃષ્ટિ આપી છે. કેળવણીની બાબતમાં પણ એમણે ભારે ફેરફાર બતાવ્યો છે. આ પ્રશ્નને નવી દૃષ્ટિએ રજુ કરી નવીજ રીતે જનતા આગળ રજુ કર્યો છે. તેઓએ પોતાની દૃષ્ટિ દેશના કેળવણીકારોની પાસે મુકી, અને જ્યારે મહાસભાવાદી પ્રધાનમંડળો સત્તામાં આવ્યાં ત્યારે એ સરકારની આગળ પણ એમણે એમની દૃષ્ટિ રજુ કરી.

આજની કેળવણીના પરિણામથી સૌને અસંતોષ થતો હતો. ઘણાને લાગતું કે ક્યાંક એમાં ખામી છે. પણ એ ખામીને કેવી રીતે સુધારવી તે કોઈને જડતું ન હતું. તે ગાંધીજીએ બતાવ્યું. એકલી મગજની કસરત કરાવવામાંજ કેળવણી સમાઇ જતી નથી. શરીરના અવયવો પણ કેળવાવા જોઇએ. પણ આજની પ્રજાની મનોદશા તો પરસેવો પાડયા વિના રોટલો

કરવાની છે. ગાંધીજીએ બાળકો મોટા થયે જે ધંધો કરવાના છે તે ધંધાના ઉદ્યોગ મારફતે જ શિક્ષણ મેળવે એવી યોજના તૈયાર કરી છે. મહાસભાના હાથમાં સત્તા હતી ત્યારે ઘણા પ્રાંતોની સરકારોએ વર્ધા યોજના દાખલ કરી અને તેને ઠીક ઠીક વેગ મળ્યો. એ વેગ અત્યારે ધીમો પડયો છે, કારણકે લોકો પૂજકો હોય છે. એકની એક વાત જો કોઇ સત્તાધિશ માણસ કરે તો તેની કિંમત અંકાય પણ એજ વાત જો કોઈ વિદ્વાન પંડિત પણ સત્તા વિનાનો માણસ કરે તો એ વાત કોડીની છે. તેથીજ આજે જે પ્રયોગો ચાલે છે તેમાં તેજ દેખાતું નથી.

જો તમે નિષ્ઠા અને ભાવનાથી કામ કરશો તો તેની કદર જરૂર થશે. આજે નહિનો આવતી કાલે પણ એની કિંમત અંકાશે. કોઇ દેશ હંમેશને માટે ગુલામ રહેવાનો જ નથી. અને આજે તો આખું જગત જવાળા મુખી પર ઉભેલું છે, અને નવેસરથી ઘડાય છે. અગ્નિ પરીક્ષા તો થશે પણ એમાંથી હિંદુસ્તાન મુક્ત થઇને સફળ રીતે બહાર નીકળશે. એટલે તમે કોઈ અશ્રદ્ધા લઈને ન જશો. આજે આ પ્રમાણપત્રો પર સરકારી સિક્કો નથી પણ આવતી કાલે એ સરકારી સિક્કાવાળાં પ્રમાણપત્રો જેટલાજ કિંમતના થશે.

આવતી કાલની પ્રજા કેળવવાની છે એનો આધાર એના શિક્ષક ઉપર રહે છે. જેવો શિક્ષક અને જેવું એનું ચારિત્ર્ય હશે તેવો નાગરિક તે થવાનો છે. કોણ કહી શકે કે એજ બાળકોમાંથી ગાંધી અને જવાહર નહિ નીવડે ? દરેકમાં મહાન થવાની શક્તિ છે. એમ માની લઇને એનો ઘાટ ઘડવાની જરૂર છે. બાળકોને માટે શિક્ષક છે એ શિક્ષકોએ ભૂલવું ન જોઇએ. આજે શિક્ષકોમાં એ નિષ્ઠા અને પોતાના ધંધા વિષેની વફાદારી જાણે ઘસાઇ ગઇ છે. ટ્રેનિંગ કોલેજોમાંથી પણ તમને તેવું નિષ્ઠાનું વાતાવરણ મળતું નથી. પહેલાં તેમ ન હતું. હું પણ ગામડાની નિશાળમાં ભણેલો અને ટ્રેનિંગ કોલેજ થઈ આવેલો શિક્ષક છું. અમારા વખતની કોલેજોમાં મહીપતરામ અને માધવલાલ જેવા અધ્યાપકો પાસેથી ઉંચી નિષ્ઠા મળતી. અમે એવી માન્યતા સાથે નિકળતા કે અમારી પાસે કાંઇક મિશન છે. એ જમાનાના શિક્ષકો જ્યાં જ્યાં જતા ત્યાં એમનો પ્રભાવ પડતો. એનું એક પરિણામ આપણે આજે જોઇએ છીએ કે ગાંધીજીને વીસ વર્ષ ઉપર કાર્યકર્તાઓ અને સૈનિકોનો મોટો ફાળો પૂરો પાડયો હતો. આજની પેઢીનો ફાળો આટલો ઓછો ઓછો છે, કારણ કે તેને દોરવનાર નિષ્ઠાવાન શિક્ષકોનો ફાળો ઘટી ગયો છે.

સરકારી કોલેજોમાંથી એવી ભાવના નથી આવતી એમ અમને લાગ્યું તેથીજ તમને અહીં મોકલ્યા હતા. જે સ્થાનમાં મહાત્માજી, સરદાર વિ. જેવા પૂજ્ય પુરુષોના ચરણથી સ્પર્શિત થયલી ધૂળ ઉડે છે તે સ્થાનમાં તમે ત્રણ મહિના રહ્યા છો. એક જમાનામાં જે જંગલ હતું તે જંગલ મટી મંગલમય બની ગયું છે, આવું સુંદર અને ભાવનાના વાતાવરણ વાળું સ્થાન આખા જિલ્લામાં બીજે ક્યાંય મને તો દેખાતું નથી. અમે જે માગતા હતા તે આ સ્થાન સિવાય બીજે ક્યાંયથી અમને મળી શકે એમ ન હતું એટલે અમે આ કામનો ભાર અહીંના લોકોને સોંપ્યો. સરકારી ટ્રેનિંગ કોલેજોમાં જઇને જોશો તો તમને તરત સમજાશે કે અહીં તમે જે મેળવ્યું છે તે ત્યાં નજ મળે. ત્યાંથી પ્રમાણપત્રો મળે પણ જીવનની ઉપયોગી ટેવો અને ચારિત્ર્ય તો અહીંજ મળે,

આપણી પ્રજાને બોલતાં ન આવડે, લખતાં ન આવડે, થુકતાં ન આવડે, પાણી પીતાં ન આવડે, સફાઇ રાખતાં ન આવડે. રાંધતાં ન આવડે. આ બધું તમે અહીંથી સુંદર રીતે

કરતા શીખ્યા છે, આ બધુ કામ કરતા છતા તમે જોયુ હશે કે અહીંના કાર્યકર્તાઓ વિદ્યાવ્યાસગમા પણ હમેશા આધીન રહેનાર છે, તે પરથી તમે આ પાઠ લઇ જશો કે શિક્ષકે હમેશા વિદ્યાર્થી જ રહેવુ જોઇએ અમે સ્કુલમાર્ડનું તંત્ર હાથમા લેવાના છીએ એ વાત જાણી એક મિત્રે કહ્યુ હતુ કે ત્યા જઇ બાળકોને ગાળોની ટેવ છોડાવવા શિક્ષકોને પરિપત્ર જરૂર કાઢજો, એટલુ કરશો તો પણ તમારૂ ત્યા ગયેલુ સાર્થક માનીશ આપણે આપણા બાળકોને સ્વચ્છ બોલતા શીખવવા છે ગાળો બોલતા અટકાવવા છે પણ તે તો શિક્ષકો ગાળ બોલતા અટકે તોજ બની શકે અહીં તમે અશ્લીલ ભાષાના પ્રયોગ વિના ત્રણ માસ ચલાવ્યુ તો હમેશ માટે કેમ ન ચાલે? આપણે આપણા બાળકોને સફાઇ શીખવવાની છે એના મો ઉપરના લીંટના લીંબોટા અને માથાનો મેલ હોય તે પહેલો સાફ કરો બાળકોને સાફ રહી જીવતા શીખવો આપણી શાળાઓની સ્વચ્છતા આખે ઉડીને વળગે અને બાળકોને સ્વચ્છ રહેવાની પ્રેરણા થાય, આ બધી વાત લાગે છે નાની નાની પણ શિક્ષણમા તે ઘણી મહત્વની છે એ તમે તમારી શાળામા દાખલ કરજો. પછી ભલે બાળકોને તમે ગણિત ઓછુ ભણાવો તમે બાળકોને ન મારવાનો કે બાળકો પ્રત્યે તિરસ્કાર ન કરવાનો નિશ્ચય કર્યો એ આનંદની વાત છે. બાળકોને શિક્ષક જમ જેવા લાગે છે મને પોતાને નાનપણમા કેટલાક શિક્ષકો તેવા લાગતા તમે તમારા વિદ્યાર્થીઓના મિત્ર થાઓ એમ હુ ઇચ્છુ તમારામાથી કેટલાયે તો વ્યસનો છોડયા છે તમે એમ ન માનશો કે વ્યસન ન છૂટે અઠંગ વ્યસની પણ સત્સંગથી પોતાનું વ્યસન છોડી દઇ ભક્ત થઇ ગયાના દાખલા અજાણ્યા નથી ફરીથી પાછા વ્યસનો તમારા ઉપર સવાર ન થાય એની તકેદારી રાખજો **ઢીલા ઢીલા લુગડાં ને વીલાં વીલાં મોં** એમ શિક્ષકો વિષે શા માટે કહેવાય? આપણે ગરીબ હોઇશુ પણ આપણે ઊંચામા ઊંચુ કામ કરીએ છીએ અને કોઇની આગળ નીચુ જોવુ પડે એવુ આપણને ન હોવુ જોઇએ આપણો દરજ્જો જરૂર વધવો જોઇએ એમ હુ માનુ છુ પણ તે પગારથી વધતો નથી. દરજ્જો તો વધે છે ત્યાગની ભાવનાથી-સેવાની ભાવનાથી એ ચાવી તમને મળે એટલા માટે તમને અહીં મોકલ્યા હતા

આજે આ વર્ગોનું કાર્ય પૂરૂ થાય છે તે વખતે હુ વેડછી આશ્રમના મારા મિત્રોએ જે કામ કર્યું છે તે બદલ આભાર માનું છુ આ જીલ્લાની અને ગુજરાતની કેળવણીના પ્રયોગનો ઇતિહાસ લખાશે ત્યારે આ વર્ગોને તેમા ઉંચુ સ્થાન મળશે એ વિષે મને શક નથી માટે તમે સર્વ શિક્ષકોએ અહીંથી જે મેળવ્યુ છે તે તમારા વિદ્યાર્થીઓમા ઉતારવાની પ્રભુ તમને શક્તિ આપો એજ મારી પ્રાર્થના છે

આ મેળાવડામા સુયોગે અલિધા (રાજપીપળા) ની વધીશાળાના આચાર્ય શ્રી ગોપાળરાવ કુલકર્ણી હાજર હતા તેમણે શિક્ષકોને આ સ્થાનમા તાલીમ મળવવાની તક મેળવવા માટે અભિનંદન આપ્યા હતા

વેડછી આશ્રમમા છેલ્લી રાષ્ટ્રભાષા પરીક્ષાઓમા ઉત્તીર્ણ થનાર વિદ્યાર્થીઓને શ્રી. કુલકર્ણીના શુભ હસ્તે પ્રમાણપત્રો આપવામા આવ્યા હતા

અન્તમા તાલીમ લેનાર શિક્ષકો પૈકી શ્રી નાથુભાઇ બ નકૃષ્ણે આશ્રમના જીવનથી પોતાના અને પોતાના મિત્રો ઉપર કેવી પવિત્ર અસર થઇ હતી તે દર્શાવતા ઉદ્ગારોથી ભરેલું લાગણીયુક્ત ભાષણ કર્યું હતુ

## અધ્યાપન વર્ગ વેડછીનું પરીક્ષા પત્રક

| વર્ગ | ૧લી શ્રેણી | ૨જી શ્રેણી | ૩જી શ્રેણી | કુલ |
|---|---|---|---|---|
| ૧લો વર્ગ | ૩ | ૩૫ | ૧૨ | ૫૦ |
| ૨જો વર્ગ | ૩ | ૩૧ | ૧૧ | ૪૫ |
| ૩જો વર્ગ | – | ૧૮ | ૩૦ | ૪૮ |
| ૪થો વર્ગ | ૧ | ૧૨ | ૧૮ | ૩૧ |
| ૫મો વર્ગ | ૧ | ૬ | ૩૦ | ૩૭ |
| ૬ઠ્ઠો વર્ગ | – | ૨૨ | ૨૪ | ૪૬ |
| કુલ | ૮ | ૧૨૪ | ૧૨૫ | ૨૫૭ |

## અ. વર્ગ ૬ની માહિતી

| વ્યસન | | | ખાદી પહેરવાનું અને કાંતવાનું | | |
|---|---|---|---|---|---|
| | ચાનું | બીડીનું | | ખાદી | રેંટિયો |
| હતુંજ નહિ એવા | ૨૬ | ૩૨ | પહેલેથી કરતા હોય એવા | ૬ | ૧ |
| તદ્દન છૂટ્યું એવા | ૪ | ૬ | હવે પછી કરશે એવા | ૩૭ | ૪૧ |
| પ્રયત્ન કરનાર | ૬ | ૫ | નહિ કરે એવા | ૨ | ૩ |
| ન છૂટ્યું એવા | ૯ | ૨ | | | |
| કુલ | ૪૫ | ૪૫ | | ૪૫ | ૪૫ |

નોંધ:—એક શિક્ષક બિમારીને કારણે છેલ્લા અઠવાડિયા દરમિયાન ઘેર ગયા. તેમની સાથે કુલ સંખ્યા ૪૬ થાય.

## શિક્ષકોની માહિતી અધ્યાપન વર્ગ વેડછી

| વર્ગ | શિક્ષકોની સંખ્યા | ચા તું વ્યસન કેટલાએ છોડયું ? | બીડી કેટલાએ છોડી ? | હવે પછી કેટલા ખાદી પહેરશે? | હવે પછી કેટલા કાંતશે ? | બાળકોને મા-બાનીકેટલાએ પ્રતિજ્ઞા લીધી | વજન: કુલ વધ્યું રતલ | વજન: વધુમાં વધુ રતલ | વજન: કેટલાનું વધ્યું | વજન: કેટલાનું ઘટ્યું | વિશેષ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ લો વર્ગ | ૫૦ | ૨૭ | ૨૮ | ૫૦ | ૩૭ | ૫૦ | — | — | — | — | |
| ૨ જો વર્ગ | ૪૫ | ૧૫ | ૧૧ | ૫ | ૪૦ | ૪૦ | ૧૫૧ | ૨૫ | ૩૫ | ૪ | સ્કૂલબોર્ડના શિક્ષકોની સંખ્યા–૨૫૦ |
| ૩ જો વર્ગ | ૪૮ | ૨૩ | ૧૮ | ૪૧ | ૪૬ | ૪૮ | ૨૦૬॥ | ૫ | ૪૧ | ૨ | બહારના શિક્ષકો+૭ |
| ૪ થો વર્ગ | ૩૧ | ૮ | ૬ | ૨૨ | ૩૦ | ૩૦ | ૧૮૩॥ | ૧ | ૨૪ | ૧ | કુલ૭–૨૫૭ |
| ૫ મો વર્ગ | ૩૭ | ૧૦ | ૮ | ૩૪ | ૩૫ | ૩૫ | ૧૧૬॥ | ૩૭॥ | ૨૨ | ૧૦ | |
| ૬ ઠ્ઠો વર્ગ | ૪૬ | ૪ | ૬ | ૪૪ | ૪૧ | ૪૪ | ૧૮૨॥ | ૧૬ | ૩૫ | ૬ | |
| કુલ | ૨૫૭ | ૮૭ | ૭૭ | ૧૯૬ | ૨૨૯ | ૨૪૭ | ૮૪૦ | ૮૪॥ | ૧૫૭ | ૨૩ | |

# લોકલબોર્ડમાં મહાસભા પક્ષની જરૂરિયાત

સ્થાનિક સ્વરાજની સંસ્થામાં મહાસભાએ કઈ રીતે જવું અને ત્યાં જઈને પોતાનો સેવાનો હેતુ કેમ પાર પાડવો એ જણાવવું જોઇએ. લોકલબોર્ડ એ સ્થાનિક સ્વરાજની એક સંસ્થા છે. ઉપરાંત એનો કારભાર લોકશાસનના સિદ્ધાંત પ્રમાણે ચાલે છે. લોકશાસનનો અર્થજ એવો છે કે પ્રજાના પ્રતિનિધિઓ મારફતેજ રાજકારભાર અને બીજાં જાહેર કામો થવાં જોઇએ. મતદાર જ્યારે કોઇ પણ ઉમેદવારને પોતાનો મત આપે છે ત્યારે એટલી અપેક્ષા તો જરૂર રાખે અને તેણે રાખવી જોઇએ કે પોતે જેને મત આપે છે તે પ્રતિનિધિ પોતાનું અને પ્રજાના હિતનું કાર્ય કરશે. પણ લોકલબોર્ડમાં અથવા ધારાસભામાં કોઇ એક મતદારે મોકલેલો એકજ પ્રતિનિધિ આવતો નથી. અનેક મત વિભાગોમાંથી અનેક મતદારોએ પસંદ કરેલા જુદા જુદા પ્રતિનિધિઓ આવે છે. વળી લોકશાસનના નિયમ પ્રમાણે કોઇ પણ પ્રજાહિતનું કાર્ય પ્રતિનીધિઓની વધુમતિથીજ નક્કી થાય છે. તેથી એ વધુમતિ તોજ એકધારી રીતે સાચવી શકાય કે જ્યારે પ્રતિનીધિઓ કોઈ એક શિસ્તથી બંધાયલા હોય. નહિં તો એવું બનવાનો સંભવ રહે છે કે આજે એક વાતમાં વધુમતિ મળે અને તેવીજ જાતની બીજી વાતમાં પ્રજાના હિતના કાર્યને વધુમતિ ન પણ મળે. એક જમાનો એવો હતો કે પ્રજાની સેવા કરવાનો ઇરાદો રાખનારા કેટલાક લોકો સ્થાનિક સ્વરાજની સંસ્થાઓમાં અને ખુદ ધારાસભાઓમાં જવાનો ઇરાદો રાખતા. અને તે માટે જે લોકો પોતપોતાની શક્તિથી ચૂંટાઇને ગયેલા હોય તેમાંથી જેટલા એ ઇરાદો માન્ય રાખે તે બધાનો એક સમુદ બાંધવાનો પ્રયત્ન કરતા. આ રીતે ચૂંટણીમાં પોતાના જોર પર ચૂંટાયેલા લોકો ભેળા થતા ખરા પણ કંઈ પણ કાર્યસાધક રીતે કાર્ય કરી શકતા નહિ. કેમકે જ્યારે જ્યારે આવી રીતે ચૂંટાઈ આવેલા લોકો પૈકી જેનો જેનો અંગત અથવા પોતાના મતવિભાગનો સ્વાર્થ ઉભો થતો ત્યારે ત્યારે તેવા લોકો જાહેર હિતનો વિચાર મૂકી દેતા. આ રીતે સમૂહબંધન જળવાતું નહિં અને તેથી તે સમૂહ કંઇ પણ કાર્ય સાધી શકતો નહિ. ઉલટું એક વાર હેતુને માટે ભેગા થયા પછી તેમાંથી છૂટા પડી જવાને અંગે એ બધા લોકોમાં કંઈક કડવાશ ઉભી થતી અને આખરે શોષવાનું જાહેર પ્રજાને જ રહેતું.

તેથી જો કોઈ સંસ્થા પ્રજાહિતના હેતુથી જ લોકલબોર્ડમાં કે એવી જ જાતની સંસ્થાઓમાં જવાનુ નક્કી કરે અને ત્યાં ગયાં પછી પોતે ધારેલું કામ પાર પાડી શકે એમ ઇચ્છતી હોય તો તે સંસ્થાએ પક્ષ પદ્ધતિએ જ પોતાના ઉમેદવારો મતદારો આગળ રજુ કરવા જોઇએ અને પોતાના પક્ષના ધ્યેય અનુસાર પોતાનું તંત્ર આગળથી ગોઠવવું જોઇએ અને તે તંત્રની અંદર રહીનેજ પોતાનું કાર્ય કરવું જોઇએ. તેથીજ મહાસભાએ પણ જ્યારે લોકલબોર્ડ અને ધારાસભા જેવી સંસ્થાઓમાં જવાનું નક્કી કર્યું ત્યારે એ સંસ્થાઓમાં મહાસભાવાદીઓને છુટા છુટા જવાની સલાહ ન આપી પણ પક્ષ પદ્ધતિએ મહાસભા પક્ષનું બંધારણ ઘડી એ બંધારણમાં રહી કામ કરવા બંધાતા મહાસભાવાદીઓ ખોળી પસંદગી કરીને ઉમેદવારો ઉભા રાખવાનું નક્કી કર્યું. આ રીતે લોકલબોર્ડ મહાસભા પક્ષને અંગે મહાસભાએ એવી યોજના કરી છે કે જેઓ મહાસભાના સ્વરાજ્ય પ્રાપ્તિના ધ્યેયને માન્ય

મારફતે કેટલી સફળતાથી કામ લઇ શકાય છે તે વાતોનો સચોટ દાખલો છે.

ગામ ખુદ મતદારોનું હિત ધ્યાનમાં લેતાં પસંદગી અને દેખરેખ અંગે જે, થવું જોઇએ તે થઇ રહે છે. એવી જાતની પસંદગી અને દેખરેખ નથી હોતી ત્યારે ચૂંટાઇ ગયા પછી ઉમેદવારો શું કરે છે તે જાણવાનો અથવા કંઇ ખોટું કરતા હોય તો તેને અટકાવવાનો બીજી ચૂંટણી થાય ત્યાં સુધી મતદારો પાસે કંઇ ઉપાય રહેતો નથી. એટલે મતદારોના હિતની દૃષ્ટિથી પણ આવી જાતના પક્ષની યોજના જરૂરી છે અને પક્ષના શિસ્ત અને એનું બંધન ઉમેદવારો ચૂંટાયા પહેલાં સ્વીકારે છે એ એક જાતની મતદારોને મળેલી બાંયધરી છે. આવી જાતની શિસ્તની બાંયધરી આપવાની નામરજી હોવાથી અને જરૂર પડે તો મતદારના હિતની વિરૂધ્ધ કંઇ કાર્ય કરવાનું આવે ત્યારે તે કરી શકાય એવી પોતાને માટે સ્વતંત્રતા જાળવવાની મુરાદથી કેટલાક લોકો પોતાને સ્વતંત્ર કહેવડાવીને ચૂંટાવાને બહાર પડે છે. સ્વતંત્રતા એ શબ્દ આજની હિંદુસ્તાનની સ્થિતિમાં હિંદુસ્તાનના લોકોને એટલો બધો પ્રિય થઈ પડયો છે અને સ્વતંત્ર થવાનું પ્રજાને માટે એટલું જરૂરી જણાયું છે કે જ્યારે જ્યારે સ્વતંત્ર શબ્દનો ઉપયોગ થાય છે ત્યારે પ્રજાને કંઇક એવો ભાસ થાય છે કે સ્વતંત્ર નામથી થતું બધું પ્રજાના હિતનું છે. પણ અહિંયાં જ્યારે સ્વતંત્ર શબ્દનો ઉપયોગ ઉમેદવારો પોતાને માટે કરે છે ત્યારે પ્રજાએ એટલું યાદ રાખવું કે પોતાને સ્વતંત્ર કહેવડાવનારો ઉમેદવાર પ્રજાને નુકશાન કરવાની જરૂર પડે તો તે કરવાને માટે પણ સ્વતંત્ર રહેવા માગે છે. ખરી રીતે આ સ્વતંત્ર ઉમેદવારોને માટે સ્વતંત્રને બદલે કોઇ બીજું વિશેષણ વાપરવું જોઇએ, પણ તે શોધી કાઢવાનું કામ અમે જાહેર પ્રજાને અને મતદારોનેજ સોંપીએ છીએ.

આ બધું જોતાં મતદારોએ એવાજ ઉમેદવારને પોતાનો મત આપવો જોઇએ કે જે કોઇ એક પક્ષમાં રહીને મતદારના હિતનું કાર્ય કરવાને બંધાય. મતદારને ગમે તે પક્ષના સિદ્ધાંતની અથવા કાર્યપદ્ધતિની પસંદગી કરવાની સંપૂર્ણ સ્વતંત્રતા રહે છે, અને રહેવી જોઇએ. પણ કોઈ પણ રીતે બંધાવા ન ઇચ્છતા સ્વતંત્ર ઉમેદવારને મત આપવાથી મતદારનું હિત જળવાતું નથી એ મતદારે સમજવું જોઇએ. એથી ઉલટું કોઇ પણ એક પક્ષની શિસ્તથી બંધાયલા ઉમેદવારને તે પક્ષનો કાર્યક્રમ પોતાને પસંદ હોય તે કારણે પોતાનો મત મતદાર આપે તો તે મતનો પૂરેપૂરો ઉપયોગ મતદારને થાય છે. વળી મતદારને ઉમેદવાર ચૂંટયા પછી તે ઉમેદવાર પોતાની અપેક્ષા પૂરી નથી પાડતો એવું જણાય ત્યારે પક્ષના સંચાલકોની આગળ તે ઉમેદવારને વિષે રજુઆત કરવાનો અવકાશ રહે છે. સ્વતંત્ર ઉમેદવાર તો એટલો સ્વતંત્ર એટલે એટલો બીનજવાબદાર હોય છે કે તેને વિષે કોઈની આગળ ફરિયાદ કરવાનું સાધન રહેતું નથી. ફરિયાદ કરવાની થાય તો તેની પોતાની આગળજ કરવી પડે. પરંતુ પોતાનો ન્યાય પોતે કરવા જેટલી જવાબદારીની અપેક્ષા કોઈ પણ ઉમેદવાર પાસે રાખવી એ વધારે પડતું છે.

એટલે મતદારોનું હિત જળવાય, મતદારોનો ઉમેદવારની પસંદગીમાં અવાજ રહે, ઉમેદવારો ચૂંટાયા પછી તેમના પર દેખરેખ રહે અને ઉમેદવારોને પણ પોતાની જવાબદારીનું ભાન રહે તેટલા સારૂ લોકલબોર્ડ જેવી સંસ્થાઓમાં પક્ષ મારફતેજ પ્રતિનિધિઓ જાય એ જરૂરનું છે.

| વિષય | | પૃષ્ઠ |
|---|---|---|
| ૧ પ્રાર્થના | પ્ર. | ૩૨૩ |
| ૨ સુરત જિ. લો. બોર્ડની ચૂંટણીનાં કેટલાંક સંસ્મરણો | દુર્લભજી પરાગજી દેસાઇ | ૩૨૪ |
| ૩ ઓરીફળીયાના લોકોને અભિનંદન | દુર્લભજી પરાગજી દેસાઇ | ૩૨૬ |
| ૪ પંચમહાલ જિલ્લાની ગ્રામપંચાયતોના સભ્યોનાં નામો | | ૩૨૯ |
| ૫ સુરત જીલ્લા લો. બો.ના સને ૧૯૩૯–૪૦ના વરસના હિસાબોની ઓડીટ નોટ | | ૩૩૧ |
| ૬ ઝંખના | જ્યોત્સ્ના શુક્લ | ૩૩૯ |
| ૭ જિલ્લા લો. બો.ની કાર્યવાહી | | ૩૪૦ |
| ૮ જિલ્લા સ્કુલ બો. કાર્યવાહી | | ૩૪૧ |
| ૯ પંચાયતોને સૂચના | | ૩૪૧ |
| ૧૦ ખેડા જિલ્લા બો.ની પ્રવૃત્તિઓ | | ૩૪૬ |
| ૧૧ મુંબઈ ધારાસભાના મતદાર બનો | | ૩૪૯ |
| ૧૨ બોંપસીંગના ખોળનો ઉપયોગ | | ૩૫૩ |
| ૧૩ નવી સુરત જિ. લો. બો.ના સભ્યો | | ૩૫૪ |



## ગ્રાહકોને

જેમના લવાજમના પૈસા બાકી હોય તેમને તે તારીખે મોકલી આપવા વિનંતિ છે

**તંત્રીમંડળ**

શ્રી. દુર્લભજી પરાગજી દેસાઈ
શ્રી. કલ્યાણજી વિઠ્ઠલભાઈ મહેતા
શ્રી. જ્યોત્સ્ના બ્હેન શુક્લ
શ્રી. મકનજી પુરુષોત્તમ પટેલ
શ્રી. લલ્લુભાઈ હરિભાઈ પટેલ

• વ્યવસ્થાપક •
શ્રી. ઠાકોરભાઈ મણિભાઈ દેસાઈ
ચિફ ઓફિસર
સુરત જિલ્લા લો. બોર્ડ

• મુદ્રક •
કાલિદાસ કૃપાશંકર શેલત,
'પ્રતાપ' પ્રી. પ્રેસ
કણપીઠ, સુરત

આ માસિક દર મહિનાની ૧૫ મી તારીખે પ્રગટ થાય છે.
વાર્ષિક લવાજમ રૂા. ૧–૦–૦

# સૂરત જિલ્લા સ્થાનિક સ્વરાજ્ય

[ માસિક ]

વર્ષ ૨ ]　　જુન ૧૯૪૨　　[ અંક ૧૧


## પ્રાર્થના

દીનદયાળ ! દયા નહિ માગું,　　રૂદ્ર ! રોપ તુજ માગુ જી;
પ્રેમ પછી કરજો પરમેશ્વર,　　પ્રથમ ક્રોધ વરસાવોજી.
ધૂપસળી ના સળગાવો તો　　એ ન કદી મઘમઘશેજી;
ઇંધણિયાં નહિ પેટાવો તો　　અન્ન ચૂલે ના ચડશેજી.
વનવનનાં ફૂલ નહિ તોડો તો　　વ્યર્થ છોડ પર સૂકશેજી;
ખેતરનાં તૃણ નહિ કાપો તો　　જગની ભૂખ ન ટળશેજી.
ચકમક લોઢે નહિ ઘસશો તો　　તણખા નહીં પ્રગટશેજી,
જો ઓરસિયે ના ઘસશો તો　　ચંદન-લેપ ન મળશેજી
સૂરજ, ચંદર નહિ ડુબવો તો　　ઘરદીવડા નહિ સળગેજી;
ફાનસમાં દીપ નહિ પૂરો તો　　વટોળે નહિ ખળશેજી.
પ્રલય-પૂર જો નહિ રેલો તો　　કાદવ નહિ ધોવાશેજી,
મૂશળધારે નહિ વરસો તો　　રણની તરશ ન ટળશેજી.
મૃત્યુનું અમૃત પાઈને　　નવું જીવન સરજાવોજી;
નાનકડું તાંડવ ખેલીને　　સૃષ્ટિ નવી સરજાવોજી.

પ્ર૦

# સૂરત જિલ્લા લોકલ બોર્ડની ચૂંટણીનાં કેટલાંક સંસ્મરણો

સુરત જિલ્લા લો. બો. મહાસભા પક્ષ ચૂંટણી સમિતિના પ્રમુખ તરીકે જિલ્લામાં ચૂંટણી અંગે પ્રચાર કરવાનો મુખ્ય બોજો મહારા ઉપર હતો અને તેથી જિલ્લાના આઠ તાલુકાઓ પૈકી જે તાલુકાઓમાં ચૂંટણી હતી તેમાં પ્રચાર માટે ઘણાં ગામોએ જવાનું થયું હતું. આવા મુલાકાતના દરેક ગામે જાહેર સભા રાખવામાં આવતી હતી અને તેમાં મહાસભા પક્ષનો કાર્યક્રમ સમજાવવાની કોશિષ કરવામાં આવતી હતી. અને વિરૂદ્ધ પક્ષ તરફથી પત્રિકાઓ મારફતે જે પ્રચાર કરવામાં આવતો હતો તેના ઉત્તરો આપવામાં આવતા હતા. આ પ્રચારના અનુભવ ઉપરથી પ્રજા શાસન તંત્ર માટે આપણો જિલ્લો કેટલો તૈયાર છે તે જાણવાનું મળ્યું હતું.

ચૂંટણી અંગે મતદારોના બે મોટા વિભાગ પાડી શકાય. એક શિક્ષિત અને બીજો અશિક્ષિત-શિક્ષિત વિભાગ ચૂંટણીમાં સારો રસ લે છે અને ચૂંટણી અંગેના પ્રચારનો સારો લાભ ઉઠાવે છે પણ પાર્લામેન્ટરી પદ્ધતિના લોક શાસનમાં પક્ષ પદ્ધતિનું સ્થાન કેટલું આવશ્યક છે તે હજુ ઘણા મતદારોને સમજાતું નથી. આવી ચૂંટણીઓમાં જો સિદ્ધાંત ઉપર રચાએલા જુદા જુદા પક્ષો ભાગ લેતા હોય તો પક્ષ પદ્ધતિમાં પક્ષ તરફના જે ઉમેદવારોને ચૂંટણીમાં ઉભા રાખવામાં આવે છે તેની પસંદગી પક્ષના આગેવાનો શા માટે કરે છે તે સમજાવવાનું સહેલું થઈ પડે. પણ આપણા દેશની ખાસ પરિસ્થિતિને લીધે જુદા જુદા રાજકીય પક્ષોને બહુ ઓછું સ્થાન છે, કારણ કે દેશને હજુ સ્વાધીનતા પ્રાપ્ત કરવાની છે અને એ મહાનકાર્ય મહાસભા અર્ધી સદી થયાં કરે છે. છતાં હાલના મહાસભા આગેવાનો કરતાં જો કોઈ આગેવાનો વધારે ઝડપથી સ્વાધીનતા પ્રાપ્ત કરી શકે એમ હોય તો તેઓ જુદો પક્ષ સ્થાપી શકે છે. પણ આવો મહાસભા કરતાં વધારે ઝડપથી આઝાદી લાવવાનો દાવો કરનારો પક્ષ હજુ હસ્તીમાં આવ્યાનું જાણવામાં નથી. અને તેથી પક્ષતરીકે આજે ધારાસભામાં અને સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓમાં મહાસભા એકલી પક્ષ તરીકે પોતાના ઉમેદવારો બહાર પાડે છે અને તેથી પક્ષ પદ્ધતિ સમજવાનું લોકોને મુશ્કેલ જણાય છે. છતાં જ્યાં સુધી મતદારો પક્ષ પદ્ધતિની વિશેષતાઓ બરાબર જાણે નહિ ત્યાં સુધી લોકશાસનના પાયારૂપ એક નિયમ જાણવાનો બાકી રહે છે. આ પદ્ધતિમાં પક્ષ તરફથી જે ઉમેદવારો ઉભા રાખવામાં આવે છે તે ઉમેદવારોની પસંદગી પક્ષના આગેવાનો કરે છે એ સમજવાનું લોકોને મુશ્કેલ જણાય છે, કારણકે આ પદ્ધતિ પ્રમાણેનું લોકશાસન એ મતદારોને માટે તદ્દન નવો અનુભવ છે. પશ્ચિમ દેશનું અને ખાસ કરીને ઈંગ્લાંડની લોકશાસનની પક્ષ પદ્ધતિ સમજાવવાનું કામ ચૂંટણીને અંગેના પ્રચારમાં રહે છે. હજુ આ વિષયમાં દેખીતી રીતે વધુ પ્રચારની જરૂર રહે છે. આ તો આપણા લખી વાંચી શકે એવા મતદારો માટેની વાત થઈ પણ અશિક્ષિત મતદારોને સમજાવવાનું કેટલું મુશ્કેલ છે તે તો અનુભવ ઉપરથી જ સમજી શકાય હજુતો મતદારોના એક સારા જેવા ભાગને લો. બોર્ડ એ કેવી જાતની સંસ્થા છે તેની ખબર નથી. આ વર્ગના લોકોને મહાસભા શું એની

તો ખબર કયાંથી જ હોય. લોકશાસન ખરેખર ફતેહમંદ બનાવવું હોય તો આવા અજ્ઞાન વર્ગોને શિક્ષિત બનાવવા પડશે અને તેમની મતદાર તરીકેની ફરજનું ભાન કરાવવું પડશે. આ કાર્ય એટલું મોટું છે કે વર્ષો સુધી જાહેર કાર્યકરોને આ પાછળ મંડયા રહેવું પડશે. કંઈ નહિ તો મતદારો કોઇ પણ લાલચને વશ થઇને મત આપે નહિ એટલી સમજતો તેમનામાં લાવવી જ રહી આ દિશામાં સ્થાનિક સ્વરાજ્ય માસિક મારફતે તથા જિલ્લાના ગામડાઓમાં સભાઓ ભરીને બોર્ડના અધિકારીઓ અને બધા સભ્યો પોત પોતાનો ધર્મ બજાવશે એ આશા વધારા પડતી તો નજ ગણાય.

મતદારો સમજ પૂર્વક મતો આપે અને ચાલુ વહિવટની યોગ્ય ટીકા કરે તે હેતુથી મહાસભા પક્ષના ત્રણ વર્ષના વહિવટનો રીપોર્ટ સ્થાનિક સ્વરાજ્ય માસિકમાં પ્રગટ કરવામાં આવ્યો હતો અને તે ઉપરાંત પક્ષ તરફથી આ રીપોર્ટની બે હજાર નકલો પ્રસિદ્ધ કરવામાં આવી હતી. આ રીપોર્ટ જો કે જોઇએ તેટલા પ્રમાણમાં વચાયો નથી છતાં એટલું કહેવું જોઇએ કે શિક્ષિત વર્ગમાંથી સારી જેવી સખ્યાએ એમાંથી માહિતી મેળવી લીધી હતી.

જ્યાં સુધી મતદારો મતને પવિત્ર સમજીને જન સમુહના સામાન્ય હિતને ખાતર મત આપતા થાય નહિ ત્યાં સુધી સાચું લોકશાસન આપણે લાવી શકીએ નહિ એ બાબતની ખાત્રી આ ચૂંટણીના પ્રચારના અનુભવથી દૃઢતર બની છે અને જીલ્લા લો. બોર્ડના અગર મહાસભાના દરેકે દરેક કાયકરે મતની પવિત્રતા સમજાવવા અને તેનો કાળજીપૂર્વક ઉપયોગ કરવા મતદારોને કેળવવા જોઇએ.

ચૂંટણીના થોડા રમુજી દાખલા આપવાનુ અસ્થાને નહિ ગણાય.

એક ગામના લોક મહાસભાને મત આપવા નારાજ હતા. અને તેનું કારણ એ હતું કે તેમના છોકરાને શાળા ખાતા તરફથી નોકરી આપવામાં આવી નહતી. એ છોકરાને નિયમમા ઠરાવ્યા પ્રમાણેના ગુણો નહિ મળવાથી નોકરી આપવામાં આવી નહતી. આવા મતદારોને અંગત લાભ સિવાય બીજી કોઈ બાબતની પડી હોતી નથી

બીજી એક જાહેર સભામાં મહાસભા સામે નિશાળના શિક્ષક સંબધે વાંધો લેવામા આવ્યો હતો. હજુ લોકોમાં સામાન્ય માન્યતા એવી છે કે શિક્ષકોની ફેરબદલીનું કામ સ્કૂલબોર્ડ અગર તેના ચેરમેનના હાથમાં છે. પણ આ એક ભ્રમ છે. એટલું જાણી લેવું જોઇએ કે શાળાના શિક્ષકોની નીમણુંક તથા ફેરબદલી કરવાનો અધિકાર સ્કૂલબોર્ડના એડમીનીસ્ટ્રેટીવ ઓફીસરનો જ છે અને તેમા સ્કૂલબોર્ડનો અગર ચેરમેનનો કંઈ પણ અધિકાર નથી.

એક જગ્યાએ કહેવામાં આવ્યુ કે તેમના ગામનું તળાવ વર્ષો થયાં ખોદાયું નથી, જ્યારે બીજાં અનેક ગામોનાં તળાવો ખોદાયાં છે. તેમને સમજણ પાડવામાં આવી કે બોર્ડ પાસે તળાવો ખોદાવવાના પૈસા જ નથી અને છેલ્લા ત્રણ વર્ષ દરમિયાન કોઈ પણ તળાવ ખોદવામાં બોર્ડે કંઈ ખર્ચ કર્યો નથી. જે અનેક તળાવો ખોદાયાનું કહેવાય છે તે ઇરીગેશન તળાવો છે અને તે ખોદાવવાનો ખર્ચ સરકાર કરે છે. આ ખુલાસાથી હુ ધારું છું કે એ મતદારને સંતોષ થયો હશે.

એક રાનીપરજ ગામની ઢોડીઆઓની સભા હતી. સભામાં હાજર થનાર બધા જ ઢોડીઆઓ હતા. કોઈ પણ ભણેલું નહિ. તેમને બોર્ડ શું તેની પણ ખબર નહિ તેમજ મહાસભા શું એની પણ ખબર નહિ, આવા મતદારોને સમજ આપવાનું કેટલું મુશ્કેલ છે તે સ્હેજે સમજી શકાય છે. આવા મતદારોને પ્રથમ લખતાં-વાંચતાં શીખવવું જોઈએ તો જ તેમની પ્રગતિ થઈ શકે.

આ ચૂંટણીમાં મતદારોએ મહાસભા પક્ષને જે વિજય અપાવ્યો છે તે મતદારોની મહાસભા તરફની ભાવના સૂચવે છે, જો બધા સ્વતંત્ર ઉમેદવારોને મત મળ્યા હતા તે ભેગા કરવામાં આવે અને મહાસભા પક્ષના ઉમેદવારોને મળેલા મતનો સરવાળો કરવામાં આવે તો જણાશે કે સ્વતંત્ર ઉમેદવારો કરતા મહાસભાને અનેકગણાં મતો મળ્યા છે, અને એ ઉપરથી ખુલ્લું જણાઇ આવશે કે મહાસભા પ્રત્યેની લોકોની ભક્તિમાં કંઇ પણ ઘટાડો થયો નથી. ચૂંટણીના પરિણામથી બીજું અનુમાન એ નીકળે છે કે સુરત જીલ્લાની પ્રજા મહાસભા પક્ષના વહિવટને પસંદ કરે છે, પ્રજાએ મહાસભા પક્ષમાં જે વિશ્વાસ મૂક્યો છે, એને લાયક એ નીવડે એવી પ્રભુ પ્રાર્થના છે.

દુર્લભજી પરાગજી દેસાઈ.

# બોરીફલીયાના લોકોને અભિનંદન

સુરત જીલ્લા લો. બોર્ડની ગામ સુધારણા સપ્તાહ યોજના મારફતે એક વર્ષમાં સ્વાશ્રયથી લગભગ એક લાખ ત્રીશ હજાર રૂપિયાનાં કામો આ જીલ્લામાં થયાં હતાં. આન્તર રાષ્ટ્રીય પરિસ્થિતિ અને મહાસભાના પ્રધાનોનાં રાજીનામાથી લોકોમાં અને બોર્ડના કાર્યમાં થોડો નિરુત્સાહ આવ્યો હતો પણ એ યોજનાએ લોકોના હૃદયમાં કાયમનો વાસ કર્યો છે તે એટલા ઉપરથી સમજાય છે કે આજે પણ અનેક ગામો પોત પોતાના ગામના રસ્તાઓ સ્વાશ્રયથી સુધારે છે. આવો એક દાખલો બોરીફલીયા ગામનો છે. બોરીફલીયું એ જલાલપોર તાલુકાના સુલતાનપુર ગામનું ફલીયું છે પણ ખરી રીતે એ સ્વતંત્ર ગામ જેવું જ છે. એ ગામમાં મુખ્યત્વે કોળી ભાઇઓની જ વસ્તી છે. આ ગામની શાળાની પ્રગતિને લીધે એ ગામ પ્રસિદ્ધિમાં આવ્યું છે. એ ગામની શાળાની પ્રગતિ જોવાને માટે તે વખતના સરકારના વડા પ્રધાન શ્રી ખેર સાહેબે એ ગામની ખાસ મુલાકાત લીધી હતી અને પાયાની કેળવણીનું એ ગામ ન હોવા છતાં તેના ઉત્સાહી શિક્ષકે વર્ધા યોજના પ્રમાણેની વખાણવા લાયક તાલીમ વિદ્યાર્થીઓને આપી હતી. આ શાળાની મુલાકાત લેનાર કોઇને પણ સંતોષ થયા વગર રહે નહિ. આજ ગામે સ્વાશ્રયથી આ વર્ષે એક નવો રસ્તો જ્યાં બારે કિચડ થતો હતો તે બનાવ્યો છે. આંટ થઇને બોરીફલીએ જવાય છે. આંટની સરહદમાં જ એક ગોજી નામની નાળ આવે છે. દબાણોને લીધે એ સાંકડી થઈ ગઈ હતી અને જનાર આવનારને ભારે અડચણ પડતી હતી. આ ગામના એક ઉત્સાહી ભાઈ શ્રી છીતુભાઇએ આ બાબત ઉપર અમારું ધ્યાન ખેચ્યું અને માંગણી કરી કે આ નાળના દબાણો દુર કરવામાં આવે

તો લોકો સ્વાશ્રયથી આ રસ્તાનું માટી કામ કરી તેના ઉપર કાંકરા નાંખી દુરસ્ત કરશે. આ ઉપરથી જલાલપોર તાલુકાના મામલતદાર સાહેબને વિનતિ કરતાં એમણે દબાણો દૂર કરાવવામા તાત્કાલિક મદદ કરી અને નાળની પાસેના ખેતરવાળાઓએ દબાણો દૂર કર્યા, અને પરિણામે આજે આ રસ્તો સ્વાશ્રયથી સારી સ્થિતિમાં આવી શક્યો છે. આ કામને માટે હું ઍરીફલીયાના લોકોને અભિનંદન આપું છું, અને શ્રી. છીબુભાઈએ જે ઉત્સાહ બતાવ્યો છે તે બદલ તેમને ધન્યવાદ આપું છુ. મામલતદાર સાહેબે જે વખતસર મદદ કરી છે તેને માટે લોકો તેમના ૠણી જ થયા છે. આ ગામનુ અનુકરણ જીલ્લાના સહુ લોકો પણ કરશે એવી આશા રાખું છું.

દુર્લભજી પરાગજી દેસાઈ

# પંચમહાલ જિલ્લાની ગ્રામપંચાયતોના સભ્યોનાં નામો

## કાલોલ તા. કલોલ

શ્રીમતિ જાન્હવિકા મદનરાય દેસાઈ, શ્રી. શરીફમીયા હમીદમીયા, શ્રી. સોરાબખાન ગુલઝારખાન, શ્રી. માણેકલાલ મગનલાલ ગાંધી, શ્રી મારૂતિસિંહ છત્રસિંહ ઠાકોર, શ્રી. શાભાઈ નાથુભાઈ પટેલ, શ્રી એચ્છવલાલ ગીરધરલાલ પરીખ, શ્રી કરૂણાશંકર જીવરામ જોષી, શ્રી. ચંદુલાલ પીતાંબર ઉપાધ્યાય, શ્રી ચંદુલાલ પુરૂષોત્તમ દેસાઇ, સરપંચ.

## ડેરોલ તા. કાલોલ

બાઈ ગંગા મથુર કાળીદાસ, શ્રી. રઈજી ગગા, શ્રી. અભેસીંગ હરિભાઈ, સરપંચ. શ્રી. શામળભાઈ ચુથાભાઇ, શ્રી મગળભાઇ મથુરાભાઇ પ્રભુદાસ, શ્રી મંગળભાઇ ગીરધરભાઇ નાથુભાઇ, શ્રી હિરાલાલ નરોત્તમ દેસાઇ, શ્રી. શકરલાલ ઉત્તમરામ જોશી, શ્રી બાબરભાઇ ધુળાભાઈ, શ્રી. ભાથીભાઈ નાનાભાઈ, શ્રી. ધુળાભાઇ પુંજાભાઇ.

## ખેડીયા તા. કાલોલ

શ્રીમતિ દીવાળીબહેન, શ્રી વહાલાભાઈ હીરાભાઇ વણકર, શ્રી. સુકાભાઇ બેચરભાઇ, શ્રી. રણછોડભાઇ કાભાઇ, શ્રી અનોપસીંહ દીપસીંહ, શ્રી. ફતેહસીંહ હમીરભાઇ, શ્રી. કાનુભાઇ ધુળાભાઇ, શ્રી કેસરીસીંહ નાથાભાઇ, સરપંચ શ્રી કેસરીસીંહ અમથાભાઇ, શ્રી સામંતસીંહ જાદવસીંહ, શ્રી નાથાભાઇ મનોરભાઈ.

## મલાવ તા. કાલોલ

શ્રીમતિ તેમીના પેસ્તનજી, શ્રી. વાહલાભાઇ ધુળાભાઇ, શ્રી મગનભાઇ નાનભાઇ, શ્રી. રડતીયાભાઇ બાપુભાઇ, શ્રી દુલા જબુડા નાયક, શ્રી. જસભાઇ છગનભાઇ, શ્રી. ચંદુભાઇ શંકરભાઇ, શ્રી. અંબાલાલ ઇશ્વરભાઇ, સરપંચ શ્રી. ચુનીભાઇ કોલાભાઇ, શ્રી. મંગળભાઇ જેસીંગભાઈ. શ્રી ગંભીરભાઇ ભાઇજીભાઇ.

## દેલોલ તા. કાલોલ

બાઈ ડાહી, શ્રી ચીમનલાલ ચુનીલાલ શાહ, શ્રી. ઝવેરભાઇ શંકરભાઈ, પટેલ, શ્રી. રામજીભાઇ નાગરભાઈ પટેલ, શ્રી. ગોરધનદાસ દ્વારકાદાસ સરપંચ, શ્રી. કમના સુંદર, શ્રી સબુરસીંગ મોકમસીંગ, શ્રી દાદાભાઇ ખાતુભાઇ, શ્રી. મોહનસીંગ બાબરસીંગ, શ્રી. રમણલાલ ભોગીલાલ, શ્રી. છોટાલાલ ભુરચંદ

### અડાદરા તા. કાલોલ

શ્રીમતિ મંગળાગૌરી મોહનલાલ, શ્રી. પુંજાભાઇ જેઠાભાઇ, શ્રી. મોહનલાલ મથુરભાઇ કાળીદાસ, શ્રી. ભારતસીંગ હેમભાઇ, શ્રી. મોતીસીંગ ભેમસીંગ, શ્રી. પ્રતાપસીંગ ધુળાભાઇ, શ્રી. મગનલાલ મનસુખ હરિલાલ, શ્રી. સોમાલાલ ગહાસુખલાલ સોની, સરપંચ, શ્રી. જેઠાલાલ પુંજાલાલ, શ્રી. હુસેનઅલી હેમતુલ્લાભાઈ, શ્રી. ચંદ્રસીંગ ગગાભાઇ.

### સણસોલી તા. કાલોલ

શ્રીમતિ હીરાદેવી હિંમતલાલ ગરબડદાસ, શ્રી. ચંદ્રસીંગ વજેસીંગ, શ્રી. જીણાભાઇ નાથુભાઇ, શ્રી. શાહભાઇ દાભાઇ રાઠોડ. શ્રી. કેસવલાલ મગનલાલ શાહ. શ્રી. ડાહ્યાભાઇ મનસુખરામ વૈદ. શ્રી. છોટાલાલ સાંકળચંદ શાહ. શ્રી. પરસોત્તમદાસ ગરબડદાસ શાહ, સરપંચ શ્રી. જણાભાઇ અભેસીંહ રાઠોડ, શ્રી. શંકરલાલ બાપુલાલ શાહ. સરપંચ, શ્રી. માધવસીંહ કેસરીસીંહ ઠાકોર.

### ભાદરોલી બુજર્ગ તા. કાલોલ

શ્રીમતિ નંદુબહેન ઉદેસીંહ, શ્રી. ખેંગારભાઈ દાનાભાઈ, શ્રી. વહેરીસીંહ દાદાભાઈ, સોમાભાઇ જેઠાભાઇ, શ્રી. દાજીભાઈ મથુરભાઇ, શ્રી. બેચરભાઇ છજીભાઇ, સરપંચ શ્રી. છગનભાઈ નાથાભાઇ, શ્રી. બાધરભાઇ ગેબરભાઈ, શ્રી. ભાથીભાઈ જાલુભાઈ, શ્રી. ઉદેસીંહ રાયસીંહ, શ્રી. દીપાભાઈ ખોડાભાઈ.

### કરાલી તા. કાલોલ

મંછીબેન રાનાભાઇ નખાભાઇ, શ્રી. છીતા વીછા નાયક, શ્રી. લીમજી હિરા નાયક, શ્રી. અનોપ રામજી નાયક, શ્રી. દાદાભાઇ બાપુજી, શ્રી. કેસરીસીંગ રતનસીંગ, શ્રી. પરભાતસીંગ જીનાભાઈ સરપંચ, શ્રી. પરવતસીંગ જસભાઇ, શ્રી. અનોપ ધમીર, શ્રી. મથુર દામણ, શ્રી. અજબસીંગ અભેસીંગ.

### વેજલપુર તા. કાલોલ

શ્રી. મણિગૌરી એન્જીવલાલ ભુરારામ, શ્રી. અબ્દુલસતાર હાજી અબ્દુલ રહેમાન શ્રી. ઉંમર રસુલ નાના; શ્રી. ઇસ્માઇલ રસુલ ચાંદા, શ્રી. છોટાલાલ ગણુપતરામ, સરપંચ શ્રી. મોહનલાલ કાળીદાસ, શ્રી. કાન્તિલાલ મહાસુખલાલ, શ્રી. મંગળદાસ ગીરધરલાલ બાઇચંદ, શ્રી. રમણલાલ માણેકલાલ, શ્રી. મોહનલાલ મથુરદાસ, શ્રી. રેવાશંકર મગસુખરામ.

### ઝાલોદ તા. ઝાલોદ

મીસીસ તારાબેન નવનીતલાલ, શ્રી. અલફખાન એહમદખાન પઠાણ, શ્રી. તાહેરઅલી નઝરઅલી જાંબુઘોડાળા, શ્રી. કાલુ રૂપા, શ્રી. વીરસીંગ રામજી, શ્રી. રમણલાલ દલસુખભાઇ સરપંચ, શ્રી. કાલાભાઈ મનાભાઇ, શ્રી. મગનલાલ ભગવાનદાસ શાહ, શ્રી. રામદેવ ભુરમલ શ્રી. મણિલાલ માણેકલાલ દેસાઇ, શ્રી. પુરષોતમ રામજીભાઇ દેસાઇ.

### લીમડી તા. ઝાલોદ

શ્રીમતિ નાથીબહેન ખેમસરા પ્યારચંદ, શ્રી. છગન સુનીયા, શ્રી. ગનજી ગલા ભીલ, શ્રી. યાકુબ વેલજી ભીલ, શ્રી. વીછીયા કમલા ભીલ, શ્રી. મોતીસીંહજી દીપસીંહજી ઠાકોર, સરપંચ, શ્રી. પુંજા માના, શ્રી. ગોવીંદ માના, શ્રી. સજ્જનલાલ મયાચંદ સરપંચ, શ્રી. ગુલામઅલી મોહમદઅલી, શ્રી. છગનલાલ હીરાચંદ.

કાશ્ઠ તા. ઝાલોદ

શ્રીમતી રૂપની નારા દીતા, મી વીરકા રૂપા ચમાર, મી ધનરૂપ ચેનાભાઈ, મી. લક્ષ્મણ રામનારાયણ, મી નારૂ દીતા, મો રગજી વેસ્તા, મી. ભુરા રવજી, મી વેલજી દીતા, મી કસનભાઈ ભાવજીભાઇ, મી રગજીભાઇ વેનજી, મી માના ફેતા ડાભોર. સરપંચ અને મે વી બેન્ચ.

ટીમ્બા તા. ગોધરા

શ્રીમતી લક્ષ્મીબહેન બાપુજી ગોકલ, શ્રી કુબેરભાઇ જેઠાભાઇ ચમાર, મી બાબર ભાઇજી, મી શકર ઠાકોર, સરપંચ મી શાન્તિલાલ અમાલાલ વ્યાસ, મી ડાહ્યાભાઇ છગનલાલ, મી રણજીતસીંહ છત્રસીંહ મી શાન્તિલાલ નથુભાઇ મી શીવાની અબ્દુલહુસેન.

કાંકણપુર તા. ગોધરા

મીસીસ નાથીબાઇ મગનલાલ પટેલ, મી છગનલાલ લક્ષ્મીરામ દવે મી પુન્જાભાઇ મોતીભાઇ, મી મગળભાઇ મોતીભાઇ, મી મોતીભાઇ નાથાભાઈ, મી મોહનસીંહ મોતીસીંગ, મી મગનલાલ નાથાભાઈ, મી લક્ષ્મિનારાયણ દલપતરામ મી સાનમસીંગ માધવસીંગ સરપંચ મી શકરભાઈ જીવાભાઇ, મી શકરલાલ છોગાલાલ

નદિસર તા. ગોધરા

શ્રીમતિ મણીબહેન રેવાશંકર દાજીભાઇ પંડ્યા મી કાના શીવા વણકર, મી કોહ્યાભાઇ ભગાભાઇ, મી ચદુલાલ મોહનલાલ સરપંચ મી જીભાઇ ધના, મી જીભાઈ સોમાભાઇ, મી. રામસીંગ પનાભાઈ, મી રૂમાલભાઇ મગળભાઇ, મી સોમાભાઈ શકરભાઇ મી સાલમભાઈ જીજીભાઈ, મી સુલતાનસીંગ ચદુભાઈ

શહેરા તા. ગોધરા

મી અબ્દુલસનામ મહેબૂબમીયા, મી ઇમામખાન સરદારખાન સરપંચ મી લતીફ ઉમરાવ, મી વાલાભાઇ માનાભાઇ મી શીવશંકર છગનલાલ મી ચદ્રશંકર ત્રીભોવનદાસ, મી ભાનુશંકર મુળજીભાઇ, મી મોહનલાલ પિતાંબર, મી અબાલાલ દલસુખભાઈ મુની, મી કાન્તિલાલ મગનલાલ દેસાઇ

સાલીયા તા. ગોધરા

શ્રીમતિ કાશીબેન સાકરલાલ ચીમનલાલ વ્યાસ, મી મહમદઅલી સરફઅલી સૈયદ, મી ભુરાભાઈ જસુભાઇ, મી. દાજીભાઇ બીજલભાઇ, મી હીરાભાઇ લાલાભાઇ, મી નર્મદાશંકર હરિવલ્લવ, મી જેઠાલાલ મગનલાલ મી સાકરલાલ ચીમનલાલ વ્યાસ મી માનાભાઈ હરીભાઈ મી. કલાભાઇ બાબરભાઇ પટેલ મી કાનુભાઇ બાલાભાઈ સરપંચ

સાપા તા. ગોધરા

શ્રીમતિ હેતીબહેન ગલાનસીહ હાથીભાઇ, મી આદમ ઇબ્રાહીમ બોકડા, મી વહાલાભાઇ નાનાભાઇ મી બેચરજીભાઇ અમાભાઇ મી ઝવેરભાઇ વેચાતભાઇ, મી ધીરાભાઇ નાનાભાઇ મી. ભત્રાભાઈ ઝવેરભાઇ, મી રણછોડભાઇ રૂપસીંહ મી ચત્રાભાઇ લાલભાઇ મી મનાનભાઇ હાથીભાઇ, સરપંચ મી. છગનભાઇ ભાગાભાઇ

વાઘજીપુર તા. ગોધરા

શ્રીમતિ સુરજબહેન ભીમસીંહભાઇ બેચાતભાઇ, મી નાથાભાઈ મીઠાભાઇ, મી. રામજીભાઈ ભનાભાઇ, મી ધમીર માના, મી છીતા નાના, મી જેખના ગેદા, મી. પુના

# સુરત જીલ્લા લોકલ બોર્ડના સને ૧૯૩૯-૪૦ના વરસના હિસાબોની ઓડીટ નોટ અને તેના આપેલા જવાબો.

| જીલ્લા બોર્ડ સુરતની ઓડીટ નોટ ૧૯૩૯-૪૦ | ઓડીટ નોટના આપેલા જવાબો. |
|---|---|

(૧) સુરત જીલ્લા લોકલ બોર્ડના સને ૧૯૩૯-૪૦ના હિસાબ તપાસણીનું કામ તા. ૯મી સપ્ટેમ્બર ૧૯૪૦થી ૮મી ઓકટોબર ૧૯૪૦ સુધીમાં કરવામાં આવ્યું હતું. તપાસણીને માટે મે, ડીસેમ્બર તથા માર્ચ મહિનાઓ પસંદ કરવામાં આવ્યા હતા. તપાસણીના વરસ દરમ્યાન બોર્ડના મુખ્ય હોદ્દેદારો નીચે મુજબ હતાઃ—

૧ પ્રમુખ : શ્રી દુર્લભજી પરાગજી દેસાઈ બી. એ.
૨ ચીફ ઓફીસર : શ્રી ઠાકોરભાઈ મણીભાઈ દેસાઇ બી. એ
૩ એન્જીનીયર : શ્રી જશભાઇ જીવાભાઇ પટેલ બી ઇ.

(૨) નીચેના પત્રકમાં બોર્ડના ત્રણ વરસના સને ૧૯૩૯-૪૦ના વરસ સુધીના આવક તથા ખર્ચના આંકડાઓ આપવામાં આવ્યા છેઃ-

નોંધ લેવામાં આવી છે.

| | આવક | ખર્ચ |
|---|---|---|
| ૧૯૩૭-૩૮ | ૨,૫૯,૭૬૦ | ૨,૮૯,૯૪૭ |
| ૧૯૩૮-૩૯ | ૨,૭૦,૭૭૬ | ૨,૫૬,૧૫૨ |
| ૧૯૩૯-૪૦ | ૨,૭૧,૬૦૩ | ૨,૬૯,૪૨૯ |
| કુલ | ૮,૦૨,૧૩૯ | ૮,૧૫,૫૨૮ |
| સરેરાશ | ૨,૬૭,૩૮૦ | ૨,૭૧,૮૪૩ |

ઉપરના આંકડાઓ ઉપરથી માલમ પડશે કે બોર્ડનો વાર્ષિક સરેરાશ ખર્ચ બોર્ડની સરેરાશ આવક કરતાં રૂ. ૪૪૬૩ જેટલો વધારે છે. પરંતુ સને ૧૯૩૭-૩૮ના વરસમાં ડી. લો. બોર્ડ ઓફીસના મકાનના બાંધકામને માટે જે રૂ. ૩૦૦૦૦) નો ખર્ચ કરવામાં આવ્યો હતો તે જો બાદ કરવામાં આવે તો જણાશે કે બોર્ડના ચાલુ ખર્ચને પુગી

વળવાને માટે આવક પૂરતા પ્રમાણમાં છે. બોર્ડના પ્રમુખે જણાવ્યું હતું કે બોર્ડની હાલની ફરજો અદા કરવાને માટે, હાલ જે ખર્ચ થાય છે. તેનાથી ચારથી પાંચ ગણો થવા જાય છે. પરંતુ અંદાજ પત્રક બોર્ડની આવકના પ્રમાણમાં બનાવવામાં આવે છે.

**પેરા (૩) :—લો. ફંડ ઓડીટ એકટની કલમ ૯ (ડી) મુજબની અનિયમિતતાઓ:-** બોર્ડના ઢોરના દવાખાનાના હિસાબો તપાસતાં માલમ પડયું કે ઢોરના દવાખાનાના કરેલા નિયમો પૈકી નીચે જણાવેલા નિયમોનો અમલ કરવામાં આવ્યો નથી:—

(૧) નિયમ ૩૦ પ્રમાણે ઢોરના દવાખાનાની કમીટીની સભા દર ત્રણ માસે મળવી જોઇએ. પરંતુ કમીટીની સભા વરસમાં એકજ વખત અંદાજપત્રક મંજુર કરવા બોલાવવામાં આવી હતી.

**નિયમ ૩૬** દવાખાનાના લાકડી સામાનની વાર્ષિક તપાસણી કરવા બાબત.

(૩) નિયમ ૮૮ રૂા. ૫ થી વધારેની કિંમતની વસ્તુઓ કમીટીની મંજુરી લઇને ખરીદ કરવા બાબત.

પ્રત્યેક વેટરનરી દવાખાનાના ચેરમેનને બાબતમાં સરકયુલર કરવામાં આવ્યો છે અને ૩૬ તથા ૮૮ ના નિયમોનું ભવિષ્યમાં ' કરવામાં આવશે.

મુસાફરી બંગલાનું રજીસ્ટર તપાસતાં · પડયું છે કે રૂા. ૧૮) ઓછા જમા થયા ' તે વસુલ કરવાને તજવીજ ચાલુ છે. એ ' હવે બરોબર રીતે રાખવામાં આવે છે.

પેરા (૫):—સુરત સ્ટેશન ઉપર આવેલી પારેખ ધર્મશાળાની ફીની આવકમાં ધણોજ ઘટાડો થયો છે. સને ૧૯૩૭-૩૮માં ધર્મશાળાની ફીની આવક રૂ. ૫૬૦ હતી જ્યારે સને ૧૯૩૮-૩૯ તથા ૧૯૩૯-૪૦માં અનુક્રમે આવક રૂ. ૩૬૨ તથા ૩૬૭ હતી. ફીની આવકમાં ઘટાડો થવાનું કારણ એમ જણાવવામાં આવે છે કે પારેખ ધર્મશાળામાં વીજળીની દીવાબત્તીના અભાવને લઇને મુસાફરો નજીકની હોટલોમાં મુકામ કરવાનું વધારે પસંદ કરે છે અને જો એ બાબત ખરી હોય તો આર્થિક દ્રષ્ટીએ જોતાં પારેખ ધર્મશાળામાં વીજળીની દીવા બત્તીની જોગવાઈ કરવા વિચાર કરવો જોઈએ. તેમજ ધર્મશાળાના પગીના કામકાજ ઉપર સખ્ત દેખરેખ રાખવી જોઇએ અને ધર્મશાળાની ફી ઉઘરાવવાના કામ ઉપર અચાનક તપાસણી કરવી જોઇએ.'

પારેખ ધર્મશાળામાં વીજળીની બત્તીઓ મુકવા માટેનું એસ્ટીમેટ તૈયાર થાય છે. અને એ પ્રશ્ન જીલ્લાબોર્ડના નિર્ણયને માટે બોર્ડ સમક્ષ મુકવામાં આવશે તેમજ ફીની વસુલાત બાબત પગી ઉપર સખ્ત દેખરેખ રાખવા નોંધ લેવામાં આવી છે.

પેરા (૬):—ગયા વરસની તપાસણીની યાદીના પેરેગ્રાફ ૬ માં જણાવવામાં આવ્યુ હતું કે ડબા દંડની આવક દિવસે દિવસે ઓછી થતી જાય છે. અને તેથી ડબા દંડના ઉઘરાતના કામ ઉપર સખ્ત દેખરેખની જરૂર છે. બોર્ડના અમલદારોને તથા સભ્યોને, જ્યારે તેમનુ ગામે જવાનું થાય ત્યારે ડબાના હિસાબો તપાસવાની સૂચના એક પરિપત્રથી કરવામાં આવી હતી. અને આશા રાખવામાં આવે છે કે એ પરિપત્રનો અમલ થતો હશે. વરસ પુરૂં થયે ડબાના હિસાબના ચોપડાઓ તાલુકે મંગાવી ડબાવાળાઓને ચોથાઈ આપ્યા અગાઉ તપાસી લેવાનું જરૂરી છે. કેટલાંક ડબાની બીલકુલ આવક આવી નથી તે બાબત તપાસ કરવી.

૭. લો. બોર્ડના સભ્યો અને ઓવરસીઅરોને તેમના વિભાગમાં આવેલાં ઢોર ડબા તપાસવાની જરૂરીયાત બતાવી સૂચનાઓ આપવામાં આવી છે. અને જ્યાં આવક થઈ નથી તેનાં કારણો જણાવવા લખ્યું છે. વાર્ષિક હિસાબો ઉપરથી લીધેલા નીચે દર્શાવેલા આંકડાઓ પરથી જ જણાશે કે ઢોર ડબાની આવક હવે વધી છેઃ—

| વરસ | ઢોરડબાની આવક |
|---|---|
| ૧૯૩૭-૩૮ | રૂ. ૯૪૧૯ |
| ૧૯૩૮-૩૯ | ,, ૯૦૧૪ |
| ૧૯૩૯-૪૦ | ,, ૧૧૨૮૭ |

યોગ્ય દેખરેખ રાખી શકે એવા નોકરોના અભાવે અને પાઉન્ડ કીપરો સરકારી નોકરો હોવાથી તેઓ પાસેથી શિસ્ત મુજબ કામ લઈ શકાતું નથી. અને તેથી ઢોર ડબાનો વહીવટ સરકાર હસ્તક લઈ લેવા માટે લખવામાં આવ્યું છે. અને સરકારી હુકમોની રાહ જોવાઈ રહી છે. વરસ પુરૂં થયા પછી ઢોરડબાના હિસાબો તાલુકા કચેરીમાં મંગાવી તપાસવામાં આવશે.૦

પેરા ૭:—બોર્ડના એક સભ્યને મજુરોને પગાર કરતી વખતે માલમ પડયુ કે જે કામને માટે

આ બાબતના પત્રવ્યવહાર ઉપરથી માલમ પડે છે કે એ સંબંધમાં પૂરેપૂરી તપાસ કરવામાં

મજુરોને રોકવામાં આવ્યા હતાં તે કામ કરવામાં આવ્યું હતું નહિ અને મસ્ટરમાં મજુરોની હાજરી ખોટી પૂરવામાં આવી હતી. આ બાબતમાં જલાલપોરના ઓવરસીયરને પૂછતાં તેણે જણાવ્યું કે સદરહુ કામ સુથારો તથા મજુરોને સોંપવામાં આવ્યું હતું અને એ લોકોના કહેવા મુજબ તે તારીખોના દૈનિક રીપોર્ટ તથા મસ્ટર બનાવી એ અંગેનો ખર્ચ કરવામાં આવ્યો હતો. જો કે સુથાર લોકોએ આવી ખબર ઓવરસીઅરને આપ્યાનો ઇન્કાર કર્યો હતો. તેમ જ ઓવરસીઅરના આવી જાતના ખુલાશા માટે લેખીત આધાર દફતરે જણાતો નથી. જો કે આ કામ કરવામાં ઓવરસીઅરનો આશય અપ્રમાણિક નહિ હતો એમ માનીને એને ફક્ત સખ્ત ચેતવણી આપી જતો કરવામાં આવ્યો હતો. હેતુની વાત અલગ રાખીએ તે સિવાય પણ ફક્ત હકીકત ઉપરથી અને કામની જાતે તપાસણી કર્યા વગર પાછળથી દૈનિક રીપોર્ટ તથા મસ્ટર ઓવરસીઅરે તૈયાર કર્યાં એ કૃત્ય ઘણું ગંભિર અને નિયમ વિરૂદ્ધ કહેવાય. આ કેસ ઉપરથી એમ માનવાને કારણ મળે છે કે આવા ખુણામાંના ગામોના કામોના મસ્ટરો ઓવરસીઅરો સ્થળ તપાસણી કર્યા સિવાય કદાચ તૈયાર કરતા હશે. લાગતાવળગતા ઓવરસીઅરોને સખ્ત નસીયત કરી આ જાતની પદ્ધતિને બંધ કરવી જોઇએ. ઉપર જણાવેલા કામમાં નસીયત ઘણી નરમ હોવાથી બીન અસરકારક કહેવાય. એજ તાલુકાના બીજા એક મસ્ટરમાં મુકાદમે એક મજુરની બે દિવસની ખોટી હાજરી પૂરી હતી. એમ માલમ પડયું હતું. મુકાદમને નોકરીમાંથી કાઢી મુકવામાં આવ્યો હતો. જ્યારે ઓવરસીઅરો જાતે જ પોતાના હાથ નીચેના માણસો મારફત પાછળથી દૈનિક રીપોર્ટ તથા મસ્ટર બનાવવાની કુટેવમાં ફસાયો હોય તો પછી તેનાં હાથ નીચેના માણસો એને પગલે ચાલે એમાં કંઈ નવાઈ પામવા જેવું નથી.

**પેરા (૮) :**—પરીઆ રોહિણા રસ્તાના રીપેર કામના મસ્ટરની તપાસણી કરતા જી. લો. બોર્ડની [illegible]બી કચેરીને માલમ પડયું કે તા. ૨ જી

આવી હતી અને એ તપાસમાં માલમ પડયું હતું કે હેતુ શુદ્ધ હતો પણ અમલ કરવાની રીત અનિયમિત હતી. લો. ફંડ ઓવરસીયરને એ બાબતમાં ચેતવણી આપવામાં આવી હતી અને એ બાબતના સઘળા સંજોગો ધ્યાનમાં લઇ ઘટતા હુકમો કરવામાં આવ્યા હતા અને આવાં સંજોગો ભવિષ્યમાં ઉપસ્થિત ન થાય તે માટે વધુ કાળજી રાખવામાં આવશે અને ઓવરસીયરને પણ જરૂરી સૂચના આપવામાં આવી છે.

યોગ્ય તપાસ પછી પૂરતી જણાય એવી સજા માટે હુકમો કરવામાં આવ્યા હતા અને ઓડીટમાં સૂચના થઇ છે એ મુજબ બોર્ડના સભ્યોને જરૂરી

ઓગસ્ટ ૧૯૩૯થી ૪ ઓગસ્ટ ૧૯૩૯ સુધીની હાજરી જે મજુરોની એમાં દાખલ કરવામાં આવી હતી. તેજ મજુરોની હાજરી બીજા કામ ઉપર પણ તેજ દિવસોએ હતી, અને એ રીતે મસ્ટર ખોટું બનાવ્યું હતું. જે સભ્યે મસ્ટરમા રૂબરૂ પેમેટ કર્યાનું સર્ટીફીકેટ આપ્યું હતું તેમનું એવું કહેવું હતું કે મજુરોને પગાર તેમની રૂબરૂમાં આપવામાં આવ્યો ન હતો પરંતુ ઓવરસીઅરે પોતે પેમેટ કર્યું છે એમ ખાત્રી આપવાથી રૂબરૂ પેમેટ કર્યાના શેરા ઉપર સહી કરી હતી. તપાસણીમાં એમ પણ માલમ પડયુ હતુ કે ઓવરસીયરે સ્થળ તપાસણી વગર મસ્ટર ઉપર સહી કરી હતી. મુકાદમે ખોટું મસ્ટર બનાવ્યું હતું અને એમ માનવામાં આવે છે કે મસ્ટરમાં બતાવેલા મજુરોમાંના કેટલાંક એના સગાંઓ પણ હતા. ઓવરસીઅરે નોકરીનું રાજીનામુ આપ્યું છે અને મુકાદમને નોકરીમાંથી રજા આપવામાં આવી છે. જોકે મુકાદમ આ કામમાં મુખ્ય ગુનેગાર હતો છતાં એને પાછો નોકરી ઉપર ચડાવવામાં આવ્યો છે. આ કેસમાં લાગતા વળગતા શખ્સોને સખ્ત નસીયત કરવી જોઈએ આ એક બીજો દાખલો છે કે જેમાં ઓવરસીઅરે સ્થળ તપાસણી કર્યા વગર મસ્ટર ઉપર સહી કરી છે. સદરહુ મસ્ટરનુ પેમેંટ કરવાનુ કામ જે સભ્યે ઓવરસીઅરને સોપ્યું હતુ તેમણે પોતાની રૂબરૂમા પેમેટ કરવાની ફરજ અદા કરવામા ચૂકયા ઉપરાત મસ્ટરમાં ખોટું સર્ટીફીકેટ પણ સહી કર્યું હતુ. ડીસ્ટ્રી. લો. બોર્ડના સભ્યોના ધ્યાન ઉપર આ વાત લાવવી જોઈએ કે માનદ કામગીરી પાછળ પણ જવાબદારી રહેલી હોય છે અને ફરજ અદા કરતા કંઈ પણ ગફલત થાય તેને માટે તેઓ પોતે જવાબદાર ગણાશે.'

પેરા (૯):—મીણકચ્છ, ઓધવ તથા મજીગામના કુવાને ખાસ મરામતના કામના એસ્ટીમેટોમાં કુવા ગાળવાને માટે અનુક્રમે રા ૨૦ ૧૦ તથા ૧૫ની જોગવાઇ કરવામાં આવી હતી તે કામ જો કે કરવામાં આવ્યું નહતું તે છતાં ઓવરસીઅરે ખોટાં માપો લઇ તેના ઉપર તાલુકા કમીટીના પરિપત્ર કરવામાં આવ્યો છે.

ઓડીટમાં જે રૂ. ૪૫) વધારે અપાયા છે એમ જણાવવામાં આવ્યું છે તે નીચે જણાવેલા કારણોને લઇને બરાબર ગણત્રી કરવામાં આવી ન હોવાને લીધે છેઃ—

(૧) મીણકચ્છના કામનું કોન્ટ્રાકટ એસ્ટીમેટના ભાવથી ૩ ટકા ઓછાથી આપવામાં આવ્યું હતું.

ચેરમેનની સહી લઇ એ કામનો ખર્ચ પણ પાડ્યો હતો. આ બાબતમાં એવો ખુલાસો કરવામાં આવ્યો હતો. કે કુવા ગાળવાનું કામ ઉનાળામાં (કે જ્યારે આવા કામો સારી રીતે થઇ શકે છે) કરવાને મુલતવી રાખવામાં આવ્યું હતું. આ બાબતની જીલ્લા લો. બોર્ડ ઓફીસને ખબર કરવામાં આવી ન હતી અને આવા મુલતવી રહેલા કામનો ખર્ચ પાડવાની જરૂર ન હતી. પ્રમુખે એ બાબતમાં એવું જણાવ્યુ હતું કે આ કામમાં ઓવરસીઅરનો હેતુ અપ્રમાણિક ન હતો તેમજ નોકરીની શરૂઆત હોવાથી તેણે આવું નિયમ વિરૂદ્ધનું કૃત્ય કર્યું હતું. આવા કામો ભવિષ્યમાં ન થાય તે માટે દરેક ઓવરસીઅરને પરિપત્રથી જણાવવામાં આવ્યું છે. આ કામ થયું નથી માટે રૂ. ૪૫)ની રકમ કે જે કંટ્રાક્ટરોને વધારે આપવામાં આવી છે તે તેમની પાસેથી વસુલ કરી સરકારની તિજોરીમાં વોટર સપ્લાઈ ગ્રાંટની બચત રકમ તરીકે જમા કરવી જોઇએ.

પેરા (૧૦)—છાપર ગામે કુવો કરવાના એસ્ટીમેટમાં માપની ગણત્રીમાં ભૂલ હતી. અને તેથી ગ્રાવલ તથા પ્લેટફોર્મને માટે પાયાના ખોદાણ કામની આઇટમોમાં વધારે જથ્થો બતાવવામાં આવ્યો હતો. અને એજ ખોટા માપો માપ લેવાની ચોપડીમાં લખવામાં આવ્યા હતા. અને તે પ્રમાણે ખર્ચ પાડવામાં આવ્યો હતો. એનું પરિણામ એ આવ્યું કે (તપાસણી દરમ્યાન બતાવ્યા પ્રમાણે) રૂ. ૧૪-૪-૦નો વધારે ખર્ચ કરવામાં આવ્યો. એ ઉપરથી એમ માલમ પડયું કે કામોના માપો સ્થળ ઉપર લેવાને બદલે એસ્ટીમેટમાંથી ઉતારી લેવામાં આપે છે, અને એ વાત, આ બંને આઇટમની બાદબાકીમાં થયેલી ૧ ઘનફુટની ભૂલ પણ માપો લેવાની ચોપડીમાં લખવામાં આવી હતી, તે ઉપરથી સાબીત થાય છે. રૂ. ૧૪-૪-૦નો જે વધારે ખર્ચ કરવામાં આવ્યો છે, તે વસુલ કરી સરકાર ખાતે જમા કરવો જોઈએ, કારણ કે સદરહુ કામનો ખર્ચ ...કારી ગ્રાંટમાંથી કરવામાં આવ્યો છે.

અને તેથી કંટ્રાકટરને વધારે અપાયલી ખરી રકમ રૂ. ૧૯-૬-૦ થાય છે.

(૨) ઓંધલના કામનું કોન્ટ્રાકટર એસ્ટીમેટના ભાવથી ૧૨ ટકા ઓછાથી આપવામાં આવ્યું હતું અને તેથી કંટ્રાકટરને વધારે અપાયલી ખરી રકમ રૂ ૮-૧૪-૦ થાય છે.

(૩) અને મજીગામનું કામ એસ્ટીમેટના ભાવથી, ૧૮॥ ટકા ઓછાથી આપવામાં આવ્યું હતું અને કંટ્રાકટરને વધારે અપાયલી ખરી રકમ રૂ. ૧૨-૩-૦ થાય છે.

એટલે વધારે અપાયલી ખરી રકમ કુલે રૂ. ૪૦-૭-૦ થાય છે જે પાછી વસુલ લેવામાં આવી છે અને તા. ૧૨-૨-૪૧ને રોજ સરકારમાં જમા કરી દેવામાં આવી છે.

રૂ. ૧૪-૪-૦ની રકમ વધારે અપાયલી તે વસુલ કરવામાં આવી છે અને તા. ૨૯-૧૧-૪૦ને રોજ સરકારમાં જમા કરવામાં આવી છે.

**પેરા (૧૧)** :—નીચેની હકીકતથી ઉપરથી જણાશે કે એસ્ટીમેટોમાં જણાવેલા ભાવો કરતા ઘણા ઓછા ભાવથી કામો કરવામાં આવ્યા હતાં. એના ઉપરથી એમ માનવાનું કારણ મળે છે કે કાં તો એસ્ટીમેટોના ભાવો ઘણા ઉદાર હોવા જોઇએ, અથવા કામ હલકા પ્રકારનું કરવામાં આવયું હતું. આ બાબત બોર્ડે તપાસ કરવી:—

| | |
|---|---|
| ગોભીપાનો કુવો | એસ્ટીમેટના ભાવથી ૨૫ ટકા ઓછે |
| તીખરાનો કુવો | એજન ૨૩ ટકા ઓછે |
| ચેલાનો કુવો | એજન ૨૫ ટકા ઓછે |
| પાંલનો કુવો | એજન ૨૧ ટકા ઓછે |
| મજીગામનો કુવો | એજન ૧૮½ ટકા ઓછે |
| કાલીઆવાડીનો કુવો | એજન ૧૭ ટકા ઓછે |
| ઉડાચનો કુવો | એજન ૧૬½ ટકા ઓછે |
| તેજલાર અને કોયમડીના કુવા | એજન ૧૬ ટકા ઓછે |
| ગોડસમ્બાનો કુવો | એજન ૧૫ ટકા ઓછે |
| રૂસવાડનો કુવો | એજન ૧૫½ ટકા ઓછે |
| પરાડ અને પણુગના કુવા | એજન ૧૩½ ટકા ઓછે |

**પેરા (૧૨)** :—બોર્ડનો સને ૧૯૩૯-૪૦નો વારસીક હિસાબ તેના સ્થાનિક દફતર સાથે તપાસવામાં આવ્યો હતો અને તે ખરો હતો

**પેરા (૧૩)** :—સરકારમાંથી મળેલી જુદી જુદી રકમની ગ્રાંટો તથા તેમાંથી કરવામાં આવેલા ખર્ચ વી. બતાવનારૂં પત્રક પેટામાં સામેલ કરવામાં આવ્યું છે.

**પેરા (૧૪)** :—હિસાબો એકંદર રીતે જોતા સંતોષકારક રીતે રાખવામાં આવ્યા હતા. ઉપર જણાવ્યા મુજબ ખોટા મસ્ટર બનાવવાના તથા ખોટા માપો લેવાના કેટલાંક બનાવોને લઇને ઓવરસીઅરોના કામકાજ ઉપર સખ્ત દેખરેખની જરૂર જણાય છે તેમજ બોર્ડના કામ ઉપર રોકેલા મજુરોની પણ ઓચીંતી તપાસણી બોર્ડના એન્જીનીયરે તથા સભ્યોએ કરવી જોઇએ. આશા રાખવામાં આવે છે કે બોર્ડ આ બાબતમાં ઘટતું કરશે.

એસ્ટીમેટો વ્યાજબી અને ભાવોના નક્કી કરેલાં ધોરણ મુજબના હતાં. હરીફાઇને લઇને કેટલીક વખતે કંટ્રાકટરો ઘણા નીચા ભાવો આપે છે. પણ સ્પેશીફીકેશન મુજબ કામ લેવા માટે પુરતી સભાળ લેવામાં આવે છે.

ઓવરસીયરના કામકાજ ઉપર સખ્ત દેખરેખ રાખવા અને કામ ઉપરના મજુરોની ઓચીંતી તપાસ રાખવા એન્જીનીયરને ખાસ સૂચના આપવામાં આવી છે. કામો ઉપરના મજુરોને ચેક કરવા જે તે વિભાગના જી. લો. બોર્ડના સભ્યોને પરિપત્રથી સૂચના આપવામાં આવી છે.

**સને. ૧૯૩૯-૪૦ના વર્ષમાં સુરત જિલ્લા લોકલબોર્ડને કામો માટે મળેલી સરકારી ગ્રાંટો તથા તેમાંથી થએલા ખર્ચની વિગત બતાવનારૂં પત્રક.**

( ઓડીટ નોટના પેરા—૧૩ )

| અનુક્રમ નંબર | જે કામ માટે ગ્રાંટ આપવામાં આવી હોય તે | પાછલી બાકી | સને ૧૯૩૯-૪૦ ની ગ્રાંટ | ખર્ચાયલી ગ્રાંટ | | સરકારને પાછી આપેલી ગ્રાંટ | | સરકારી ગ્રાંટની શીલક | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | બાકીમાંથી | ચાલુ ગ્રાંટમાંથી | પાછલી બાકીમાંથી | ચાલુ ગ્રાંટમાંથી | પાછલી | ચાલુ |
| ૧ | જાહેર બાંધ કામો માટે ગ્રાંટ | ૬૮૦-૫-૦ | ... | ૬૮૦-૫-૦ | ... | ... | ... | ... | ... |
| ૨ | જાહેર બાંધ કામો માટે ગ્રાંટ | | ૨૭૦૭૫-૦-૦ | | ૨૭૦૬૧-૪-૦ | | | | ૧૩-૧૨-૦ |
| ૩ | વિલેજ એપ્રોચ રસ્તા માટે ગ્રાંટ | ૨૩૨૫-૩-૦ | ૭,૦૭૬-૦-૦ | | ૬૯૮૫-૧-૦ | ૩૪૯-૫-૦ (તા. ૧લી મેઇ ૧૯૪૦ના દિને) | ૯૦-૧૫-૦ (તા. ૩૦મી માર્ચ ૧૯૪૦ ના દિને) | ૧૯૭૫-૧૦-૦ | |
| ૪ | વોટર સપ્લાઇના કામો માટે ગ્રાંટ ( પાછલા વર્ષો માટેની ) | ૧૭૫-૪-૦ | | ૯૯-૨-૦ | | | | ૭૬-૨-૦ | |
| ૫ | સને. ૧૯૩૯-૪૦ના વર્ષ માટેની સ્પેશીયલ વોટર સપ્લાઈ ગ્રાંટ | | ૩૭૮૪૪-૧૫-૦ | | ૨૯,૨૨૯-૨-૦ | | ૮૬૧૫-૧૩-૦ (તા. ૩૦મી માર્ચ ૧૯૪૦ ના દિને) | | |
| ૬ | પેટ્રોલ ટેક્ષ ફંડમાંથી ગ્રાંટ | | ૧૨૩૦૦-૦-૦ | | ૧૨૩૦૦-૦-૦ | | | | |
| ૭ | જવાલપોર પુર્ણેશ્વર રસ્તા માટે ખાસ ગ્રાંટ | | ૫૦૦૦-૦-૦ | | | | | ૫૦૦૦-૦-૦ | |

# જિલ્લા લોકલ બોર્ડની કાર્યવાહી

તા ૩૦-૪-૪૧ ને રોજ શ્રી દુર્લભજી પરાગજી દેસાઈના પ્રમુખપદે મળેલી જીલ્લા લોકલ બોર્ડની સંક્ષિપ્ત કાર્યવહી.

૧ હદના બોર્ડના સભ્ય ડૉ. પરાગજી ડાહ્યાભાઈ વનસાડકર, શ્રી નાગરજી નારણજી અને શ્રી દસા અસમાન ઘણીઆ આજની મીટીંગમાં ગેરહાજર રહેતા બદલની રજાના રિપોર્ટ મંજુર ૨ જલાલપોર તાલુકાના પનાર ગામે નિશાળ માટે ગામ તળની ૧૨૦ ચો વાર જમીન રેવન્યુ ફ્રી ગ્રાન્ટથી આપી છે તે જમીનની જરૂર નહિ હોવાથી તે ગ્રાન્ટને રદ કરવા મે કલેકટર સાહેબને તેમના પત્રનો W T N 1161 તા ૨૪-૩-૪૧ના જવાબમાં વિનંતિ કરવી ૩ જલાલપોર તાલુકાના આટ ગામના રહીશ લલ્લુભાઈ ભીખાભાઈ તથા બાબુભાઈ કેસરીચંદ સગીરના વાલી બાલી રૂક્ષ્મણીએ જલાલપોર જવાના લો. બોર્ડ રસ્તા ઉપર જુનતો ઝરૂખો કરી ૧૦ ચો વાર જમીનનું અનઅધિકૃત દબાણ કર્યું છે તે અંગે કૃત્ય કરનાર બોર્ડને જ્યારે જરૂર પડે ત્યારે ખસેડવાની શરતે તા ૧-૪-૪૧ થી વાર્ષિક ઉધડ ૦-૨-૦ ભાડુ આપે અને સ્ટેમ્પના કાગળ ઉપર ન દાવા કબુલત લખી આપી પોતાના ખર્ચે રજીસ્ટર કરી આપે તો સદરહુ દબાણ રહેવા દેવું ૪ સને ૧૯૪૧ થી ૪૩ના વરસ માટે લોકલ સેલ્ફ ગવર્મેંટ પ્રસીડન્સીના જનરલ બોર્ડ માટે બોર્ડના પ્રતિનિધિ તરીકે પ્રેસીડંટ ડી લો. બોર્ડ સુરત શ્રી બાબુભાઈ કાળીદાસ અને શ્રી અહમદ દાવજી પટેલને નીમવામાં આવ્યા ૫ ચીખલી મહાલના આલીપુર ગામે ગામ પંચાયતની સ્થાપના નહીં થઈ શકવાથી એ ગામને વીલેજ પંચાયત કાયદા પરત્વે ગામ' તરીકે બંધ થયેલું જાહેર કરવા મે કલેક્ટર સાહેબને જણાવવું ૬ જલાલપોર પૂર્ણેશ્વર રોડ ઉપર ગા ૧ ૩/૪ થી ૩ માં આર સી સી કનવટ બાંધવા મીસ્ત્રી રણછોડજી દયાળભાઈની એસ્ટીમેન્ટના ભાવે કામ કરી આપવા બાબતની આવેલી માગણી બોર્ડની મંજુરીની અપેક્ષાએ મંજુર કરેલી તેને બહાલી આપવામાં આવી ૭ તાડની ગોળીઓ બનાવવા માટે ગાંધી વૈદ્ય મહીપતરામ કંપનીના ભાવો મંજૂર કરી પ્રમુખ સાહેબે ઓર્ડર આપ્યો છે તેને બહાલી આપવામાં આવી ૮ પારડી તાલુકાના વાપી ગામની ધર્મશાળાનો ઉત્તર તરફનો એક ઓરડો પંચાયતની માગણી પ્રમાણે બોર્ડને જ્યારે જરૂર પડે ત્યારે તુરતજ કબજો આપવાની શરતે ભાડે વાપરવા આપવા ઠરાવવામાં આવ્યું, ૯ સને ૧૯૪૧-૪૨ના વરસના ૧૨ પંચાયતોના આવેલા બજેટ મંજુર કરવા ૧૦ ચીખલી કાવેરી હોડીઘાટની સને ૧૯૪૧-૪૨ના વરસની ઇજારદારીમાં ફકીર અબદુલ્લાએ રૂા ૫૨૨) થી છેલ્લી માગણી કરે છે તે મંજુર ૧૧ જીલ્લા બોર્ડના તોલ માપ ખાતાનો ચાર્જ સરકારને તા ૧-૪-૪૧ થી સોંપી દેવામાં આવ્યો છે તેની નોંધ લઈ દફતરે કરવા ૧૨ બારડોલી તાલુકાના વાકાનેર ગામના રહીશ પટેલ ગમનશાહ ફકીરભાઈને લો. બોર્ડના કુવા ઉપર હેડ ૫૫ મુકવાને માટે જણાવેલી શરતોએ પરવાનગી આપવામાં આવી ૧૩ વલસાડ તાલુકાના સરોણ ગામે સર પી ટી સ્કીમ મુજબ નિશાળનું મકાન બંધાય છે તેને માટે કન્ટ્રાક્ટર શ્રી ઘેલાભાઈ પરાગજીને ૧૬૦ ગુણ સીમેંટ બોર્ડના સ્ટોકમાંથી બોર્ડની પડતર કીંમત એક

ગુણુના રૂા. ૨-૩-૦ પ્રમાણે આપવી. ૧૪. સુરત રાણીતળાવના રહીશ શ્રી મણીલાલ ભાઈશંકર જોષીને બારડોલી તાલુકાના સુપા ગામે નિશાળ આગળનો કાચો કુવો પોતાના ખર્ચે બાંધી આપી બોર્ડના ચાર્જમાં સોંપવા જણાવેલી શરતોએ પરવાનગી આપવામા આવી. ૧૫. જલાલપોર તાલુકાના કોથમડી ગામે કુવા તથા હવાડાનું રીવાઈજ એસ્ટીમેઇટ રૂા ૧૫૬૦)નું મંજુર કરવામાં આવ્યુ તેમજ હવાડા ઉપર છાપરૂં બાંધવાની ગામ લોકોની કબુલત કામ તાકીદે પુરૂં કરવાનું હોવાથી બોર્ડની મંજૂરીની અપેક્ષાએ મંજુર કરેલી તેને બહાલી આપવામાં આવી. ૧૬. રસ્તાઓ માટે પ્રોજેક્ટ વિ. તૈયાર કરવા માટે બોર્ડની મજુરી સમજી ૭ માસ માટે સી. ટી. એન. ભાવિની દર માસે રૂા. ૭૫) (ટ્રાવેલીંગ એલાઉન્સ સાથે) કામ ચલાઉ નીમણુંક કરી છે તેને બહાલી આપવામાં આવી. ૧૭. રૂરલ ડેવલપમેન્ટ બોર્ડની તા. ૨૧-૩-૪૧ની મીટીંગમાં ઠરાવ કર્યા પ્રમાણે વીલેજવોટર સપ્લાઈના કામો જી લો. બોર્ડ સુરતે પોતાની એજન્સી મારફત કરાવવા વાંધો નથી. ૧૮. ચીખલીના ઓવરસીયર સી. પી. જી. દેસાઇએ વધુ બે માસની રજા માંગવાથી તેમની જગ્યાએ મી. સી. એન. નાયકને પગાર પગાર રૂા, ૪૦×૧૫ ટ્રાવેલીંગ એલાઉન્સ આપવાની શરતે મે. પ્રમુખ સાહેબે નીમણુંક કરી છે તેને બહાલી આપવામાં આવી. ૧૯. સુરત જી. સ્થાનિક સ્વરાજ્ય માસિકના અંકો ભેટ તરીકે તેમજ અભિપ્રાય અને બદલા માટે લીસ્ટ મુજબ વિના લવાજમે મોકલવામાં આવે છે તે લીસ્ટ મંજુર કરવામાં આવ્યું અને લીસ્ટમાં જણાવ્યા ઉપરાંત કોઇને મોકલવા પડે તો તે મોકલવાની સત્તા પ્રમુખ સાહેબને આપવામાં આવી. ૨૦. લો. બોર્ડ રસ્તાની સરકારી ગ્રાંટનો ૧૯૪૧-૪૨ થી શરૂ થતો ત્રીવારસીક રોડ પ્રોગ્રામ મેજી. કરવામાં આવ્યો. ૨૧. ઓરપાડ અંગ્રેજી કલાસના એસ્ટાબ્લીશમેન્ટ માટે રૂા. ૭૦) રીઝર્વમાંથી રીએપ્રોપ્રીએટ કરવા. ૨૨. ઓરપાડ તાલુકાના સ્યાદલા ગામે સહકારી બીલ્ડીંગ કમિટીની ગ્રાંટથી નિશાળનું મકાન બાંધવા ગામલોકો તરફથી શ્રી. દલપતભાઈ ટાલાભાઈની એસ્ટીમેન્ટના ભાવ પ્રમાણેની ઓફર બોર્ડની મંજુરીની અપેક્ષાએ મંજુર કરવામાં આવેલી તેને બહાલી આપવામાં આવી. ૨૩. ૧૯૪૧-૪૨ના વરસમાં જી. લો. બોર્ડના રસ્તાઓ નાળાઓ બાંધવા મેટલ લાઈમ કંકર વિ. લેવા તથા માટીકામ વિ. કરવા બાબતની હરરાજી તા. ૧૫-૪-૪૧ ના રોજ કરવામાં આવેલી તેમાં આવેલા છેવટના ભાવો મંજુર કરવામાં આવ્યા. ૨૪. ૧૯૪૧-૪૨ના વરસ માટે લોખંડી સાગાન-લાકડું-વિ. નો માલ પુરો પાડવાને ભાવેલા જુદા જુદા તાલુકાના ટેન્ડરો મંજુર કરવામાં આવ્યા. ૨૫. પારેખ ધર્મશાળાના કમ્પાઉન્ડમાં આવેલા લો. બોર્ડ સ્ટોરમાં વગર ભાડે રહેવાને ચોર્યાસી તાલુકાના લોકલ બોર્ડ ઓવરસીયરને પરવાનગી આપવામાં આવી છે તેને બહાલી આપવામાં આવી. ૨૬. જી. લો. બોર્ડના "એનજીનીયર મી. જે. જે. પટેલની રજા દરમ્યાન ઇન્ડીયા બેન્કમાં "એન્જીનીયર જી. લો. બોર્ડ સુરત"ના નામનો હિસાબ છે તેને મી. ટી. એમ. દેશાઇ ચીફ ઓફીસર જી. લો. બોર્ડ સુરતને ચાલુ રાખવા સત્તા આપવામાં આવી. ૨૭. જીલ્લાની આઇસોલેટેડ એરીયાની બેઝીક શાળા પાછળ થતા ખર્ચનો ૨/૩ હિસ્સો આપવાને બદલે સરકારે વધુમાં વધુ ફક્ત ૪૧૨ રૂપીઆનું ખર્ચ આ વર્ષથી મંજુર કર્યું હતું તે ઉપર વિચાર ચલાવી જી. સ્કુલ બોર્ડે બે શાળાઓ ચાલુ રાખવા ઠરાવ્યું હતું પરંતુ તે પછી સરકારનો આવી શાળાઓ બંધ કરવાનો પત્ર આવ્યાથી વર્ધા પદ્ધતીમાં આ બોર્ડની

શ્રદ્ધા ચાલુ હોવા છતા સરકારના નિર્ણય મુજબ મોર તા ઓલપાડ અને વાંઝણા તા ચીખલીની શાળા માટે સરકારની સુચનાનો અમલ કરવાનું ઠરાવ્યુ અને મટવાડની શાળા વિષે સરકાર ટુંક સમયમા સુચના આપનાર છે તે માટે ત્યા સુધી નિર્ણય મુલતવી રાખવા ઠરાવવામા આવ્યુ. ૨૮ જલાલપોર સાલેજ રસ્તા ઉપર સને ૧૯૪૦-૪૧ના વરસમા વધુ પ્રોવીઝન કરવાની જરૂર હોવાથી રૂ ૩૦) રીઝર્વમાથી ખર્ચ કરવામા આવ્યો છે તેને બહાલી આપવામા આવી ૨૯ મે એક્ઝીક્યુટીવ એન્જીનીયર સી ને તેમના પત્ર ન. ૯૭ A, ૩૯૦૪ તા ૨૪-૪-૪૧ના જવાબમા જણાવ્યુ કે પેટ્રોલ ટેક્ષ ફંડમાથી બાંધવામા આવનાર કરાડી મટવાડ નવસારી રોડનું execulation બોર્ડને સોપવામા આવે તો બોર્ડ એમ કરવા ખુશી છે ૩૦ સુરતમા આવેલી પારેખ ધર્મશાળાના ભાડુતો પાસે ભાડા માટે દાવાઓની તજવીજ ચાલે છે તેમજ બોર્ડનુ રેકર્ડ વ્યવસ્થિત કરવાનુ હોવાથી અને એ કામના શ્રી શંકરલાલ માહીતગાર હોવાથી એમની નોકરી વધુ ઉપયોગી થઈ પડવા સંભવ હોવાથી એમની નોકરીની મુદતમા તા ૨૪-૯-૪૧ થી એઓ કે જે રોજથી એમનો રીટાયર થવાનુ છે ત્યારથી એક વરસનો વધારો ( extansion ) કરી આપવો વિશેષ એઓ રીટાયર થાય તે પહેલા એમના કામકાજ અંગે કોઈ ટ્રેઈન થઈ રહ્યા હોય તો તે બોર્ડના હિતમાં હોવાથી અને ટ્રેઈનીંગ માટે પુરતો સમય મળે એ હેતુસર પણ નોકરીની મુદતમા વધારો કરી આપવાની જરૂર છે સગબ આપવામાં આવનાર નોકરીની મુદતમા ૧ વર્ષના વધારા દરમ્યાન બોર્ડમા કામ કરતા મી. મણીભાઈ નાયકે ( બી એ એલ એસ જી ડી ) હેડ કલાર્ક શ્રી શંકરલાલની જગ્યાની કામકાજની ટ્રેનીંગ લઈ લેવી. ૩૧ ડીસ્ટ્રીક્ટ બોર્ડ મીટીંગનુ તા ૧૪-૨-૪૧નુ પ્રોસીડીંગ્સ વાચી દફતરે કરવામા આવ્યુ ૩૨ ૧૯૪૦-૪૧ના વરસના રૂ ૬૬૮૧)ના રજૂ કરેલા લીસ્ટમા જણાવ્યા પ્રમાણેના અધુરા કામો ચાલુ રાખવા ઠરાવવામા આવ્યુ ૩૩ જી લો બોર્ડના નોકરો પૈકી જે નોકરોને પ્રોવીડન્ટ ફંડનો તેમની પાછલી નોકરી બદલ લાભ ન મળેલો તે બદલ પાછલી નોકરી બદલ લાભ આપવાનું સરકારી ઠરાવ C D G R S 128 (5) તા ૧૧-૧૧-૪૧થી મંજુર થઈ આવ્યુ છે તે આધારે તેમજ બોર્ડના ઠરાવ ન ૩૮ તા ૨૦-૧૨-૪૦થી લાભ આપવા ઠરાવ્યુ હોવાથી બોર્ડના ફાળાની રકમ રૂ ૧૬૮૦) રીઝર્વમાથી રીએપ્રોપ્રીએટ કરવા ઠરાવવામા આવ્યુ ૩૪ બોર્ડના એન્જીનીયર મી જસભાઈ જીવાભાઈ પટેલને તા ૬ ઠી એપ્રિલ ૧૧મી મેના દિવસો જોડાણ કરવાની પરવાનગીથી તા ૭-૪-૪૧ થી એક મહીનો અને ચાર દિવસની રજા મંજુર કરવામા આવી હતી તેને બહાલી આપવામાં આવી, અને તેમની જગ્યાનો ચાર્જ શ્રી ઠાકોરભાઇ મણીભાઇ દેસાઇ ચીફ ઓફીસરને સોપવો ૩૫ મોતા તા બારડોલીની વસ્તી ૩૫૦૦ની થયેલી હોવાથી પંચાયતના સભ્યોની સંખ્યામા બે વધુ સભાસદો નીમવા મે કલેકટર સાહેબને ભલામણ કરવી ૩૬ સીવીલ વર્ક ટેન્પરરી એસ્ટાબ્લીશમેન્ટ માટે રૂ ૬૦૦) રીઝર્વમાથી લેવા ૩૭ સુધલી ગામે ગામ પંચાયત સ્થાપી શકાય તેમ નહિ હોવાથી તેને વીલેજ પંચાયત કાયદા પરત્વે 'ગામ તરીકે બંધ થયેલુ જાહેર કરવા મે કલેકટર સાહેબને બીલ મોકલવુ ૩૮ રાદેરમા આવેલો ગેબનશાહ હોડીઘાટ રાદેર મ્યુનિસિપાલિટી તેમજ જી. બોર્ડમા વેસ્ટ કરવામા આવે તો આ બોર્ડને વાધો નથી

એમ ઠરાવવામાં આવ્યું. ૩૯. બારડોલી તાલુકાના સરભોણ ગામે તા. ૨૮–૪–૪૧થી આયુર્વેદીક દવાખાનું બંધ કરવામાં આવ્યું હોવાથી તેને બદલે વલસાડ તાલુકાનું માલવણ ગામ સુચવવામાં આવે છે પણ આ બોર્ડના અભિપ્રાય પ્રમાણે પેટામહાલ વાલોડના ગોડધા ગામે વધુ જરૂરીઆત છે. તો ત્યાં દવાખાનું ખોલવું વધુ ઇચ્છનીય છે. ૪૦. ધી ચીલગમેટેડ ઇલેક્ટ્રીસીટી કંપની બેલગામ લીમીટેડ (વલસાડ બ્રાંચ) ને પારડી સ્ટેશનના રેલ્વે ક્રોસીંગથી ઉમરસાડી રસ્તા ઉપર મેઈન્સ (mains) લંબાવવા તેમના પત્ર નં. pext 47/41 તા. ૧૯–૪–૪૧ મુજબ પરવાનગી આપવામાં આવી. ૪૧. શીવણ કન્ટીજન્સીના કન્યાશાળાઓ માટે મંજુર કરવા સ્કુલબોર્ડે તેમના ઠરાવ નં. ૧૩ તા. ૨૫–૪–૪૧ થી ભલામણ કરી છે તેની સાથે આ બોર્ડ સંગત છે અને તે પ્રમાણે મે. ડી પી. આઇ સાહેબને લખી મોકલવું. ૪૨. વાલોડ મહાલના અલધટ ગામની લોકશાળા લો. બોર્ડ શાળા તરીકે બોર્ડના ચાર્જમાં લેવા સ્કુલબોર્ડે ઠરાવ નં. ૧૦ તા. ૨૨–૪–૪૧ થી ભલામણ કરી છે તે મંજુર કરવાવી અને મે. ડી. પી. આઇ સાહેબને મંજુરી માટે લખી મોકલવું. ૪૩. ઓરપાડ તાલુકાના બરબોધન ગામે કુવાની ખાસ જરૂરીઆત સંબંધી ગામ લોકોની અરજી મે. ચેરમેન સા. તા ક, ઓરપાડને મોકલી આપવી અને આપવા ધારેલી રકમ રૂા. ૪૦૦) વસુલ લઇ બાકીની રકમ માટે પોતાના તાલુકાના બજેટમાંથી જોગવાઇ કરવા ભલામણ કરવી. ૪૪. ડી. લો. બોર્ડ ઓફીસની જમીનના એકવીઝીશન અંગે મુંબઇ હાઇકોર્ટના સરકારી વકીલનું રૂા. ૧૧૭૮–૧૩–૩નું બીલ મે. કલેકટર સા. ની મારફતે થઇ આવ્યું છે તે મંજુર કરવું. ૪૫. વલસાડ તાલુકાના રોનવેલ ગામે એલોપેથીક દવાખાનું ધર્મશાળાના મકાનમાં ખોલવામાં આવ્યું છે તેમાં ચોકડી પાણીઆણું ટેલીસ વર્ક વિગેરે કરી આપવા રૂા. ૬૦) સુધીનો ખર્ચ મંજુર કરવામાં આવ્યો અને તે રકમ રીઝર્વમાંથી લેવી ઉપરાંત ધર્મશાળાની પાચળ ડોકટરને ખર્ચે પેનારી ઉતારવા પરવાનગી આપવામાં આવી. ૪૬. વલસાડ તાલુકાના મરોલીની લો. બોર્ડ શાળા માટે ડોનરે વધારાની રકમ આપવા કબુલ કર્યું હોવાથી સદરહુ નિશાળ "બ" વર્ગને બદલે "અ" વર્ગના તત્વો દાખલ કરી બાંધવા અને રૂા ૧૮૦૦) સરકારી ગ્રાંટના આપવા સરકારી બીલ્ડીંગ કમીટીને ભલામણ કરવી. ૪૭. બારડોલી તાલુકાના આફવા ગામે શાળાના કમ્પાઉન્ડમાં ગામ લોકોને પોતાને ખર્ચે મુતરડી બાંધવા દેવા સ્કુલ બોર્ડે તેમના ઠરાવ નં. ૨ તા. ૨૨–૪–૪૧ થી ભલામણ કરી છે તે જણાવેલી શરતો મંજુર કરવામાં આવી. ૪૮. વલસાડ તાલુકા સોનવાડા ગામે લો. બોર્ડ શાળા અંગે રમત ગમત માટે સ. નં. ૧૭ અ ની જમીન વધુ અનુકુળ છે પરંતુ ગામ લોકોની આર્થીક સ્થિતી નબળી હોવાથી એકવાયર કરવાનો ખર્ચ આપી શકે તેમ નહીં હોવાથી સ્કૂલ બોર્ડની ભલામણ મુજબ એકવાયર કરવા પ્રશ્ન પડતો મુકવો અને પ્રમાણે મે. કલેકટર સા. ને લખી જણાવવું. ૪૯. ગોડસંબા રાનીપરજ કન્યા વિદ્યામંદીરમાં કુવા ઉપર રેંટ મુકવા માટે સ્કુલ બોર્ડે ઠરાવ નં. ૪ તા. ૨૨–૪–૪૧ થી ભલામણ કરી છે તે મંજુર કરવામાં આવી. ૫૦. ગોડસંબા રાનીપરજ મુખ્ય વિદ્યાલયના કમ્પાઉન્ડમાં કુવા સાથે રેંટ અને ટાંકી વિ. બાંધવા અંગે સ્કુલ બોર્ડે ઠરાવ નં. ૫ તા. ૨૨–૪–૪૧ થી જે ભલામણો કરી છે તે મંજુર કરવામાં આવી. ૫૧. વાંઝણા તા. ચીખલીની શાળા માટે રમત ગમતના ઉપયોગ માટે સ. નં. ૫૦૨ની ૧૦ ગુંઠા અને સ. નં. ૫૦૧/૧/૧ પૈકીની ૧૮ ગુઠા જમીન

ગામ લોકો સરકાર ધારો ભરવા રાજી હોવાથી તે જમીન મેળવી આપવા સ્કુલ બોર્ડે તેમના ઠરાવ ક ૧૯ તા ૨૨-૪-૪૧ થી ભલામણ કરી છે તે જમીન મેળવવા મે કલેકટર સાહેબને ભલામણ કરવી પર જલાલપોર તાલુકાના અબ્રામા ગામની શાળાના કમ્પાઉન્ડમા લોકોને ખર્ચે પરબ બાંધવા દેવા સ્કુલ બોર્ડના ઠરાવ ક ૬ તા ૨૨-૪-૪૧ મુજબ પરવાનગી આપવામા આવેલી તેને બહાલી આપવામા આવી

---

## સૂરત જિલ્લા સ્કૂલબોર્ડની કાર્યવાહી

તા ૨૨-૪-૪૧ ને રોજ સુરત જિલ્લા સ્કૂલ બોર્ડની સભા શ્રી કલ્યાણજી વિ મહેતાના પ્રમુખપદે મળી હતી જેમા થયેલા કામોનો હેવાલ નીચે આપ્યો છે

૧ સરોણના વલસાડની શાળા માટે મકાન બાંધવા ડોનરે ધારાની રકમ આપવા કબુલ કર્યું હોવાથી સદરહુ શાળા માટે અ વર્ગનુ મકાન બાંધવા રૂ ૧૮૦૦) સરકારી ગ્રાન્ટ મંજૂર કરવા બિલ્ડીંગ કમિટીને ભલામણ ૨ આફવા તા બારડોલીની શાળાના કપાઉન્ડમા પાકી મુતરડી બાંધવા ગામ લોકોને પરવાનગી આપવામા આવેલી તેને બહાલી ૩ વલસાડ સાર્વજનિક હાઇસ્કૂલના મકાન બાંધકામ અંગેના સામાન વલસાડની શાળાના (કોઠવા વિદ્યાલય, ગોવન નથ્થુ સ્કૂલ, ધાબુરા કન્યાશાળા અને ભૂરીબેન કન્યાશાળા)ના કપાઉન્ડમા રાખવા દેવા આવેલી પરવાનગીને બહાલી ૪ ગોડસબા રાનીપરજ કન્યા વિદ્યાભવના કપાઉન્ડ ઉપર રહેટ મૂકવા માટેનુ રૂ ૪૫૦નું એસ્ટીમેટ મંજૂર કરવા લો બો ને ભલામણ ૫ ગોડસબા રાનીપરજ મુખ્ય વિદ્યાલયના કપાઉન્ડમા કુવા ઉપર રહેટ મૂકવાનુ ટાકી તથા ચોતરો બાંધવા માટેનું રૂ ૧૪૦૦)નુ એસ્ટીમેટ મંજૂર કરવા લો બોને ભલામણ ૬ અબ્રામા તા જલાલપોરના શાળાના કપઉન્ડમા પરબનું મકાન બાંધવા ગામ લોકોને આપેલી પરવાનગી બહાલી ૭ આઇશોલેડ ચેરીયાની ગણુ વર્ધા યોજના શાળામા વર્ધા શિક્ષણ ચાલુ રાખવા દેવા લો બો ને ભલામણ ૮ કાપતળાવ તા જલાલપોરની શાળામા ધો ત્રીજુ ખોલવાનુ મંજુર ૯ સુરતીમ સ્ત્રી શિક્ષિકાઓની અછત હોવાથી સદર ઉર્દુ કન્યાશાળાના આસી મીસ્ટ્રેસ ફાતમાબાઈ બાપુભાઇની નોકરી ભરુચ જિલ્લામા ટ્રાન્સફર કરવા બની શકે તેમ નથી પરંતુ તેમના ધણી ભરુચ જિલ્લામાંથી આ જિલ્લામા આવવા તૈયાર હશે તો તેમને લેવા માટે વિચાર કરવામા આવશે એમ ઠરાવવામા આવ્યુ ૧૦ અવધર ૧૦ અવધર તા વાલોડના વસમ છવન કચરો ત્રણજ માણસની ઓછી હોવાથી ત્યા ચાલતી લોકશાળા ખાસી કેમ તરીકે બોર્ડના ચાર્જમા લેવા મે ડી પી બઇ સાહેબની પરવાનગી મેળવવા લો બો ને ભલામણ ૧૧ ચાલુ વર્ષમા લો બો શાળાના મકાનોને ખાસ મરામત કરાવવા માટેના રૂ ૨૫૦)ના અંદરના એસ્ટીમેટો મંજુર તથા રૂ ૨૫૦) ની ઉપરના એસ્ટીમેટો મંજૂર કરવા લો બો ને ભલામણ ૧૨ ઉર્દુ કન્યાશાળા ખોલવાનું સ્ત્રી શિક્ષિકા મળી શકે તેમ નથી તેથી ઉર્દુ નહિ જાણનાર શિક્ષિકા ઉર્દુ કન્યાશાળા માટે મેળવવી શક્ય છે કે કેમ તેમજ ધોરણની મર્યાદા પણ ઉર્દુ છોકરાની શાળાના શિક્ષણની સગવડતાને હરકત

આપવા સિવાય નામે ઉતારી શકાય છે કે કેમ તે બાબત એ. ઓ. પાસે વિગતવાર રિપોર્ટ માંગવાનું ઠરાવવામાં આવ્યું. ૧૩. કન્યાશાળાઓમાં અપાતા સીવણ કન્ટીજન્ટમાં મે. ડી. પી. આઇ સાહેબના અં પત્રના એસ. ૬૭ (ડી.) ૬૬૦ ડી. તા. ૫-૩-૪૧ માં જણાવ્યા પ્રમાણે વધારાનો સ્કેલ મંજૂર કરવા લો. ઓ. ને ભલામણ. ૧૪ એ. ઓ, સાહેબની માર્ચ અને એપ્રિલ ૧૯૪૧ની ડાયરી મંજૂર. ૧૫. ૧૯૪૧-૪૨ના વર્ષના જે શિક્ષકોના ઉંમર ૫૫ વર્ષની થાય છે તેમને મારામાં જણાવેલી તારીખોએ સુપર એન્યુએશન પેન્શન પર રીટાયર કરવા મંજૂર. ૧૬. વિજલપોર તા. જલાલપોરની શાળાના આસી લલ્લુભાઈ ડાહ્યાભાઈને તા. ૩૧-૫-૪૧ને રોજ સાંજથી રીટાયરીંગ પેન્શન ઉપર ઉતરવાની પરવાનગી. ૧૭. ચીખલી કન્યાશાળાના માસ્ટ્રેસ મંછાબેન લલ્લુભાઇની તા. ૨૫-૧૧-૪૧ને રોજ ૫૫ વર્ષની ઉંમર થાય છે પરંતુ તેમને તે તારીખથી પેન્શન પર ન ઉતારતાં તા. ૩૧-૩-૪૨ સુધી નોકરીમાં ચાલુ રાખવા મંજૂર. ૧૮. બાલદા તા. બારડોલીની શાળામાં ધો. પાંચમું શરૂ કરવા તથા બેસુંદલા, વાંસકુઇ, ઓબેદકુવાની શાળામાં ત્રણ ધોરણ રાખવાની ગામલોકોની માંગણી મંજૂર. બાલદાની શાળામાં વધતી જતી સખ્યાને બીયાવવા માટે મકાન ગામલોકો તરફથી આપવું પડશે એમ ઠરાવવામાં આવ્યું. ૧૯. વાંઝણા તા. ચીખલીના ગામ લોકો સરકાર ધારો પોતે ભરી લેવા રાજી હોવાથી ત્યાંની શાળા માટે રમતગમત માટે જોઈતી સર્વે નાં. ૫૦૨ ની ૧૦ ગુંઠા અને સર્વે નાં. ૫૦૧/૧/૧ પૈકીના ૧૮ ગુંઠા જમીન મેળવવા લો. બો ને ભલામણ. ૨૦. સ્કૂલ બોર્ડના સભ્ય શ્રી પરાગજી ડી. બલસારકરની મીટીંગમાં ગેરહાજર રહેવા બદલની રજા મંજૂર. ૨૧. સોનવાડા તા. વલસાડ શાળા માટે સર્વે નાં. ૧૭ અની જમીન વધુ અનુકુળ છે પરંતુ ગામલોકોને એકવાયર કરવાનો ખર્ચ આપી શકે તેમ ન હોવાથી સર્વે જમીન એકવાયર કરવાનો પ્રશ્ન રહેતો નથી. એમ મે. પ્રેસીડન્ટ સાહેબોએ જણાવવા ઠરાવ્યું. ૨૨. વાલોડ ઉર્દુ કન્યાશાળાના મકાનનું રૂા. ૩) ને બદલે રૂા. ૪) ભાડું તા. ૧-૬-૪૧ થી આપવા મંજુર.-૨૩. ચાલુ વર્ષમાં લો. બો. શાળામાં પાઠ્ય પુસ્તકોમાં પસંદ કરવા નીચેના સભ્યોની પેટા સમીતી નીમવામાં આવી. (૧) શ્રી કલ્યાણજી વિ. મહેતા, ચેરમેન, (૨) શ્રીમતી જ્યોત્સનાબેન શુકલ, વાઈસ ચેરમેન, (૩) શ્રી ઇશ્વરલાલ નાગરજી નાયક, (૪) શ્રી જુગતરામ દવે અને (૫) શ્રી નૂરમીયાં હુસેનમીયાં શેખ.

# પંચાયતોને સૂચના

સુરત જીલ્લા લોકલ બોર્ડ તરફથી આ "સ્થાનિક સ્વરાજ્ય" માસિક પ્રસિદ્ધ થાય છે. જીલ્લાની પ્રજાને જાણવા માટે કોઈ ગામે કાંઈ ખાસ નોંધ લેવા જેવી હકીકત હોય તો તે આ માસિકમાં પ્રસિદ્ધ કરવા માટે પ્રબંધ કરવામાં આવ્યો છે. માટે જ્યારે જ્યારે કોઇપણ પંચાયત વિષે કાંઈ ખાસ નોંધ લેવા જેવી હકીકત હોય ત્યારે અમને તે લખી જણાવવા વિનંતિ છે. જો તે હકીકત પ્રસિદ્ધ કરવા યોગ્ય લાગશે તો 'સ્થાનિક સ્વરાજ્ય' માસિકમાં પ્રસિદ્ધ કરવામાં આવશે,

પંચાયતના કાયદાની કલમ ૮૯ (૧) મુજબ ઘરે તથા જમીન ઉપરનો કર દરેક પંચાયત માટે ફરજિયાત છે. એ કર નાંખવા માટેના ઉઘરાવવાના નિયમો સરકાર તરફથી પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે. એટલે એ કર બેસાડવા માટે દરેક પંચાયતોએ શું વિધિઓ કરવાની છે તે માટે ડી. લો. બોર્ડ તરફથી ટૂંક મુદતમાં યોગ્ય સૂચનાઓ દરેક પંચાયતને આપવામાં આવશે.

જે જે પંચાયતોના સને ૧૯૪૧–૪૨ ના વરસનાં બજેટો હજુ સુધી મંજુરી માટે અત્રે આવ્યા નથી. તે હવે તાકીદે મોકલી આપવાં. બજેટની બે નકલો મોકલી આપવાની છે. તાલુકાના કસ્બાના ગામોની પંચાયતો સિવાયની પંચાયતોના સેક્રેટરીઓનો પગાર સરકાર તરફથી પંચાયતોને પગાર પેટે ગ્રાન્ટ તરીકે આપવામાં આવનાર છે. માટે બજેટમાં એ આખા વરસની પગારની રકમ જમા બાજુ તથા ખરચ બાજુ બતાવવાની છે તે ધ્યાનમાં રાખવા વિનંતિ છે.

---

# ખેડા જિલ્લા બોર્ડની પ્રવૃતિઓ

(ખેડા જિ. બોર્ડ તરફથી મળેલું)

સરકારે સને ૧૯૩૮ની સાલમાં લોકલ બોર્ડના સભ્ય તરીકે સાત સભ્યોને નીમવાની પદ્ધતિ બંધ કરી બોર્ડના સભ્યોની સંખ્યા ૪૨ ની કરી તેજ વરસમાં મહાસભાએ મુસલીમ સભ્યોની ચાર જગ્યા સિવાય ૩૮ જગ્યોએ પોતાના ઉમેદવારો ઉભા કર્યા અને પ્રજાએ તેજ ૩૮ ને ચૂંટી કાઢ્યા. જુન ૧૯૩૮માં નવી બોર્ડે કામ શરૂ કર્યું ત્યારે તેમને જુની બોર્ડ તરફથી રૂ. ૫૦૯૯૧ ની સીલક સોંપવામાં આવી હતી. તથા તાલુકા બોર્ડો નીકળી જવાથી તેમની સીલક રૂ. ૨૨૭૫૯ મળી હતી ને રૂ. ૯૨૬૬૪ સરપેન્સ એકાઉન્ટ નહિ ગણતાં રૂ. ૧૬૬૩૪૨ ની સીલક હતી. એ બોર્ડની મુદત પુરી થતાં નવી નીમાનાર બોર્ડને ચાલુ બોર્ડે રૂ. ૧૧૩૫૦૪ ની સીલક સોંપે છે. અને સરપેન્સ એકાઉન્ટની રકમ રૂ. ૧૦૧૭૦૮ સાથે રૂ. ૨૧૫૨૧૨ સોંપે છે. પાછલા ત્રણ વરસના આવક ખર્ચના આંકડા નીચે પ્રમાણે હતા:–

| સાલ | ઉઘડતી સીલક | આવક | ખર્ચ | પુરાંત | |
|---|---|---|---|---|---|
| | | | | રેવન્યુ બેલન્સ સરપેન્સ | |
| ૧૯૩૮–૩૯ | ૧,૬૬,૩૪૨ | ૨,૮૪,૯૦૨ | ૩,૦૩૭૯૯ | (૫૪૬૧૫ + ૯૨૮૩૦) | ૧,૪૭,૪૪૫ |
| ૧૯૩૯–૪૦ | ૧,૪૭,૪૪૫ | ૩,૨૪,૧૬૫ | ૩,૦૩૫૮૪ | (૫૮૦૮૫ +૧૦,૯૯૪૧) | ૧,૬૮૦૨૬ |
| ૧૯૪૦–૪૧ | ૧,૬૮૦૨૬ | ૫,૧૭,૭૮૮ | ૪,૭૦૬૯૨ | (૧૧૩૫૦૪+૧૦૧૭૦૮) | ૨,૧૫૨૧૨ |

મહાસભાનો વહીવટ સને ૧૯૩૮–૩૯ ના વરસથી શરૂ થયો. તેમને દવાખાનાં ૭ સોંપવામાં આવ્યાં હતાં જેમાં ૫ જુના વખતનાં ને ૨ ૧૯૩૭ માં શરૂ થયેલાં હતાં. બધા દવાખાનામાં

ડાકટરો બોર્ડના નીમેલા હતા. ત્યાર પછી બોર્ડે બીજાં ચાર દવાખાનાં વધાર્યાં, જનોડ, નાપા, સુણાવ અને રાસ, આ ચાર દવાખાનામાંથી જનોડ સિવાય બે જગ્યાએ બોર્ડને મકાનો બંધાવી આપવામાં આવ્યાં છે. સબસીડાઈઝડ દવાખાનાં ૨૧ અને ૭ નર્સો રોકવામાં આવી છે. ટુંકમાં જિલ્લામાં દરેક પાંચ માઈલે દરદીને ડાકટરી મદદ મળે તેવી વ્યવસ્થા હાલ થઈ ગઈ છે. તે ઉપરાંત આંખના અને દાંતના દરદો માટે તેના ખાસ અનુભવી ડાકટરો મારફત અલીંદ્રા દવાખાનામાં દર ગુરવારે ઓપરેશન વિગેરે આવજાત કરવામાં આવે છે. દાસરામાં દવાખાનાનું અને દાકતરને રહેવાનાં મકાનો, નવાગામ દવાખાનામાં ડાક્ટર અને કંમ્પાઉન્ડરને રહેવાનાં મકાનો અને મેટરનીટી હોમ બાંધવામાં આવ્યું છે. મેહેમદાવાદમાં ઢોરનું દવાખાનું ઉઘાડવા સરકારને વખતો વખત લખવામાં આવ્યું છે.

ક્ષયનિવારણ યોજના અર્થે મુંબાઈથી મહીનામાં ૨ વાર ડૉ. ભાસ્કરરાવ પટેલ આવે છે. નડીયાદ ડાકોરનો ઘણા વરસથી ચાલતો રસ્તો પૂરો કરી દેવામાં આવ્યો છે અને થામણા અને પોર વચ્ચે સેઢી નદી ઉપર પુલ બંધાય છે. તે ઉપરાંત રસ્તાઓ, કુવાઓ નવા અને રીપેર, નિશાળનાં મકાનો વિગેરે ઘણી ઘણી વસ્તુઓ આ ત્રણ વર્ષમાં બોર્ડે કરી છે. ફરતી લાયબ્રેરીની લગભગ ૭૭ પેટીઓ નીશાળો મારફત દરેક તાલુકામાં ફરતી કરી છે.

---

## અગત્યની ખબર

પ્રાથમિક શાળાના શિક્ષકોના ધારાના પ્રકરણ પહેલાના નિયમ ૧૦માં, નિશાળ વાળવાનું અગર સરસામાન સાફ કરવાનું કે એવું બીજું હલકું ગણાતું કામ વિદ્યાર્થી પાસે નહિ કરાવવાનો પ્રબંધ છે. સદરહુ નિયમમાં સુધારો કરવા આ સ્કુલ બોર્ડની તા. ૨૨-૧-૧૯૪૦ની સભાના ઠરાવ નં. ૧૨થી ભલામણ કરવામાં આવી હતી તે ઉપરથી એ નિયમમાં સુધારો કરી નીચે મુજબ રાખવા મે. ડીરેક્ટર સાહેબે ઠરાવ્યું છે.

"૧૦. શાળાના મકાન તથા વંડાને ચોકખાં અને સારી સ્થિતિમાં રાખવા માટે વિદ્યાર્થીઓની મદદ લેવામાં વાંધો નથી પણ તે એ શરતે કે વિદ્યાર્થીઓ રાજીખુશીથી મદદ કરે, નવ વર્ષથી ઓછી ઉમરના વિદ્યાર્થીઓને મદદ કરવાનું કહેવામાં નહિ આવે અને શિક્ષક પોતે વિદ્યાર્થીઓ સાથે કામ કરે.

તા. ૩૦-૫-૪૧

G. J. Bhatt.
એ. ઓ. જિ. સ્કૂ. બોર્ડ સુરત.

## ખેડા જીલ્લા બોર્ડની ચાલુ પ્રવૃત્તિઓ

ચાલુ સાલનાં ચોકસ આંકડાઓ માર્ચ પછી માલમ પડતા હોવાથી સુધારા વધારા સાથેનું બજેટ તા. ૧૭-૫-૧૯૪૧ ના રોજ મંજુર થયું તેમાં જાણવાજોગ વિગતો નીચે આપવામાં આવી છે.

| જમાં | | ખર્ચ | |
|---|---|---|---|
| લેન્ડ રેવન્યુ | ૧૧૭૩૫૫ | રીફન્ડ | ૪૦૦૦ |
| વ્યાજ | ૨૨૦૦ | વ્યાજ | ૨૨૦૦ |
| ડબા | ૫૦૦ | સેન્સસ | ૧૦૦૦ |
| દવાખાનાં | ૨૫૬૦૪ | આગ | ૧૦૦ |
| ઢોરનાં દવાખાનાં | ૩૨૦૭ | વહીવટ ખર્ચ, પગાર ભથ્થુ | |
| બાંધકામ ખાતુ | ૯૪૩૩૭ | કન્ટીજન્સી સાથે | ૧૭૪૬૪ |
| ગામ મદદ | ૧૦૦૦૦ | ગ્રામ ઉદ્યોગ ઉત્તેજન | ૧૦૦૦ |
| | | ડબ્બા | ૧૦૬૦ |
| કુલ | ૨૬૩૨૧૩ | દવા ખર્ચ | ૪૦૦ |
| માર્ચની આખરે સીલક | ૧૪૭૨૭૮ | દવાખાનાં | ૩૯૩૮૫ |
| | | ઢોરનાં દવાખાનાં | ૭૩૫૮ |
| કુલ એકંદર | ૪૧૦૪૯૧ | આરોગ્ય માટે | ૧૦૯૩૯ |
| | | પેન્શન પ્રો. ફંડ વી | ૪૦૫૦ |
| | | બાંધકામ ખાતુ | ૨૩૦૬૧૪ |
| | | મુડી | ૪૬૧૬૨ |
| | | અનામત | ૮૪૦૬ |
| | | પંચાયત અનામત | ૪૫૩૬ |
| | | લોક મદદ | ૨૦૮૩૨ |
| | | કુલ ખર્ચ | ૩૯૯૩૦૬ |
| | | પુરાંત | ૧૧૧૮૫ |
| | | કુલ એકંદર | ૪૧૦૪૯૧ |

બાંધકામ ખાતામાં મુખ્ય વીગતોમાં રૂ. ૭૧૩૮૮ પાણી ખાતે વપરાશે. અને રસ્તાઓ ખાતે રૂા. ૧૦૨૮૪૫ વપરાશે. દવાખાનાં, ધર્મશાળા વીગેરે મકાનો બાંધવા અને રીપેર ખાતે રૂા. ૨૯૪૮૫ વપરાશે. પગાર બાબતે વહીવટ અંગે રૂા. ૧૧૮૬૪ અને બાંધકામ ખાતા અંગે રૂા. ૧૯૮૬૬ અને દવાખાના અંગેના પગારમાં રૂા. ૨૧૭૦૨ ખર્ચ થાય છે. સ્ટાફમાં વહીવટ ખાતામાં સેક્રેટરી, એકાઉન્ટન્ટ, દશ કારકુનો જમાદાર અને ૫ પટાવાળા.

બાંધકામ ખાતામાંઃ-ઇન્જીનીયર, ડ્રાફટસ મેન, ૮ ઓવરસીયરો, ૨ કારકુનો ને નવ પટાવાળા છે. રોડ ઉપર ૨ મીસ્ત્રી ને ૪ કારકુનો છે. ધર્મશાળાઓમાં ૫ પગી ને બે સીપુરાં છે. ૧૧ દવાખાના ખાતે ૧૨ દાકતરો, ૧૧ કમ્પાઉન્ડરો, ૭ નર્સ, ૫ નોકરો ને ૧૦ પટાવાળા છે. વહીવટ ખાતામાં ૧૯૩૮ ની સાલ પછી નવો કારકુન લીધો નથી પણ ૨ કારકુનો ઓછા કર્યા છે. તેમજ સેનીટરી ઇન્સ્પેકટરની જગ્યા ૧૯૩૯ માં કમી કરી છે. તેમજ ૭ પટાવાળાની જગ્ય કમી કરી છે.

---

# મુંબઈ ધારાસભાના મતદાર બનો

## સૂરત જિલ્લાની જનતાને

મુંબાઈ ધારાસભાના મતદારપત્રકો નવેસરથી થવાનાં છે, માટે તમે મતદાર થવાને લાયક હો અને તમારું નામ મતદાર તરીકે નોંધાયું ન હોય તો નોંધાવવા માટે તાકીદે તજવીજ કરો.

**મુંબાઈ ધારાસભા**

નીચેમાંની કોઇ પણ લાયકાત ધરાવતા હશો તો તમે મતદાર થઇ શકશો.

(૧) સુરત, રાંદેર અને વલસાડ મ્યુનિસિપલ હદમાં સાડી સાતસો અથવા તેથી વધારે કીંમતના મકાનના માલીક હશો અથવા એવા મકાનમાં ભાડે રહેતા હશો.

(૨) સુરત જિલ્લાના કોઇ એક ગામમાં અથવા એક કરતાં વધુ ગામો મળી આઠ રૂપીઆના આકારની જમીનના ખાતેદાર હશો અથવા તેટલી જમીન ગણોતે ખેડતા હશો.

(૩) આવકવેરો ભરતા હશો.

(૪) સુરત રાંદેર અને વલસાડ મ્યુનિસિપલ હદમાં પંદરસો અથવા તેથી વધારે કીંમતના મકાનના માલીક અથવા ભાડુતની પત્ની હશો.

(૫) સુરત જિલ્લાના એક અથવા વધારે ગામો મળી બત્રીસ અથવા તેથી વધારે આકારની જમીનના ખાતેદાર અથવા ગણોતીઆની પત્ની હશો.

(૬) આવકવેરો ભરનારાની પત્ની હશો.

(૭) સ્ત્રી હો અને લખી વાંચી જાણતાં હશો.

(૮) મેટ્રિક્યુલેશનની પરીક્ષા પસાર કરી હશે.

**મતદાર થવા તમારી ઉમ્મર ઓછામાં ઓછી એકવીસ વર્ષની તથા મતવિભાગમાં એકસો એંસી દિવસ રહેઠાણ હોવું જોઇએ.**

નં. ૪-૫-૬-૭ અને ૮ ની લાયકાત ધરાવનારાઓએ નામ દાખલ કરાવવા અરજી કરવાનું જરૂરીયાત છે.

**એટલું યાદ રાખજો કે નામ નોંધવાનો છેલ્લો દિવસ તા. ૧૦ મી જુલાઈ છે,** માટે વિલંબ ન કરતાં તમારું નામ છે કે નહિ તેની તપાસ કરો અને ન હોય તો નોંધાવવા તજવીજ કરો. નામ નોંધાવવા માટેની અરજી પોતાના તાલુકાના મામલતદારને કરવી.

**આ માટે**

તમને સુરત જિલ્લાની કોંગ્રેસ સમિતિઓ તેમજ કાર્યકર્તાઓ તરફથી જોઇતી મદદ મળશે.

**વધુ માહિતી**

શીડ્યુલ્ડ કોમ માટે નીચે જણાવેલી વધારાની લાયકાતો નક્કી કરવામાં આવી છે.

(અ) શીડ્યુલ્ડ કોમનો કોઈ પણ શખસ અક્ષરજ્ઞાન ધરાવતો હોવો જોઈએ; અથવા

(બ) સન ૧૯૪૦ ના કેલેન્ડર વરસમાં કોઈ પણ વખતે ગામના નીચલા દરજ્જાના અમલદારની ફરજ તેણે બજાવી હોય.

૩. મુંબઈ ધારાસભાના મજુર, વેપાર, ઉદ્યોગ અને યુનિવર્સિટી મતદારવિભાગ સિવાયના તમામ મતદારવિભાગોના મતદારપત્રકોનું પ્રાથમિક પ્રકાશન કલેકટરો તરફથી સોમવાર, તા. ૩૦મી જુન ૧૯૪૧ ના રોજ કરવામાં આવશે. એ તારીખ પછી ૧૦ દિવસની અંદર મતદારપત્રકમાં નામ નોંધાવા માટે મળેલી અરજીઓ કલેકટરો અથવા તેણે નીમેલા અમલદારો તપાસશે અને તેના પર નિર્ણય કરશે.

૪. તમામ મતદારવિભાગો ( મજુરવિભાગ સિવાયના તમામ વિભાગો )ના મતદારપત્રકોના પ્રથમ પ્રકાશન માટે ગુરુવાર તા. ૩૧ મી જુલાઇ ૧૯૪૧ નક્કી કરવામાં આવેલ છે. મતાધિકાર ધરાવતા શખસોએ આ પત્રકો તપાસવાં અને તેઓનાં નામ અંદર જોવામાં ન આવે તો નામો દાખલ કરવા માટે અરજી મોકલવી. કોઈપણ શખસ બીજા શખસોનાં નામો મતદારપત્રકમાં મુકાવા સામે વાંધો ઉઠાવી શકે. આવા દાવાઓ અથવા તો વાંધાઓની ચાર નકલો લાગતાવળગતા રીવાઇઝીંગ અમલદારોને પત્રકો પ્રગટ થયા પછી ૧૦ દિવસની અંદર અથવા તો દશમે દિવસે ટપાલદ્વારા મોકલવી અથવા પહોંચતી કરવી. મુંબઇ ધારાસભાના પ્રાદેશિક અને જમીનદાર મતવિભાગ માટેના રીવાઈઝીંગ અમલદારો અને ઉપર જણાવવામાં આવેલા મધ્યસ્થ ધારાસભાના મજકુર વિભાગના રીવાઇઝીંગ અમલદારો એકજ છે. વેપાર અને ઉદ્યોગના મતદારવિભાગના મતદારપત્રકો સંબંધમાં કંઇ વાંધાઓ કે દાવાઓ રજુ કરવાના હોય તો, મુંબઇના વિભાગમાં મુબઈની સ્મોલ કોઝીઝ કોર્ટના વડા ન્યાયમૂર્તિને અથવા તો અમદાવાદના વિભાગમાં અમદાવાદની સ્મોલ કોઝીઝ કોર્ટના ન્યાયમૂર્તિને અરજી કરવી. યુનિવર્સિટી મતદારવિભાગના પત્રકો સામેના વાંધાઓ કે દાવાઓ મુબઈની સ્મોલ કોઝીઝ કોર્ટના વડા ન્યાયમૂર્તિ સમક્ષ રજુ કરવા.

૫. દાવાઓ અને વાંધાઓ તપાસ્યા બાદ રીવાઇઝીંગ અમલદારોના નિર્ણય મુજબ પત્રકમાં સુધારોવધારો કરવામાં આવશે અને આ પ્રમાણે તૈયાર કરવામાં આવેલાં મતદારપત્રકો બુધવાર, તા. ૧ લી ઓકટોબર ૧૯૪૧ના રોજ પ્રગટ થશે.

**મુંબઈની કાઉન્સિલ**

૧. મુંબઇની લેજિસ્લેટિવ કાઉન્સીલના તમામ મતદારવિભાગો પ્રાદેશિક છે. તેમાં સામાન્ય, મુસ્લીમ, અને યુરોપીયન મતદારવિભાગોનો સમાવેશ થાય છે. પહેલાં બે વિભાગને શહેરી અને ગ્રામવિભાગ એમ બે ભાગોમાં વહેંચવામાં આવ્યા છે.

૨ કાઉન્સીલના મતાધિકાર માટેની લાયકાત ગવર્નમેન્ટ ઓફ ઇન્ડીઆ ( પ્રાંતિક લેજિસ્લેટિવ કાઉન્સીલ ) ઓર્ડર, ૧૯૩૬ના ૧લા તથા ૩જા ભાગમાં આપવામાં આવી છે.

કોમ, ઉમર, કયાંની પ્રજા છે તે વિગેરેને લગતી ઠરાવેલી લાયકાત ઉપરાંત મતાધિકારની લાયકાતો ટુંકામાં નીચે મુજબ છે:—

જે કોઇ શખસ મતદારવિભાગમાં અથવા તેની ઠરાવેલી હદમાં (યુરોપીયનની-બાબતમાં આખા પ્રાંતમાં) આવેલા કોઇ ઘરમાં પાછલા હિસાબી વર્ષમાં ૧૮૦ દિવસ સુધી રહ્યો હોય અને નીચે જણાવેલી લાયકાતો પૈકી કોઇ પણ એક લાયકાત ધરાવતો હોય,—

(૧) પાછલા હિસાબી વર્ષમાં તેની પાસેથી આવક વેરો લેવામાં આવ્યો હોય અને જે વરસમાં આવક વેરો લેવામાં આવ્યો હોય તે વરસમાં તેની એકંદર આવક રૂ. ૧૫,૦૦૦ થી ઓછી ન હોય;

(૨) તે દખણનો અથવા તો ગુજરાતનો સરદાર હોય અથવા મતવિભાગમાંના કોઈ એક આખા ગામનો એકલોજ જમીનદાર અથવા ખોત હોય અથવા તો જેના નામ પર આખા ગામની જમીન ચઢાવી દેવામાં આવી હોય;

(૩) (અ) તાલુકાદારી જમીન સુદ્ધાં મતદારવિભાગમાંની જે જમીનનું જમીન મહેસુલ રૂ. ૩૫૦, અથવા તેથી વધારે હોય તે જમીન ધરાવતો હોય અથવા ગણોતીયા 'તરીકે તેનો ભોગવટો કરતો હોય;

(બ) જેને નામે રૂ. ૩૫૦ અથવા તેથી વધારે જમીન મહેસુલ ભરવાનો સરકારનો હક્ક ચઢાવી દેવામાં આવ્યો હોય;

(ક) રૂ. ૩૫૦ અથવા તેથી વધારે જમીન મહેસુલ ભરવા માટે જવાબદાર હોય તેવા મતદારવિભાગમાંના ખોતી, ભાગીદારી અથવા નરવાદારી ગામનો ખોત અથવા ભાગીદાર હોય;

(૪) દિવાન બહાદુર, સરદાર બહાદુર, ખાન બહાદુર, રાય બહાદુર અથવા રાવ બહાદુરથી ઉતરતો ન હોય તેવો ખીતાબ જે શખસને ના. શહેનશાહે અથવા શહેનશાહવતી આપવામાં આવ્યો હોય તે શખસ;

(૫) જેને સરકાર તરફથી દર મહિને રૂા. ૨૫૦ કરતાં ઓછું ન હોય તેટલું પેન્શન મળતું હોય;

(૬) જે (ક) બ્રિટિશ હિંદમાંની કોઇપણ ધારાસભાનો, બીનસરકારી સભ્ય હાલમાં અથવા પહેલાં હોય,

(ખ) બ્રિટિશ હિંદમાં કારોબારી કાઉન્સીલનો સભ્ય અથવા પ્રધાન હાલમાં અથવા પહેલાં હોય;

(ગ) બ્રિટિશ હિંદમાં કાયદેસર સ્થપાયેલી કોઇપણ યુનિવર્સિટીની સેનેટનો અથવા કોર્ટનો ચેન્સેલર, પ્રો-ચેન્સેલર, વાઇસ-ચેન્સેલર, પ્રો-વાઇસ-ચેન્સેલર, ફેલો, ઓનરરી ફેલો અથવા સભ્ય હાલમાં અથવા પહેલાં હોય;

(ઘ) બ્રિટિશ હિંદમાંની ફેડરલ કોર્ટ અથવા કોઇપણ હાઈકોર્ટ, ચીફ કોર્ટ અથવા જ્યુડિશિયલ કમીશનરની કોર્ટનો ન્યાયમૂર્તિ હાલમાં અથવા તો અગાઉ હોય,

(ચ) મદ્રાસ, અથવા મુંબઇનો મેયર અથવા શરીફ હાલમાં કે પહેલાં હોય;

(૭) પ્રાંતની કોઈ મ્યુનિસિપાલિટી અથવા જિલ્લા લોકલ બોર્ડનો બીનસરકારી પ્રમુખ હાલમાં કે પહેલાં હોય;

(૮) બોમ્બે પ્રોવિન્શીયલ કો-ઓપરેટિવ બેંક અથવા પ્રાંતની યોગ્ય રીતે નોંધાયેલી કોઇ પણ સેન્ટ્રલ કો-ઓપરેટિવ બેંકનાં બીનસરકારી પ્રમુખ હાલમાં કે અગાઉ હોય;

ઉપર જણાવેલી લાયકાત સામાન્ય લાયકાત છે.

### સ્ત્રીઓ માટે વધારાની લાયકાત

સ્ત્રીઓ માટેની વધારાની લાયકાત નીચે મુજબ છે અને જો કોઈ સ્ત્રી—

(ક) પાછલા હિસાબી વર્ષમાં જેની પાસેથી આવક વેરો લેવામાં આવ્યો હોય અને જે વર્ષમાં સદરહુ વેરો લેવામાં આવ્યો હોય તે વર્ષમાં જેની એકંદર આવક રૂ. ૩૦,૦૦૦ કરતાં ઓછી ન હોય તેવા શખસની,

(ખ) દખ્ખણ અથવા તો ગૂજરાતના સરદારની,

(ગ) રૂ. ૨,૦૦૦ થી ઓછું નહિ તેટલા જમીન મહેસૂલવાળા આખાએ ગામનું જમીન મહેસુલ અથવા ગણોત ભરવાનો સરકારી હક જેને નામે ચઢાવી દેવામાં આવ્યો હોય તેની;

(ઘ) રૂ. ૨૦૦૦ થી ઓછું નહિ તેટલા જમીન મહેસુલવાળી જમીનના તાલુકદારોની અથવા તો તાલુકદારીમાંના ભાગીદારોની,

(ચ) આખાએ ગામના સબંધમાં રૂ. ૨૦૦૦ થી ઓછું નહિ તેટલું જમીન મહેસુલ ભરનાર ખોતની,

(છ) રૂ. ૨૦૦૦ કરતાં ઓછું નહિ તેટલી જમીનના માલીકની,

(જ) ઉપર જણાવેલી સામાન્ય લાયકાતને લગતી કલમ (૪) અને (૫)માં જણાવ્યા મુજબ ખીતાબ ધરાવનારની અથવા પેન્શન ભોગવનારની;

ધણીઆણી હોય તેનું નામ મતદારપત્રકમાં નોંધી શકાય.

### શીડયુલ્ડ કોમો માટેની વધારાની લાયકાત

શીડયુલ્ડ કોમો માટે નીચે જણાવવામાં આવેલી વધારાની લાયકાત નક્કી કરવામાં આવી છે.

(અ) જે શખસ જે જમીનનું વાર્ષિક જમીન મહેસુલ રૂ. ૫૦ અથવા તો એથી વધુ હોય તે જમીનનો માલિક અથવા ગણોતીયો હોય;

(બ) રૂ. ૫૦ અથવા વધારે જમીન મહેસુલ ભરવાનો સરકારી હકક જે શખસને નામે ચઢાવી દેવામાં આવ્યો હોય તે શખસ;

(ક) રૂ. ૫૦ અથવા વધારે જમીન મહેસુલ ભરવા માટે જવાબદાર હોય તેવા મતદાર-વિભાગમાંના ખેતી, ભાગીદારી અથવા નરવાદારી ગામનો ખોત અથવા ભાગીદાર હોય;

(ડ) મ્યુનિસિપલ કેન્ટોન્મેન્ટ અથવા જાહેર થયેલા વિસ્તારમાં અથવા મુંબઈ શહેરમાં જે મકાનનું વાર્ષિક ભાડું ઓછામાં ઓછું રૂ. ૨૦૧ હોય, અથવા જે મકાનની મુળ કિંમત ઓછામાં ઓછી રૂ. ૩૩૫૦ હોય તે મકાનનો તે ભોગવટો કરતો હોય.

૩. મુંબઈની ધારાસભા—લેજિસ્લેટિવ એસેમ્બ્લીના મતદારપત્રકોના પ્રકાશન કરવામાં આવેલી તારીખો, સોમવાર, તા. ૩૦ મી જુન ૧૯૪૧; ગુરવાર, તારીખ ૩૧ મી જુલાઈ ૧૯૪૧ અને બુધવાર, તારીખ ૧ લી ઓક્ટોબર ૧૯૪૧ ના રોજ મુંબઈની લેજિસ્લેટિવ કાઉન્સીલના તમામ મતદારવિભાગોના મતદારપત્રકોનું પ્રાથમિક, પહેલું અને બીજું પ્રકાશન અનુક્રમે બહાર પડશે. તારીખ ૩૦ મી જુન ૧૯૪૧ ના રોજ પ્રાથમિક પ્રકાશન નામ નોંધવા માટે પ્રગટ થવા પછી દસ દિવસની અંદર મળેલી અરજીઓ, કલેક્ટરો અથવા તેઓએ નીમેલા અમલદારો તપાસશે અને નિર્ણય કરશે.

૪. તારીખ ૩૧ મી જુલાઈ ૧૯૪૧ ના રોજ પ્રથમ પ્રકાશન બહાર પડયા બાદ મતાધિકાર ધરાવતા શખસોએ મતદારપત્રકો તપાસવા અને જો કંઇ વાંધાઓ કે દાવાઓ રજુ કરવાના હોય તો દરેકની ચાર ચાર નકલો પત્રકોનું પ્રકાશન થયા પછી દશ દિવસની અંદર અથવા દશમા દિવસ પહેલાં રીવાઇઝીંગ અમલદારને ટપાલદ્વારા મોકલવી અથવા પહોંચતી કરવી.

# ભોંયસીંગના ખોળનો ઉપયોગ

૧. એવું માલમ પડ્યું છે કે લડાઈની પરિસ્થિતિને લઇને ભોંયસીંગની ખોળની પરદેશ થતી નિકાશ ઘણી ઘટી ગઇ છે; જે અત્યાર સુધી આપણા ઇલાકાની કુલ પેદાશના ૨/૩ જેટલી થતી હતી. જેથી કરીને ભોંયસીંગના ખોળના ભાવમાં પણ ઘણો ઘટાડો થઇ ગયો છે. એવું જણાવવામાં આવ્યું છે કે મુંબઇમાં વર્ષના આ વખતે સાધારણ ભાવ દર ટને રૂા. ૬૦/– થી રૂા. ૬૫/– રહેતો હતો તે ભાવ હાલમાં રૂા. ૩૦/– થી રૂા. ૩૧/– સુધીનો છે. ખોળના ભાવમાં અસાધારણ ઘટાડો થવાની સાથે હજુ પુરતી માંગ ન હોવાને લીધે ભાવમાં વધુ ઘટાડો થવાનો ભય ઝઝુમી રહેલો છે; અને તેથી આપણા પ્રાન્તમાં ગ્રામ્ય વિસ્તારમાં ઉત્પન્ન થતા ભોંયસીંગના ખોળના મોટા જથાની યોગ્ય વ્યવસ્થા કરવા માટેની જરૂરીઆત ઉભી થએલી છે.

૨. ભૂતકાળમાં થએલા અખતરાઓથી માલમ પડ્યું છે કે ભોંયસીંગનો ખોળ ઢોરના ખોરાક તથા ખાતર એ બંને માટે સારો છે. અને પોષક તત્વો અને નાઇટ્રોજનના પ્રમાણની દૃષ્ટિએ બીજા ખોળની સાથે સારી પેઠે સરસાઇમાં ઉતરી શકે એમ છે. પોષક તત્વો અને જુદી જુદી જાતના ખોળોની કિંમતોનો ચાલુ બજાર જોતાં ભોંયસીંગનો ખોળ ઢોરને ખવડાવવા અને ખાતરના ઉપયોગમાં લેવો ઘણો સસ્તો થઇ પડશે. આ સંજોગોમાં ભોંયસીંગનો ખોળ ઢોરને ખવડાવવા અને તેનો ખાતર તરીકેનો વપરાશ વધારવાને પ્રબળ પ્રચાર કરવા માટે હાલનો સમય ઘણો અનુકુળ છે.

૩. આવા પ્રચારની સાથે સાથે સહકારી અને બીજી સંસ્થાઓદ્વારા ભોંયસીંગનો ખોળ ભરી રાખવાની પુરતી જોગવાઈ હોવી જોઇએ. ભોંયસીંગના ખોળનો ઉપયોગ અને વપરાશને ઉત્તેજન આપવાના હેતુથી રજીસ્ટ્રાર સાહેબ ધારે છે કે મધ્યસ્થ બેંકોની શાખાઓએ વેચાણ કરનારી મંડળીઓ, વિવિધ કાર્યકારી મંડળીઓ અને ઉચ્ચતર ખેતી કરનારી મંડળીએ જ્યાં જ્યાં આવેલી હોય ત્યાં ત્યાં તેમણે ખેડુતોને ઇન્ડેન્ટ પદ્ધતિથી ખોળ મંગાવી અને પુરો પાડવા પગલાં લેવાં. વધારામાં તાલુકા ડેમોનસ્ટ્રેશન સેંટરો પણ તેમના કામ કરવાના વિસ્તારની પાંચ માઇલની હદમાં ખેડુતોને ખોળ પુરો પાડવાનું કામ ઉપાડી લઇ શકે.

**એમ. ડી. ભણસાલી**
રજીસ્ટ્રાર, કો. ઓ. સોસાઇટીઝ અને
ડીરેક્ટર ઓફ. રૂરલ ડેવલપમેન્ટ,
મુંબઇ પ્રાન્ત, પુના.

## તા. ૨૬-૬-૧૯૪૧ થી શરૂ થતી ત્રણ વર્ષની મુદત માટેની નવી સૂરત જિલ્લા લોકલ બોર્ડના સભ્યો

**૧. જલાલપોર તાલુકો :—**

૧ શ્રી દુર્લભજી પરાગજી દેસાઇ
૨ „ મણીભાઈ માધવભાઈ
૩ „ નાથુભાઇ કાળાભાઈ
૪ „ છીબાભાઇ મકનભાઇ
૫ „ ઇશ્વરલાલ ડાહ્યાભાઇ
૬ „ હીરાભાઇ બીખાભાઇ

**૨. ચોર્યાસી તાલુકો :—**

૭ „ દેવજીભાઈ બીખાભાઇ
૮ „ સવિતાબ્હેન છોટુભાઇ
૯ „ પરાગજી રણછોડજી
૧૦ „ ગોપાળ લક્ષ્મણ

**૩. ઓલપાડ તાલુકો :—**

૧૧ „ ભાનુભાઇ કાલીદાસ
૧૨ „ મગનભાઈ નાથુભાઇ
૧૩ „ માધવભાઇ લાલભાઇ

**૪. બારડોલી તાલુકો —**

૧૪ „ ગોવનભાઈ ઉકાભાઇ
૧૫ „ નારણજી નાથાભાઇ
૧૬ „ હીરાચંદ ઝવેરચંદ શાહ

**૫. વાલોડ મહાલ —**

૧૭ „ રણછોડજી નારણજી
૧૮ „ ગુલજીભાઇ ચીમટાભાઈ

**૬. માંડવી તાલુકો —**

૧૯ „ પ્રેમશંકર કેશવરામ
૨૦ „ દેવાભાઇ ખાલપાભાઈ
૨૧ „ હીરાચંદ ઝવેરચંદ
૨૨ „ જનરીભાઈ ટુલીયાભાઇ

**૭. ચીખલી તાલુકો —**

૨૩ „ વસનજી ખંડુભાઇ
૨૪ „ હીરાભાઈ દુર્લભભાઈ
૨૫ „ છોટુભાઇ ગુલાબભાઇ
૨૬ „ વસંતભાઇ જુલાભાઇ
૨૭ „ જુલાભાઈ નારણજી

**૮. વલસાડ તાલુકો —**

૨૮ „ ગોવનભાઈ ભાણાભાઇ
૨૯ „ દયાળજી રણછોડજી
૩૦ „ છીમનાભાઈ આપતાભાઇ
૩૧ „ દોલતરાય નીછાભાઈ
૩૨ „ રામાભાઇ પેમાભાઈ

**૯. પારડી તાલુકો —**

૩૩ „ ફકીરભાઇ જુનાભાઇ
૩૪ „ નારણજી ડાહ્યાભાઇ
૩૫ „ રૂડકા મેરબાન
૩૬ „ હીરાચંદ રાયચંદ
૩૭ „ નારણજી વસનજી ખંડુભાઇ
૩૮ „ આગાભાઇ મેગીલ

**મુસ્લીમ બેઠક —**

૩૯ „ અહમદ દાનજી પટેલ
૪૦ „ હસન અમમાન હાજી

નોંધ—ઉપરના કુલ ૪૦ સભ્યોમા, ૩૭ સભ્યો મહાસભાપક્ષના, ૧ સભ્ય સ્વતંત્ર પક્ષ અને બે મુસ્લીમ સભ્યો મુસ્લીમ લીગ પક્ષના છે

## વગર મોતે મરણ

અલીફલૈલા જમાનાના અરબસ્તાન ની આ વાત છે ઊંટોની એક વણજારનો નાયક બગદાદ શહેર જતો હતો થોડે દૂર રસ્તામાં એને મહામારીનો દૂત મળ્યો નાયકે પૂછ્યું ' કેમ ભલા, અત્યારે કઈ બાજ

રોગદૂત–શહેરમા પાંચ હજારને મારા ખપ્પરમા લેવાના છે, એટલે તે કામે જાઉં છું

આ વાત થયા પછી બેક છૂટા પડયા સંજોગ એવો કે, વણજારના નાયકને રોગદૂત ફરી પાછો ?

નાયક—કેમ કામ પરવાર્યો ?

રોગદૂત—હા, હવે પાછો જાઉં છું

નાયક—પણ સાંભળ્યું કે, શહેરમા તો પાંચ નહીં, પણ પચાસ હજાર મર્યા, તેનું શું કહેતો હતો કે, પાંચ હજારને મારવા છે

રોગદૂત—હા, અને મે તો એક વધારે ઓછો નથી માર્યો વધારાના જે મર્યા તે તો મારીના ભયના માર્યા મરી ગયા, તેમા મારો શો વાંક ?

મરણ કરતા મરણનો ભય વધારે કારમો હોય છે (શિક્ષણ અને સાહિત્યમ

# અનુક્રમ


| વિષય | | પૃષ્ઠ |
|---|---|---|
| ૧ ખેડૂત દેણદારોના રૂપુ રાહતને લગતી નોંધ | …… | ૩૫૫ |
| ૨ આદર્શ પંચાયત | શ્રી. દુર્લભજી દેસાઈ | ૩૭૫ |
| ૩ ઘતરડી | પ્ર. | ૩૭૭ |
| ૪ વિદાય | પ્ર | ,, |
| ૫ રૈદનીતા | શ્રી. જ્યોત્સના શુક્લ | ૩૭૮ |
| ૬ જિલ્લા સ્કૂલબોર્ડની કાર્યવાહી | … . | ૩૭૯ |
| ૭ જિલ્લા લોકલબોર્ડની કાર્યવાહી | …… | ૩૮૩ |




## ગ્રાહકોને

જેમના લવાજમના પૈસા બાકી હોય તેમને તે તાકીદે મોકલી આપવા વિનંતિ છે.




• વ્યવસ્થાપક •
શ્રી ઠાકોરભાઈ મણિભાઈ દેસાઈ
ચિફ ઓફિસર
સુરત જિલ્લા લો. બોર્ડ

• મુદ્રક •
કાળિદાસ કૃપાશંકર શેલત,
'પ્રતાપ' પ્રી. પ્રેસ
કણપીઠ, સુરત

આ માસિક દર મહિનાની ૧૫ મી તારીખે પ્રગટ થાય છે.
વાર્ષિક લવાજમ રૂા. ૧-૦-૦

# સૂરત જિલ્લા સ્થાનિક સ્વરાજ્ય

[ માસિક ]

વર્ષ ૨ ] જુલાઈ ૧૯૪૧ [ અંક ૧૨


## ખેડુત દેણદારોને રૂણ રાહત આપવા માટેના

### સન ૧૯૩૯ના મુંબઈના એક્ટને લગતી નોંધ

આ પગલાંનો હેતુ ખરેખરા ખેડુતોનાં એકંદર દેવાં ઓછાં કરવાનો છે, જેથી કરીને તેઓ લીધેલાં નાણાં યોગ્ય રીતે પાછાં આપી શકે. આ આખી યોજનાનો સાર એ છે કે વિશેષ રીતે રચેલી "દેવાંની તોડજોડ કરવા માટેની બોર્ડ" મારફત દેવાં ફરજિયાત કમી કરવાં અને ત્યારપછી તોડજોડ કરેલી રકમ ભરી શકે તેવા હફતાથી પાછી આપવાની ગોઠવણ કરવી. માત્ર ખરેખરા ખેડુતો જેઓ ઠરાવેલી શરતો પ્રમાણે વર્તશે તેઓ આ એક્ટના લાભો મેળવવાને હકદાર થશે.

આ એક્ટ દાખલ કરવામાં આવે તે પહેલાં ખેડૂત દેણદારો તેમજ તેમના લેણદારો, જે દેવાં સાથે તેઓ સંબંધ ધરાવતા હોય તે દેવાંની પતાવટ કરવા માટે દેવાંની તોડજોડ કરવા માટેની બોર્ડ પાસે કેવી રીતે જવું, અને દેણદારની નાણાં આપવાની શક્તિ પ્રમાણે આવાં દેવાં કમી કરીને તેની બાબતમાં ચુકાદો આપ્યા પછી કેવી રીતે દેવાંની તોડજોડ કરવામાં આવશે, તેની રીત સંપૂર્ણ પણે જાણતા હોવા જોઈએ. સરકાર ટુંક સમયમાં એક પત્રિકા કાઢવા માગે છે અને તેમાં આ સવાલો પુરેપુરા છણવામાં આવશે. તે દરમિયાન હિસાબ તપાસવા બાબત, દેવાં કમી કરવા બાબત અને લીધેલાં નાણાં પાછાં આપવાની શક્તિ નક્કી કરવા બાબત જે રીતે કામ કરવામાં આવશે તે રીત નીચે વાસ્તવિક દાખલા આપી સમજાવવામાં આવી છે.

પક્ષકારોએ પાછલી લેવડદેવડ રદ કરવાનું અને કબુલાત કરવાનું નક્કી કર્યું હશે, તો પણ દેણદાર અને લેણદાર વચ્ચેના હિસાબ લેવડદેવડ શરૂ થઇ ત્યારથી તપાસવામાં આવશે. વળી જે પ્રસંગે દેણદારે પોતાની મિલકત લેણદારને ગીરોમાં આપી હોય અને વ્યાજ પેટે મીલકતનું ઉપન્ન લેવાદેવાનું કબુલ કર્યું હોય, તે પ્રસંગે બોર્ડ લેવડદેવડ તાજી કરશે અને આ એક્ટમાં ઠરાવ્યા પ્રમાણે હિસાબ તપાસશે.

હિસાબ તપાસવાના સામાન્ય નિયમો હેઠળ જણાવવામાં આવ્યા છેઃ—

(અ) મૂદ્દલ અને વ્યાજનો જુદો જુદો હિસાબ તપાસવામાં આવશે.

(બ) દેણદારને અથવા તેના તરફથી બીજા કોઇ શખસને જે નાણાં ખરેખર મળ્યાં હોય તે નાણાં અથવા લેણદારે તેને વેચેલા માલની કિંમત મુદ્દલ ખાતે ઉધારવામાં આવશે.

(ક) લેવડદેવડના કોઈ પણ તબક્કે જે એકઠું થયેલું વ્યાજ મુદ્દલમાં ફેરવી નાખ્યું હોય તે વ્યાજ મુદ્દલ ખાતે ઉધારવામાં આવશે નહિ.

(ડ) સન ૧૯૩૧ના જાનેવારી મહિનાની ૧લી તારીખ પહેલાં કરેલી લેવડદેવડના સંબંધમાં મુદ્દલ અને વ્યાજનો હિસાબ તપાસતી વખતે ૧૨ ટકાના દરે અથવા કબુલ રાખવામાં આવ્યો હોય તે દરે, એ બેમાંથી જે દર ઓછો હોય તે દરે વ્યાજ ગણવામાં આવશે; ત્યાર પછી મુદ્દલ અને વ્યાજમાં ૪૦ ટકાનો ઘટાડો કરવામાં આવશે. સન ૧૯૩૦ના જાનેવારી મહિનાની ૧લી તારીખ પછી પણ સન ૧૯૩૦ના ડિસેમ્બર મહિનાની ૩૧મી તારીખ પહેલાં લેવદેવડ શરૂ થઈ હોય તો ૧૨ ટકાના દરે અથવા કબુલત કરવામાં આવ્યો હોય તે દરે, એ બેમાંથી જે દર ઓછો હોય તે દરે, સન ૧૯૩૧ના જાનેવારી મહિનાની ૧લી તારીખ સુધી હિસાબ કરવામાં આવશે અને મુદ્દલ અને વ્યાજ બંનેમાં ૩૦ ટકાનો ઘટાડો કરવામાં આવશે. આવી રીતે ઘટાડેલી રકમ સન ૧૯૩૧ના જાનેવારી મહિનાની ૧લી તારીખે મુદ્દલ અને વ્યાજના સંબંધમાં લેણી થાય છે એમ સમજવું તે પછી અરજી કર્યાની તારીખ સુધી મુદ્દલ અને વ્યાજના જુદા જુદા હિસાબો તપાસવામાં આવશે અને દર વર્ષે દર સેંકડે ૯ ટકાના દરે અથવા કબુલ રાખવામાં આવ્યો હોય તે દરે, એ બેમાંથી જે દર ઓછો હોય તે દરે વ્યાજ લેવામાં આવશે.

(ઈ) સન ૧૯૩૧ના જાનેવારી મહિનાની ૧લી તારીખ પછી શરૂ થતી લેવડદેવડ માટે બીજા કિસ્સાઓમાં કરવામાં આવે છે તે પ્રમાણે હિસાબ તપાસવામાં આવશે, પણ ૯ ટકાના દરે અથવા કબુલ રાખવામા આવ્યો હોય તે દરે, એ બેમાંથી જે દર ઓછો હોય તે દરે વ્યાજ ગણવામાં આવશે.

(ફ) હિસાબ તપાસતી વખતે સાદા વ્યાજ પ્રમાણે ગણવું જોઈએ.

(ગ) હિસાબ તપાસ્યા પછી જો એમ માલુમ પડે કે વ્યાજ પેટે લેણી થતી રકમ મુદ્દલ પેટે લેણી થતી રકમ કરતા વધારે છે, તો વ્યાજની રકમ ઘટાડીને લેણી થતી મુદ્દલની રકમ જેટલી કરવામાં આવશે.

કરવી. તારણવાળાં દેવાંની જવાબદારીને પાત્ર હોય તેવી સ્થાવર મિલકતની કિંમત નક્કી કરતી વખતે, સરકારના અથવા સ્થાનિક અધિકારીમંડળનાં લેણાં નીકળતાં દેવાં, જે એવી મિલકત પર બોજો હોય અથવા જે ચાલુ વર્ષની જમીનમહેસુલની લેણી રકમ તરીકે વસુલ કરી શકાય તેમ હોય, તે આવી કિંમતમાંથી બાદ કરવામાં આવશે. બીજી સ્થાવર મિલકતની બાબતમાં (અત્યાર અગાઉ બાદ કરવામાં આવ્યાં હોય તે દેવાં સિવાય) કલમ ૩ અન્વયે જણાવેલાં દેવાંની રકમ બાદ કરવામાં આવશે.

જ્યારે દેણદારની મિલકતની કિંમત નક્કી કરવામાં આવે, ત્યારે દેણદારની દેવું આપવાની શક્તિ નક્કી કરવામાં આવશે. તે હેઠળની બાબતોની બનેલી કુલ રકમ હોવી જોઈએઃ-

(અ) હિસાબ લીધા પછી તારણવાળાં દેવાંની રકમ સ્થાવર મિલકતની કિંમતના ૮૦ ટકાથી ઓછી હોય, તો આવાં દેવાંની રકમ અને આવી મિલકતની કિંમતના ૮૦ ટકા વચ્ચેનો તફાવત.

(બ) જે સ્થાવર મિલકત તારણવાળાં દેવાંની જવાબદારીને પાત્ર ન હોય, તે સ્થાવર મિલકતની કિંમતના ૮૦ ટકા.

(ક) બીજી ઇસ્કામતની કિંમતના ૮૦ ટકા.

દેવું આપવાની શક્તિ નક્કી કરવામાં આવે ત્યારપછી દેણદારનાં દેવાં ફરજિયાત કમી કરવાં. દેવાં કેવા પ્રકારનાં છે તે જોઈને જે કાનુનોને અનુસરીને દેવાં કમી કરવાનાં છે, તે કાનુનો ત્રણ જુદા જુદા છેઃ—

(અ) દેણદારનાં સઘળાં દેવાં તારણ વિનાનાં હોય, તો આવાં દેવાંની રકમ દેણદારની દેવું આપવાની શક્તિની કિંમતના પ્રમાણમાં કમી કરવી.

(બ) જો દેણદારનાં સઘળાં દેવાં તારણવાળાં હોય અને આવાં દેવાંની કુલ રકમ દેણદારની મિલકતની કિંમતના ૮૦ ટકા કરતાં વધારે હોય, તો એવાં દેવાં તેની મિલકતની કિંમતના ૮૦ ટકાના પ્રમાણમાં કમી કરવાં.

(ક) જો દેણદારનાં દેવાં તારણવાળાં અને તારણ વિનાનાં એમ બંને પ્રકારનાં હોય અને તારણવાળાં દેવાંની કુલ રકમ જે મિલકતનું તારણ આપીને એવું દેવું કરવામાં આવ્યું હોય તે મિલકતની કિંમતના ૮૦ ટકા કરતાં વધારે હોય, તો તારણવાળું દેવું જે મિલકતનું તારણ આપીને તે દેવું કરવામાં આવ્યું હોય તે મિલકતની કિંમતના ૮૦ ટકાના પ્રમાણમાં કમી કરવું, અને તારણ વિનાનું દેવું બાકીની મિલકતની કિંમતના ૮૦ ટકાના પ્રમાણમાં કમી કરવું.

એવી રીતે કમી કરેલાં દેવાંની રકમ આ એક્ટ અન્વયે અથવા માગણાંના સંબંધમાં બીજા કોઈ કામકાજમાં દેણદાર પાસેથી વસુલ કરી શકાય તે રકમ છે એમ સમજવું.

### કેસ નંબર ૧.

(અ) દેણદારનું નામ—મિ. રામચંદ્ર ગોવિંદ સોનાર.

(બ) તેની મિલકત સંબંધી માહિતી (જુઓ જોડેલું પત્રક—પાનું ૪.

(ક) તેની આવક અને ખરચ સંબંધી માહિતીઃ—.

| | રૂ. | આ. | પા. |
|---|---|---|---|
| (૧) આવક:— | | | |
| (૧) ખેતીવાડીમાંથી આવક ... ... | ૧,૨૦૦ | ૦ | ૦ |
| (૨) બીજી આવક ... ... ... | ૦ | ૦ | ૦ |
| કુલ ... | ૧,૨૦૦ | ૦ | ૦ |
| (૨) ખરચ:— | | | |
| (૧) મહેસુલની આકારણી ... ... | ૨૫ | ૦ | ૦ |
| (૨) ખેતીવાડીના કામ માટે ખરચ ... ... | ૩૨૫ | ૦ | ૦ |
| (૩) કુટુંબના ભરણપોષણનો ખરચ ... ... | ૬૫૦ | ૦ | ૦ |
| કુલ ... | ૧,૦૦૦ | ૦ | ૦ |
| ચોખ્ખી વાર્ષિક આવક ... રૂ. ૧,૨૦૦ | | | |
| — રૂ. ૧,૦૦૦ ... | ૨૦૦ | ૦ | ૦ |
| કુલ ... | ૧,૨૦૦ | ૦ | ૦ |

(ક) તેનાં દેવાં સબંધી માહિતી (જુઓ જોડેલું પત્રક—પાનું ૫).

## તેની મિલકત સબંધી માહિતી.

(અ) સ્થાવર મિલકત:—

| અનુક્રમ નબર. | સરવે નંબર. | — | — | આંક |
|---|---|---|---|---|
| | | એ. ગું. | રૂ. આ. પા. | રૂા. |
| ૧ | ૧૧૫ | ૫ ૨૫ | ૯ ૧૧ ૦ | ૧,૮૦૦ |
| ૨ | ૧૨૨/૨ | ૪ ૬ | ૮ ૦ ૦ | ૯૪૦ |
| ૩ | ૧૧૦/૩ | ૦ ૧૧ | ૦ ૯ ૦ | ૫૦૦ (ક્રમ ૩ થી ૮) |
| ૪ | ૧૧૦/૬ | ૦ ૨૩ | ૧ ૫ ૦ | |
| ૫ | ૧૧૦/૧૯ | ૦ ૧૬ | ૦ ૧૪ ૦ | |
| ૬ | ૧૧૦/૨૮ | ૦ ૬ | ૦ ૫ ૬ | |
| ૭ | ૧૧૦/૧૪ | ૦ ૧૭ | ૦ ૧૩ ૬ | |
| ૮ | ૧૦૮/૧ | ૧ ૨૩ | ૧ ૦ ૦ | |
| ૯ | ૨૧૫/૭ | ૦ ૯ | ૦ ૪ ૬ | ૬૦ (ક્રમ ૯ અને ૧૦) |
| ૧૦ | ૨૧૮/૧,૨ | ૦ ૧૧ | ૦ ૨ ૦ | |
| કુલ ... | ... | ૧૩ ૨૭ | ૨૩ ૦ ૬ | ૩,૩૦૦ |

(બ) જગમ મિલકત:—

| | રૂ. | આ. | પા. |
|---|---|---|---|
| (૧) ઢોર ... ... ... | ૧૫૦ | ૦ | ૦ |
| (૨) બળદ ગાડું ... ... ... | ૫૦ | ૦ | ૦ |
| કુલ ... | ૨૦૦ | ૦ | ૦ |

મિ. રામચંદ્ર ગોવિંદ સોનારનાં દેવાંને લગની માહિતી.

| અનુક્રમ નંબર. | લેણદારનું નામ | કરજે લીધેલાં નાણાં ભરપાઇ કર્યાની તારીખ. | રકમ. | વ્યાજનો દર. | તારણનો પ્રકાર. | ગીરો મુકેલી મિલકતની કિંમત. | દેવા પાછાં ભરપાઈ કરવા બાબત. ૮ | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | | | તારીખ. | મુદ્દલ. | વ્યાજ. |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
| | | | રૂ. | | | રૂ. | | રૂ. | રૂ. |
| ૧ | મિ. છગનલાલ બલરામ મારવાડી. | ૩૧મી માર્ચ ૧૯૨૯ | ૫૦૦ | ૧૨ ટકા. | સાદું ગીરો. | ૧.૫૨૫ | ૩૧મી માર્ચ ૧૯૨૯ | ૧૨૦ | ... |
| | | | | | | | ૧૦મી ઓગસ્ટ ૧૯૩૧ | ૫૦ | ... |
| | | | | | | | ૨૯મી ઓગસ્ટ ૧૯૩૧ | ૫૦ | ... |
| ૨ | મિ. શંકર કેશવ ... | ૧લી જુલાઇ ૧૯૩૬ | ૧૪૫ | ૧૨ ટકા. | ખાતું. | ... | ... | ... | ... |
| ૩ | ,, આત્મારામ હરિ... | ૧લી જુલાઇ ૧૯૩૭ | ૨૫૦ | ૧૨ ટકા | ,, | ... | ... | ... | ... |
| ૪ | ,, નિવૃત્તિ કેશવ ... | ૮મી નવેમ્બર ૧૯૩૮ | ૫૩૫ | ૧૮ ટકા. | પ્રો. નોટ. | ... | ... | ... | ... |

કેસ નંબર ૧—મિ. રામચંદ્ર ગોવિંદ સોનાર.

**આ એક્ટની કલમ ૪૨ અન્વયે હિસાબ તપાસવાની રીત.**

દેવું નંબર ૧—

હકીકત—સન ૧૯૨૯ના માર્ચ મહિનાની ૩૧મી તારીખે તેણે રૂ. ૫૦૦ સાદાં ગીરોથી ૧૨ ટકાના દરે કરજે લીધા હતા. પરંતુ પહેલા હફતાના રૂ. ૧૨૦ બાદ કરીને તેને ખરેખર રીતે રૂ. ૩૮૦ આપવામાં આવ્યા હતા. તેણે સન ૧૯૩૧ ના ઓગસ્ટ મહિનાની ૧૦ મી તારીખે રૂ ૫૦ અને સન ૧૯૩૧ ના ઓગસ્ટ મહિનાની ૨૯ મી તારીખે પાછા રૂ. ૫૦ ભર્યા. આ તારીખ પછી, કંઈપણ નાણાં પાછાં ભરપાઈ કરવામાં આવ્યાં નથી.

આ લેવડદેવડ સન ૧૯૩૧ના જાનેવારી મહિનાની ૧ લી તારીખ પહેલાં થઈ છે તેથી અને આ મુદ્દત દરમિયાન કંઈપણ નાણાં પાછાં ભરપાઈ કરવામાં આવ્યાં નથી તેથી આપણે સન ૧૯૩૧ના જાનેવારી મહિનાની ૧લી તારીખ સુધીનો હિસાબ તપાસવો જોઇએ. હિસાબ તપાસવાના કારણ સારૂ, સન ૧૯૩૧ના જાનેવારી મહિનાની ૧ લી તારીખ સુધી વ્યાજ ૧૨ ટકાના દરે લેવું જોઇએ. આ દરે વ્યાજની રકમ રૂ. ૮૩ થશે. મુદ્દલ અને વ્યાજના હિસાબો જુદા જુદા બતાવવાના છે અને એ બન્ને હિસાબોમાં ૪૦ ટકા ઘટાડો કરવાનો છેઃ—

| | મુદ્દલ. | | | વ્યાજ. | | |
|---|---|---|---|---|---|---|
| | રૂ. | આ. | પા. | રૂ. | આ. | પા. |
| સન ૧૯૩૧ના જાનેવારી મહિનાની ૧લી તારીખે બાકી રકમ | ૩૮૦ | ૦ | ૦ | ૮૩ | ૦ | ૦ |
| ૪૦ ટકા લેખે મુદ્દલ અને વ્યાજમાં ઘટાડો ... | ૧૫૨ | ૦ | ૦ | ૩૩ | ૦ | ૦ |
| સન ૧૯૩૧ના જાનેવારી મહિનાની ૧લી તારીખે બાકી રકમ | ૨૨૮ | ૦ | ૦ | ૫૦ | ૦ | ૦ |

અરજી કરનારે સન ૧૯૩૧ના ઓગસ્ટ મહિનાની ૧૦મી તારીખે રૂા. ૫૦ ભર્યા છે. તેથી આપણે તે તારીખ સુધીના હિસાબો તપાસવા જોઇએ. સન ૧૯૩૧ના જાનેવારી મહિનાની ૧ લી તારીખ પછી વ્યાજ ૯ ટકા લેખે લેવાનું છે. આ દરે, સન ૧૯૩૧ ના ઓગસ્ટ મહિનાની ૧૦ મી તારીખે લેણી નીકળતી રકમ હેઠળ મુજબ થશે :—

| | મુદ્દલ. | | | વ્યાજ. | | |
|---|---|---|---|---|---|---|
| | રૂા. | આ. | પા. | રૂ. | આ. | પા. |
| સન ૧૯૩૧ના જાનેવારી મહિનાની ૧લી તારીખે બાકી રકમ | ૨૨૮ | ૦ | ૦ | ૫૦ | ૦ | ૦ |
| ૯ ટકા લેખે સન ૧૯૩૧ ના ઓગસ્ટ મહિનાની ૧૦ મી તારીખ સુધીનું વ્યાજ ઉમેરો | ...... | | | ૧૪ | ૦ | ૦ |
| લેણી નીકળતી રકમ ... ... | ૨૨૮ | ૦ | ૦ | ૬૪ | ૦ | ૦ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| સન ૧૯૩૧ના ઓગસ્ટ મહિનાની ૧૦મી તારીખે ભરપાઇ કરેલાં નાણાં બાદ કરો | ...... | | | ૫૦ | ૦ | ૦ |
| સન ૧૯૩૧ના ઓગસ્ટ મહિનાની ૧૦મી તારીખે બાકી રકમ | ૨૨૮ | ૦ | ૦ | ૧૪ | ૦ | ૦ |

સન ૧૯૩૧ ના ઓગસ્ટ મહિનાની ૨૯મી તારીખે તેણે બીજી વખત રૂા. ૫૦ ભર્યા હતા. આપણે આજ રીત અનુસરવાની છે અને સન ૧૯૩૧ના ઓગસ્ટ મહિનાની ૨૯મી તારીખ સુધીના હિસાબો તપાસવાના છે.

| | મુદ્દલ. | | | વ્યાજ. | | |
|---|---|---|---|---|---|---|
| | રૂા. | આ. | પા. | રૂા. | આ. | પા. |
| સન ૧૯૩૧ના ઓગસ્ટ મહિનાની ૧૦મી તારીખે બાકી રકમ | ૨૨૮ | ૦ | ૦ | ૧૪ | ૦ | ૦ |
| ૯ ટકાના દરે એક મહિનાનું વ્યાજ ઉમેરો ... | ...... | | | ૧ | ૦ | ૦ |
| સન ૧૯૩૧ના ઓગસ્ટ મહિનાની ૨૯મી તારીખે લેણી નીકળતી રકમ | ૨૨૮ | ૦ | ૦ | ૧૫ | ૦ | ૦ |
| સન ૧૯૩૧ના ઓગસ્ટ મહિનાની ૨૯મી તારીખે પાછાં ભરપાઈ કરેલાં નાણાં બાદ કરો | ૩૫ | ૦ | ૦ | ૧૫ | ૦ | ૦ |
| સન ૧૯૩૧ના ઓગસ્ટ મહિનાની ૨૯મી તારીખે બાકી રકમ | ૧૯૩ | ૦ | ૦ | ...... | | |

સન ૧૯૪૦ના જાનેવારી મહિનાની ૧લી તારીખ સુધી કંઇપણ વધુ નાણાં પાછાં ભરપાઇ થયાં નથી તેથી આપણે ૯ ટકા લેખે સન ૧૯૪૦ના જાનેવારી મહિનાની ૧લી તારીખ સુધીમાં હિસાબો તપાસવાના છેઃ—

| | મુદ્દલ. | | | વ્યાજ. | | |
|---|---|---|---|---|---|---|
| | રૂા. | આ. | પા. | રૂા. | આ. | પા. |
| સન ૧૯૩૧ના ઓગસ્ટ મહિનાથી ૨૯મી તારીખે બાકી રકમ | ૧૯૩ | ૦ | ૦ | ...... | | |
| ૯ ટકાના દરે સન ૧૯૪૦ના જાનેવારી મહિનાની ૧લી તારીખ સુધીનું વ્યાજ ઉમેરો | ...... | | | ૧૪૪ | ૦ | ૦ |
| સન ૧૯૪૦ના જાનેવારી મહિનાની ૧લી તારીખે લેણી નીકળતી રકમ | ૧૯૩ | ૦ | ૦ | ૧૪૪ | ૦ | ૦ |

સન ૧૯૪૦ના જાનેવારી મહિનાની ૧લી તારીખે વ્યાજની લેણી નીકળતી રકમ મુદ્દલની રકમ કરતાં ઓછી હોવાથી, દામદુપટનો સિદ્ધાંત લાગુ પાડવાનો નથી.

તેથી આ કેસ ( લેવડદેવડ )માં, તેણે રૂ. ૧૯૩ મુદ્દલના અને રૂ. ૧૪૪ વ્યાજના એ બન્ને મળીને રૂ. ૩૩૭ ભરવા પડશે.

## દેવું નં. ૨, ૩, અને ૪.

હકીકત—આ સાથે જોડેલું પત્રક જુઓ. આ સઘળાં દેવાં સન ૧૯૩૧ના જાનેવારી મહિનાની ૧લી તારીખ પછી કરવામાં આવ્યાં છે. તેથી આ એક્ટની કલમ ૪૨ અન્વયે ઠરાવ્યા મુજબ મુદ્દલ તથા વ્યાજ એ બન્નેમાં ૪૦ ટકાનો ઘટાડો કરવાનો પ્રશ્ન ઉપસ્થિત થતો નથી. તેથી તેને વધુમાં વધુ લાભ ફક્ત વ્યાજમાંજ મળવાનો હક્ક છે, એટલે કે-વ્યાજ ૯ ટકાના દરે લેવું.

કરારની તારીખથી સન ૧૯૪૦ના જાનેવારી મહિનાની ૧લી તારીખ સુધીમાં કોઈપણ દેવાં પેટે કંઈપણ નાણાં પાછાં ભરપાઈ થયાં ન હોવાને લઇને, આપણે સન ૧૯૪૦ના જાનેવારી મહિનાની ૧લી તારીખ સુધીના હિસાબો તપાસવાના છે.

હેઠળના કોષ્ટકના રૂપમાં આપેલા નમુનામાં હિસાબો કરવામાં આવ્યા છે. આ એક્ટ અન્વયે હિસાબો તપાસ્યા બાદ દરેક દેવાં સબંધમાં દેણદારે કેટલી રકમ ભરવી જોઇએ તે પણ આ કોષ્ટક ઉપરથી માલુમ પડશેઃ—

| દેવાંનો નંબર | કરારની તારીખ | મુદ્દલ | ૯ ટકાના દરે સન ૧૯૪૦ના જાનેવારી મહિનાની ૧લી તારીખ સુધીની ગણતરી | | સન ૧૯૪૦ના જાનેવારી મહિનાની ૧લી તારીખે લેણી થતી બાકી રકમ. | | કુલ |
|---|---|---|---|---|---|---|---|
| | | | મુદત | રકમ | મુદ્દલ | વ્યાજ | |
| | | રૂ. | વ. મ. | રૂ. | રૂ. | રૂ. | રૂ. |
| ૨ | ૧લી જુલાઇ ૧૯૩૬ | ૧૪૫ | ૩ ૬ | ૪૫ | ૧૪૫ | ૪૫ | ૧૯૦ |
| ૩ | ૧લી જુલાઇ ૧૯૩૭ | ૨૫૦ | ૨ ૬ | ૫૬ | ૨૫૦ | ૫૬ | ૩૦૬ |
| ૪ | ૮મી નવેમ્બર ૧૯૩૮ | ૫૩૫ | ૧ ૨ | ૫૬ | ૫૩૫ | ૫૬ | ૫૯૧ |
| | | | | કુલ... | ૯૩૦ | ૧૫૭ | ૧,૦૮૭ |

હવે દેણદારે કરાર મુજબના વ્યાજના દરે અને આ એકટ અન્વયે છુટનો લાભ મેળવ્યા સિવાય કેટલી રકમ ભરવી પડશે તેનો આપણે વિચાર કરીએ:—

| દેવાંનો નંબર | કરારની તારીખ | મુદ્દલ | વ્યાજનો દર | ગણતરી | | સન ૧૯૪૦ના જાનેવારી મહિનાની ૧લી તારીખે લેણી થતી રકમ | | કુલ. |
|---|---|---|---|---|---|---|---|---|
| | | | | મુદત | રકમ | મુદ્દલ | વ્યાજ | |
| | | રૂ. | ટકા | વ. મ. | રૂ. | રૂ. | રૂ. | રૂ. |
| ૨ | ૧લી જુલાઇ ૧૯૩૬ | ૧૪૫ | ૧૨ | ૩ ૬ | ૬૦ | ૧૪૫ | ૬૦ | ૨૦૫ |
| ૩ | ૧લી જુલાઇ ૧૯૩૭ | ૨૫૦ | ૧૨ | ૨ ૬ | ૭૫ | ૨૫૦ | ૭૫ | ૩૨૫ |
| ૪ | ૮મી નવેમ્બર ૧૯૩૮ | ૫૩૫ | ૧૮ | ૧ ૨ | ૧૧૨ | ૫૩૫ | ૧૧૨ | ૬૪૭ |
| | | | | | કુલ... | ૯૩૦ | ૨૪૭ | ૧,૧૭૭ |

આમ તેને દરેક લેવડદેવડના સંબંધમાં હેઠળ જણાવ્યા મુજબ લાભ મળવાનો હક્ક રહેશે:—

| દેવાંનો નંબર | સન ૧૯૪૦ના જાનેવારી મહિનાની ૧લી તારીખે લેણી થતી રકમ | | એકટ અન્વયે થતા લાભની રકમ |
|---|---|---|---|
| | કરાર અનુસારની | કલમ ૪૨ અન્વયે ઠરાવેલા કાનુનો અનુસારની | |
| | રૂ. | રૂ. | રૂ. |
| ૧ ... ... | ૭૦૫ | ૩૩૭ | ૩૬૮ |
| ૨ ... ... | ૨૦૫ | ૧૯૦ | ૧૫ |
| ૩ ... ... | ૩૨૫ | ૩૦૬ | ૧૯ |
| ૪ ... ... | ૬૪૭ | ૫૯૧ | ૫૬ |
| કુલ ... | ૧,૮૮૨ | ૧,૪૨૪ | ૪૫૮ |

આમ તેને રૂ. ૧,૮૮૨ ભરવા પડતે, જ્યારે આ એકટ અન્વયે તેને રૂ. ૧,૪૨૪ ભરવા પડશે. તેથી તેને એકંદરે રૂ. ૪૫૮નો લાભ થશે.

મિલકતની કિંમત, દેવું આપવાની શક્તિ અને દેવાં કમી કરવા બાબત.

દેણદારની દેવું આપવાની શક્તિ નક્કી કરવા માટે તેની મિલકતની કિંમતનો અંદાજ કાઢવાની જરૂર છે. મિલકતની તથા બીજી ઇસ્કામતની મુળ કિંમત આ એક્ટ અન્વયે જે કાનુનો ઘડાવાના છે તેના ઠરાવો અનુસાર નક્કી કરવાની છે. વિદ્યમાન કેસમાં લેન્ડ વેલ્યુએશન ઓફિસરે દેણદારની જમીનો અને બીજી ઇસ્કામતોની હેઠળ પ્રમાણે કિંમત આંકી છે:—

| | | | રૂપિયા |
|---|---|---|---|
| (અ) સ્થાવર મિલકત | ... | ... | ...૩,૩૦૦ |
| (બ) જંગમ મિલકતની કિંમત | ... | ... | ... ૨૦૦ |
| | | કુલ ... | ૩,૫૦૦ |

[ ટીપ.—સન ૧૯૦૮ના દિવાની કામ ચલાવવાની રીત બાબતના કાયદા અન્વયે દિવાની કોર્ટના હુકમનામાની બજવણીમાં જપ્ત થવામાંથી મુક્ત હોય તેવી મિલકત અને ઇસ્કામતની કિંમત હિસાબમાં લેવી નહિ ]

વિદ્યમાન કેસમાં, આ એક્ટની કલમ ૩માં જણાવ્યા પ્રમાણેના સરકારી લેણાં અથવા પ્રથમ પસંદગીના દેવાં કંઈ પણ નથી.

દેવાંના બે વિભાગ પાડી નાખવામાં આવ્યા છે, એટલે કે:—તારણવાળાં અને તારણવિનાનાં. આ એક્ટ અન્વયે હિસાબ લેતાં તારણવાળાં દેવાંની રકમ રૂ. ૩૩૭ અને તારણ વિનાનાં દેવાની રકમ રૂ. ૧,૦૮૭ થાય છે

આ એક્ટ અન્વયે કિંમત નક્કી કરવા માટે, મિલકતના, તારણવાળી મિલકત અને તારણવિનાની મિલકત એમ બે વિભાગ પડવા પડશે.

વિદ્યમાન કેસમાં, લેન્ડ વેલ્યુએશન ઓફિસરે, નક્કી કર્યા પ્રમાણેની તારણવાળી અને તારણવિનાની મિલકતની કિંમત હેઠળ પ્રમાણે છે:—

| | | |
|---|---|---|
| (૧) તારણવાળી સ્થાવર મિલકતની કિંમત | ... | ...૧,૫૨૫ |
| (૨) તારણવિનાની સ્થાવર મિલકતની કિંમત | ... | ...૧,૭૭૫ |
| (૩) તારણવિનાની જંગમ મિલકતની કિંમત | ... | ... ૨૦૦ |
| (૪) તારણવાળી જંગમ મિલકતની કિંમત | ... | ... ... |
| | કુલ... | ૩,૫૦૦ |

ઉપરના મુદ્દા પરથી આપણે દેણદારની દેવું આપવાની શક્તિ તેમજ તેનાં કંઈપણ દેવાં હોય તો તે કેટલા કમી કરવાં તે નક્કી કરવાનું છે.

આ આક્ટની કલમ ૫૦માં જણાવ્યાં પ્રમાણેના પ્રથમ પસંદગીના કંઇપણ દેવાં ન હોવાથી કંઇપણ રકમ કપાત કરવામાં આવશે નહિ. તેથી મિલકતની કિંમત ઉપર જણાવ્યા જેટલી જ છે એટલે કે તે રૂા. ૩,૫૦૦ છે.

તેની મિલકતની આ કિંમત વિષે વિચાર ચલાવ્યા પછી આ એક્ટની કલમ ૫૧ અનુસાર તેનું દેવું પાછું આપવાની શક્તિ નક્કી કરવામાં આવશે. નીચેના કોષ્ટક પરથી દેણદારની દેવું આપવાની શક્તિ જાણવા માટે કામ કરવાની રીત જણાઈ આવશે.

| મિલકતના પ્રકાર. | મુળ કિંમત. | કલમ ૫૦ અન્વયે સરકારી લેણાં વગેરે બાદ કર્યા પછીની કિંમત. | આસન ૩ માંની કિંમતના ૮૦ ટકા. | આસન ૧ માંની મિલકત પેટેના તારણવાળા દેવાંની રકમ. | દેવું આપવાની શક્તિ. |
|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
| | રૂ. | રૂ. | રૂ. | રૂ. | રૂ. |
| (અ) તારણવાળી સ્થાવર મિલકત | ૧,૫૨૫ | ૧,૫૨૫ | ૧,૨૨૦ | ૩૩૭ | ૮૮૩ |
| (બ) તારણ વિનાની સ્થાવર મિલકત | ૧,૭૭૫ | ૧,૭૭૫ | ૧,૪૨૦ | ... | ૧,૪૨૦ |
| (ક) જંગમ મિલકતો અને ઇસ્કામતો | ૨૦૦ | ૨૦૦ | ૧૬૦ | ... | ૧૬૦ |
| દેવું આપવાની કુલ શક્તિ ... | ... | ... | ... | ૩૩૭ | ૨,૪૬૩ |

આ રીતે નક્કી કરેલી દેવું આપવાની કુલ શક્તિ રૂા. ૨,૪૬૩ થશે.

હવે આપણે તેનું દેવું કેવી રીતે કમી કરવું તે જોઈશું. તારણવાળા દેવાંની રકમ કમી કરવા માટે એવો કાનુન છે કે હિસાબ લેતી વખતે લેણું માલમ પડે તેવી દેવાંની રકમ ( દેણદારની ) તારણવાળી મિલકતના ૮૦ ટકા કરતાં વધારે હોય, તો તે દેવું તેવી કિંમતના પ્રમાણમાં કમી કરવામાં આવશે.

વિદ્યમાન કેસમાં તારણવાળા દેવાંની રકમ રૂા. ૩૩૭ છે, જ્યારે મિલકતની કિંમતની ૮૦ ટકા જેટલી રકમ રૂા. ૧,૨૨૦ જેટલી થાય છે. માટે રૂા. ૩૩૭નું આ દેવું કમી કરવાને પાત્ર થતું નથી.

તારણ વિનાંના દેવાંની કુલ રકમ રૂા. ૧,૦૮૭ થાય છે અને દેવું આપવાની કુલ શક્તિ રૂા. ૨,૪૬૩ થાય છે. માટે તેના તારણ વિનાનાં દેવાં કમી કરવાનો પ્રશ્ન ઉપસ્થિત થતો નથી કારણ કે દેવાની રકમ તેની દેવું આપવાની શક્તિ કરતાં વધુ થતી નથી.

ચોખ્ખી વાર્ષિક આવક રૂ. ૨૦૦ છે ( અને ) મુંબઇના ખેડૂત દેણદારોને રાહત આપવા બાબતના એક્ટ અન્વયે હિસાબ લીધા પછી નક્કી કરેલી કુલ દેવાંની રૂા. ૧,૪૨૪ની રકમ ૨૫થી વધુ ન હોય તેટલા વાર્ષિક હફતાઓથી ચૂકવી શકાશે.

કેસ નંબર ૨—મિ. સોમા રાવજી પાટિલ.

(અ) તેની ઈસ્કામત સબંધી માહિતી.

(૧) જંગમ મિલકત—

| | રૂ | આ. | પા |
|---|---|---|---|
| ૧ ગાય ... ... ... | ૨૫ | ૦ | ૦ |
| ૨ વાછરડા ... ... ... | ૨૫ | ૦ | ૦ |
| ૧ વાછરડી ... ... ... | ૪ | ૦ | ૦ |
| થાપણુ ... ... ... | ૮૮ | ૮ | ૦ |
| અનામત થાપણુ... ... ... | ૦ | ૮ | ૦ |
| કુલ ... | ૧૫૦ | ૦ | ૦ |

(૨) સ્થાવર મિલકત: સરવે નંબર ૩૦૫/૧ • અ. એકરો : ૩૫ એકર, ૩૮ ગુંઠા. આકાર રૂા. ૫૦-૬-૦ કિંમત રૂા. ૨,૫૦૦.

(બ) આવક અને ખર્ચ સબંધી માહિતી—

| | રૂા. |
|---|---|
| (૧) ખેતીવાડીની આવક ... ... | ૩૦૦ |
| (૨) બીજા સાધનોમાંથી આવક ... ... | ૧૫૦ |
| કુલ ... | ૪૫૦ |

(૩) ખર્ચ—

| | રૂા. |
|---|---|
| (અ) આકાર ... ... ... | ૫૪ |
| (બ) ખેતીવાડીના કામ માટેનો ખર્ચ ... ... | ૫૦ |
| (ક) કુટુંબનું ભરણપોષણ ... ... | ૨૦૦ |
| (ડ) બીજો ખર્ચ ... ... ... | ૪૬ |
| કુલ ... | ૩૫૦ |

ચોખ્ખી વાર્ષિક આવક રૂા ૪૫૦ − રૂા. ૩૫૦ = રૂા. ૧૦૦

(ક) તેનાં દેવાં સબંધી માહિતી ( જુઓ ૧૩ મા પાના પર જોડેલું પત્રક )

| | |
|---|---|
| (૧) તારણવાળું . મકનપુર કો-ઓપરેટિવ સોસાયટી ... | ૨૧૫ |
| (૨) તારણવાળું : મિ. ગેનુ શુભાન ... ... | ૩૦૦ |
| (૩) તારણવાળું : મિ. સખારામ કોળી... ... | ૨૫૦ |
| કુલ ... | ૭૬૫ |

તારણ વિનાનું—

| | |
|---|---|
| (૧) મિ. રામા હરી તેલી ... ... | ૨૦૦ |
| કુલ ... | ૯૬૫ |

મિ. સોમા રાવજી પાટીલના દેવા સંબંધી માહિતી:—

| અનુક્રમ નંબર. | નામ | નાણાં કરજે લીધાની તારીખ. | રકમ | વ્યાજનો દર. | જામીનગીરીનો પ્રકાર. | આંકણી. |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
| ૧ | મકનપુર કો-ઓપરેટિવ સોસાયટી ... | ૧૫મી જુલાઈ સન ૧૯૩૧... | ૨૨૫ | ૭... | સાદુંગીરો ... | ૨,૫૦૦ |
| | એજન ... | ૨૭મી સપ્ટેમ્બર સન ૧૯૩૬ | ૨૫ | ... | હામી .. | ... |
| ૨ | મિ. સખારામ કેળી ... | ૧૭મી જુન સન ૧૯૨૪ ... | ૩૫૦ | * | કબજાગીરો ... | ૧,૨૫૦ |
| ૩ | ,, ગેનુ સુભાન ... | ૨૯મી સપ્ટેમ્બર સન ૧૯૩૧. | ૩૦૦ | † | વેચાણુ ખત ... | ૩૦૦ |
| ૪ | ,, રામા હરી તેલી ... | ૧૫મી જુલાઈ સન ૧૯૩૧... | ૨૦૦ | ... | હાથ કરજ ... | ... |

* અરજદારે કબજો પોતાની પાસે રાખ્યો છે અને નફા તરીકે રૂ. ૬૩ આપવાનું કબુલ્યું છે અને તેને માટે લેણદારની તરફેણમાં કરી આપ્યું છે.

† તેણે કબજો પોતાની પાસે રાખ્યો છે અને દર વર્ષે રૂ. ૨૦ અથવા રૂ. ૨૦ની કિંમતનું ઉત્પન્ન આપે છે.

| અનુક્રમ નંબર. | નામ | દેવાં પાછાંભરપાઈ કરવા બાબત. | | |
|---|---|---|---|---|
| | | ૮ | | |
| | | તારીખ. | મુદ્દલ. | વ્યાજ. |
| ૧ | ૨ | | રૂ. આ. પા. | રૂ. આ. પા. |
| ૧ | ગકનપુર કો-ઓપરેટિવ સોસાયટી ... | ૨૬મી જુન સન ૧૯૩૪ ... | ... | ૧૯ ૦ ૦ |
| | | ૬ઠી જુલાઇ સન ૧૯૩૪ ... | ... | ૧૦ ૪ ૯ |
| | | ૧૧મી નવેમ્બર સન ૧૯૩૪ ... | ૨૯ ૪ ૯ | ... |
| | | ૨૯મી જુન સન ૧૯૩૫ ... | ... | ૧૪ ૦ ૦ |
| | | ૨૬મી જુન સન ૧૯૩૫ ... | ... | ૮ ૬ ૦ |
| | | ૫મી માર્ચ સન ૧૯૩૭ ... | ૫ ૯ ૬ | ... |
| | | ૩૦મી જુન સન ૧૯૩૭ ... | ... | ૩ ૧૨ ૦ |
| | એજન ... | ... | ... | ... |
| ૨ | ગિ. સખારામ કોળી ... | ૨૭ ઓકટોબર સન ૧૯૩૧ ... | ૧૦૦ ૦ ૦ | ૩૦૩ ૦ ૦ |
| ૩ | ,, ગેનુ સુભાન ... | દર વર્ષે રૂા. ૨૦ની કિંમતનું ઉત્પન્ન | વ્યાજ પેટે આપવામાં આવ્યું | છે. |
| ૪ | ,, રામા હરી તેલી ... | ... | ... | ... |

કેસ નં. ૨—મકનપુરના મિ. સોમા રાવજી પાટીલ.

## હિસાબ તપાસવાની રીત

હકીકત—આ સાથે જોડેલું પત્રક જુઓ.

દેવું નં. ૧—દેણદારને મકનપુર કો–ઓપરેટીવ ક્રેડીટ સોસાયટીને *રૂ. ૩૪૨ દેવા છે; પણ કલમ ૪૨ તથા ૫૨ તે દેવાંને લાગુ પાડવામાં આવી નથી. એ કલમો, આ એકટની કલમ ૩ (૩) અન્વયે ઠરાવ્યા પ્રમાણે દેવાં કમી કરવાના હિસાબ તપાસવાને લાગુ પડે છે.

દેવું નં. ૨—તેણે કબજાગીરોથી સન ૧૯૨૪ના જુન મહિનાની ૧૭ મી તારીખે રૂ. ૩૫૦ કરજે લીધા. વ્યાજના બદલામાં લેણદારે તે મિલકતનું ઉત્પન્ન વાપરવાનું છે. દેણદારે મિલકતનો કબજો રાખ્યો છે અને રૂ. ૬૩ આપવાનું કબુલ્યું છે, અને તે માટે તેણે લેણદારને રૂ. ૬૩ નો પટો લખી આપ્યો છે. તેણે મુદ્દલ ખાતે રૂ. ૧૦૦ તથા રૂ. ૩૦૩ વ્યાજ સન ૧૯૩૧ના અકટોબર મહિનાની ૨૭ તારીખે આપ્યા છે.

આ મુદ્દાઓને આધારે આપણે સન ૧૯૪૦ના જાનેવારી મહિનાની ૧લી તારીખ સુધીના હિસાબ તૈયાર કરવાના છે.

આ લેવડદેવડ સન ૧૯૩૧ના જાનેવારી મહિનાની ૧લી તારીખ પહેલાં થઇ હોવાથી હિસાબ તપાસવાના કારણ સારૂ વ્યાજ ૧૨ ટકા લેખે લેવું પડશે. મુદ્દલ તથા વ્યાજના હિસાબો જુદા જુદા બતાવવાના છે અને બંનેમાં ૪૦ ટકા ઘટાડો કરવાનો છે.

| | મુદ્દલ. | વ્યાજ. |
|---|---|---|
| | રૂ. | રૂ. |
| | ૩૫૦ | …… |
| ૧૨ ટકા લેખે સન ૧૯૨૪ના જુન મહિનાની ૧૭મી તારીખથી સન ૧૯૩૧ના જાનેવારી મહિનાની ૧લી તારીખ સુધીનું વ્યાજ ઉમેરો. | … | ૨૭૩ |
| | ૩૫૦ | ૨૭૩ |
| મુદ્દલ તથા વ્યાજમાં ૪૦ ટકા લેખે ઘટાડો | ૧૪૦ | ૧૦૯ |
| સન ૧૯૩૧ના જાનેવારી મહિનાની ૧લી તારીખે બાકી | ૨૧૦ | ૧૬૪ |

સન ૧૯૩૧ના અકટોબર મહિનાની ૨૭ તારીખે તેણે નાણાંની ભરપાઇ કરી હોવાથી આપણે તે તારીખ સુધી ૯ ટકા લેખે હિસાબો તપાસવા પડશેઃ—

| | મુદ્દલ. | વ્યાજ |
|---|---|---|
| | રૂ. | રૂ. |
| સન ૧૯૩૧ના જાનેવારી મહિનાની ૧લી તારીખે સિલક | …૨૧૦ | ૧૬૪ |

* (રૂ. ૨૧૫ મુદ્દલ તથા રૂ. ૧૨૭ સન ૧૯૪૦ના જાનેવારી મહિનાની ૧લી તારીખ સુધી ગણેલું વ્યાજ મળીને.)

| | | |
|---|---|---|
| સન ૧૯૩૧ના અકટોબર મહિનાની ૨૭ તારીખ સુધીના ૯ મહિનાનું ૯ ટકા લેખે વ્યાજ ઉમેરો | ... | ૧૪ |
| સન ૧૯૩૧ના અકટોબર મહિનાની ૨૭ તારીખે લેણી થયેલી રકમ. | ૨૧૦ | ૧૭૮ |

સન ૧૯૩૧ના અકટોબર મહિનાની ૨૭ તારીખે તેણે રૂ. ૪૦૩ આપ્યા છે, અને તે દર્શાવ્યા પ્રમાણે તપાસ્યા છે, એટલે કે, રૂા. ૨૧૦ વત્તા ૧૭૮ વત્તા ૧૫ (આપેલી વધારે રકમ) = રૂ. ૪૦૩.

આ એકટ અન્વયે હિસાબ તપાસતાં રૂ. ૩૮૮ દેણા નીકળે છે, તેને બદલે તેણે રૂ. ૪૦૩ આપ્યા છે. એટલે તેણે આ દેવા પેટે કાંઈપણ આપવાનું નથી.

ગીરોખતમાં ઠરાવેલી કરારની શરતો પ્રમાણે દેણદારે શું આપવું પડશે તે આપણે જોઈએ :—

| | મુદ્દલ. | ગીરો મુકેલી મિલકતની ઉપજ |
|---|---|---|
| | રૂ. | રૂ. |
| ૭ વરસ અને ૩½ મહિનાનું, એટલે કે સન ૧૯૨૪ના જુન મહિનાની તા ૧૭મી તારીખથી સન ૧૯૩૧ના અકટોબર મહિનાની ૨૭ તારીખ સુધીનું ઉત્પન્ન ઉમેરો. | ૩૫૦ | ૪૫૯ |
| | ૩૫૦ | ૪૫૯ |
| દર્શાવ્યા પ્રમાણે ભરપાઈ કરેલી રકમો બાદ કરો | ... | ૯૦૩ |
| સન ૧૯૩૧ના અકટોબર મહિનાની ૨૭ તારીખે લેણી બાકી | ૩૫૦ | ૫૬ |
| સન ૧૯૪૦ના જાનેવારી મહિનાની ૧લી તારીખ સુધીનું વધુ ઉત્પન્ન ઉમેરો. | ... | ૫૧૯ |
| સન ૧૯૪૦ના જાનેવારી મહિનાની ૧લી તારીખે લેણી કુલ રકમ | ૩૫૦ | ૫૭૫ |

આ રીતે તેણે મુદ્દલ તરીકે રૂ. ૩૫૦ અને વ્યાજ પેટે કંઈપણ ન હતું તે છતાં ઉત્પન્નના રૂ. ૫૭૫ આપવા પડતે. તેથી આ લેવડદેવડમાં તેને આ આકટ અન્વયે રૂ. ૯૨૫ નો લાભ મળવાનો હક રહેશે.

દેવું નંબર ૩—તેણે વેચાણખતથી સન ૧૯૩૧ના સપ્ટેમ્બર મહિનાની ૨૮મી તારીખે રૂ. ૩૦૦૦ કરજે લીધા. તેણે મિલકતનો કબજો રાખ્યો છે અને દર વરસે રૂ. ૨૦ જેટલું ઉત્પન્ન આપ્યું છે.

કલમ ૪૫ અન્વયે, વેચાણખત છે એમ કહેવાતો આ સોદો ગીરોના પ્રકારનો સોદો એમ જાહેર કરવામાં આવશે અને ગીરદારને ખરેખર મળેલું ઉત્પન્ન તેને મળેલા વ્યાજ તરીકે ગણવામાં આવશે.

સન ૧૯૩૧ના જાનેવારી મહિનાની ૧લી તારીખ પછી આ સોદો થયો હોવાથી આ એકટની કલમ ૪૨ અન્વયે ઠરાવ્યા પ્રમાણે ૪૦ ટકાના ઘટાડાનો સવાલ ઉભો થતો નથી. આપણે સન ૧૯૪૦ના જાનેવારી મહીનાની ૧લી તારીખ સુધી ૯ ટકા લેખે હિસાબ કરવાના છે અને તે પ્રમાણે દર વરસે ઉપજની રકમ નક્કી કરવાની છે, પણ આ કેસમાં રૂ. ૨૦ જેટલી ઉપજની રકમ વ્યાજની રકમ, જે ૯ ટકા લેખે રૂ. ૨૭ થાય છે, તેના કરતાં ઓછી છે. આ રીતે સન ૧૯૪૦ના જાનેવારી મહિનાની ૧લી તારીખે લેણી થયેલી કુલ બાકી રૂ. ૩૦૦ થાય છે. આ સોદામાં કંઈપણ લાભ મળી શકશે નહિ.

દેવું નંબર ૪.—સન ૧૯૩૮ના જુલાઈ મહિનાની ૧૫મી તારીખે વ્યાજ વગર લીધેલા રૂ. ૨૦૦નું આ ઉપલક કરજ છે. એટલે હિસાબ તપાસવાની જરૂર નથી. (સઘળી લેવડદેવડોમાં) તેને જે કુલ લાભ મળવાનો હક છે તે હેઠળના કોષ્ટકમાં બતાવ્યો છેઃ—

| દેવું નંબર. | કરાર પ્રમાણે તા. ૧લી જાનેવારી સન ૧૯૪૦ને રોજ લેણી થયેલી રકમ. | કલમ ૪૨ અન્વયે હિસાબ તપાસ્યા પછી તા. ૧લી જાનેવારી સન ૧૯૪૦ને રોજ લેણી થયેલી રકમ. | આ એકટ અન્વયે મળવાના લાભની રકમ. |
|---|---|---|---|
| | રૂ. | રૂ. | રૂ. |
| ૧ ... | ૩૪૨ | ૩૪૨ | ... |
| ૨ ... | ૯૨૫ | ... | ૯૨૫ |
| ૩ ... | ૩૦૦ | ૩૦૦ | ... |
| ૪ ... | ૨૦૦ | ૨૦૦ | ... |
| કુલ ... | ૧,૭૬૭ | ૮૪૨ | ૯૨૫ |

આ એકટ અન્વયે હિસાબ તપાસતાં રૂ. ૮૪૨ લેણાં માલુમ પડયા છે તેને બદલે તેને રૂ. ૧,૭૬૭ આપવા પડતે. આ એકટ અન્વયે તેને જે કુલ લાભ મળવાનો હક્ક છે તે રૂ. ૯૨૫ થાય છે.

મિલકતની કિંમત, દેવું આપવાની શકિત તથા દેવાં કમી કરવા બાબત.—કોઇ દેણદારની દેવું આપવાની શકિત નક્કી કરતી વખતે તેની કિંમતનો અંદાજ કાઢવાની જરૂર છે. આ એકટ અન્વયે કરવામાં આવે તે કાનુનો અનુસાર તે મિલકતની બજાર કિંમત નક્કી કરવી પડશે. આ કેસમાં લેન્ડ વેલ્યુએશન ઓફિસરે મિલકતની કિંમત હેઠળ પ્રમાણે આંકી છેઃ—

| | રૂ. | આ. | પા. |
|---|---|---|---|
| (૧) સ્થાવર મિલકતની કિંમત ... | ૨,૫૦૦ | ૦ | ૦ |
| (૨) જંગમ મિલકત તથા બીજી ઇસ્કામતની કિંમત | ૧૫૦ | ૦ | ૦ |
| કુલ . | ૨,૬૫૦ | ૦ | ૦ |

ટીપ.—સન ૧૯૦૮ના દીવાની કામ ચલાવવાની રીતના કાયદા અન્વયે દીવાની કોર્ટના કોઈ હુકમનામાની બજવણીમા જપ્તીમાથી મુક્ત કરેલી મિલકત તથા બીજી ઇસ્કામત ની કિંમત હિસાબમા ગણી નથી. આ એક્ટ અન્વયે કિંમત નક્કી કરવા સારૂ, મિલકતને તારણમા આપેલી અને તારણમા નહિ આપેલી મિલકતમા વહેચી નાખવી પડશે

આ કેસમા તારણવાળી અને તારણ વિનાની કિંમત હેઠળ પ્રમાણે છે —

| | રૂ. | આ. | પા. |
|---|---|---|---|
| (૧) દેવા ન. ૧ માટે તારણમા આપેલી સ્થાવર મિલકતની કિંમત. | ૨ ૫૦૦ | ૦ | ૦ |
| *(૨) દેવા ન ૨ માટે તારણમા આપેલી સ્થાવર મિલકતની કિંમત | ૧,૨૫૦ | ૦ | ૦ |
| *(૩) દેવા ન. ૩ માટે તારણમા આપેલી સ્થાવર મિલકતની કિંમત | ૩૦૦ | ૦ | ૦ |
| (૪) તારણમા નહિ આપેલી સ્થાવર મિલકતની ... | કંઈ નહિ. | | |
| (૫) તારણમા આપેલી જંગમ મિલકતોની કિંમત ... | " | | |
| (૬) તારણમા નહીં આપેલી જંગમ મિલકત અને બીજી ઇસ્કામતોની કિંમત. | ૧૫૦ | ૦ | ૦ |

ટીપ.—દેવા ન ૧ તથા ૩ બીજી વખતના ગીરો છે

આ કેસમા તારણમા આપેલી સ્થાવર મિલકત ઉપર જેનો બોજો હોય તેવાં સરકારી લેણાં અથવા કોઈપણ સ્થાનિક અધિકારીને આપવાના દેવા નથી. એટલે તારણમા આપેલી સ્થાવર મિલકતની કિંમત કાંઇપણ ફેરફાર થયા વિના તેની તેજ રહેશે.

તારણવાળા દેવાની જવાબદારીને પાત્ર ન હોય તેવી મિલકતની કિંમત નક્કી કરતી વખતે, ઉપર કહેલા સરકારના લેણા દેવા, વગેરે સિવાયના કલમ ૩મા જણાવ્યા પ્રમાણેના પહેલા હકના દેવાની રકમ તેવી મિલકતની બજાર કિંમતમાથી બાદ કરવી પડશે.

આ કેસમા કોઈપણ તારણમા નહિ આપેલી મિલકત નથી. એટલે સહકારી મંડળીના લેણા દેવા કોઈપણ મિલકતની બજાર કિંમતમાથી બાદ કરવા નહિ

આ રીતે આ એક્ટની કલમ ૫ના કારણ સારૂ, તારણમા આપેલી મિલકત અને બીજી ઇસ્કામતની કિંમત રૂ ૨,૬૫૦, જે તે મિલકતની બજારકિંમત છે, તેટલી જ રહેશે

ઉપરના મુદ્દાઓ ઉપરથી આપણે દેણદારની દેવુ આપવાની શક્તિ તેમજ તેના કાંઇ દેવા હોય તો તે કેટલા કમી કરવાં તે નક્કી કરવાનુ છે.

* આ મિલકત (૧)મા જણાવી છે તેજ છે, માત્ર જુદા જુદા ભાગો ગીરો મૂકયા છે.

દેણદારની દેવું આપવાની શકિત કેવી રીતે શોધી કાઢવી તે હેઠળનાં કોષ્ટક ઉપરથી જણાશે:—

| મિલકતનો પ્રકાર. | | બજાર કિંમત. | કલમ ૫૦ માં જણાવ્યે સરકારી લેણાં, વગેરે બાદ કર્યા પછીની કિંમત. | આસન ૩ માં જણાવેલી કિંમતના ૮૦ ટકા. | આસન ૧માં જણાવેલી મિલકતના સંબંધમાં (કિસાન તરફના પહેલાં તારણવાળા દેવાંની) જે રકમ લેણી હોય તે. | દેવું આપવાની શકિત. |
|---|---|---|---|---|---|---|
| ૧ | | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
| (અ) દેવાં પેટે તારણમાં આપેલી સ્થાવર મિલકત— | | | | | | |
| નં. (૧) | ... | ૯૫૦ | ૯૫૦ | ૭૬૦ | ૩૧૭ | ૪૪૩ |
| નં. (૨) | ... | ૧,૨૫૦ | ૧,૨૫૦ | ૧,૦૦૦ | ... | ૧,૦૦૦ |
| નં. (૩) | ... | ૩૦૦ | ૩૦૦ | ૨૪૦ | ૩૦૦ | ... |
| (બ) જંગમ મિલકત | ... | ૧૫૦ | ૧૫૦ | ૧૨૦ | ... | ૧૨૦ |
| કુલ | ... | ૨,૬૫૦ | ૨,૬૫૦ | ૨,૧૨૦ | ૬૧૭ | ૧,૫૬૩ |

. આ રીતે ગણેલી દેવું આપવાની કુલ શકિત રૂ. ૧,૫૬૩ થશે.

હવે આપણે તેનાં દેવાં કમી કરવાની બાબત ચર્ચીશું. દેવાં કમી કરવાની બાબત નક્કી કરતી વખતે આપણે તેનાં દેવાનાં તારણવાળાં અને તારણ વિનાનાં એમ વર્ગીકરણ કરવું પડશે.

આ કેસમાં એનાં દેવાં હેઠળ પ્રમાણે છે:—

(૧) તેનાં તારણવાળાં દેવાં રૂા. ૬૧૭ જેટલાં છે;
(૨) તેનાં તારણ વિનાનાં પણ સહકારી મંડળીને આપવાનાં દેવાં રૂા. ૨૫ જેટલાં છે.
(૩) તેનાં તારણ વિનાનાં દેવાં રૂા. ૨૦૦ જેટલાં છે.

સહકારી મંડળીનાં લેણાં દેવાં આ આકટની કલમ પર અન્વયે કમી કરવાનાં નથી. અને જે મિલકતનું તારણ આપ્યું હશે તે મિલકતની કિંમત દેવાં કરતાં વધારે હોવાથી તે પૂરેપૂરું આપવામાં આવશે. તેથી બીજાં તારણવાળાં કે તારણવિનાનાં દેવાં કમી કરવામાં આવશે;

તારણવાળાં દેવાંની રકમ કમી કરવાનો નિયમ એ છે કે એવાં દેવાંની રકમ તે તારણમાં આપેલી મિલકતની કિંમતના ૮૦ ટકા કરતાં વધારે હોય, તો તે દેવું તેટલી કિંમતના પ્રમાણમાં કમી કરવું. આ કેસમાં દેવા નંબર ૩ની રકમ (રૂ. ૩૦૦) તારણમાં આપેલી મિલકતની કિંમત કરતાં રૂ. ૬૦ જેટલી વધારે છે. તેથી આ દેવું રૂ. ૨૪૦ સુધી કમી કરવું

દેવા નંબર ૨ના સંબંધમાં આ એક્ટ અન્વયે હિસાબ તપાસ્યા પછી કાંઈપણ લેણું જણાયું નથી.

રૂ. ૨૦૦ના બાકીના તારણ વિનાના દેવાના સંબંધમાં, આ રકમ બીજી મિલકતની કિંમતના ૮૦ ટકા સુધી પ્રમાણમાં કમી કરવામાં આવશે. આ કેસમાં તે બીજી મિલકતની કિંમતના ૮૦ ટકાની રકમ રૂ. ૨૦૦ કરતાં વધારે છે, તેથી કમી કરવાની જરૂર નથી.

એ રીતે તેણે હેઠળ પ્રમાણે પોતાનાં દેવાં આપવાં પડશે :—

| દેવું નંબર | આ આક્ટનો લાભ લીધા સિવાય | હિસાબ તપાસતાં લેણી પડતી રકમ. | તેનાં દેવાં કમી કર્યા પછી લેણી પડતી રકમ. | કુલ લાભ. |
|---|---|---|---|---|
| | રૂ. | રૂ. | રૂ. | રૂ. |
| ૧. ... | ૩૪૨ | ૩૪૨ | ૩૪૨ | કાંઇ નહિ |
| ૨. ... | ૯૨૫ | ... | ... | ૯૨૫ |
| ૩. ... | ૩૦૦ | ૩૦૦ | ૨૪૦ | ૬૦ |
| ૪. ... | ૨૦૦ | ૨૦૦ | ૨૦૦ | ... |
| કુલ ... | ૧,૭૬૭ | ૮૪૨ | ૭૮૨ | ૯૮૫ |

આમ તો તેણે રૂ ૧,૭૬૭ આપવા પડતે, જ્યારે આ એક્ટ અન્વયે હિસાબ તપાસ્યા પછી તથા તેનાં દેવાં કમી કર્યા પછી રૂ. ૭૮૨ લેણાં જણાયા છે. જે કુલ લાભ એને મળવાનો હક છે, તે રૂ. ૯૮૫ જેટલો થાય છે.

એવું બતાવવામાં આવ્યું છે કે દેણદારની ચોખ્ખી વાર્ષિક આવક રૂ. ૧૦૦ છે, એટલે રૂ. ૭૮૨નું કુલ દેવું વધારેમાં વધારે ૨૫ વાર્ષિક હફતેથી ભરપાઈ થઈ શકે.

# આદર્શ પંચાયત

જુલાઇ મહીનાની બીજી તારીખથી નવી બોર્ડની વાસ્તવિક સ્થાપના થશે. આ બોર્ડની મુદત દરમિયાન, એનો પ્રધાન કાર્યક્રમ–મહાસભાપક્ષના ચુંટણીના નિવેદનમાં બતાવ્યા પ્રમાણે ગામ પંચાયતો અંગેનો રહેશે. જે પંચાયતો સ્થાપવામાં આવી છે તે બળવાન અને સુવ્યવસ્થિત બને તેને માટે જરૂરી પ્રયત્ન કરવામાં આવશે અને જે ઉત્સાહી ગામોમાં પંચાયતો હાલ સ્થપાઇ નથી તે ગામોએ પંચાયતો સ્થાપવા લોકમત કેળવવાના પ્રયત્નો થશે. આ અગત્યના કાર્યમાં જિલ્લાના લોકોનો અમને સંપૂર્ણ ટેકો મળશે એવી આશા વધારે પડતી નથી. કારણ કે હવે ઘણા લોકો સમજતા થઇ ગયા છે કે ગામડાંઓનો વિકાસ અને ઉન્નતિ પંચાયતો સિવાય થઇ શકે નહિ.

આ માસિકમાં પંચાયતો માટે ઘણું ઘણું લખવામાં આવ્યું છે. ગામ પંચાયતનો એક ખાસ અંક પણ કાઢવામાં આવ્યો હતો. સરકારી અને બીન સરકારી બધા આગેવાનો આ વિષયમાં એકમત છે અને તેથી પંચાયતોના વિકાસનું કાર્ય કંઇક અંશે સહેલું બને છે. આ સંસ્થાઓના વિકાસ માટે જો પહેલાં દશ વર્ષ યથાર્થ કોશિષ કરવામાં આવે તો મને ખાત્રી છે કે એ સંસ્થાઓ સદ્ધર અને બળવાન બને એટલુંજ નહિ પણ ગામડાંઓની ઉન્નતિમાં એ પાયારૂપ બની જશે.

પંચાયતોને માટે ઘર વેરો ફરજીયાત છે એની સામે કોઇ કોઇ સ્થળે વિરોધ જોવામાં આવે છે એ ખરેખર દીલગીર થવા જેવું છે. એ સૂચવે છે કે હજી આપણે આપણી પરાવલંબી સ્થિતિમાંથી મુક્ત થવા ઇચ્છતા નથી; એટલુંજ નહિ પણ આવો વિરોધ કરનાર ભાઇઓમાં નાગરિક ભાવના જાગ્રત થઇ નથી. મેં અનેક સ્થળે અને ભાષણોમાં કહ્યું છે કે સ્વભાવિક રીતેજ કર ભરવાનું કોઇને પસંદ હોતુ નથી પણ આપણે કરોના સંબંધમાં વિવેકથી વિચાર કરવો જોઇએ. શાહી અને પ્રાન્તિક સરકારો જે કરો આપણી પાસેથી લે છે તેનો સીધો બદલો પુરેપુરો આપણને મળતો નથી અને તેથી તેની સામેનો વિરોધ સમજી શકાય. પણ આપણા પોતાના ગામના વિકાસને માટે, આપણી પોતાનીજ ઉન્નતિને માટે જે કર લેવાય અને જેનો વહીવટ કરવાનું આપણા પોતાનાજ હાથમાં હોય તેની સામેનાં વિરોધની પાછળ મોટે ભાગે અજ્ઞાનતાજ હોય છે. સેંકડો વર્ષો વહી ગયાં છતાં અને એક સુધરેલી ગણાતી વિદેશી સરકારના વહીવટ નીચે આપણાં ગામો જેવાને તેવાંજ રહ્યાં છે. હજુ પણ આપણાં ગામોમાં સ્થળે સ્થળે ચોમાસામાં ઘુંટણ જેટલો કાદવ ખુંદવાનો રહે છે. જ્યાં ત્યાં ભારોભાર કચરાના ઢગલા પડેલા હોય, શૌચવિધિ કરવા માટે જાહેર રસ્તાઓ તથા મોહલ્લાઓની ખુલ્લી જમીનનો ઉપયોગ થતો જોવામાં આવે છે. વર્ષો સુધી આપણા પાણી પીવાના કુવાઓ ગળાવવામાં આવતા નથી. અને પીવાના પાણીના કુવાઓની પાસે કાદવ અને પાણી ભરેલા ખાડાઓ જોવામાં આવે છે. આપણાં વ્હાલાં બાળકો માટે રમવાની જગ્યાઓ નથી. આપણાં પાદરો અને બીજી સાર્વજનિક ખુલ્લી જગ્યામાંથી માટી ખોદી ખાડાઓ પાડતાં આપણને કમકમાટી ઉત્પન્ન થતી નથી, એટલે જ્યાં જુઓ ત્યાં ખાડા ટેકરાઓજ જોવામાં આવે છે. ચોમાસામાં આ ખાડાઓમાં પાણી ભરાઈ રહે છે. અને તે મચ્છરનાં ધામ થઇ પડે છે. આં બધી શોચ-

નીય સ્થિતિમાથી નીકળવા માટેનો પહેલો અને સૌથી શ્રેષ્ટ ઉપાય ગામે ગામ પચાયત સ્થાપી તેો સદ્ધર બનાવી તેો ઉત્તમ પ્રકારે વહીવટ કરવો એ છે. ગામે ગામ પચાયતો વહેલી મોડી સ્થપાશે એ બાબત શકા નથી પણ તેને આદર્શ કેમ બનાવવી એ પ્રશ્ન વિચારણા માગે છે પ્રથમ તો દરેક ગામવાસીએ પોતાના ગામ માટે અભિમાન અને ભાવના જોઇએ પોતાનું ગામ સુધરેલા મનુષ્યને માટે રહેવા લાયક અને ઉત્તમ બને તે માટેની ભાવના દરેકમાં હોવી જોઇએ આ ભાવના જ્યા જાગૃત હશે ત્યા પચાયતને દરેક પ્રકારે મદદ કરવાની લોકોમા ભાવના હશે અને તેથી કરના રૂપમા અગર જાતમહેનતના રૂપમા જે કઈ ભોગો આપવા પડે તે પ્રસન્ન ચિત્તે અને ઉમગથી આપવામા આવશે

ગામ પચાયતનું નવા કાયદામા એટલું વિશાળ ક્ષેત્ર રાખવામા આવ્યુ છે કે તે ગામની દરેક પ્રકારની ઉન્નતિ કરી શકે, ગામ પચાયતો નીચે બતાવ્યા પ્રમાણેના કામો કરી શકે છે

(૧) ગામની સરહદમા આવેલા રસ્તાઓ કરવાનુ અને તેને સારી સ્થિતિમા રાખવાનુ
(૨) માણસો અને ઢોરો પીવાના પાણીના સાધનો પૂરા પાડવાનુ અને તેને સારી સ્થિતિમા રાખવાનુ
(૩) ગામને સ્વચ્છ રાખવાનુ,
(૪) ગામનુ આરોગ્ય જાળવવાનુ
(૫) ગામને વૈદકીય મદદ પુરી પાડવાનુ
(૬) ગ્રામ ઉદ્યોગોને મદદ કરવાનું
(૭) પુસ્તકાલય સ્થાપી તેને નિભાવવાનું
(૮) બાળકોને માટે ક્રિડાગણો પુરા પાડવાનુ તથા તેને નિભાવવાનુ
(૯) ગામના બાળકો અને યુવાનો માટે વ્યાયામશાળા સ્થાપી, વ્યાયામના સાધનો પુરા પાડવાનુ
(૧૦) ગામના આગેવાન પ્રૌઢોને અક્ષરજ્ઞાન આપવાનુ

ઉપરની યાદીમા ઘણો વધારો કરી શકાય પણ આ યાદીમા જે દશ બાબતો આપવામા આવી છે તે બધી બાબતોનો પુરેપુરો અમલ કરવામા જે પચાયત સફળતા મેળવે તે પચાયતો આપણે આદર્શ પચાયત કહી શકીએ

જે દશ બાબતો ઉપર બતાવવામા આવી છે તે કેવી રીતે સિદ્ધ કરવી તેની વિગતવાર હકીકત હવે પછીના અકમા આપવામા આવશે.

દુર્લભજી પરાગજી દેસાઇ.

## સુધારો

'ઓરીફ્લીયાના લોકોને અભિનદન' ના મથાળાથી ગયા અકના ૩૨૯ મે પાને લેખ છપાયો છે તેમા નીચેનો ફકરો ઉમેરીને વાચવુ —

ઉપર જણાવેલા કાર્યમા આજલના વતની શ્રી પરભુભાઇએ પણ આગળ પડતો ભાગ લીધો હતો અને ઓરીફ્લીયાના લોકો ઉપરાત ઓજન, નાનો કરાડ, મોટી કરાડ, માઢેચરા વી ગામના લોકોએ સેવાભાવે એક એક દિવસ આપ્યો હતો ઉપરાત એ સર્વ ગામના ગાડાવાળાઓએ એક એક દિવસ ગાડી સેવાભાવે આપી હતી. એ સર્વેને પણ અભિનદન ઘટે છે."

# દાતરડી

હાલો ધરતીમા બોલાવે, લોલો દાતરડી.
ખેતરમાં ખેતર બોલાવે, લોલો દાતરડી.

ચાસે ચાસે ઘાસ ઊગ્યાં છે, લોલો દાતરડી.
ઘાસે ઘાસે ચાસ ડુબ્યાં છે, લોલો દાતરડી.

ક્યારે ક્યારે કચરા ઊગ્યા, લોલો દાતરડી.
કચરે કચરે ક્યારા ડુબ્યા, લોલો દાતરડી.

અડખે પડખે સરખા બેસો. લોલો દાતરડી.
ચાસે ચાસે સઘળા બેસો, લોલો દાતરડી

હળવે હળવે હાથે નીંદો, લોલો દાતરડી.
કચરાપૂંજાની જડ નીંદો, લોલો દાતરડી.

નીંદો, ખેતર ચોક્ખાં બનશે, લોલો દાતરડી.
નીંદો તૂલ ફલશે ને ફૂલશે, લોલો દાતરડી.

નીંદો ધરતી પ્રસન્ન બનશે, લોલો દાતરડી.
ને ખેતર, ઘર છાજે ભરશે, લોલો દાતરડી.

પ્ર૦

---

# વિદાય

અમે જઇએ, અમે જઇએ.
બોલે ગરીબી ગામ સીમાડો છોડતાં;
રેંટૂડિયો ગામમાં આવ્યો
તે ખરકત લાવ્યો—
અમારું મોત લાવ્યો.—અમે૦
બોલે છે ભૂખ ગામ સીમાડો છોડતાં;
ખેતરમાં ખેડ નવી આવી
તે અન્ન ખૂબ લાવી—
અમારું મોત લાવી.—અમે૦
બોલે છે ટાઢ ગામ સીમાડો છોડતાં;
તાઇની શાળ ફરી આવી
તે લૂગડાં લાવી—
અમારું મોત લાવી.—અમે૦
બોલે છે પ્યાસ ગામ સીમાડો છોડતાં;
ગોહામાં ગાય ફરી આવી
તે દૂધ દહીં લાવી—
અમારું મોત લાવી.—અમે૦
બોલે દુકાળ ગામ સીમાડો છોડતાં;
નદીએ નેં'ર નવી આવી
દે નીર એ રેલાવી—
અમારું મોત લાવી.
અમે જઇએ, અમે જઇએ.

પ્ર૦

---

# રૌદ્રલીલા

રસે ભરેલી ધરણી ફળે છે,
મીઠાં જળોની સરિતા વહે છે;
સૃષ્ટિ મનોરમ્ય સ્વરૂપ કૈં ધરે,
એવું મીઠું જીવન જીવતાં ના'વડયું માનવીને !

અને બન્યો માનવ દ્વેષરંગી,
લોભી બન્યો, રક્તની પ્યાસ જાગી;
સુધામયી સૃષ્ટિ વિષે ભરી હસે,
દૈત્યો જાણે મનુજ સ્વરૂપે ઉતર્યા એમ ભાસે !

સંહાર લીલા જગની નિહાળી,
ને માનવીનાં ક્રૂર કૃત્ય ભાળી;
નિસર્ગ શું તાંડવ નૃત્ય આ રમે,
રોષે ઘેલી, વિકળ બનતાં ભૈરવી રૂપ ધારે !

હજાર આંખો પ્રભુની રડી રહી,
વર્ષા રૂપે પૃથ્વી પટે વહી રહી;
નિઃસર્ગની આ ન સુહાસિની લીલા,
આ તો જાણે કુદરત રૂઠી-દેવની રૈદ્રલીલા !

જ્યોત્સ્ના શુક્લ

# જિલ્લા લોકલ બોર્ડની કાર્યવાહી

તા. ૨૦-૬-૪૧ને રોજ શ્રી. દુર્લભજી પરાગજી દેસાઈના પ્રમુખ પદે મળેલી જિલ્લા લોકલ બોર્ડની સંક્ષિપ્ત કાર્યવાહી.

૧. ચોર્યાસી તાલુકાના મોહણી ગામે સરકારી બીલ્ડીંગ ગ્રાંટની મદદથી બાંધવાની નિશાળના મકાન માટેનું કંટ્રાકટર પુરૂષોત્તમ ઉમેદભાઈનું એસ્ટીમેઈટ પ્રમાણેના ભાવનું માત્ર એકજ ટેન્ડર આવ્યું છે તે મંજુર, ૨. બોરપાડ તાલુકાના અછારણ ગામની સ્કૂલના મકાનની સ્થીતી ઘણી ખરાબ હોવાથી તેમજ સુધરી શકે એમ ન હોવાથી તે મકાન તોડી પડાવી તેનો કાટમાલ હરરાજ કરવો. ૩. ડી. લો. બોર્ડ ઓફીસના પટાવાળા કેશવ ગણેશની ઉમર ૬૦ વરસની પુરી થાય છે પરંતુ તે સશક્ત અને કામ કરી શકે તેવો હોવાથી તા. ૩૦-૬-૪૧થી તેની નોકરીમાં એક વરસનો વધારો કરી આપવો. ૪. ટ્રાવેલર્સ બંગલાના પટાવાળા અને મેસમેનને તેના પગારમાં માસીક રૂ. ૨) નો વધારો કરી આપવા મંજુર. ૫. ડી. સ્કૂલ બોર્ડ તા. ૧૦-૩-૪૧ મીટીંગનું પ્રોસીડીંગસવાંચી દફતરે કરવું. ૬. પેટામહાલ વાલોડના કમાલછોડ ગામે હળપતીઓએ બાંધેલો કુવો ગામ પંચાયતને ટ્રાન્સફર કરવા મંજુર કરવામાં આવ્યું. ૭. ડી. લો બોર્ડનું પહેલું પુરવણી બજેટ મંજુર કરવામાં આવ્યું. ૮. પારડી સ્ટેશન નજીક શેઠ સોરાબજી ઉકરજી ઉમરીગરે એક ધર્માદા કુવો તથા હવાડો બાંધી બોર્ડને સોંપ્યા છે. અને હવાડો ભરાવવા માટે લોન આપી છે તેના વ્યાજમાંથી તા. ૧-૧૧-૩૫ થી પાંચ વરસને માટે હવાડો ભરાવવા તેમનેજ પરવાનગી આપવામાં આવેલી તેની મુદત તા. ૩૧-૧૦-૪૦ને રોજ પુરી થાય છે જેથી વધુ પાંચ વરસને માટે તેઓ હવાડો ભરાવવા ખુશી બતાવે છે તો તા. ૧-૧૧-૪૦થી પાંચ વરસને માટે હવાડો ભરાવવા અમુક શરતોથી પરવાનગી આપવામાં આવી. ૯. ગ્રામ્ય વિસ્તારમાં વૈદકીય મદદ પુરી પાડવા માટે વૈદ હકીમ અને ડોકટર રાખવામાં આવ્યા છે તેની દવાની ગ્રાંટમાં સરકાર તરફથી રૂ. ૧૦૦)નો વધારો કરી આપવામાં આવે તો તે અંગે બોર્ડ પોતાનો ⅓ પ્રમાણેનો ફાળો આપશે. ૧૦. વલસાડ તાલુકાના સેગવી ગામે બાંધવામાં આવેલો કુવો બોર્ડ ચાર્જમાં લેશે અને એ અંગે રોકાયલી ૧૭ ચો. વાર જમીન રેવન્યુ ફ્રી કરી આપવા મે. કલેકટર સા. ને વિનંતી કરવી. ૧૧. ચોર્યાસી તાલુકાના મગદલ્લા ગામે નિશાળના કમ્પાઉન્ડમાં વધારાનું મકાન બાંધવા પરવાનગી આપી છે તેને બહાલી આપવામાં આવી. ૧૨. બારડોલી તાલુકાના કમાલછોડ ગામે શ્રી. નાનચંદ પરાગજીએ નિશાળના કમ્પાઉન્ડમાં કુવો બાંધી આપ્યો છે તે સંબંધમાં તા. ૧૯-૩-૩૭ ના ઠરાવમાં બક્ષીસ દસ્તાવેજ કરાવી લેવા જણાવ્યું છે તેને બદલે નદાવા કબુલત તેમની પાસે તેમના ખર્ચે કરાવી લેવી. ૧૩. કતારગામ ગામે વિનાસની વાડી પાસેની લો. બોર્ડ પરબ કતારગામ વીલેજ પંચાયતને વહીવટ કરવા માટે ટ્રાન્સફર કરવી અને એ પરબ અંગે જે લોનનું વ્યાજ આવે છે તે સીવાય બોર્ડ કોઈ પણ ખર્ચ પરબ તથા પરબના મકાન અંગે ભોગવશે નહી. ૧૪. સ્થાનિક સંસ્થાના નોકરોને બોર્ડના સભ્યો નાણાં ધીરી શકે નહી તે માટે મુંબઈ લો. બોર્ડ એકટની કલમમાં સુધારો સુચવવામાં આવ્યો છે તે અંગે મે. કલેકટર સા. ના નંબર L. S. G. 479 તા. ૪-૬-૪૧થી અભિપ્રાય માંગ્યો છે. તે સુધારો કરાવવા આ બોર્ડ સંમત છે એમ મે. કલેકટર સા. ને જણાવવું. ૧૫. ચીખલી તાલુકામાં કેટલાક ગામોને લગતાં લો. બોર્ડના રસ્તા આવ્યા છે તેના માપણી ખર્ચના રૂા. ૯૫-૬-૦ આપવા ઠરા-

વવામા આવ્યું. ૧૬. બારડોલી તાલુકાના સુરાલીના ગામ લોકોની ખાયેશ પ્રમાણે તેમનો ગામે ગામ પંચાયત સ્થાપવા મે. કલેકટર સા ને તેમના પત્ર નં. L. S. G. તા. ૧૬-૪-૪૧ ના જવાબમાં જણાવ્યું. ૧૭. મોટા ગામે આવેલા માધવ ધર્માદા ઔષધાલયનો વહીવટ જણાવેલી શરતો મુજબ બોર્ડ ચાલુ વરસથી પહેલામાં પહેલી અનુકૂળ તારીખે લેવો એવુ ઠરાવવામાં આવ્યું. ૧૮. માંડવી તાલુકા કમીટીના ચેરમેન શ્રી. પ્રેમશંકર કેશવરામ વારે રાજીનામુ આપ્યું છે તે સ્વીકારી તેમની જગ્યાએ શ્રી. હીરાલાલ ઝવેરચંદની માંડવી તાલુકા કમીટીના ચેરમેન તરીકે પ્રેસીડંટ સાહેબે નીમણુક કરી છે તેને બહાલી આપવામા આવી. ૧૯. અમલગમેટેડ ઇલેક્ટ્રીસીટી કમ્પની (બેલગામ) લીમીટેડના સને ૧૯૩૨ ના વલસાડ ઇલેક્ટ્રીક લાઇસન્સમાં અમુક સુધારો કરવા નામદાર સરકારનું નોટીફીકેશન આવ્યુ છે તેમા જણાવેલા સુધારા મંજુર કરવામા આવે તો તેમાં બોર્ડને વાંધો નથી એવુ ઠરાવવામા આવ્યું. ૨૦. સુરત વરાછા રસ્તા ઉપર અન્ડર ગ્રાઉન્ડ વોટર પાઇપ મુકવા સુરત બરો મ્યુનીસીપાલીટીને જણાવેલી સરતે પરવાનગી આપવા ઠરાવવામા આવ્યુ. ૨૧. જલાલપોરના રહીશ શ્રી. મોતીચંદ રાયજીએ મકાન બાંધી જલાલપોર સ્ટેશન રસ્તાની પાંચ ચો. વાર જમીનનુ દબાણ કર્યું છે તેમજ પતરાનું છજુ બાંધી ૩૧ ચો વાર જમીનનું આકાશી દબાણ કર્યું છે. તે બાંધકામના દબાણ બદલ વારે બે આના પ્રમાણે ફીરાયું લેવું. અને એરીયલ દબાણ માટે ઉચ્ચક ૮-૨-૦ લેવા અને નડતર કબુલાત તેમના ખર્ચે લખાવી લેવી અને દબાણ રહેવા દેવું ઠરાવવામા આવ્યુ. ૨૨. બોર્ડના રીટાયર્ડ એકાઉન્ટન્ટ શ્રી. માધવપ્રસાદ એમ. મહેતાને માસીક રૂ. ૫૩-૧૦-૦ નુ પેન્સન મન્જુર કરવા મે એકાઉન્ટન્ટ જનરલ સાહેબ મુંબઈ તરફથી લખાઈ આવેલુ તે પ્રમુખ સાહેબે મંજુર કરી મોકલેલું તેને બહાલી આપવામા આવી ૨૩. નામદાર સરકારે સરકારી નોકરો માટે મોંઘવારી ભથ્થા અંગે નીયમો ઘડયા છે. તે બોર્ડના નોકરો માટે સ્વીકારવા સંબંધમા નામદાર સરકારનો ઠરાવને G. R. F. D 174 તા. ૧૯-૩-૪૧ નો તા. ૧-૩-૪૧થી માસીક રૂ. ૨) આપવા સંબંધી આવ્યો છે. તે સબંધી જે નોકરોને માસીક રૂ. ૨૦) અગર તેથી ઓછો પગાર મળતો હોય તેનેજ મોંઘવારી ભથુ આપવુ જો પગાર રૂ. ૨૧) મળતો હોય તો રૂ. ૧) આપવો એ સીવાયના પગારદાર નોકરોને આપવુ નહી એવુ ઠરાવવામાં આવ્યું. ૨૪. ચીખલી તાલુકાના વાઝણા ગામે નિશાળ માટે સ. નં. ૫૦૩ ની સાત ગુંઠા જમીન રેવન્યુ ફ્રી ગ્રાંટથી આપવામાં આવી છે તે ઓછી પડતી હોવાથી વધારાની ૧૫ ગુંઠા જમીન રેવન્યુ ફ્રી ગ્રાંટથી આપવા મે. કલેકટર સાહેબને વિનતી કરવી ૨૫. મદદી દવાખાનાનો ચોકસ ગ્રાંટ આપી દવા આપવામા આવે છે તે અંગે મે. સરજન જનરલ સાહેબે ગ્રાંટ અંગેની દવા ગરીબ દરદીઓ માટેજ વાપરવા અને સ્થિતિવાળા ૧૨ દરદીઓને ફી લઈ દવા આપવામાં આવે તે દવા પોતાની ખાનગી દવામાંથી આપવી એવી સુચના કરી છે તે સબંધી બોર્ડનો અભિપ્રાય છે કે આ પ્રબંધ અવ્યવહારૂ અને નકામો ગુંચવાડો ઉભો કરે એવો છે જેથી એ બાબતમા મેં. પ્રમુખ સાહેબે એ સરક્યુલર ખેંચી લેવા મે સરજન જનરલ સાહેબને વિનતી કરવી ૨૬. ૧૯૪૧-૪૨ ના વરસના સુરતથી ગવીઅર રસ્તાને ફરદ રીપેરનું રીવાઇઝ્ડ એસ્ટીમેઇટ રૂ. ૧૪૬૩)નું અને સુરતથી સચીન રસ્તાને ફરદ રીપેરનું એસ્ટીમેઇટ રૂ. ૫૮૦)નુ મન્જુર કરવામા આવ્યું. ૨૭. ૧૯૪૧-૪૨ ના વરસના બારડોલી, મુળદ અને સાયણ વિલેજ પંચાયતના બજેટ મન્જુર કરવા આવ્યા. ૨૮ બારડોલીના ઓવરસીયર શ્રી. કૃષ્ણમુખરામ જે. વૈદને જુના નોકર તરીકે બોર્ડના તા. ૩૧-૩-૩૮ ના ઠરાવ નં. ૫૮ મુજબ

તા. ૧-૪-૩૮થી રૂા. ૧૦૦-૫-૧૫૦ના સ્કેલ મુજબ જે ઇન્ક્રીમેન્ટ લયા હોય તે તેમજ પ્રોવીડન્ટ ફન્ડ વિ. બીજા જે લાભ મળતા હોય તે રીટ્રોસ્પેકટીવ effect થી ચાલુ કરવા ઠરાવવામાં આવ્યું. ૨૯. લો. ફંડ ઓવરસીયર શ્રી. ગજાનન વીનાયક મોહીલેને તા. ૧-૪-૪૧ થી કાયમ કરવા તેમજ ખાસ દાખલા તરીકે તા. ૧-૪-૪૧ થી એડવાન્સ ઇન્ક્રીમેન્ટ આપવું. તે એ રીતે કે તા. ૧-૪-૪૨ને રોજ નીયમ મુજબ ડયુ થતા તેમના સામાન્ય ઇન્ક્રીમેન્ટને તેથી બાધ આવશે નહીં. ૩૦. પારડીના ઓવરસીયર શ્રી. ધીરૂભાઇ રણછોડજીને તા. ૧-૧૧-૪૦થી ઓવરસીયર તરીકે કાયમ કરવામાં આવ્યા. ૩૧. જીલ્લા બોર્ડના તેમજ સરકારી ગ્રાંટમાંથી જે કામો કરવામાં આવે છે તેને માટે આવેલા માલ પેટે ખાસ દાખલાઓનાં એડવાન્સ આપવા મુંબઈ સરકારના જનરલ ડીપાર્ટમેન્ટના ઠરાવ નં. ૪૫૦૫/૩૩ C. તા. ૭-૫-૪૧ આવ્યો છે તેની સાથે આ બોર્ડ સંમત થાય છે અને એ પ્રમાણે કોન્ટ્રાકટરોને એડવાન્સ આપવા પ્રમુખશ્રીને સત્તા આપવામાં આવે છે. ૩૨. સુરત જીલ્લા સ્થાનિક સ્વરાજ્ય માસિક "પ્રતાપ" પ્રેસ છાપે છે પરંતુ લડાઇને લઈ છાપવામાં વપરાતી ચીજોના ભાવોમાં ઘણો વધારો થવાથી પ્રતાપ પ્રેસ તરફથી ફર્મા દીઠ રૂા. ૨)નો વધારો માંગવામાં આવ્યો છે અને સંજોગો જોતાં માંગણી વ્યાજબી લાગે છે જેથી મંજુર થયેલા ભાવમાં ફર્મા દીઠ રૂા. ૨)નો વધારો કરી આપવો. ૩૩. જલાલપોર વેકસીનેટરના પટાવાળા રામસીંગ દાનસીંગને તેની નોકરીની મુદતમાં તા. ૧-૭-૪૧ થી એક વરસનું એક્સટેન્સન આપવા ઠરાવવામાં આવ્યું. ૩૪. ચોર્યાસી તાલુકાના ઇચ્છાપોર ગામે લો લેવલ કોઝીંગ બાંધવાના કામનું રીવાઇઝડ એસ્ટીમેઇટ રૂા. ૬૩૦)નું મંજુર કરવામાં આવ્યું અને ગામ લોકોની અરજી મુજબ રૈયત મદદ રૂા. ૪૦૦)ને બદલે રૂા. ૨૦૦) લેવી અને એ કામ એસ્ટીમેઇટના ભાવથી પાંચ ટકા ઓછાથી કરી આપવાની કાલીદાસ ફકીરભાઈ વી. ની ઓફર મંજુર કરવી. ૩૫. ગોડસંબા તા. માંડવી ગામે ૨૦૨ સાસુન ડેવીડ ટ્રસ્ટની ગ્રાંટમાંથી બંધાયલા કન્યા મંદીરના મકાનો બોર્ડે પોતાના ચાર્જમાં લેવા અને બોર્ડની આર્થીક સ્થીતી પ્રમાણે ભવિષ્યમાં જરૂર પડે રીપેર રાખવા. ૩૬ ગોડસંબા તા. માંડવી ગામે સરકારી બીલ્ડીંગ ગ્રાંટમાંથી રાનીપરજનાં બંધાયલા મકાન બોર્ડના ચાર્જમાં લેવા અને નામદાર સરકારના ઠરાવ નં. S. ૫૦ તા. ૨૬-૬-૩૮ પ્રમાણે જે જે મકાન બંધાય અને સરકારી બીલ્ડીંગ કમીટી તરફથી પુરા થયાનું કમ્પ્લીશન અને વેલ્યુએશન સરટીફીકેટ આવે તે મકાન બોર્ડે ફોર્મલી ચાર્જમાં લીધેલા ગણાશે અને બોર્ડ પોતાની આર્થીક સ્થીતી પ્રમાણે ચાલુ અને જરૂર પડે સ્પેશીયલ રીપેર કરાવી મેઇન્ટેઇન કરવા તજવીજ કરશે. ૩૭. ચોર્યાસી તાલુકાના કનારગામ ગામે એગ્રીક ટ્રેઇનીંગ સ્કુલના મકાન માટે ૪૨૮ ચો. વાર જમીન મે. કલેકટર સાહેબે રેવન્યુ ફ્રી ગ્રાંટથી આપી છે જેમ બાકીની ૩૪૩ ચો. વાર જમીન મળી કુલ ૬૭૧ ચો. વાર જમીનની સનંદ મોકલવા મે. કલેકટર સા. ને વિનંતી કરવી. ૩૮. જલાલપોર તાલુકાના એરૂ ગામે ગામલોકની અરજી મુજબ સેનીટરી કમીટી રદ કરી ગામપંચાયત સ્થાપવા મે. કલેકટર સા. ને ભલામણ કરવી. ૩૯. બારડોલી તાલુકાના મોટી ભટલાવ ગામે નિશાળ બાંધવાના કામમાં સ. નં. ૩ની ૧૦ ગુંઠા જમીન રેવન્યુ ફ્રી ગ્રાંટથી આપવા મે. કલેકટર સા. ને વિનંતી કરવી. ૪૦. શ્રી. પરાગજી ફકીરભાઈ દેસાઈ ઇનામ ફંડની યોજના સંબંધી સ્કુલ બોર્ડના ઠરાવ નં. ૧૧ તા. ૧૯-૬-૪૧ મુજબની ભલામણ મંજૂર કરવામાં આવી. ૪૧. બારડોલી તાલુકાના સુપા લો. બોર્ડ શાળાના

મહેતાજી દુર્લભભાઇ હરિભાઇ નાયકને પી આર ટ્રેઇનીગ કોલેજની પ્રેકટીસીગ સ્કુલમાં માસ્તર તરીકે નીમવામા આવે તો ઉછીના આપવા સ્કુલ બોર્ડના ઠરાવ ન ૧૨ તા ૧૮-૬-૪૧ ની ભલામણ મજૂર કરવામા આવી ૪૨ માડવી તાલુકાના બઢુધાન શાળાના મહેતાજી ચપકલાલ નરસીંહદાસ વૈદને આસી ડે એ ઇ નીમવામાં આવે તો તેમને છુટા કરવા સ્કુલ બોર્ડની ઠરાવ ન ૧૩ તા ૧૮-૬-૪૧ ની ભલામણ મજૂર કરવામા આવી ૪૩ કપુી પેની રકમ કાપી લેવાનુ સરકારે ઠરાવ્યુ છે તે ગેરકાયદેસર અને નીયમ વિરૂદ્ધ છે એ પ્રમાણે મે ડી. પી. આઈ સાહેબને લખવા સ્કુલ બોર્ડ ૨ ના ઠરાવ ૧૬ તા ૧૮-૬-૪૧ ની ભલામણ સાથે આ બોર્ડ સમત છે અને તે પ્રમાણે તજવીજ કરવા ઠરાવવામા આવ્યુ ૪૪ તા ૧-૨-૪૦ થી તા ૨૮-૨-૪૧ સુધીની લેણી થયેલી શીક્ષકોના પર્સનલ પેની રકમ પુરવણી બજેટથી પ્રોવીઝન કરવા સ્કુલ બોર્ડે તેમના ઠરાવ ન ૨૦ તા ૧૮-૬-૪૧ થી ભલામણ કરી છે તે મજુર કરવામા આવી ૪૫ ઓરપાડ તાલુકાના સાયણની શાળા માટે સરકારી બીલ્ડીંગ ગ્રાટની યોજના પ્રમાણે મકાન બધાય ત્યારે તેની સાથે અગ્રેજી કલાસના વિદ્યાર્થીઓ માટે એક ઓરડો બાધવા પરવાનગી આપવા સ્કુલ બોર્ડે તેમના ઠરાવ ૨૭ તા ૧૮-૬-૪૧ થી સરકારી બીલ્ડીંગ કમીટીના મે ચેરમેન સાહેબને ભલામણ કરી છે તેને બહાલી આપવામા આવી. ૪૬ ઓરપાડ કન્યાશાળા માટે મોતીભાઇ માસ્તરે આપેલુ મકાન પુરતુ નહી હોવાથી એ મકાનનો ઉપયોગ ઓરપાડ તાલુકા સ્કુલનો સામાન મુકવા દેવા કરવામા આવે છે જેથી એ મકાન ઓરપાડ તાલુકા સ્કુલને સોપવા સ્કુલ બોર્ડે ઠરાવ ન ૨૮ તા ૧૮-૬-૪૧ થી ભલામણ કરી છે તે મજુર કરવામા આવી. ૪૭ લોકશાળા ખોલવા બાબત સ્કુલ બોર્ડે ઠરાવ ન ૫૧ તા ૧૮-૬-૪૧ થી ભલામણ કરી છે તે મજુર કરવામા આવી ૪૮ કાગનાઇ ગુજરાતી શાળા ખોલવામા આવી છે તેને બહાલી આપવા તેમજ તે અગેનુ બીજુ સપ્લીમેન્ટરી બજેટ મજુર કરવા બાબત સ્કુલ બોર્ડના ઠરાવ ન ૩૯ તા ૧૮-૬-૪૧ની ભલામણ મજુર કરવામા આવી ૪૯ પેરામહાલ વાલોડના સુધારી ગામે અગ્રેજી વર્ગના મકાનમા મુકવાની તકતીનું લખાણ સ્કુલ બોર્ડે તેમના ઠરાવ ન ૪૬ તા ૧૮-૬-૪૧ થી મોકલી મજુર કરવા ભલામણ કરી છે તે મજુર કરવામા આવ્યુ ૫૦ જીલ્લા સ્કુલબોર્ડ ઓફીસમા અને લો બોર્ડ શાળામા કામ કરતા નોકરો જેમને રૂા ૨૦) અગર તેથી ઓછા પગાર મળતો હોય તેને માસીક રૂા ૨) અને ૨૧) ના પગારવાળા નોકરને માસીક રૂા ૧) મોઘવારી ભથ્થુ તા ૧-૩-૪૧ થી આપવા સ્કુલ બોર્ડના ઠરાવ ન ૫૪ તા ૧૮-૬-૪૧ મુજબ મજુર કરવામા આવ્યુ ૫૧ સાયણ તા ઓરપાડની લો બોર્ડ શાળા માટે સરકારી બીલ્ડીંગ કમીટીની યોજના પ્રમાણે બધાતા મકાનની લગોલગ અગ્રેજી વર્ગનુ મકાન બાધવા દેવાની ગામ લોકોને પરવાનગી આપવા સ્કુલબોર્ડે ઠરાવ ન ૪૭ તા ૧૮-૬-૪૧ થી ભલામણ કરી છે તે પ્રમાણે સરકારી બીલ્ડીંગ કમીટીની પરવાનગી મળે ગામ લોકોને પરવાનગી આપવા તેમજ સદહુ વર્ગના ફડમાથી રૂા ૨૫૦૦) આપવાની ગામ લોકોની માગણી મજુર કરી તે રકમનુ પુરવણી બજેટ મજુર કરવુ ૫૨ કમાન છોડ ગામે અગ્રેજી વર્ગ માટે મકાન બાધવા ગામ લોકોને પરવાનગી આપેલી તો સ્કુલ બોર્ડના ઠરાવ ૪૮ તા ૧૮-૬-૪૧ મુજબ બહાલી આપવામા આવી અને સદહુ વર્ગના ફડમાથી બજેટથી પ્રોવીઝન કરવા ઠરાવવામા આવ્યુ ૫૩ લો બો એ નીમેલા અને લો બોને સરકાર ઉછીના આપેલા સ્ટાફના નોકરો જે તા ૧-૭-૩૮ થી સરકારી

નોકરીમાં લેવામાં આવ્યા હોય તેમની ચડેલી રજાનો પગાર લો. ઓ. એ આપવાનો હોવાથી એ ખર્ચ માટે પુરવણી બજેટથી રૂા. ૫૦૦)નું પ્રોવીઝન કરવા સ્કુલ બોર્ડના ઠરાવ નં. ૫૨ તા. ૧૯-૬-૪૧ ની ભલામણ મંજુર કરવામાં આવી. ૫૪. મોટા ગામે અંગ્રેજી વર્ગના ફંડમાંથી ભણવા માંગતી ૭ છોકરીઓને વર્ગની ફી જેટલી શીષ્યવૃતી આપવા માટે રૂા. ૧૦૮ આપવા સબંધી તેમજ એ રકમનું પુરવણી બજેટથી પ્રોવીઝન કરવા સ્કુલ બોર્ડના ઠરાવ નં. ૫૮ તા. ૧૯-૬-૪૧ની ભલામણ મંજુર કરવામાં આવી. ૫૫. જલાલપોર તાલુકાની મંદીર ગામની કન્યા શાળાની મુતરડી રીપેર કરવા તેમજ ગટર પરનો પુલ ગામ લોકોને ખર્ચે બાંધવા દેવાની પરવાનગી આપવામાં આવેલી તેને સ્કુલબોર્ડના ઠરાવ નંબર ૯ તા. ૧૯-૬-૪૧ ની ભલામણ મુજબ બહાલી આપવામાં આવી. ૫૬. માંડલ તાલુકા સ્કુલમાં પરચતું મકાન બાંધવા શ્રી છોટાલાલ મથુરદાસ શાહને જણાવેલી શરતે સ્કુલ બોર્ડના ઠરાવ નં. ૮ તા, ૧૯-૬-૪૧ મુજબ પરવાનગી આપવામાં આવી. ૫૭. પ્રાઈમરી એજ્યુકેશન રૂલ નં. ૪૦-૪૧ ૧૪૧-૧૪૨ અને શીડયુલ એમ. માં જે સુધારા નામદાર સરકારે તેમના ઠરાવ નં. S. 97 તા. ૨-૪-૪૧ થી કર્યા છે અને સ્કુલ બોર્ડે ઠરાવ નં. ૧૪ તા ૧૯-૬-૪૧ થી પોતાનો અભિપ્રાય જણાવ્યો છે તે સાથે આ બોર્ડ સંમત છે અને તે પ્રમાણે યોગ્ય લખાણ કરવા પ્રમુખશ્રીને વિનંતી કરવા ઠરાવવામાં આવ્યું.

# સૂરત જિલ્લા સ્કૂલબોર્ડની સભા

તા. ૧૯-૬-૪૧ ને રોજ શ્રી. કલ્યાણજીભાઈને પ્રમુખપદે મળેલી જિલ્લા સ્કૂલબોર્ડની સભામાં થયેલાં કામોની સંક્ષિપ્ત નોંધ.

૧. સ્કૂલબોર્ડના સભ્ય, ડૉ. પરાગજી ડી. બલસારાકરની ગેરહાજર રહેવા બદલની રજા મંજૂર. ૨. શિક્ષકોના ભથ્થાના સ્કેલોમાં સુધારો વધારો સૂચવતાં ડીરેકટર સાહેબના પત્ર પર વિચાર કરવાનું કામ મુલતવી. ૩. કેળવણી ખાતાના સરકારી ઠરાવ ન. એસ. ૯૬ તા. ૨૮-૩-૪૧ ની નોંધ લેવામાં આવી. ૪. શિક્ષિકાઓને ટ્રે કો. માં દાખલ કરવા સંબંધમાં બાવીસ વર્ષની મર્યાદા કાઢી નાંખવા આ બોર્ડે ભલામણ કરેલી તેના જવાબમાં ડીરેકટરસાહેબનો એવી શિક્ષિકાઓને કોઈ ખાસ કેસ તરીકે દાખલ કરવામાં આવશે એવું જણાવતો પત્ર નોંધ લઇ દફતરે. ૫. શાળાંમાં બાળકો દાખલ કરવા સંબંધી આ બોર્ડે કરેલા તા. ૧૮-૧૨-૪૦ ના ઠરાવ નં. ૨૬ ને કેળવણી ખાતાના સરકારી ઠરાવ નં. એસ. ૭૩ (૫) તા. ૧-૫-૪૧ થી મંજૂર કરવામાં આવ્યો તેની નોંધ લઈ દફતરે. ૬. આ બોર્ડની ભલામણ અનુસાર નિશાળ તથા કંપાઉન્ડ સાફ કરવાનું કામ શિક્ષકોએ સાથે રહી બાળકો પાસે કરાવવા બાળકનો સુધરેલો નિયમ નોંધ લઈ દફતરે. ૭. ઈચ્છાપોર તા. ચોર્યાસીની શાળાનું જુનું મકાન શાળા અંગે જરૂર પડે ત્યારે પાછું આપવાની શરતે ત્યાંની ગ્રામ પંચાયતની ઓફિસ માટે વાપરવા આપવા લો. ઓ. ને ભલામણ. ૮. માંડવી તા સ્કૂલના કમ્પાઉન્ડમાં પરચતું મકાન પોતાને ખર્ચે આવતે વર્ષે બાંધી આપવા શ્રી. છોટાલાલ મથુરદાસ શાહને ચાલુ શરતે પરવાનગી આપવા લો. ઓ. ને ભલામણ. ૯. મંદિર કન્યાશાળાની જુની મુતરડી તથા પુલ ગામલોકને પોતાને ખર્ચે બાંધવા દેવાની બોર્ડની

મજૂરીની અપેક્ષાએ આપેલી પરવાનગીને બહાલી. ૧૦. શિક્ષકોના 'ડયુટી પે' ઉપરનો પ્રો. ફંડનો ફાળો ટ્રે. કો ના હેડ માસ્તરો તરફથી આવ્યો છે તે ઉપર વિચાર કરવાનું કામ મુલતવી. ૧૧. શ્રી. પરાગજી ફકીરભાઈ દેસાઈ ઈનામફંડની યોજનાની કલમ ૨ મા વૈશાખ સુદ ૧૧ ને બદલે ભાદરવા વદ ૧૧ ને દિને મીઠાઈ વેચવા બાબતનો સુધારો કરવા લો. બો.ને ભલામણ. ૧૨. સુપા તા બારડોલીના મહેતાજી, દુર્લભભાઈ હરિભાઈની નોકરી પી. આર. ટ્રે કો. ની ગ્રેજ્યુએટ ગ સ્કૂલમા આસી મ સ્તર તરીકે ઉછીની આપવા લો બો ને ભલામણ. ૧૩ ઔંધાણ તા. માડવીના મહેતાજી ચપકલાલ નરસિંહલાલને આસી ડે. એ. ઈ તરીકે નીમવામા આવે તો ત્યા 'ડેપ્યુટ' કરવાની પરવાનગી આપવા લો બો. ને ભલામણ. ૧૪. પ્રા કે. કાયદા ૪૦, ૪૧, ૧૪૧, ૧૪૨ના નિયમો તથા પરિશિષ્ટ 'એમ'ના નિયમ ૧૩ મા આ બોર્ડના સખત વિરોધ છતા કેળવણી ખાતાના સરકારી ઠરાવ : એસ ૯૬ તા. ૨-૪-૪૧ થી સુધારા વધારા કરવામા આવ્યા છે તે સબધમાં બોર્ડના સર્વાનુમતે ઠરાવ કરવામા આવ્યો કે સરકારની નિયમો ઘડવાની સત્તાને લઈને બોર્ડની વહીવટી સત્તા અને અધિકારમા એટલો બધો ઘટાડો કરવામા આવ્યો છે કે ખરી રીતે જિલ્લાની પ્રા કેળવણીના વહીવટ ને અધિકારમા તેનો કાઈ કાબુ નથી. આવા એકધારા અધિકારના અભાવે પ્રા કેળવણીના વહીવટની કાર્ય સાધકતામા ઘટાડો થયો છે તદૂઉપરાત બોર્ડના વિરોધ છતા અને બોર્ડની આર્થિક સ્થિતિનો ખ્યાલ કર્યા સિવાય સ્થાનિક સત્તાધીશ મંડળો ઉપર વધારાની નાણાકીય જવાબદારી સરકાર તરફથી લાદવામા આવી છે. પ્રા. કેળવણીના હિતમા આ બધી બાબતોનો વિચાર કરતાં આ બોર્ડનો એવો અભિપ્રાય છે કે કયા તો જિલ્લા સ્કૂલ બોર્ડોને પુરતી સત્તા સોપીને પ્રા શાળાના વહિવટ અને અધિકાર માટે ખરેખર જવાબદાર ઠેરવવી અગર તો જિ. સ્કૂલ બોર્ડોને નાબુદ કરી પ્રા કેળવણીનો બધો વહિવટ સરકારે લઈ લેવો. ૧૫ પ્રા. કેળવણી કાયદાના નિયમોમા કેળવણી ખાતાના સરકારી ઠરાવ ન. એસ. ૯૬ તા. ૯-૪-૪૧ થી સુધારા વધારા કરવામા આવ્યા છે તેની નોંધ લઈ દફતરે. ૧૬ ટ્રે. કો મા તાલીમ લેતા શિક્ષકોના 'ડયુટી પે'ની રકમ અંગેની લો બો ના ફાળાની રકમ ગ્રાન્ટમાથી કાપી લેવા સરકારે નક્કી કર્યું છે તે ગેરકાયદેસર અને નિયમ વિરૂદ્ધ છે એમ ડી પી આઈને લખી જણાવવા લો બો. ને ભલામણ. ૧૭. ટ્રે. કો માં તાલીમ લેવા જતા તેમજ ત્યાથી પાછા આવતા શિક્ષકોને તૈયારીના દિવસોનો પગાર લો બો. એ આપવા સબધીના ડીરેક્ટર સા.ના પત્ર ઉપર વિચાર કરવાનું કામ મુલતવી. ૧૮ શાળાના મકાનોના ચાલુ મરામતના કામો ઉપરના પર્સન્ટેજ ચાર્જીઝ સરકારી ગ્રાન્ટ માટે મજૂર થવા મરામત ખર્ચની હદ રૂ. ૧૦૦) ની હતી તે ઘટાડી રૂ ૫૦) ની કરવામાં આવી છે તે બાબતનો કેળવણી ખાતાનો સરકારી ઠરાવ ન. એસ. ૮૬ તા. ૨૫-૩-૪૧ ની નોંધ લઈ દફતરે ૧૯. ધો ૪ થુ અને તે ઉપરના ધોરણવાળી શાળાઓને સૃષ્ટિજ્ઞાન શીખવવા માટે વાર્ષિક રૂ. એનું વધારાનું કન્ટીજન્ટ મજૂર કરવા અને તે અગે રૂ. ૧૦૦૦)નું પ્રોવીઝન કરવા લો. બો. ને ભલામણ ૨૦. વલસાડ ઘાચ કન્યાશાળાના આસી લક્ષ્મીબેન નારણજીને કાયમ કરવા સબધનુ કામ મુલતવી ૨૧. તા. ૧-૨-૪૦ થી ૨૮-૨-૪૧ સુધીના શિક્ષકોના 'પર્સનલ પે'ની રકમનું પ્રોવીઝન કરવા લો બો.ને ભલામણ ૨૨. ચેરમેન સાહેબની માર્ચ, એપ્રીલ તથા મે ૧૯૪૧ ની ડાયરી તથા ભથ્થાણીલ મજૂર. ૨૩. સ્કૂલબોર્ડ, કલાર્ક મી ઉપાધ્યાયની રજા દરમ્યાન મી શાહની રૂ. ૮૫ ના પગારે અને તેમની જગ્યાએ નવા ઉમેદવાર જાનીની રૂ. ૩૦ ના પગારે નીમણુક

મંજૂર. ૨૪. ડી. પી. આઈ. સાહેબનો એ. ઓ. તથા સુપરવાઈઝરોના ભથ્થા અને કન્ટીજન્સીઝની ડેટમ લાઇનમાં ઘટાડો કરતો તા. ૧૦-૫-૪૧ નો પત્ર મુલતવી. ૨૫. એ. ઓ સાહેબનો સને ૧૯૪૧-૪૨ ના વર્ષનો ટુર પ્રોગ્રામ દફતરે. ૨૬. પ્રા. કે. કાયદાના નવમાં પ્રકરણમાં સુધારો વધારો કરતો કેળવણી ખાતાનો તા. ૨૪-૩-૪૧ નો સરકારી ઠરાવ નં. એસ. ૯૯ નોંધ લઇ દફતરે. ૨૭. સાયણ તા. ઓલપાડની શાળા માટે સરકારી બિલ્ડીંગ ગ્રાન્ટની યોજના પ્રમાણે ૨૦૦ વિદ્યાર્થીનું મકાન બાંધવા મંજૂર થયું છે તેની સાથે અંગ્રેજી વર્ગ માટે ૪૦ વિદ્યાર્થી માટેનો એક ઓરડો બાંધવા દેવાની પરવાનગી આપવા બિલ્ડીંગ કમિટિના મે. ચેરમેન સાહેબને બોર્ડની મંજૂરીની અપેક્ષાએ ભલામણ કરવામાં આવેલી તેને બહાલી આપવા લો. ઓ. ને ભલામણ. ૨૮. ઓલપાડ કન્યાશાળા માટે શ્રી. મોતીભાઇ માસ્તરે આપેલું મકાન પુરતું નહિ હોવાથી તેમજ સદરહું મકાનનો ઉપયોગ તાલુકા સ્કૂલનો સામાન મુકવા દેવા કરવામાં આવતો હોવાથી તે તાલુકા સ્કૂલને આપી દેવાની પરવાનગી આપવા લો. ઓ.ને ભલામણ. ૨૯. તડકેશ્વર ઉર્દુ તા. માંડવીની શાળા માટે રૂ. દશના ભાડામાં બીજું સારૂં મકાન મળી શકે એમ નહિં હોવાથી તેમજ મકાન માલીકે મકાન ખાલી કરવા નોટીસ આપેલી હોવા છતાં સમજુત કરતાં રૂ. બાર લેવા કબુલ કર્યું હોવાથી તા. ૧-૬-૪૧ થી રૂ. ૧૨ માસિક ભાડું મંજુર. ૩૦. પાલ ઉર્દુ તા. ચોર્યાસીની શાળાના મકાનનું ભાડુ મંજૂર કરવા સંબંધી ગામ લોકની આવેલી અરજીનું કામ મુલતવી ૩૧. મગદલ્લા તા. ચોર્યાસીની શાળામાં વિદ્યાર્થીઓને બેસવાની સંકડાશ પડતી હોવાથી વધારાનું કાચુ મકાન ચાલુ શરતોએ ગામ લોકને ખર્ચે બાંધવા દેવાની પરવાનગી આપવા ભલામણ કરેલી તેને બહાલી. ૩૨ થી ૩૪. કરંજ તા. માંડવીના આસી. કીકાભાઇને તા. ૧૫-૬-૪૧ થી સુપર એન્યુએશન પેન્શન ઉપર અને અંભાચ તા. વાલોડના મહેતાજી પુનભાઇ ગોમાજીને અને પીંજરત તા. ઓલપાડના મહેતાજી ભાઈશંકર ગણપતરામને અનુક્રમે તા. ૨૦-૭-૪૧ અને તા. ૩૧-૫-૪૧ થી રીટાયરીંગ પેન્શન ઉપર ઉતારવા બોર્ડની મંજૂરીની અપેક્ષાએ આપેલી પરવાનગીને બહાલી. ૩૫. સરપોર તા. જલાલપોરની શાળાનાં ધો. ૩ અને ૪ ને પારડી તા. જલાલપોરની શાળામાં મોકલવાની શરતે સરપોરની શાળામાં સાતમુ ધોરણ ઉઘાડવાની મંજૂરી. ૩૬. નવાફળીયા તા. વાલોડના ગામ લોકોને સંખ્યા હાજરી વધારવા વારંવાર ચેતવણી આપ્યા છતાં તેમાં વધારો નાહ થવાથી તા. ૧૭-૪-૪૧થી ત્યાંનો કલાસ બંધ કરવા મંજૂરી ૩૭. સાતસો. ઉપરની વસ્તીવાળા ગામોની લોકશાળાને ચાર્જમાં લેવા અને ૫૦૦ થી ૭૦૦ સુધીની વસ્તીવાળા ગામોમાં નવી. લો. બો. શાળા ખોલવા સરકારની મંજૂરી મેળવવા લો. ઓ. ને ભલામણ. ૩૮. સને ૧૯૩૯-૪૦ના વર્ષનું ખાદી કાર્યાલય કરાડીનું રૂા. તેરનું શરત ચૂકથી રહી ગયેલુ બીલ મંજૂર. ૩૯. કાંગવઈ તા. ચીખલી ગામે સરકારી ઠરાવ મુજબ લો. બો. ગુ. શાળા ચાલુ કરવા આપેલી બહાલી અને એ શાળાના ખર્ચનું બજેટ મંજૂર કરવા લો. ઓ. ને ભલામણ. ૪૦. મોર તા. ઓલપાડ તથા વાંઝણા વિદ્યાલયમાં વર્ધા શિક્ષણ ચાલુ વર્ષથી બંધ કરવાના લો. ઓ. ના ઠરાવની નોંધ અને સદરહું બન્ને શાળામાં કાંતણ પિંજણ ઉદ્યોગ તરીકે ચાલુ રાખવા આપેલી પરવાનગીને બહાલી. ૪૧. દલીઆફળીઆ તથા લીંમડીફળીઆની લોકશાળા ચાર્જમાં લઈ કાંગવઇ તા. ચીખલી ગામે ગુ. શાળા ખોલવામાં આવી તેના શિક્ષકોની ઉમરનો બાધ દૂર કરવા મંજૂરી. ૪૨. ૫૦૦ થી ૭૦૦ સુધીના વસ્તીવાળા ગામોમાં લોકશાળાને અપાતી ગ્રાંટના ધોરણે શાળા ખોલવા આ બોર્ડ રાજી છે એમ ડે. એ. ૪.

સાહેબને જણાવવું. ૪૩. નીચે જણાવેલી શાળાઓના ખાસ મકાનોના કામોના એસ્ટીમેટ્સ મંજૂર કરવામા તા. વાલોડ રૂા. ૧૧૦–૦–૦ કુવાદ તા. ઓલપાડ રૂા ૬૫–૦–૦ અંબાચ તા. પારડી રૂા. ૮૮–૮–૦, અંબાચ તા. પારડીની શાળાના કમ્પાઉન્ડનું એસ્ટીમેટ રૂા. ૧૭૭નું છે પરંતુ ગામલોકોએ અર્ધી રકમ આપવા કબુલ્યું છે. ૪૪. જિલ્લા સ્કુલબોર્ડ, ઓફિસમાં અને લો. બો. શાળાઓમાં કામ કરતા રૂ. વીસ અગર તેથી ઓછા પગારવાળા નોકરોને માસિક રૂા. બે અને રૂ. એકવીસના પગારવાળા નોકરોને માસિક રૂા. એક મોંઘવારી ભથ્થુ તા. ૧–૩–૪૧ થી સરકારી ઠરાવમા જણાવેલી સ્કીમ મુજબ આપવા મંજૂર કરવા અને તે અંગે રૂા. ૧૩,૦૦૦) નું પ્રોવીઝન કરવા લો. ઓ. ને ભલામણ. ૪૫. માધર તા. ઓલપાડની શાળા તા. ૧૦–૩–૪૧ થી ૧૯-૬-૪ સુધી અને કવાસ તા. ચોર્યાસીની શાળા તા. ૧૦ થી ૨૫–૬–૪૧ સુધી હોલેરાને લીધે બંધ રાખવા આપેલી પરવાનગીને બહાલી. ૪૬. બુહારી તા. વાલોડના અંગ્રેજી વર્ગના મકાનમાં મુકવાના તારતીનુ લખાણ મંજૂર કરવા લો. ઓ. ને ભલામણ. ૪૭. સાયણ તા. ઓલપાડના અંગ્રેજી વર્ગ માટે ગુજરાતી શાળાના મકાનની લગોલગ ચાલુ શરતોએ મકાન બાંધવા ગામલોકોને પરવાનગી આપવા અને સદ્દહુ વર્ગના મકાન માટે વર્ગના ફંડમાથી રૂા. ૨,૫૦૦) નું પ્રોવીઝન કરવા લો. ઓ. ને ભલામણ ૪૮. કાદીવલી વ્યાયામ વર્ગમાં તાલીમ લેવા અંગ્રેજી વર્ગના શિક્ષકોમાંથી જેમને જવુ હોય તેમને પોતાને ખર્ચે જવા દેવા પરવાનગી. ૪૯. કમાલછોડ તા. વાલોડના અંગ્રેજી વર્ગ માટે મકાન બાંધવા ચાલુ શરતોએ ગામલોકને પરવાનગી આપવા બોર્ડની મંજૂરીની અપેક્ષાએ લો. ઓ. ને ભલામણ કરી તેને બહાલી આપવા તેમજ વધારાના રૂા. ૨૫૦) નું સદ્દહુ વર્ગના ફંડમાથી પ્રોવીઝન કરવા લો. ઓ. ભલામણ. ૫૦. અંગ્રેજી વર્ગના શિક્ષકો માટે પ્રો. ફંડની યોજના એ. ઓ. એ તૈયાર કરી બોર્ડ આગળ રજૂ કરવી. ૫૧. તા. ૧–૭–૩૮ પહેલા રાંદેર મ્યુ. એ ત્યાની ઉર્દૂ શાળાના ફરનીચર ખાતેના પ્રોવીઝનમાંથી પાડી રાંદેર મ્યુ ને આપવા મંજૂર. ૫૨. લો. ઓ. એ નીમેલા અથવા લો. ઓ ને સરકારે ઉછીના આપેલા સ્ટાફના તા. ૧–૭–૩૮ થી સરકારી નોકરીમાં લેવાયેલા નોકરોની ચઢેલી રજાના પગારના ખર્ચ માટે રૂા. પાંચસોનું પ્રોવીઝન કરવા લો. ઓ.ને ભલામણ. ૫૩. મોતા તા. બારડોલીના અંગ્રેજી વર્ગના ફંડમાંથી છ છોકરીઓને વર્ગની ફી જેટલી માસિક શિષ્યવૃતિ આપવા માટે વર્ગના ફંડમાંથી રૂ. ૧૦૮ નું પ્રોવીઝન કરવા લો. ઓ. ને ભલામણ ૫૪. તા ૧૨–૫–૪૧ ની સરકારી ડ્રાફ્ટ નોટીફીકેશનથી પ્રા. કે. કાયદાના નિયમ ૫૭ની નોટ એક માં "દરેક સેન્ટરમાં કોઈ પણ શિક્ષકને બે વર્ગો અગર ૩૦ વિદ્યાર્થીઓથી વધારે નહિ સોંપવામાં આવશે. એવો સુધારો કરવા આ બોર્ડ સરકારને ભલામણ કરે છે. ૫૫. નિરક્ષરતા નિવારણ સંઘની કાર્યવાહક સમિતિ તરફથી આવેલા નીચેના ઠરાવને મંજૂરી. પ્રૌઢ શિક્ષણ અંગેની સરકારની નવી નીતિ (જુઓ સરક્યુલર જા. નં. ૯૨૨ તા ૨૭–૬–૪૧ અનુસાર હજાર ઉપરની વસ્તીવાળાં ગામોમાં અને લાયક કાર્ય કરો મળતા હોય તો હજાર નીચેની વસ્તીવાળા ગામોમાં જ્યાં જ્યાં પ્રૌઢ શિક્ષણ વર્ગો ચાલુ કરવાની શક્યતા હોય ત્યાં તેવા વર્ગો શરૂ કરવા માટે યોગ્ય પગલા લેવા એ. ઓ. ને સત્તા આપવામાં આવે છે."

# માસિકના ગ્રાહકોને

આ અંકથી માસિકના બે વર્ષ પૂરાં થાય છે. આવતા અંકથી નવું વર્ષ શરૂ થશે. બે વર્ષમાં જિલ્લાના લોકોને સ્થાનિક સ્વરાજની સંસ્થાઓના વહીવટ અંગે માહિતી આપીને તેમજ ગ્રામસુધારણા અંગે જરૂરી સૂચનાઓ આપીને ગામડાંઓમાં જાગૃતિ લાવવાનો પ્રયત્ન આ માસિક દ્વારા કરવામાં આવ્યો છે. માસિકની ઉપયોગીતા તો સૌ કોઈએ સ્વીકારી છે. લડાઈને લીધે કાગળોના ભાવમાં બેહદ વધારો થયો છે તેમજ માસિકને અંગેનું બીજું ખર્ચ પણ પહેલાં કરતાં વધી ગયું છે. એમ છતાં જિલ્લાની સેવાનીજ દૃષ્ટિ લક્ષમાં રાખીને માસિકનું લવાજમ વધારવાનો વિચાર રાખ્યો નથી. એટલે વર્ષ દરમ્યાન ચાલુ રહેલા ગ્રાહકો શરૂ થતા નવા વર્ષમાં પણ ચાલુ રહેશે એવી આશા રાખીએ છીએ. જે ગ્રાહકોનાં લવાજમ હજી આવ્યાં નથી તેમને જુનું તેમજ શરૂ થતા વર્ષનું લવાજમ મોકલી આપવા વિનતિ છે. જેમનાં લવાજમ બાકી હશે તેમને ત્રીજા વર્ષનો પહેલો અંક વી. પી. થી મોકલવામાં આવશે. ગ્રાહક રહેવા ન ઈચ્છતા હોય એવા સજ્જનો તરત ખબર આપી, વી. પી નો ખોટો ખર્ચ નહીં કરવે એવી પણ આશા રાખીએ છીએ.

જ્યોત્સ્ના શુક્લ



# જલાલપોર કસબાની જાતમહેનત

જલાલપોર કસબામાં આખા ગામના લોકો તથા ઢોરો દક્ષિણના પાદરના બે મીઠા કુવાનાં પાણી પીએ છે. એ બંને કુવાઓ ઘણા વરસથી ગળાવવામાં નહોતા આવ્યા. પંચાયતની આગલી મીટીંગમાં કોલેરાના ભયને લીધે કુવાનાં પાણી ખાસ ગળાવવાંજ જોઈએ એવી ડૉ. માણેકલાલ મેડીકલ ઓફીસર સાહેબે સલાહ આપી ને ઉપરથી તેમજ ડી. લો. બોર્ડના પ્રેસિડન્ટ સાહેબની ગામલોકની મદદ લઈ આ કામ થવું જોઈએ એવી લેખીત સૂચના મળવાથી આ બંને કુવા ગળાવવાનું કામ હાથ પર લેવામાં આવ્યું હતું. શ્રી. માધવજી જીવણજી પટેલને એન્જીન પંપ તથા કોશની તેમજ ગામલોકની મદદથી લગભગ રૂ. ૧૨૫-૦-૦ નો ખર્ચ કરી બંને કુવા સારી રીતે ગળાવ્યા છે. એ કામમાં રૂ. ૧૫-૦-૦ પંચાયતે ઉત્તેજન તરીકે પાણીની ગ્રાંટમાંથી આપેલા છે. આ કામમાં ખાસ નોંધવા જેવી બાબત એ છે કે આ કુવાઓ ઘણી લાંબી મુદતે ગળાય છે અને શ્રી. માણેકજી અરદેસર દારૂવાળા સે. ક. ઇજનેર સાહેબ સાચા સલાહકાર મળ્યા છે તથા ગામના હિસાબી સેક્રેટરી શ્રી. મણીભાઈ રણછોડજી માસ્તર વિગેરેની સખત દેખરેખ નીચે સારૂં કામ થયું છે; જ્યાં જ્યાં આવા કામો થાય ત્યાં ત્યાં આવાં એન્જીનો અને આવા સાચા સલાહકારની તે ગામના લોકો મદદ લેશે એવી અમારી ખાસ ભલામણ છે.

શરીરના રક્ષણને માટે સ્વચ્છ પાણી અને સ્વચ્છ હવાની ખાસ જરૂર છે. પીવાના પાણીના કુવાઓને ઓછામાં ઓછાં દર ત્રીજે વર્ષે જો તે ગામના લોકો ગળાવે તો અમારા સમજ્યા પ્રમાણે દવાખાને જઈ દવાખાનાનો ઓછો ખર્ચ કરવો પડે અને શરીરમાં હમેશાં સુખાકારી રહે. અમારી વિનંતિ છે કે બીજી ગામપંચાયતો તથા પંચાયત સિવાયનાં ગામો પણ ઉપરની સલાહ પ્રમાણે પોતાના ભલાને ખાતર અમલ કરશે.

સરપંચ—તીસેજ પંચાયત, જલાલપોર.

# સમાચાર સંગ્રહ

## જુન–જુલાઈની રોજનીશી

જુન તા. ૧૬—સુરત જિ. લો. બોર્ડના સભ્ય અને બારડોલી તા. લો. બોર્ડના માજી ચેરમેન શ્રી. પ્રેમશંકર ભટ્ટે માંડવી કારણમાંથી સત્યાગ્રહ કર્યો તેમને ગિરફતારી કરીને સુરત લાવતાં ૪ માસની સાદી સજા થઈ અને ‘ક’ વર્ગ આપવામાં આવ્યો.

તા. ૧૭—હિંદી સરકાર તરફથી ૧ રૂપીઆની નવી નોટ નીકળવાની જાહેરાત થઈ. એ નોટો નાશિકમાં છપાશે. નવી નોટ ૪ ઇંચ લાંબી અને ૨॥ ઇંચ પહોળી રહેશે. આ નવી નોટથી ૧૯૩૫ની જુની નોટને કંઈ બાધ આવશે નહિ.

તા. ૧૯—સુરત જિલ્લા સ્કુલ બોર્ડના નવા એ. ઓ. શ્રી ભીમભાઈ નાયકે પોતાનો ચાર્જ લીધો.

તા. ૨૦—સુરત જિ. લો. બોર્ડના પ્રમુખ શ્રી. દુર્લભજી દેસાઈ અને ઇજનેર શ્રી. જશભાઈ પટેલે બારડોલી તાલુકાની મુલાકાત લીધી. તેમણે સર પી. ટી. યોજના તથા સરકારી બીલ્ડીંગ ફંડમાંથી બંધાતાં શાળાઓનાં મકાનો તપાસ્યાં હતાં. સાંકરી ગામે ઉંડા ખાડા ગામલોકોએ પુરીને મફતી સપાટ જમીન બનાવી છે ને તે જગ્યા પર શાળાનું સુંદર મકાન ઉભું થયું છે તે તેમણે જોયું. કાનેર ગામે ત્યાંના વતની ને મુંબઈમાં વસતા શ્રી નારણજી દુર્લભજી તરફથી કન્યાશાળાનું માળવાળું મકાન બંધાવવામાં આવે છે તેનું પણ નિરીક્ષણ કર્યું ને ઘટતી સૂચના આપી. મોરી ભટનાર ને દેનવાડ એ કાળી લોકોનાં ગામ છે એ બન્ને ગામોએ પણ આ વર્ષે શાળાનાં મકાનો બંધાઈ રહ્યાં છે. તે બન્નેનું પણ નિરીક્ષણ કર્યું. સુરાલી ગામે શાળાના નવા મકાનની લગોલગ ત્યાંના એક વયોવૃદ્ધ ગૃહસ્થે અંગ્રેજી વર્ગ માટે એક ઓરડો બંધાવી આપ્યો છે ને તેનું કામકાજ પુરું થઈ ગયું છે તે પણ જોયું ને બંધાવનાર ગૃહસ્થની નાદુરસ્ત તબીયત હોવાથી તેમને ઘેર જઈ થયેલા કામકાજથી સંતોષ છે કે કેમ તે વિષે પ્રમુખશ્રીએ પૂછપરછ કરી હતી.

તા. ૨૬—ગુજરાત પ્રાંતિક સમિતિએ પ્રાંતની તમામ સમિતિઓને બીજી ખબર નહિ અપાય ત્યાં સુધી સત્યાગ્રહ ન કરવાનું ફરમાન કર્યું.

તા. ૨૬—બેદરકારી કે ગેરવર્તણુકના નીવડેલા પરિણામે સુધરાઈના નાણાં અથવા તો મિલકતનો દુરુપયોગ થયો હોય તો નુકસાન થયા પછી ૭ વર્ષની અંદર અથવા તો ઓફિસ છોડ્યા પછી ત્રણ વર્ષની અંદર તેનો બદલો તેના પ્રમુખો, સભ્યો ને નોકરો પાસેથી વસુલ કરવામાં આવશે એવો હુકમ મુંબઈ પ્રાંતની સરકારે કર્યો.

તા. ૨૭—હિંદુસ્તાનમાં હજી બે વર્ષ ચાલે એટલો જરૂરી દવાઓનો જથ્થો છે એમ જાહેર કરવામાં આવ્યું.

તા. ૨૮—મુંબઈ સરકારે સુરત શહેર માટે એક ખાસ ઔદ્યોગિક અફસર નીમવા ઠરાવ્યું છે તે નાના ગૃહઉદ્યોગો પર ધ્યાન આપશે.

જુલાઈ તા. ૨થી૨૨ સુરત શહેર ને જિલ્લામાં ઠેકઠેકાણે અતિવૃષ્ટિ થઈ. નદી નાળાં ઉભરાઈ ગયાં. કુવાઓ ને ઝાડો પડી ગયાં. ઢોરો તણાઈ ગયા, માણસોના જાનની હાની પણ થઈ. જિલ્લાના ગામડાઓમાં ભારે નુકસાન થયું. મુંબઈ તેમજ ગુજરાત કાઠિયાવાડમાં પણ જ વરસાદની આફત ઉતરી, રેલવે તેમજ તાર ટપાલ વ્યવહાર દિવસો સુધી બંધ રહ્યા

લોકોએ શરીરશ્રમથી નહિ કંટાળતાં ખેતીવાડીની, ઉદ્યોગની કે મહેનત મજુરીની દિશા પકડવી જોઇએ. જેમને જગ્યા મળી શકતી નથી તે બધા તો એમજ માની બેસે છે કે અમને અન્યાય થયો છે, અને લાગવગથીજ નિમણુંકો થાય છે; પરંતુ આ માન્યતા બરાબર નથી.

## નિમણુંક કોણ કરે છે?

ઘણાના મનમાં એવો ખ્યાલ હોય છે કે નવા શિક્ષકની ભરતી સ્કૂલબોર્ડ કે તેના ચેરમેન કરે છે પરંતુ હવે તો એ વાત ભૂતકાળની બની ગઇ છે. નવા શિક્ષકોની નિમણુંક નવા કેળવણી કાયદા પ્રમાણે એડમીનીસ્ટ્રેટિવ ઓફિસર કરે છે અને તેથી ઉમેદવારોએ પોતાની અરજી ચેરમેનને નહિ પણ એ. ઓ. નેજ કરવી જોઇએ.

## નિમણુંક કયા ધોરણે થાય છે?

આ નિમણુંકો એ. ઓ. પણ મનસ્વી રીતે કરી શકતા નથી. ચોક્કસ ધોરણને અનુસરીનેજ તેમને નીમણુંકો કરવાની હોય છે. અત્યારે આ સંબંધમાં સરકારે જે ધોરણ નક્કી કરેલું છે તેના અગત્યના મુદ્દાઓ નીચે પ્રમાણે છેઃ-

(૧) શાળાંત સર્ટિ. પરીક્ષામાં પાસ થયેલા અથવા મેટ્રિક થયેલા ઉમેદવારોમાંથી નીમણુંક કરવામાં આવે છે.

(૨) એડમિનિસ્ટ્રેટિવ ઓફિસર ઉમેદવારોનાં પુરાં નામ, જન્મ તારીખ, જન્મસ્થળ, જાતિ, લાયકાત, પરીક્ષા પાસ કર્યાનું વર્ષ વગેરે માહિતી સાથેનુ સામાન્ય રજીસ્ટર રાખે છે તેમજ આગળ પડતી કોમો, મધ્યમ કોમો અને પછાત પડતી કોમો તથા મુસલમાન ઉમેદવારોની અલગ અલગ યાદીઓ પણ રાખે છે.

(૩) અરજી મળ્યા પછી એ. ઓ. ઉમેદવારને મુલાકાતે બોલાવીને તેમની યોગ્યતા વિષે ખાત્રી કરે છે.

(૪) **માર્ક**—શાળાંત સર્ટિ. પરીક્ષામાં ઓછામાં ઓછા નીચે દર્શાવ્યા પ્રમાણેના માર્ક જે ઉમેદવારે ન મેળવ્યા હોય તેને નોકરી માટે લાયક ગણવામાં આવતો નથી.

(૧) આગળ પડતી કોમો (બ્રાહ્મણ, અનાવિલ, વાણીઆ વગેરે) ૫૫ ટકા.

(૨) મધ્યમકોમો (પાટીદાર, રજપુત, કોળી, કુંભાર, માછી વગેરે)-૫૦ ટકા.

(૩) પાછળ પડતી કોમો (રાનીપરજ, હળપતિ, હરિજન) ૪૫ ટકા.

જ્યાં ઉપર જણાવ્યા પ્રમાણેના માર્ક મેળવનાર સ્ત્રી ઉમેદવાર, પછાત કોમના ઉમેદવાર કે ઉર્દુ શાળા માટેના મુસલમાન ઉમેદવાર મળી શકે એમ ન હોય ત્યા માર્કનું પ્રમાણ ઘટાડીને ૪૦ ટકા સુધીનું રાખી શકાય. માર્કનું આ ધોરણ મેટ્રિક અથવા ટ્રેન્ડ ઉમેદવારને લાગુ પડતું નથી.

(૫) **વય**—ઉમેદવારની વય ઓછામાં ઓછી ૧૮ અને વધુમાં વધુ ૨૫ વર્ષની હોવી જોઇએ.

(૬) **જગ્યાઓની વહેંચણી**—નવી નીમણુકો કરતી વખતે જુદી જુદી કોમો વચ્ચે જગ્યાની વહેંચણી કરવાનું ઠરાવવામાં આવ્યું છે. આવી વહેંચણીના ગુજરાન માટે નીચે પ્રમાણેના ટકા મુકરર કરવામાં આવ્યા છે.

| જિલ્લાનું નામ | નિમણુંકના ટકા | | |
|---|---|---|---|
| | આગળ પડતી | મધ્યમ | પછાત |
| સુરત | ૨૦ | ૪૦ | ૪૦ |

વિશેષ આબાદી થશે એવી આશા વધારે પડતી નથી; કારણ કે અનુભવથી ખાત્રી થઇ છે કે આપણા સભ્યો પૈકીના ઘણા ખરામાં સેવાભાવના છે. પણ હવે સેવાભાવનાને મૂર્તસ્વરૂપ આપવાને માટે દરેક સભ્યે પોતાની જવાબદારી સમજવી જોઇએ અને એ જવાબદારી અદા કરવા માટે જોઇતી કાર્યશક્તિ મેળવવી જોઇશે.

(૫) સભ્યોની બીજી સામાન્ય ફરજો.

દરેક સભ્યે એક વાત પોતાના અંતઃકરણમાં કોતરી રાખવી જોઇએ કે આ સંસ્થા મારફતે પોતાનો અંગત સ્વાર્થ સીધી અગર આડકતરી રીતે સાધવો એમાં દેશનો અને સંસ્થાનો દ્રોહ થાય છે. આ ઉપરાંત પોતાના ગામને અગર પોતાના મતવિભાગને અન્યાયયુક્ત લાભ મેળવી આપવાની કોશિષ કરવી તે પણ દોષયુક્ત છે.

દરેક સભ્યે પોતાના મતવિભાગનાં ગામોની જરૂરીઆતથી બરાબર વાકેફ રહેવું જોઇએ અને તે માટે દરેક સભ્યે એક ખાનગી નોંધપોથી રાખવી જોઇએ. એ નોંધપોથીમાં ગામવાર અલગ અલગ પાનાં રાખવાં જોઇએ.

આ નોંધમાં ગામનાં કુવા, તળાવ, શાળા, ઢોરડબાં વગેરેની પૂરી માહિતી તથા જરૂરીયાત નોંધવી જોઇએ કે જેથી જ્યારે તાલુકા કમિટીઓ પોતપોતાનું વાર્ષિક બજેટ બનાવે ત્યારે તેનો બરાબર ઉપયોગ કરી શકાય.

દુર્લભજી પરાગજી દેસાઈ

ટીકીટ બાંડી ન હોય તેમને જવાબ આપવાનું ઓફીસને પાલવી શકે નહિં; વળી અત્યારે તો સુરત જિલ્લામાં ઉપર જણાવ્યા પ્રમાણે જગા જ નથી એટલે જવાબ આપવાપણું પણ શું હોય? નીમણુંકના હુકમ મોકલવાના હોય તો તેવા શુભ કામમાં ઓફીસને પણ રસ પડે, નાહી નાખવાના ગગળ લખવા કોને ગમે? અમને ખાત્રી છે કે આશાના તાંતણે વળગી રહી પોતાના મહીનાઓ અને વર્ષો બગાડી પોતાની સ્થિતિને વધારે મુશ્કેલ બનાવી મૂકનાર ઉમેદવારોને આ લેખથી યોગ્ય દોરવણી મળી રહેશે.

સુરત, તા. ૨૦–૮–૪૦

કલ્યાણજી વિ. મહેતા
ચેરમેન: જિલ્લા સ્કૂલબોર્ડ સુરત

# ઈલાકાની સ્કૂલબોર્ડના ચેરમેનોની પરિષદ

## ઠરાવો

મુંબઈ ઈલાકાની મ્યુનિસિપલ અને જિલ્લા સ્કૂલબોર્ડોના ચેરમેનોની પરિષદ તા. ૨૯–૭–૧૯૪૦ને રોજ ધુળિયા ખાતે પશ્ચિમ ખાનદેશ જિલ્લા લોકલબોર્ડના હોલમા શ્રી. એસ. એસ. મોરે, બી. એ., એલએલ બી., પ્રમુખ જિલ્લા લોકલબોર્ડ, પૂનાના પ્રમુખપદે મળી હતી. તેમાં ૧૫ સ્કૂલબોર્ડના ચેરમેનો ઉપરાંત મધ્ય વિભાગના એજ્યુ. ઇન્સપેક્ટર અને કેળવણી ખાતાના બીજા અમલદારો તથા સ્થાનિક સ્કૂલબોર્ડના રૂપો પણ હાજર હતા. પરિષદે નીચેના ઠરાવો સર્વાનુમતે પસાર કર્યા હતા. આ ઠરાવો તા. ૨૯–૮–૪૦ની સુરત જિલ્લા સ્કૂલબોર્ડમાં રજુ કરવામાં આવ્યા હતા અને તે સર્વાનુમતે પસાર થયા હતા.

૧. આ પરિષદ તા. ૨૯ અને ૩૦મી જુન ૧૯૪૦ને રોજ નાશીક ખાતે મળેલી સ્થાનિક સંસ્થાઓની મહારાષ્ટ્ર વિભાગીય પરિષદના ઠરાવ નાં. ૭, ૮, ૯, ૧૦, ૨૪ અને ૩૩*ને પોતાનો મજબુત ટેકો આપે છે અને ઈલાકાની પ્રાથમિક કેળવણીના હિતમાં સઘળું ઠરાવોની ખાસ જરૂરિયાત ધ્યાનમાં લઈ તેનો તુરત જ અમલ કરવા ના. સરકારને આગ્રહ કરે છે.

૨. આ પરિષદ કાળજીપૂર્વક વિચારણા પછી સ્થાનિક સંસ્થાઓની ખાસ કરીને કેળવણી અંગેની કામે કમિટીની નાણા અને વહીવટ સંબંધીની સઘળી ભલામણોને સંપૂર્ણ ટેકો આપે છે.

૩. પ્રાથમિક કેળવણીની હાલની પદ્ધતિને સુધારવાના હેતુથી કોંગ્રેસ પ્રધાનમંડળે નીમેલી જુદી જુદી સમિતિઓની ભલામણો પર પોતાના નીર્ણયો જેમ બને તેમ જલદીથી જાહેર કરવા આ પરિષદ ના. સરકારને વિનતી કરે છે.

૪. આ પરિષદ દીલગીરી સાથે નોંધ લે છે કે જુદી જુદી સ્કૂલબોર્ડોએ ના. સરકારને જરૂરી પગલાં લેવા કરેલાં લખાણો પર ત્વરિત ધ્યાન અપાતું નથી અને પરિણામ એ આવે છે કે અમલ ન થવાથી લાગતાવળગતાઓમાં અસંતોષ પેદા થાય છે. તેથી આવાં લખાણોનો જલદીથી નીકાલ કરવા ના. સરકારને વિનંતી કરવામાં આવે છે.

*આ ઠરાવો પણ નીચે છાપવામાં આવ્યા છે.

| | | | | |
|---|---|---|---|---|
| | અમદાવાદ | ૨૦ | ૬૦ | ૨૦ |
| | ભરૂચ | ૧૫ | ૬૦ | ૨૫ |
| | ખેડા | ૧૫ | ૭૦ | ૧૫ |
| | પંચમહાલ | ૧૫ | ૬૫ | ૨૦ |

*નોંધ:* જો કોઈ જિલ્લામાં પછાત કોમના યોગ્યતાવાળા ઉમેદવારો ન મળી આવે તો ખાલી રહેલી જગ્યાઓ આગળ પડતી કોમ અને મધ્યમ કોમ વચ્ચે તેમને માટે મુકરર થયેલા ટકાના પ્રમાણમાં વહેંચવી.

(૭) સ્ત્રીઓને અને મેટ્રિક ઉમેદવારોને નોકરી આપવામાં પહેલી પસંદગી આપવી.

(૮) દરેક કોમ માટે મુકરર થયેલી જગ્યા તે તે કોમ માટેના ઉમેદવારોથી યોગ્યતાના ક્રમમાં પુરવી. જો કોઈ વધુ માર્કવાળાને ખાસ કારણસર પસંદગી આપવામાં આવી હોય તો તેનાં કારણો નોંધવા.

(૯) બનતાં સુધી જિલ્લાના વતનીનીજ પસંદગી કરવી; અને ગામડાની શાળાઓ માટેના શિક્ષકોની નિમણુંક સામાન્ય રીતે ગામડાના ઉમેદવારોમાંથી કરવી.

(૧૦) દર વર્ષે ઉમેદવારોની યાદી નવી બનાવવી; પરંતુ આગળનાં વરસના લાયકાતવાળા જે ઉમેદવાર બાકી રહેલા હોય તેમનો હક પહેલો ગણવો.

નીમણુંકો માટે ઉપર મુજબનું ધોરણ સરકારે ઠરાવેલું છે, અને તે ઉપરાંત સુરત જિલ્લાની સ્કૂલબોર્ડ અને લોકલ બોર્ડ એક વધારાની શરત ઠરાવી છે.

"જે (વ. ફા.) ઉમેદવારે ઓછામાં ઓછા ૭ મહિના ગાનદ તરીકે કામ કર્યું હોય તેમની જ નીમણુંક દાખલ તારીખના ક્રમમાં યોગ્યતા જોઈને ઉપરના ધોરણને લક્ષમાં રાખીને કરવી."

જે લોકશાળાઓ બોર્ડના કબજામાં લેવામાં આવે તેમાં કામ કરનાર શિક્ષકે શાળાંત સર્ટિ. પરીક્ષા પાસ કરી હોય પરંતુ તેના માર્ક ઠરાવેલા ટકા કરતાં થોડા ઓછા હોય તોપણ, શાળાના સ્થાપક કે ખીલવનાર તરીકેની તેની બીજી યોગ્યતા ધ્યાનમાં લઈ તેમને નોકરીમાં

### રોગમાં ચિહ્ન

રોગીઘોડો એકાએક ઢીલો પડી ગયેલો અને સુસ્ત જણાય. શરૂઆતમાં તાવ આવે તે એક બે દિવસે તદ્દન ઉતરી જાય થોડા દિવસ બાદ ફરી પાછો આવે. જેમ જેમ તાવ ઉથલો મારે તેમ તેમ નબળાઈ વધતી જાય અને પેટે પગે તથા પેશાબની જગ્યાએ સોજા ચઢતા જાય. આંખના પોપચાંની અંદરની ચામડી પીળી, ફીકી અથવા ધોળી જણાય ને તેમાં લોહીનાં ટપકાં જણાય. ઝાડો પેશાબ પુષ્કળ કરે ને તેમાંથી દુર્ગંધ નીકળતી જણાય. ખોરાક છેવટ સુધી ખાયા કરે છતાં નબળાઈ વધતી જાય અને આખરે મરણ પામે.

### ઉપચાર

આ રોગ એટલો તો ભયંકર ચેપી છે કે તે ફેલાતો અટકાવવા સરકારે "ગ્લેન્ડર અને ફાર્સી" નામે કાયદો કરી તે આધારે લાખો રોગી ઘોડાને બંદુકની ગોળીના ભોગ બનાવ્યા છે. સારે ભાગ્યે થોડાંક વર્ષથી "નગાનોલ" નામની દવાની શોધ થઈ છે અને તેના પ્રયોગથી ઘણા દરદી સાજા થયા છે. "બાયર" કંપનીમાં આ દવા મળે છે ને પશુ દવા શાળાના ડાકટર ઘોડાના ગળા આગળની શીરા (જ્યુગ્યુલર વેઇન)માં આ દવાનું ઈન્જેક્શન મૂકી આપે છે.

### રોગ અટકાવવા અને રોગ ફેલાતો અટકાવવા શું કરવું?

ગામની નીચાણમાં આવેલી જગ્યામાં અને પાણી ભરાઈ રહેતું હોય એવી જગ્યામાં ઘોડાને ચરવા દેવા નહીં. જે ગામે દરવરસે આ રોગ ચાલુ રહેતો હોય તે ગામે ઓગષ્ટથી ડીસેમ્બર સુધી ઘોડાને લઈ જવા નહીં. ઘોડાના તબેલામાં જેમ બને તેમ ઓછી માખી આવે તેની યોજના કરવી. લાદ પડે તે એકદમ કાઢી નાંખવી. (કારણ લાદથી ગંધ આકર્ષાય છે) જંતુ નાશક દવા ફીનાઈલનું પાણી અથવા કારબોલીક પાઉડર તબેલામાં છાંટવા કે જેથી માખી ડાંસ આવે નહીં. એક ડોલમાં અશેર કમર નાંખી ડોલ પાણીથી ભરી સારી પેઠે પાણીને કમર હલાવી ઠરવા દેવું. એ નીતરેલું પાણી ઘોડાના શરીરે ચોપડવાથી માખી ઓછી બેસશે.

માંદા ઘોડાને ચરવા છોડવા નહીં કે જેથી તેના ઉપરની માખી બીજા સાજા ઘોડાને કરડી રોગ ફેલાવે નહીં. માંદા ઘોડાની એંઠી ચાર તથા એંઠું પાણી સાજાના ઉપયોગમાં ન આવે માટે તેનો નાશ કરવો. રોગથી મરી ગયેલા ઘોડાને ઉંડો દટાવવો ને તેનો તબેલો બરાબર સાફ કર્યા સિવાય ત્યાં બીજા સાજા ઘોડાને રાખવો નહીં. જે ગામે દર સાલ આ રોગ જણાતો હોય તે ગામના કીમતી ઘોડાને ચોમાસા પહેલાં **નગાનોલનું** ઇન્જેક્શન મૂકાવવાથી ઘોડાનો વીમો ઉતરાવ્યો હોય તેમ રોગ થવાનો ભય ઘણે ભાગે રહેતો નથી. આ ઇલાજથી અનેક ઘોડા રોગી થતા બચવ્યા છે તથા માંદા થયેલા સારા કરવામાં આવ્યા છે.

ચોર્યાસી તાલુકાનાં જે જે ગામે આ રોગ દર વરસે થતો હોય અથવા ચાલુ સાલે થયો હોય તે ગામના પોલીસ પટેલે, અથવા દરદી ઘોડાના માલીકે હમને એકદમ ખબર આપવી કે જેથી રોગ વધુ ફેલાતો અટકાવવા, તથા માંદાં પ્રાણીને રોગ મુક્ત કરવા બનતું કરી શકાય.

સુરત<br>
તા. ૨૪-૮-૪૦

લી:<br>
ડા. મોતીરામ હરિશંકર ભટ્ટ<br>
વેટેરીનરી સરજન સુરત.

"પણ શું ? પછી શું થયું ?"

"જરાવાર પછી એ મારી પાસે આવ્યો અને મને પૂછ્યું 'અલ્યા ! જરા શરબત લેશે'?" મે હા પાડી ને એ તો દોડ્યો, જરા વારમાં એ ગ્લાસ ને એક બાટલી લઇને પાછો આવ્યો." "બાટલીમાં શું હતું ?" મેં શ્વાસ રોકીને પૂછ્યું

"ટેબલ પર બાટલી મૂકતાં જ હું ઉછળીને ઉભો થઈ ગયો "સુરેશ ! વ્હીસ્કીને તું શરબત કહે છે ?" મેં હસતાં હસતાં પૂછ્યું. હું ધારતો હતો કે એ અમસ્થી મજાક કરે છે. પણ એણે તો બાટલીનો બુચ ખોલતાં કહ્યું, "શરબત નહીં તો આ શું છે? શરાબ! ચાખ્યો છે કોઈવાર? દેવોનું અમૃત આનાથી વધારે સારૂં નહીં હોય." આમ બોલી એ ખૂબ હસવા લાગ્યો. મે માન્યું કે મને ચીઢવવા માટે જ આ બધી ધાંધલ એ કરે છે, એટલે હું એ શું કરે છે એ મૂગો મૂગો જોઈ રહ્યો પણ મારી માન્યતા ખોટી ઠરી, એણે તો બાટલી ખોલીને શરાબ ખરેખર ગ્લાસમાં રેડ્યો. મને થયું કે એ જોવા કરતાં હું આંધળો થઈ જાઉં તો સારૂં. મારાથી એ સહન ન થયું. એ બીજા ગ્લાસમાં રેડવા જતો હતો અને મે હાથ પકડીને કહ્યું. "રહેવા દે ભાઈ ! મારે એ નહીં જોઇએ."

"તું તો ગાંડો છે, જરા ચાખ તો ખરો, એમાં શું ?" સુરેશે શરમાતાં શરમાતાં કહ્યું, પણ મે પાણી માગ્યું, અને અમે બન્ને અમારા ગ્લાસ લઈને બેઠા એણે એક ઘૂંટડો પીધો ને મારૂં માથું ભમવા લાગ્યું મને લાગ્યું કે હું ગાંડો થઈ જઇશ અતિ ખેદથી હું એને જોઇ રહ્યો." બોલતાં બોલતાં વિનોદ ગળગળો થઈ ગયો

"પછી શું થયું ?" આશા નિરાશામાં ડૂબતાં મે વિનોદને પૂછ્યું.

"પછી તો મેં ગ્લાસ એના હાથમાંથી ઝૂંટવી લીધું ને સમજાવીને સુવાડી દીધો એ શરમીંદો પડી ગયો હતો એટલે કંઇ બોલ્યો નહીં પણ મને આખી રાત ઉંઘ ન આવી સુરેશને આ શું થઈ ગયું એ વિચારમાં હું એટલો ગૂંચવાઇ ગયો હતો કે મને મારૂં પોતાનું જ ભાન ન રહ્યું, એ વખતે ત્યાં એક કૌતુક થયું."

"કૌતુક ? શાનું કૌતુક ? શું થયું ?" મે પૂછ્યું.

"હા, કૌતુક, હું ઉંઘતો હતો કે જાગતો હતો, ભાનમાં હતો કે બેભાન હતો, એ સ્વપ્ન હતું કે સાચું હતું એ કશું જ હું જાણતો નથી, પણ ટેબલ પર પડેલા પેલાં બે પ્યાલાઓને વાચા ફૂટી હોય એમ મે તેમને વાતો કરતા સાંભળ્યા."

"વિનોદ ! અત્યારે તું શુદ્ધિમાં છે ?" મેં ગભરાઇને પૂછ્યું.

"હા, હા, અત્યારે તો શુદ્ધિમાં છું, પણ તે વખતે હતો કે નહીં એ હું કહી શકતો નથી. પણ એ શાનો અવાજ હશે એ જોઉં કે વિચાર કરૂં તે પહેલાં તો મને સંભળાવા લાગ્યું, અને એક અવાજ બોલ્યો."

"અરે પાણી ! આપણા બેમાંથી વધારે પરાક્રમી કોણ વારૂ ?"

"કેમ વળી હું ?" બીજો અવાજ આવ્યો. એ પેલા પાણીના ગ્લાસ આગળથી આવતો હતો હું તો મૂંઝાઈ ગયો હતો એટલામાં પેલો બીજો અવાજ ભારે ગુસ્સાથી અને તુચ્છકારથી બોલ્યો.

"તારાં પરાક્રમનું વર્ણન સાંભળીને મારૂં કાળજું કંપી ઉઠે છે. એવાં પરાક્રમ પ્રભુ મારે હાથે ન કરાવે એટલું જ હું તો ઇચ્છું છું. એકાદ રજાને પદભ્રષ્ટ કરવો, કે હજારો નિર્દોષ માનવીઓનાં જીવન કચડી નાખવાં, કે સજ્જન માણસોને અવળે પંથે ચઢાવવા એ કંઇ બહુ બહાદુરી ભર્યું કામ નથી, દુઃખીને વિસામો આપવો એ મારૂં કામ છે. કેટલાયે થાકેલા માણસો ઠંડા પાણીના એક પ્યાલાથી બધો થાક ઉતારીને તાજા થઇ જાય છે. હું માણસની તરસ છીપાવું છું. તું વધારે છે. મારૂં પાન કરીને માણસ શાંત થાય છે. તારા એક ટીપાનો સ્પર્શ થતાં માણસ હેવાન બને છે. તારા અતિ સહવાસથી બેહોશ બનેલા માણસને જાગૃત કરવા માટે હંમેશાં મારો ઉપયોગ થાય છે, તું મારે છે, હું જીવાડું છું. પૃથ્વી પર જેટલી સુંદર વસ્તુઓ છે, જેટલા સુંદર દેખાવો છે એ બધાનું મૂળ હું છું. સ્વચ્છતા એ મારૂં ખાસ લક્ષણ છે. મારો જન્મ સ્વર્ગમાંથી થયો છે. જેમને દુખી કરવા માટે રાત દિવસ તું મથે છે, તેમને સુખી બનાવવાના પ્રયત્નો હુંજ કરૂં છું. દુખિયાંનાં દુઃખ, તરસ્યાની તરસ, તાવવાળાંના તાવ મટાડનાર, તેમને શાન્ત આપનાર હુંજ છું. હું આનંદ આપું છું, ઉત્સાહ આપું છું ને શક્તિ લાવું છું. જેનું જે રીતે કલ્યાણ થાય તે કરવા હું સદા તત્પર રહું છું. તારી સોબત છોડીને જે લોકો મારી પાસે આવે છે તેમનાં સુખની સીમા નથી રહેતી. અરે, થાકેલા-તરસ્યા મુસાફરને પાણીનો એકાદ પ્યાલો મળે ત્યારે જો જે, તેની આંખમાં તને પ્રભુનાં દર્શન થશે. વધારે શું કહું? તું જ વિચાર કર, કોનું પરાક્રમ વધારે? જરૂર તારી છે કે મારી?"

"તમને બ્હેન! નવાઇ લાગતી હશે, પણ આ સંવાદ મેં ખરેખર સાંભળ્યો હતો." પાણીની વાત પૂરી કરતાં વિનોદ બોલ્યો.

"ત્યારે એ સાંભળવા માટે તેં સુરેશને કેમ ન ઉઠાડ્યો? ભૂલથી કે અવિચારથી જ એ આમાં ફસાયો હશે. પણ તું કહે છે એવી વાતો ખરેખર થઈ હોય તો મારી ખાત્રી છે કે સુરેશના પર એની અસર થયા વિના નજ રહે."

"કદાચ વાત ખરી, એને ન જગાડયો એ મારી ભૂલ થઈ, પણ તે વખતે એવું કંઈ પણ કરવાની મારામાં શુદ્ધિ જ રહી નહોતી. હજીયે પેલું સર્વનાશી ગ્લાસ મારી આંખ આગળથી ખસતું નથી, મને થાય છે કે હું ઘેર ઘેર ફરીને એનાં જીવલેણ કામોનો ઇતિહાસ કહી બતાવું. કહો બ્હેન! હું શું કરૂં?"

"સુરેશને બચાવ, પછી બધું કરજે." મેં કહ્યું.

પણ એ પાછો ઉંડા વિચારમાં ડુબ્યો હોય એમ લાગ્યું. અને સુરેશનાં ને એના જેવા બીજા અનેક આશાભર્યા યુવાનોનાં ત્રાસજનક ચિત્ર મારી દૃષ્ટિ આગળ પણ ખડાં થયાં.*

[illegible]

---

* સૂચિત

મળશે તેથી તેમને ન્યાય આપવાનો અધિકાર મળશે આજ સુધી આપણે ન્યાય કરનાર અમલદારો સામે અનેક રીતની ફરિયાદ કરી હશે હવે એવો જ ન્યાય કરવાનું કામ ગામની પંચાયતોને મળશે તે ઉપરાંત ગામની સુઘડતા સ્વચ્છતા જાળવવાનું તથા ગામના રસ્તાઓને કાદવમુક્ત કરવાનું કામ પણ પંચાયતોને કરવાનું છે આ બધાં કામો તોજ પંચાયતો સંતોષકારક રીતે કરી શકે કે જેમના સભ્યો પોતાની જવાબદારી બરાબર સમજે જેમના પ્રમાણિકપણા અને નિસ્વાર્થતા માટે કોઇને શંકા હોય નહિ એટલું જ નહિ પણ જેનામાં પંચાયતોનાં કામો કરાવવાની અને બીજી સત્તાઓનો સંતોષકારક ઉપયોગ કરવાની કુશળતા હોય તેથી મતદારોની પવિત્ર ફરજ છે કે તેમણે ગામમાંના ઉપર બતાવેલી યોગ્યતાવાળા ઉમેદવારોને જ પોતાના મત આપી ચૂંટવા. કોઈ પણ ગામમાંથી આવા સભ્યો ન મળી શકે એમ તો સાધારણ રીતે બનવાજોગ નથી જો પંચાયતોમાં ઉપરની યોગ્યતાવાળા સભ્યો ચૂંટાશે નહિ તેની જવાબદારી ત્યાંના મતદારો ઉપર રહેશે એટલે જ મતદારોએ પંચાયતની ચૂંટણીમાં તેમને મત આપવાનો અધિકાર મળ્યો છે તેની જવાબદારી બરાબર સમજી લેવી જોઇએ મતનો અધિકાર કોઇ પણ અધિકાર કરતાં ચઢીઆતો છે, કારણ કે મત મારફતેજ રાજ્ય શાસન તંત્રો ઉભાં થાય છે જે દેશના મતદારો મત પવિત્રતાનો પોતાનો ધર્મ બરાબર સમજે છે તે દેશમાં જ પ્રજાશાસન ફત્તેહમંદ થઇ શકે છે મત આપવાનો અધિકાર એ પવિત્રમાં પવિત્ર અધિકાર છે એ દરેક મતદારે પોતાના અંતઃકરણમાં કોતરી રાખવું જોઇએ આ મતનો ઉપયોગ ગામના હિતને માટેજ થઇ શકે કોઇ પણ નાની મોટી લાલચોને વશ થઇને મતનો ઉપયોગ કરવો એ ગામનો તથા દેશનો દ્રોહ કર્યા બરોબર છે મતનો ઉપયોગ સગા સબંધીના કારણને લઇને થવો જોઇએ નહિ અમુક ઉમેદવાર તો કુટુંબી છે અગર સગો છે માટે તે યોગ્યતાવાળો ન હોય તો પણ તેને ટેકો આપવો જોઇએ એવી માન્યતા ખોટી છે અને એવી માન્યતાથી મતનો ઉપયોગ કરવામાં આવે તો તે મતની પવિત્રતાનો ભંગ કરે છે તેજ પ્રમાણે અમુક ઉમેદવાર પોતની કોમનો છે એ વિચારથી પણ યોગ્યતા વગરના ઉમેદવારને મત આપવામાં આવે તો તે મતનો મોટો દુરૂપયોગ છે એજ પ્રમાણે અમુક ઉમેદવાર પૈસાપાત્ર અને લાગવગવાળો છે અને તેથી ભવિષ્યમાં કોઇ પણ દિવસ તેની જરૂર પડશે એમ સમજીને જો તે ઉમેદવાર, પ્રમાણિક, ન્યાયપ્રિય અને નિસ્વાર્થી ન હોય, છતાં તેને મત આપવામાં આવે તો તે પણ ભારે દોષયુક્ત છે જે પ્રમાણે કન્યા વિક્રયને આપણે મોટો અધર્મ માનીએ છીએ તે પ્રમાણે મતનો કોઇ પણ લાલચને વશ થઇ દુરૂપયોગ કરવામાં આવે તો તે પણ એટલુંજ અધર્મ કૃત્ય છે એ દરેક મતદારે બરાબર સમજી લેવું જોઇએ આપણે જાણીએ છીએ કે અત્યાર પહેલાં ચાના પ્યાલા મારફતે અગર કંસાર, લાપશીના જમણ મારફતે અગર દારૂ, તાડીની લાલચ બતાવી ઉમેદવારો મત ખરીદી લેતા હતા આ જ્યારે બન્યું ત્યારે મતદારોને મતની પવિત્રતાનું અને કિંમતનું ભાન ન હતું અને તેથી મતદારોની અજ્ઞાનતાનો ઉમેદવારો લાભ લેતા હતા જેમ કોઇ ખરા હીરાને કાચનો કકડો માનીને જુજ કિંમતમાં વેચી નાંખે છે તેમ મતદારો પોતાની અજ્ઞાનતાને લીધે પોતાના પવિત્ર અને અમુલ્ય અધિકારનો નાની નાની લાલચોને વશ થઇને દુરૂપયોગ કરતા હતા આ જમાનો હવે વહી ગયો છે છેલ્લા થોડા વર્ષોના પ્રચારથી મતદારો હવે પોતાના મતાધિકારની પવિત્રતા તથા કિંમત સમજતા થઇ ગયા છે

# મુંબઈ ઈલાકાની જિ. લો. બોર્ડો અને મ્યુનિસિપાલિટીઓના પ્રમુખોની કોન્ફરન્સનો ટૂંક હેવાલ

સામાન્ય રીતે આપણે ત્યાંનાં વર્તમાન પત્રો સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓના પ્રશ્નો બહુ થોડા પ્રમાણમાં ચર્ચે છે અને તેજ પ્રમાણે આ કોન્ફરન્સનો હેવાલ પણ દૈનિક અને બીજા પત્રોમાં જોઈએ તેવો આવ્યો નથી તેથી તેનો ટૂંકો હેવાલ આપવામાં આવે છે.

જ્યારે મહાસભાના પ્રતિનિધિઓના હાથમાં પ્રાન્તિક સરકારનો વહિવટ હતો ત્યારે લોકહિતનાં અનેક કામો કાયદા દ્વારા અને વટ હુકમોથી કરવામાં આવ્યાં હતાં. સ્થા. સ્વ. ની સંસ્થાઓની આર્થિક સ્થિતિ સુધારવાનો અને બીજી રીતે એ સંસ્થાઓનો વહિવટ સુધારવાનો પ્રશ્ન પણ મહાસભા સરકારે વિચારવાનો હતો. એ બાબત સરકાર છેવટના નિર્ણયો ઉપર આવે તેમાં મદદગાર થવા માટે પ્રો. કાળેના પ્રમુખ પણા નીચે એક કમીટી સરકારે નીમી હતી અને એ કમીટી આજે કાળે કમીટી નામે પ્રસિદ્ધિ પામી છે. આ કમીટીએ આખા ઈલાકાનો પ્રવાસ કરી અનેક સાક્ષીઓ તપાસ્યા પછી પોતાની ભલામણોનો રીપોર્ટ સરકારને મોકલી આપ્યો છે, આ રીપોર્ટ ઘણો મહત્વનો અને ઐતિહાસિક અગત્યતા ધરાવે છે. જન સમાજ આ કમીટીની નાણાં સંબંધીની અગત્યની ભલામણો જાણી શકે તે માટે આ માસિકમાં અગાઉ લેખો આપવામાં આવ્યા હતા. આ ભલામણો સંબંધી જિલ્લા લો. બોર્ડો અને મ્યુનિસિપાલિટીઓના પ્રમુખોના અભિપ્રાય જાણવા માટે સરકારે ઓગસ્ટની તા. ૧૬–૧૭ મીએ આ કોન્ફરન્સ બોલાવી હતી. ઘણા પ્રમુખોને આ કોન્ફરન્સની જરૂરિયાત માટે શંકા રેહેતી હતી કારણકે આ કોન્ફરન્સ મળતાં પેહેલાં બોમ્બે લોકલ સેલ્ફ ગવર્નમેંટ ઇન્સ્ટીટ્યુટના સંચાલકો તરફથી ઈલાકાના ત્રણે પ્રાંતો–ગુજરાત, મહારાષ્ટ્ર અને કર્ણાટકમાં જિલ્લા. લો. બોર્ડો અને મ્યુનિસિપાલિટીઓના પ્રમુખોની અને પ્રતિનિધિઓની કોન્ફરન્સો કાળે કમીટીના રીપોર્ટ ઉપર પોતાના અભિપ્રાયો દર્શાવવા બોલાવવામાં આવી હતી અને આ ત્રણે પ્રાન્તોની પરીષદોએ પોતપોતાના ઠરાવો સરકાર ઉપર મોકલાવી આપ્યા હતા. આ પછી સરકારે બોલાવેલી કોન્ફરન્સની જરૂરીયાત સંબંધી કેટલાએકને શંકા ઉત્પન્ન થાય એ સ્વાભાવિક છે. આ પ્રમાણે કેટલાક પ્રમુખો શંકાશીલ હોવા છતાં ઈલાકાની ઘણીખરી જિલ્લા લો. બોર્ડોના પ્રમુખો તથા અગત્યની મ્યુ. ઓના પ્રમુખો કોન્ફરન્સમાં હાજર હતા. આ કોન્ફરન્સનું શું પરિણામ આવે છે તે તો ભવિષ્યમાં જણાશે પણ કોન્ફરન્સમાં એક ખાસ લાભ એ થયો છે. કે જુદા જુદા પ્રાન્તોના પ્રમુખોને એક બીજા પ્રાન્તોના પ્રમુખો સાથે સમાગમ કરવાની તક પ્રાપ્ત થઈ. આ પ્રસંગો ખરેખર આનંદ જનક હતા કારણકે લોકલ બોર્ડોના પ્રમુખોને આ સમાગમ મારફતે પોતપોતાના પ્રાંતોની બોર્ડના અનુભવોની સરખામણી કરવાની તક મળી હતી. એક વાત સ્પષ્ટ તરી આવતી હતી અને તે એ કે ઘણા પ્રમુખો બોર્ડના પ્રશ્નો સંબંધી ઝીણવટભરેલું જ્ઞાન ધરાવતા હતા તથા તેઓ એ પ્રશ્નોમાં ઉંડો રસ લેતા હતા.

બીન જરૂરી ચર્ચાઓમાં સમયનો દુર્વ્યય ન થાય તે માટે શ્રી. બરશીવાલાએ બધા પ્રાંતોના પ્રમુખોની અવિધિસરની સભા કોન્ફરન્સ મળ્યા અગાઉ સવારમાં રાખી હતી. અને કેવી રીતે કોન્ફરન્સમાં કામ લેવું તે સંબંધી નિર્ણયો કરવામાં આવ્યા હતા. આ નિર્ણયોનો હેતુ જેમ બને તેમ કોન્ફરન્સનું કામ બીન જરૂરી ન લંબાય તે હતો.

લોકલબોર્ડો અને ધારાસભાના સભ્યોની ચૂંટણીમાં આ માસિકના વાંચકોને ખબર હશે કે પક્ષપદ્ધતિને અનુસરવાનું હોય છે એટલે મત પક્ષને આપવાનો હોય છે અને નહિ કે વ્યક્તિને અગર ઉમેદવારને. કયા પક્ષનો ઉમેદવાર દેશનું અગર ઇલાકાનું વધુમાં વધુ હિત કરશે તે વિચારીને મત આપવાનો હોય છે. ગામડાંના હાલના સંજોગોમાં ગામ પંચાયતોમાં આવી પક્ષ પદ્ધતિ દાખલ કરવાથી કંઇ પણ ફાયદો થવાનો સંભવ નથી. સામાન્ય રીતે ગામડાના મતદારો ઘણા મોટા ભાગે એક જ પક્ષના એટલે મહાસભા પક્ષના જ હોય છે. કોઇ વ્યવસ્થિત વિરૂદ્ધ પક્ષ જ હોવા સંભવ નથી એટલે પક્ષપદ્ધતિથી ગામ પંચાયતોની ચૂંટણી થશે નહિ. ઉમેદવારોની અંગત યોગ્યતાથી જ પસંદગી કરવાની રહેશે. આ યોગ્યતાઓ અગત્યતાના ક્રમ પ્રમાણે ફરીથી નીચે આપવામાં આવી છેઃ—

(૧) ઉમેદવાર રાષ્ટ્રીય ભાવનાવાળો તથા દેશ અને ગામને મ્હાનારો હોવો જોઇએ.
(૨) ઉમેદવાર પ્રામાણિક, નિઃસ્વાર્થી તથા ન્યાયપ્રિય હોવો જોઇએ.
(૩) ઉમેદવારમાં પંચાયતનું કામ ચલાવવા જેટલી કુશળતા હોવી જોઇએ.

કુશળતાને અનુક્રમમાં છેલ્લે રાખવામાં આવી છે કારણ કે ઉમેદવાર ગમે એટલો કુશળ હશે પણ જો તેનામાં પ્રામાણિકપણું અને ન્યાયપ્રિયતા ન હશે તો તે ગામને ફાયદો કરવાને બદલે ભારે નુકસાન કરશે. જો મતદારો પોતાના મતાધિકારનો જાણી જોઇને અગર અજ્ઞાનતાથી પોતાની જવાબદારી અને ફરજનો ખ્યાલ રાખ્યા સિવાય ઉપયોગ કરશે તો પોતાના ગામને અને દેશને મોટું નુકસાન પહોંચાડશે.

આ લેખના વિચારો સાથે જેઓ સંમત હોય તેમની ફરજ છે કે તેમણે એ વિચારો મતદારો આગળ છૂટથી મૂકવા જોઇએ અને તેમને સમજાવવા જોઇએ. જે ગામોએ પંચાયતો સ્થપાવાની છે એ પંચાયતને માટે ઉમેદવારી કરનાર સર્વે ભાઇઓની ફરજ છે કે તેમણે મતદારોને તેમની ફરજનું ભાન કરાવવું જોઇએ. આપણે જાણીએ છીએ કે મતદારોના ઘણા મોટા ભાગને મતની જવાબદારીનું ભાન નથી. એવા ભાઇઓને એ જવાબદારીનું ભાન કરાવવું એ કેટલું જરૂરનું છે તે સમજાવવાનું ન હોય. આ લેખના વાંચનારાઓ તો ગણ્યાગાંઠ્યા હશે પણ જેઓ આ વિચારો સાથે સંમત હોય તેઓ આનો બરાબર પ્રચાર કરે તો થોડા વખતમાં આપણા મતદારો પોતાનો ધર્મ સમજી જશે. મ્હારા અનુભવ પ્રમાણે આપણા અશિક્ષિત મતદારોમાં પણ સામાન્ય સમજ ઘણી સારી હોય છે. જો તેમને આ વિષેના તેમના ધર્મનું ભાન કરાવવામાં આવે તો મને પુરેપુરી ખાત્રી છે કે આપણા દેશના લોકો જેટલા પ્રમાણમાં મતની પવિત્રતા અને કિંમત સમજી તેનો સદુપયોગ કરશે એટલો ભાગ્યેજ બીજા દેશોમાં થતો હશે. પ્રજાશાસનની સફળતાનો મુખ્ય આધાર મતદારોની સમજ ઉપર રહે છે અને જેટલા પ્રમાણમાં મતદારો પોતાના મતના અધિકારનો ઉપયોગ સમજપૂર્વક અને પુરી જવાબદારી સમજીને કરતા થશે તેટલા પ્રમાણમાં પ્રજાશાસન સફળ થવાનું છે.

જે ગામોમાં પંચાયતોની ચૂંટણી થવાની છે તે ગામોના મતદારોની ભારે કસોટી થવાની છે, એ મતદારો આ કસોટીમાંથી પાર ઉતરે એટલી પ્રભુ પ્રાર્થના.

આ લેખ 'ગામ સુધારણા સમાજ' પત્રિકા તરીકે પણ પ્રસિદ્ધ કરવામાં આવશે. અને ગામ પંચાયત સ્થપાનારાં ગામોમાં પ્રસિદ્ધિ માટે મોકલવામાં આવશે.

દુર્લભજી પરાગજી દેસાઇ

છે કે એવા સમયે ભયના સ્થળે બીજા જીલ્લાના હેલ્થઓફીસર, સેનીટરી ઈન્સ્પેકટર વિ.ને મોકલવાની સત્તા સરકારી જાહેર તંદુરસ્તીખાતાને અપાવવી જોઇએ. અને મોટા રોગચાળા અંગે થયેલો ખર્ચ સરકારે ભોગવવો જોઇએ.

૫ કમિટિ માને છે કે રોગચાળા વખતે હેલ્થ ઓફીસર વિ.ને પોતાના જીલ્લા બહાર રોગચાળાના જીલ્લામાં મોકલવાની ભલામણ શીતળા ડાકટરોને લાગુ પાડવી જોઇએ, પરંતુ ખાસ અપવાદરૂપ સંજોગોમાં જ એનો અમલ કરવો.

૬. કમિટિ એવા મતની છે કે ઇરીગેશનનાં નાનાં કામો, ત્રીજાવર્ગના સરકારી ઇજનેર ખાતાના રસ્તા અને સરકારી ઇજનેર ખાતાના તાબેનાં મકાનો સ્થાનિક સંસ્થાઓને સોંપવાં જોઇએ તેમજ પહેલા અને બીજા વર્ગના પી. ડબલ્યુ ડી. રસ્તા બોર્ડોની મારફત થવા જોઇએ.

૭. કમિટિ એવા અભિપ્રાયની છે કે ઢોરડબાનો વહીવટ સરકારે પાછો પોતાને હસ્તક લેવો જોઇએ અને એ અંગે થતો ખર્ચ બાદ કરી વધારાની આવક બોર્ડોને સુપ્રત કરવી જોઇએ. જ્યાં પંચાયતો હોય ત્યાં ઢોરડબાનો વહીવટ પંચાયત હસ્તક રાખવો.

૮. કેળવણીની અગત્યતા જોતાં એ મફત અને ફરજીઆત હોવી જોઇએ અને એ માટે જોઈતાં નાણાં મેળવવા જરૂર જણાયે ખાસ કેળવણીકર નાખવો ઇચ્છવાયોગ્ય છે. પરંતુ એમ કરતાં પહેલાં નવા સુધરેલા પ્રાથમિક કેળવણીના કાયદાથી જે સત્તાઓ સ્થાનિક સંસ્થાઓ પાસેથી લઇ લેવાઇ છે, તે પાછી તેમને સુપ્રત થવી જોઇએ અગર તો પ્રાથમિક કેળવણી સરકારે પોતાને હસ્તગત કરવી જોઇએ અને સઘળો ખર્ચ પોતે ભોગવી લેવો જોઇએ.

---

## ગામ પંચાયતની ચૂંટણીના નિયમો

ગામ પંચાયતના નવા કાયદા પ્રમાણે સુરત જિલ્લામાં થોડા સમયમાં પંચાયતોની ચૂંટણી થશે. ચૂંટણી કરવાનું કામ જિલ્લાના કલેકટરને હસ્તક છે અને ચૂંટણી કેવી રીતે કરવી એ બાબતના ના. સરકારે જનરલ ડીપાર્ટમેન્ટના તા ૬-૬-૪૦ ના નોટીફીકેશન નં. એસ. ૧૭૪/૩ થી નવા નિયમો ઘડયા છે. એ પ્રમાણે ચૂંટણી કરવામાં આવશે. એ ચૂંટણીના નિયમો જાણવા યોગ્ય હોવાથી તેમાંનો અગત્યનો ભાગ લોકોની જાણ ખાતર નીચે આપવામાં આવ્યો છેઃ-

૧ ચૂંટણીની રીત—ચૂંટણી હાથ ઉંચા કરી અગર ચીઠ્ઠીથી મત આપી થઇ શકે. એ બેમાંથી કોઈ પણ ગામ પચાયતની ચુંટણી માટે કઈ રીત રાખવી એ નક્કી કરવાનું કામ કલેકટરને હસ્તક છે.

૨ મત આપનારાઓની યાદી—સામાન્ય ચૂંટણીના ઓછામાં ઓછા બે મહિના અગાઉ કલેકટરે મત આપનારાઓની યાદી ગામની ભાષામાં તૈયાર કરાવવી જોઇએ.

કોન્ફરન્સ ધારા સભાના હોલમાં મળી હતી અને ના. ગવર્નર સાહેબે તે ખુલ્લી મુકી હતી. એમના ભાષણનો સારાંશ ઘણાખરા પત્રોમાં આવી ગયો છે એટલે તે આપવાની જરૂર નથી. ત્યાર પછી ગવર્નરસાહેબને બધા પ્રમુખોની ઓળખ કરાવવામાં આવી હતી અને બધા સભ્યો સાથે તેમણે હસ્તધુનન કર્યું હતું. આ વીધિ થઇ રહ્યા પછી એમણે વિદાય લીધી અને ત્યાર પછી કોન્ફરન્સના પ્રમુખ અને સરકારના સલાહકાર શ્રી. મદને પોતાનું પ્રમુખ તરીકેનું ભાષણ વાંચ્યું હતું. આ ભાષણ પણ પત્રો મારફતે જાણવામાં આવ્યું હશે એટલે તે આ લેખમાં આપવાની જરૂર નથી.

કોન્ફરન્સમાં જુદા જુદા વિષયો ઉપર દરખાસ્તો તૈયાર કરવા માટે સરકારે પ્રથમથીજ ત્રણ પેટા કમીટીઓ નીમી હતી. કોન્ફરન્સના સભ્યોને અગાઉથી પૂછીને દરેકને એકાદ કમીટીમાં સભ્ય તરીકે મુકવામાં આવ્યા હતા. આ ત્રણે કમીટીના પ્રમુખો વિભાગીય ત્રણ રેવન્યુ કમીશનરો હતા. કોન્ફરન્સનું મુખ્ય કામ આ કમીટીઓમાં થયું હતું કારણ કે દરેક વિષય ઉપર ચર્ચા કરવાનો આ કમિટીઓમાં પુરતો અવકાશ હતો. આ કમિટીઓના કામકાજ માટે એટલું કહેવું જોઇએ કે લોક પ્રતિનિધિ પ્રમુખોની સૂચનાઓ સામે સરકારી દ્રષ્ટીબિંદુઓ રજુ કરી કમિટીઓ પાસે સ્વીકારાવવાનો પ્રમુખોએ આગ્રહ રાખ્યો ન હતો. અને તેથી કમિટીઓએ મંજુર કરેલી દરખાસ્તો પ્રજામતનો પડઘો પાડનારી હતી.

કાળે કમિટિના રીપોર્ટના ત્રણ મુખ્ય ભાગ પડી શકાય. એક ભાગમાં બોર્ડની નાણાંકીય સ્થિતિ અને તે સુધારવાની સુચનાઓ છે. બીજા ભાગમાં બોર્ડની ફરજો અને કાર્યને લગતી સુચનાઓ છે અને ત્રીજો ભાગ વહિવટી તંત્ર સંબંધનો છે. આ વિભાગને અનુકૂળ ત્રણ પેટા કમીટીઓ પણ કરવામાં આવી હતી.

આ લેખના લખનાર ફંક્શન્સ ( બોર્ડની ફરજો ) કમીટીનો સભ્ય હતો. આ કમિટીએ મંજુર કરેલી મહત્વની દરખાસ્તોનો સારાંશ નીચે આપવામાં આવ્યો છે.

૧. કમિટિનો એવો અભિપ્રાય છે કે ગ્રામવિકાસમંડળને જે કામગીરી સોંપવામાં આવે તે કાયદાઅન્વયે જી. બોર્ડને સોંપાયલી હોય તો એવી કામગીરી જી. બોર્ડનેજ સોંપવી અને એ માટે જોઇતાં નાણાં પણ બોર્ડને આપવાં. સામાન્ય રીતે ગામસુધારણાનું કામ જી. બોર્ડોને સોંપાવું જોઇએ.

૨. કમિટિ માને છે કે ગામડામાં પાણી પુરું પાડવાની યોજના અંગે સરકારે જોગવાઇ કરેલાં નાણાં પોતાના કાગની માફક પહેલાં મુજબ જી. બોર્ડો ખર્ચશે. કયાં કામો પહેલાં લેવાં. તે એ માટે ખાસ નીમેલા એન્જનેરોની ભલામણ પ્રમાણે નક્કી કરવાં પરંતુ એ માટેનું લીસ્ટ નક્કી થાય તે પહેલાં જે તે જીલ્લાની બોર્ડના પ્રમુખને પોતાનો અભિપ્રાય જણાવવા મોકલી આપવું.

૩. કમિટિનો સામાન્ય મત છે કે (૧) દરેક જી. બોર્ડ ફુલટાઈમ હેલ્થઓફીસર (તંદુરસ્તી ખાતાનો અમલદાર) નીમવો જોઇએ, (૨) એના પગારનો ½ ભાગ સરકારે ભોગવવો જોઇએ અને (૩) બીજા જીલ્લાઓમાં જો રોગચાળો ફાટી નીકળે અગર ખાસ જરૂરીયાત ઉભી થાય તો આ અમલદારની સેવા સરકારી જાહેર તંદુરસ્તી ખાતાને સોંપવી.

૪. કમિટિનો એવો અભિપ્રાય છે કે મોટો રોગચાળો ફાટી નીકળ્યો હોય તો તેને કાબુમાં લેવા માટે લોકલબોર્ડો કરતાં સરકાર વધુ શક્તિશાળી છે. વધુમાં કમિટિનો અભિપ્રાય

જે મતદારો મત આપવાના હોય, (૩) અશક્ત મતદારોના જરૂરી મદદગારો અને (૪) પોતાને જરૂર જણાય તે પ્રમાણે મતદારોને ઓળખવા માટે બીજા માણસોને મત આપવાના મથકમાં દાખલ કરવા. એ સિવાય બીજા માણસોને મથકમાં દાખલ થવા દેવા નહિ.

(૧૨) મત અપાયા પ્હેલાં પ્રીસાઇડીંગ ઓફીસરે દરેક ઉમેદવાર માટે એક પેટી મુકરર કરવી અને એ પેટીપર તે ઉમેદવારનું નામ તથા નીશાન ચોંટાડાવવું. એ પેટીઓ ઉમેદવારો અગર તેઓના એજન્ટની રૂબરૂ બંધ કરી સીલ મારી વોટીંગ રૂમમાં રાખવી.

(૧૩) મત આપવાની શરૂઆત થાય ત્યાર પ્હેલાં એકઠા થયેલા મતદારોને મત કેવી રીતે આપવા તેની પ્રીસાઇડીંગ ઓફીસરે સમજણ પાડવી.

(૧૪) મત આપવા માટે એકી વખતે એકજ મતદાર જઇ શકશે.

(૧૫) જ્યારે મતદાર વોટીંગરૂમમાં હોય ત્યારે પ્રીસાઇડીંગ ઓફીસર સિવાય અને મતદાર અશક્ત હોય તો તેના સાથીદાર સિવાય બીજો કોઇ માણસ એ ઓરડામાં જઇ શકશે નહિ.

(૧૬) મતદારની ઓળખ બાબત મતફેર પડે તો પ્રીસાઇડીંગ ઓફીસરે પોતાનો નિર્ણય આપવો અને એ નિર્ણય છેવટનો ગણાશે.

(૧૭) મતદાર પોતાના સઘળા મત એકજ ઉમેદવારને આપી શકે અગર તો ઉમેદવારો વચ્ચે પોતાને યોગ્ય લાગે તેમ વ્હેંચી શકે.

(૧૮) મતદારોએ એક પછી એક મત આપવાના ઓરડામાં જવું. જતાં પહેલાં તરતજ દરેક મતદારને જેટલા સભ્યો ચૂંટવાના હોય તેટલી કાગળની કાપલી આપવી અને મતદારપત્રકમાં તેના નામં સાથે નિશાની કરવી. કાગળની કાપલી પર ક્રમવાર નંબર પાડેલા હોવા જોઇએ અને તેના પર પ્રીસાઇડીંગ ઓફિસરે સહી કરવી અગર સ્ટેમ્પ મારવો.

(૧૯) કાપલી લીધા પછી મતદારે વોટીંગરૂમમાં દાખલ થઇ જે ઉમેદવાર અગર ઉમેદવારોને પોતાના મતો અગર મત આપવા માંગતો હોય તેની પેટીમાં કાપલી મુકી મત આપવા અને કાપલી પર કાંઇ નિશાની કરવી નહિ. મત આપ્યા પછી તુરત વોટીંગ રૂમમાંથી મતદારે ચાલ્યા જવું.

(૨૦) કોઇ મતદાર જણાવેલી રીત પ્રમાણે કોઇ ખામીને લઇ મત આપી શકે એમ નહિ હોય તો પ્રીસાઇડીંગ ઓફિસર તેને જોઇતી મદદ કરી શકે

(૨૧) કોઇ પણ માણસને મતદાર સાથે કાપલી આપ્યા પછી અને વોટ આપી મત આપવાનો ઓરડો છોડે તે પહેલાં વાત કરવા દેવામાં આવશે નહિં.

(૨૨) પ્રીસાઇડીંગ ઓફીસર રીટર્નીંગ ઓફીસર પણ ન હોય તો મત આપવાનું કામ પુરૂં થયા પછી જેમ બને તેમ જલદીથી તેણે ગામના પટેલ તલાટી અને હાજર રહેલા ઉમેદવારો અગર તેમના એજન્ટો રૂબરૂ દરેક મતપેટીનું ઉઘાડયા વિના જુદું પારસલ

## ગામ પંચાયતોના સભ્યોની અને અનામત સભ્યોની સંખ્યા

નવા ગામ પંચાયતના કાયદા મુજબ પંચાયતના સભ્યોની સંખ્યા ઓછામાં ઓછી સાત અને વધુમાં વધુ અગિયાર સભ્યોની રાખવામાં આવી છે. અને કોઇપણ અમુક પંચાયતની સંખ્યા ચોક્કસ કેટલી રાખવી તે ઠરાવવાનું કામ જીલ્લાના કલેકટરને સોંપવામાં આવ્યું છે. સુરત જીલ્લાની પંચાયતોના સભ્યોની સંખ્યા નક્કી કરવા અંગે જી. બોર્ડ તરફથી ભલામણ માગવામાં આવેલી અને તે ઉપરથી જી. બોર્ડે દરેક પંચાયતના સભ્યોની સંખ્યા નીચે પ્રમાણે વસ્તીના પ્રમાણમાં નક્કી કરવાં ભલામણ કરેલી તે મંજૂર રખાઇ છે:—

| | | |
|---|---|---|
| એક હજાર અને તેથી ઓછી વસ્તીવાળી ગામપંચાયત | સભ્યોની સંખ્યા | ૭ |
| એક હજારથી વધુ અને બે હજાર સુધીની વસ્તીવાળી ગામપંચાયત | „ | ૯ |
| બે હજારથી વધુ વસ્તીવાળી ગામપંચાયત | „ | ૧૧ |

નવા કાયદા પ્રમાણે પંચાયતના બધા જ સભ્યો ચૂંટાયલા રહેશે. પરંતુ એ સભ્યો પૈકી સ્ત્રી, મુસલમાન, હરિજન તથા પછાત વર્ગ માટે યોગ્ય લાગે તો વસ્તીના પ્રમાણમાં અમુક બેઠક અનામત રાખવા ના. સરકારને સત્તા અપાઇ છે. એ પ્રમાણે સુરત જીલ્લાની હાલની ચાલુ તથા નવી સ્થપાનાર મળી કુલ્લે ૬૯ પંચાયતો માટે કેટકેટલી બેઠક સરકારે અનામત રાખી છે તે નીચે આપવામાં આવે છે:—

| અનુક્રમ નંબર | ગ્રામ પંચાયતનું નામ | અનામત બેઠકોની સંખ્યા સ્ત્રીઓ | મુસલમાનો | હરિજન | પછાત વર્ગો |
|---|---|---|---|---|---|
| | **ચોર્યાસી તાલુકો** | | | | |
| ૧ | અડાજણ | ૧ | — | — | ૨ |
| ૨ | કતારગામ | ૧ | — | — | ૪ |
| ૩ | ભાઠા | ૧ | — | — | ૨ |
| ૪ | મોટા વરાછા | ૧ | ૧ | — | ૩ |
| ૫ | અડવા | ૧ | ૧ | — | ૩ |
| ૬ | સુંવાલી | ૧ | — | — | ૪ |
| ૭ | ઇચ્છાપોર | ૧ | — | — | ૩ |
| | **ઓલપાડ તાલુકો** | | | | |
| ૮ | ભગવા | ૧ | — | — | — |
| ૯ | ઓલપાડ | ૧ | ૩ | — | — |
| ૧૦ | સાયણ | ૧ | ૧ | ૧ | — |
| ૧૧ | મુલદ | ૧ | — | ૧ | — |
| ૧૨ | સાંધીએર | ૧ | — | ૧ | — |
| ૧૩ | માધર | ૧ | — | ૧ | — |
| ૧૪ | ગોથાણ | ૧ | — | ૧ | — |
| ૧૫ | કરંજ-પારડી ઝાંખરી-વેસમુપ | ૧ | — | — | — |
| | **માંડવી તાલુકો** | | | | |
| ૧૬ | માંડવી | ૧ | — | — | — |
| ૧૭ | તડકેશ્વર | ૧ | ૨ | — | ૧ |
| ૧૮ | બૌધાન | ૧ | ૧ | — | ૧ |
| ૧૯ | ગોદાવાડી | ૧ | — | — | ૧ |
| ૨૦ | ઉન | ૧ | — | — | ૨ |
| | **બારડોલી તાલુકો** | | | | |
| ૨૧ | બારડોલી | ૧ | ૧ | — | — |
| ૨૨ | કડોદ | ૧ | ૧ | — | ૧ |
| ૨૩ | સરભોણ | ૧ | — | — | ૨ |
| ૨૪ | વાંકાનેર | ૧ | ૧ | — | ૨ |
| ૨૫ | અંબેટી | ૧ | — | — | ૩ |

સરકારી બિલ્ડીંગ કમિટિ તા. ૩૧-૮-૪૦ ને રોજ એ. ઇ. શ્રી. લાલભાઇ દેસાઇના પ્રમુખપણા હેઠળ મળી હતી. એ સભામાં સ્કૂલ બોર્ડે અને લોકલ બોર્ડે ભલામણ કરેલાં ગામોમાંથી નીચેનાં ગામોએ ૧૯૩૯-૪૦ અને ૧૯૪૦-૪૧ની સરકારી ગ્રાંટમાંથી શાળાનાં મકાનો બાંધવાનું મંજુર કરવામાં આવ્યું છે.

| નં. | વર્ગ | ગામનું નામ | કેટલા છોકરા બેસી શકે તેવું મકાન બાંધવાની જરૂર | કુલ ખર્ચ | સરકારી મદદ | રૈયત મદદ |
|---|---|---|---|---|---|---|
| ૧ | અ | સામણ તા. ઓલપાડ | ૨૦૦ | ૭૨૦૦ | ૩૬૦૦ | ૩૬૦૦ |
| ૨ | અ | સરોણ તા. વલસાડ | ૧૦૦ | ૩૬૦૦ | ૧૮૦૦ | ૧૮૦૦ |
| ૩ | અ | પારડી કન્યા તા. વલસાડ | ૮૦ | ૨૮૮૦ | ૧૪૪૦ | ૧૪૪૦ |
| ૪ | બ | બોરીફળીયા તા. જલાલપોર | ૨૪૦ | ૬૭૨૦ | ૪૦૩૨ | ૨૬૮૮ |
| ૫ | બ | દેલવાડા તા. બારડોલી | ૬૦ | ૧૬૮૦ | ૧૦૦૮ | ૬૭૨ |
| ૬ | બ | સુખલાવ તા. પારડી | ૮૦ | ૨૨૪૦ | ૧૩૪૪ | ૮૯૬ |
| ૭ | બ | દાંતેજ તા. જલાલપોર | ૬૦ | ૧૬૮૦ | ૧૦૦૮ | ૬૭૨ |
| ૮ | બ | સ્યાદલા તા. ઓલપાડ | ૬૦ | ૧૬૮૦ | ૧૦૦૮ | ૬૭૨ |
| ૯ | બ | ભટલાઇ તા. ચોર્યાસી | ૬૦ | ૧૬૮૦ | ૧૦૦૮ | ૬૭૨ |
| ૧૦ | બ | ચંદ્રાસણ્યા સુપા તા. જલાલ. | ૮૦ | ૨૨૪૦ | ૧૩૪૪ | ૮૯૬ |
| ૧૧ | બ | ડુંગરી બેરવાડ તા. પારડી | ૭૫ | ૨૧૯૦ | ૧૩૬૦ | ૭૩૮<br>+૪૯૨ |
| ૧૨ | અ | ઉંટડી કન્યા તા. વલસાડ | ૧૦૦ | ૩૬૦૦ | ૧૮૦૦ | ૧૮૦૦ |
| ૧૩ | અ | જલાલપોર મુખ્ય | ૨૮૦ | ૧૦૦૮૦ | ૫૦૪૦ | ૫૦૪૦ |
| ૧૪ | બ | વાંઝણા તા. ચીખલી | ૧૨૦ | ૩૩૬૦ | ૨૦૧૬ | ૧૩૪૪ |
| ૧૫ | બ | કછોલી તા. જલાલપોર | ૬૦ | ૧૬૮૦ | ૧૦૦૮ | ૬૭૨ |
| ૧૬ | બ | કડોદ કન્યા તા. બારડોલી | ૨૦૦ | ૫૬૦૦ | ૩૩૬૦ | ૨૦૧૬ |
| ૧૭ | બ | સાંકરી ટીમ્બરવા તા. બાર. | ૧૦૦ | ૨૮૦૦ | ૧૬૮૦ | ૧૧૨૦ |
| ૧૮ | બ | મોહણી તા. ચોર્યાસી | ૧૦૦ | ૨૮૦૦ | ૧૬૮૦ | ૧૧૨૦ |
| ૧૯ | બ | પીપલોદ તા. ચોર્યાસી | ૪૦ | ૧૧૨૦ | ૬૭૨ | ૪૪૮ |
| ૨૦ | બ | ઓલપાડ કન્યા | ૧૨૦ | ૩૩૬૦ | ૨૦૧૬ | ૧૩૪૪ |
| | | | ૨૨૧૫ | ૬૮૧૫૦ | ૩૮૨૨૪ | ૨૯૯૬૬ |
| ૨૧ | અ | સીસોદ્રા કન્યા તા. જલાલપોર | ૧૩૦ | ૫૭૬૦ | ૨૮૮૦ | ૨૮૮૦ |
| | | | ૨૩૭૫ | ૭૩૯૫૦ | ૪૧૧૦૪ | ૩૨૮૪૬ |

નોંધઃ-(૧) ઉપલાં મકાનોમાંનું કોઇ મકાન જમીન ન મળવાના કે એવા કોઇ કારણે નહીં બાંધી શકાય તોજ ઉપલું નં. ૨૧ નું મકાન બાંધવામાં આવશે.

ગામોની ભલામણ:—(૧) એરગામ-(વધારો) તા. ચીખલી, (૨) દાંડી-(વધારો) તા. ચીખલી, (૩) મહોણી (તા. ચોર્યાસી), ઓરપાડ કન્યા. (તા. ઓરપાડ), (૬) સીસોદ્રા કન્યા. (તા. જલાલપોર). ઉપર પૈકીનાં તેમજ બીજાં મળી નીચેનાં ગામો માટે સર પી. ટી. કમિટીને ખાસ ભલામણ:—(૧) કછોલી, (૨) દાંડી, (૩) પીપલોદ, (૪) તીઘરા (તા. વલસાડ), (૫) લવાછા (તા. પારડી), (૬) ડુમસ તા. ચોર્યાસી. (૧૨) તળાદ તા. ઓલપાડ અને સોળધરા તા. ચીખલીની શાળાનાં મકાનો બોર્ડનાં ચાર્જમાં લેવા યોગ્ય છે કે નહિ તે જાતે જોઈ લો. બો. ને લખી જણાવવા ચેરમેનને સત્તા. (૧૩-૧૪) મોરદેવ તા. વાલોડની લો. બો. શાળાના મકાન અંગેની વાડા નં. ૧ પૈકીની ૧॥ ગુંઠા અને આસતળની ૪ ગુંઠા જમીન તેમજ મોટી વેડ તા. ચોર્યાસીની શાળા અંગે રમતગમત માટે સર્વે નં. ૧૨૦ની ૨॥ ગુંઠા જમીન રેવન્યુ ફ્રી મેળવવા લો. બો ને ભલામણ. (૧૫) ડી. પી. આઈ.ની સૂચના મુજબ શિક્ષકો તથા કલાર્કોની ડિરેકટરી છપાવવા મંજુર. (૧૬) અંગ્રેજી વર્ગના સુપરવાઈઝર તરીકે પુણી ક્લાસના શ્રી. છોટુભાઈ શંકરજી દેસાઈની ચેરમેને કરેલી કામચલાઉ નીમણુંકની નોંધ (૧૭) દામકાનો ઘોરો અને ગોડસંબાના રેંટના કામો કરાવવાની ખાસ જરૂર છે; પરંતુ ચાલુ વર્ષમાં નાણાંની સગવડ ન હોવાથી સદહું કામો માટે જરૂરી પ્રોવીઝન આવતા વર્ષમાં કરવું. (૧૮) અમરોલી શાળા માટે ભાડાના મકાન બાબત ઘટિત કરવા ચેરમેનને સત્તા, (૧૯) લોકલ બોર્ડ શાળાઓ માટે ૩૦ વધુ હરિજનબંધુ, ૮૦ 'શિક્ષણ અને સાહિત્ય' તથા વર્ધા શાળાઓ માટે ૧૯ 'નઈ તાલીમ' મંગાવવા મંજુર અને તે માટેની ડી. પી. આઈ.ની મંજુરી માટે ભલામણ તથા શાળાઓ વધવાથી તેમજ પ્રગતિના જમાનામાં વધુ ખર્ચ આ અંગે કરવો જરૂરી હોવાથી તેના વધારાના ખર્ચને માટે માટે મંજૂર કરવા ડી. પી. આઈ ને ભલામણ. (૨૦) મોટા સુરવાડા તથા માંડોલાવાડ તાલુકે વલસાડની લોકશાળાઓને ગામની વસતિ ૭૦૦ થી વધુ હોવાથી બોર્ડના તાબામાં લેવા ડી. પી. આઈ.ની મંજુરી મેળવવા લો. બો. ને ભલામણ. (૨૧) અરેઠ તા. માંડવી, વાડ તા. ચીખલી, લેવરાચ તા. વલસાડ અને ઓજલ માછીવાડ, તા. જલાલપોરની લોકશાળાઓને ચાર્જમાં લેવા ડી. પી. આઈ.એ પરવાનગી આપી હોવાથી તા. ૧-૮-૪૦ થી લો. બો. શાળા તરીકે ચાર્જમાં લેવા મંજુરીની અપેક્ષાએ ચેરમેને આપેલી પરવાનગીને બહાલી તથા તે માટેનું ૧૩મું પૂરવણી બજેટ મંજૂર કરવા લો. બો. ને ભલામણ. (૨૨) તાલુકા માસ્તર રોકડ જામીનગીરી આપવા માગતા હોય તેના લખતનો ખરડો મંજૂર કરવા લો. બો.ને ભલામણ. (૨૩) પ્રા. શાળામાં ભણતા બાળકોની શારીરિક તપાસની યોજના કરવાનો, સરકારી ઠરાવ ૪૧૧૦ તા.. ૧૯-૭-૪૦નો એ ૨ અંગેની યોજના મોકલાઈ ચૂકેલી હોવાથી નોંધ લઈ દફતરે. (૨૪) બંધ કરવામાં આવેલા પર્સનલ પે ઉપર જે શિક્ષકો પેન્શન ફંડમાં હોય તેમનું પેન્શન કોન્ટ્રીબ્યુશન પર્સનલ પે બંધ કર્યાની તારીખથી ભરવા ડી. પી. આઈ.ની મંજુરી મેળવવા લો. બો. ને ભલામણ. (૨૫) લો. બો. શાળાઓ માટે આ વર્ષમાં ખાડાના બાજરૂ ૭૫, મૂતરડી ૭૨ આપવાની શાળાઓની તાલુકાવાર યાદી રજૂ થતાં મંજુર. (૨૬) રહિર મુ. શા.-ના આસિ. તરફ શિક્ષક તપાસ પેન્શન ફંડમાં પાછા ભરવા માંગે છે તેનું શું. બાબતનું કામ-વધુ તપાસ ઉપર મુલતવી. (૨૭) શાળાના કંપાઉન્ડમાં તાડીના ઝાડો છેદાતાં શાળાનાં બાળકોના જોવામાં આવે તેથી તેમનાં કુમળાં મગજ ઉપર માઠી અસર થાય છે તેથી આવાં ઝાડોની ઉપજ નહિ લેતાં તેનો નાશ કરાવવા લો. બો. ને ભલામણ. (૨૮) રમતગમ માટેની પેટાસમિતિની ભલામણો તપાસ અને યોગ્ય સૂચના માટે નીચેના નિષ્ણાતોની પેટાસમિતિને મોકલી આપવાની અને તેમની સૂચના મુજબ જરૂરી ફેરફાર કરી તેનો અમલ કરવાની ચેરમેનને સત્તા આપવામાં આવી: શિક્ષણસમિતિ—(૧) વ્યાયામશિક્ષક-સોરાબજી જે. જે. ટ્રે. કોલેજ સુરત (૨) શ્રી. મણીભાઈ નાયક, શિક્ષક તાલીમ વર્ગ, વેડછી (૩) શ્રી. મણિભાઈ પટેલ, આચાર્ય ભારત વિદ્યાલય અને મંત્રી, ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળ, કરાડી. (૨૯) ગ્રામવિકાસ મંડળ તરફથી ગોડસંબા રાનીપરજ વિદ્યાલયમાં ૬ વિદ્યાર્થી

સૂરત જિ. લો. બોર્ડ અને સ્કૂલબોર્ડ તરફથી પ્રગટ થતું માસિક

# સૂરત જિલ્લા સ્થાનિક સ્વરાજ્ય

વર્ષ ૨ • ઓક્ટોબર ૧૯૪૦ • અંક ૩

## ખાદીનો સંદેશો

*આપણે સ્વરાજ્યનો વિચાર કરતા હોઈએ કે રાષ્ટ્રીય ઉજવણીનો, રાષ્ટ્રસંગઠનનો કે મેળા* ભરવાનો, ખાદીનો જ સવાલ સૌથી પહેલવહેલો દૃષ્ટિ આગળ ઉભો થાય છે, દેશને ક્ષય રોગ લાગુ પાડનાર આર્થિક સ્રાવ બંધ કરવો હોય તો ખાદીનીજ ઉપાસના કરવી જોઇએ. ગરીબ લોકોનો ભૂખમરો ટાળવો હોય તો યે ખાદીનીજ ઉપાસના કરવી જોઇએ. સંપત્તિની વહેંચણી ન્યાય અને સમાનતાની દૃષ્ટિએ કરવી હોય તો ખાદી એ એક માત્ર ઇલાજ છે. દેશદાઝની દીક્ષા લેવી હોય તો ખાદી જ પહેરવી જોઇએ, અન્ત્યજોનો ઉદ્ધાર કરવો હોય તો પણ ખાદીનો આશ્રય આપવો જોઇએ. સ્વરાજ્યને માટે દિવસ રાત મહેનત કરવા આપણે બંધાયલા છીએ, દેશનું અપમાન દૂર કર્યા વગર ભોગ વિલાસ આપણે માટે હરામ છે એવું સ્મરણ જો સતત જાગ્રત રાખવું હોય તો ખાદી તૈયાર કરવી જોઇએ, ખેતીની પ્રવૃત્તિ જેટલી જ ખાદીની પ્રવૃત્તિ સ્વભાવિક અને વ્યાપક થવી જોઇએ, ગુજરાતમાં ખાદીનો પ્રચાર વધવો જોઇએ તેમ ખાદીની પેદાશ પણ વધવી જોઇએ વેપાર પ્રધાન આ પ્રાન્તને બીજા પ્રાન્તોમાંથી ખાદી મંગાવીને પહેરવાની ટેવ પડે તો ગુજરાતના વણકરો અને ગરીબ લોકો રઝળી જાય ખાદી પ્રચારનું કામ મહાત્માજીએ અત્યાર સુધી બહુ કર્યું છે. હવે દરેક માણસે ખાદી પ્રચાર માટે કમર કસવી જોઇએ. હવે આપણે ખાનગી સભાષણોમાં તેમજ ન્યાત જાતના મેળાવડામાં, દુકાન પર તેમજ દવાખાનામાં શાળામાં તેમજ બજારમાં જ્યાં ખાદી વગરનો માણસ જોઇએ ત્યાં તેને ટોકવો જોઇએ. આપણો સહવાસ જેઓ ચાહતા હોય તેમને ખાદી વાપરવા વિષે આગ્રહપૂર્વક કહેવાનો આપણો હક છે. તેમ આપણી ફરજ પણ છે આપણા સમાજમાં ખાદી વગર હરવું ફરવું એ મોટામાં મોટો અવિવેક છે. એમજ બધાને થાય એવી સ્થિતિ આપણે આણવી જોઇએ. જ્યાં છાપાંઓ અને વક્તાઓ પહોંચી શકતા નથી ત્યાં પણ આ પદ્ધતિ પહોંચી શકે છે. આ પદ્ધતિ જો દરેક હિંદી પવિત્ર ફરજ સમજી અમલમાં મૂકે તો ખૂબ ખૂબ કામ થાય, ખાદી વિષે આટલા વર્ષ ચર્ચા કર્યા પછી આ પ્રાંતમાં તો કશું કહેવાપણું બાકી રહ્યું હોય એમ લાગતું નથી. ગુજરાતમાં ખાદીનું સાર્વભૌમ રાજ્ય કરી મહાત્માજીને મોટામાં મોટો સંતોષ આપવો એ આપણે માટે અશક્ય ન હોવું જોઇએ.

કાકા કાલેલકર.

# સૂરત જિલ્લા સ્થાનિક સ્વરાજ્ય

[ માસિક ]

વર્ષ ૨ ] ઓક્ટોબર ૧૯૪૦ [ અંક ૩


## આ માસિક

આ માસિકે એક વર્ષ પુરૂ કરી બીજા વર્ષમાં પ્રવેશ કર્યો છે અને એના નવા વર્ષના ત્રીજા અંકમાં આ નોંધ પ્રગટ થાય છે. માસિક પ્રસિદ્ધ કરવાના હેતુઓ એના પહેલા અંકમાં જણાવવામાં આવ્યા છે એટલે તેને ફરીથી જણાવવાની જરૂર નથી. એ હેતુઓ પાર પાડવામાં માસિક કેટલે અંશે સફળ થયું છે તે બાબત અભિપ્રાય બાંધવાનો અધિકાર વાચકોનો છે, અને તેઓ જો પોતાના અભિપ્રાય લખી મોકલશે તો અમોને ઘણો આનંદ થશે. ગામડામાં રહેતા લોકોને જાણવા જેવી અનેક બાબતો સ્થળસંકોચને લીધે અમે આપી શક્યા નથી એટલું જ નહિ પણ અમારી એવી ત્રુટીઓ પણ વાંચનારાઓના ધ્યાનમાં આવી હશે. આવી ત્રુટીઓ લખી જણાવવા અમે વાચકોને વિનતિ કરીએ છીએ.

માસિકની સફળતાનું માપ એક રીતે કેટલા ગ્રાહકો એને ટેકો આપે છે તે ઉપરથી નીકળી શકે. લોકોને જીલ્લા લો. બોર્ડની સંસ્થાઓમાં રસ લેતા કરવાનો આ માસિકનો મુખ્ય ઉદ્દેશ છે. જેમ બને તેમ વધારે લોકો એ વાંચે અને બીજાને વંચાવે તો જ એ ઉદ્દેશ પાર પડી શકે. આ માસિકની પ્રવૃત્તિ જે વાચકોને પસંદ પડી હોય તેમને અમારી ખાસ ભલામણ છે કે તેઓ નવા ગ્રાહકો બનાવવા કોશિશ કરવી.

માસિકના ફેલાવામાં અમને જીલ્લાના શિક્ષક વર્ગની ચાલુ મદદ મળતી રહી છે, અને હવે પછી પણ એનો જેમ બને તેમ વધુ ફેલાવો કરવા તેઓ બનતી કોશિશ કરતા રહેશે જ એવી અમે આશા રાખીએ છીએ.

માસિકની ભાષા ગામડાનો કોઇ પણ માણસ સમજી શકે એવી સાદી અને સરળ રાખવા અમે બનતી કોશિશ કરી છે અને હવે પછી પણ એવું જ ધોરણ ચાલુ રહેશે.

આ માસિકના પહેલા વર્ષમાં મહત્ત્વના રાજકીય બનાવો બની ગયા છે. સાત પ્રાન્તોમાં લોકપ્રિય પ્રધાનમંડળોએ રાજીનામા આપ્યાં હોવાથી લોકોમાં કંઇક નિરાશા જોવામાં આવે છે અને આન્તરરાષ્ટ્રીય મહા વિગ્રહને લીધે તેમાં વધારો થયો છે. આવા કારણોને લીધે સુરત જીલ્લા લો. બોર્ડની 'ગ્રામ સુધારણાની યોજના' તથા સ્કૂલ બોર્ડની 'નિરક્ષરતા નિવારણ'ની યોજનામાં પુષ્કળ મંદી આવી ગઇ છે. પણ આવી નિરાશાવાળી સ્થિતિ કંઇ લાંબો વખત રહી શકે નહિ. એટલે પરિસ્થિતિમાં સુધારો થતાં આ કાર્યક્રમો પાછા વધુ વેગથી ગતિમાન થશે એવી અમને આશા છે.

# અનુક્રમ


| | વિષય | | પૃષ્ઠ |
|---|---|---|---|
| ૧ | આ માસિક | તંત્રીમંડળ | ૬૫ |
| ૨ | જીલ્લા લોકલ બોર્ડના પ્રમુખની ફરજો | શ્રી. દુર્લભજી પરાગજી દેસાઈ | ૬૬ |
| ૩ | ચોર્યાસી તાલુકાના રસ્તાઓ | શ્રી. લલ્લુભાઈ હરિભાઈ પટેલ | ૭૧ |
| ૪ | ગ્રામપંચાયતોની ચૂંટણી | શ્રી. લલ્લુભાઈ પટેલ | ૭૭ |
| ૫ | ગાંધીજીને | શ્રી. પ્ર. | ૭૯ |
| ૬ | આજીવન શિક્ષણ | શ્રી. ગોપાળજી દેસાઈ | ૮૦ |
| ૭ | બોર્ડના સભ્યોએ કામ કેવી રીતે તપાસવા જોઈએ! | શ્રી. જયભાઈ જીવાભાઈ પટેલ | ૮૪ |
| ૮ | જિલ્લા સ્કૂલ બોર્ડની શાળાઓ માટેની વ્યાયામ અને કળા પ્રવૃત્તિઓ | | ૯૦ |
| ૯ | જિલ્લા સ્કૂલબોર્ડની કાર્યવાહી | ...... | ૯૨ |
| ૧૦ | જિલ્લા લોકલ બોર્ડની કાર્યવાહી | ...... | ૯૪ |
| ૧૧ | પ્રાસંગિક નોંધ | | |
| ૧૨ | સમાચારસંગ્રહ | | |


## ગ્રાહકોને

જેમના લવાજમના પૈસા બાકી હોય તેમને તે તાકીદે મોકલી આપવા વિનતિ છે.


**તંત્રીમંડળ**

શ્રી. દુર્લભજી પરાગજી દેસાઈ
શ્રી. કલ્યાણજી વિઠ્ઠલભાઈ મહેતા
શ્રી. જ્યોત્સ્નાબહેન શુક્લ
શ્રી. મકનજી પુરુષોત્તમ પટેલ
શ્રી. લલ્લુભાઈ હરિભાઈ પટેલ

• વ્યવસ્થાપક •
શ્રી. મહેરભાઈ મણિભાઈ દેસાઈ
ચિફ ઓફિસર
સુરત જિલ્લા લો. બોર્ડ

• મુદ્રક •
કાલિદાસ ફુલચંદ શ્રોફ.
'પ્રતાપ' પ્રી. પ્રેસ
કણપીઠ, સુરત

આ માસિક દર મહિનાની ૧૫ મી તારીખે પ્રગટ થાય છે.
વાર્ષિક લવાજમ રૂ. ૧-૦-૦

* (ड) કલેકટર અગર તેમના તરફથી નિમવામાં આવેલા બીજા કોઈ અમલદારને બોર્ડની દરેક સભાના દરેક ઠરાવની નકલ મોકલી આપવી. અને જી. લો. બોર્ડના કાયદાની ૧૨૪ મી કલમ પ્રમાણે કમીશ્નર અગર કલેકટર બોર્ડના જે પ્રોસીડીંગની નકલ, અગર બીજા દસ્તાવેજો વગેરે જે કંઈ માગે તે મોકલી આપવા.

ઉપરની ફરજો ઉપરથી સ્પષ્ટ થશે કે બધારણીય સરકારી અને બીનસરકારી અન્ય સંસ્થાઓના પ્રમુખ કરતાં જીલ્લા લો. બોર્ડના પ્રમુખની ફરજો ઘણી અગત્યની બાબતમાં જુદી પડે છે. દાખલા તરીકે વડી અને પ્રાંતિક સરકારોની ધારાસભાના પ્રમુખો જે તે સભાનું પ્રમુખ સ્થાન લે છે પણ તેમને સભાની ચર્ચામાં ભાગ લેવાનો હોતો નથી, તેમજ તેમને માથે કોઈ પણ જાતની વહીવટી જવાબદારી પણ હોતી નથી. મુંબઈ શહેરની મ્યુનિસીપાલીટીના મેયર જે મ્યુનિસીપાલીટીની સભાનું પ્રમુખસ્થાન લે છે તેમને પણ વહીવટી જવાબદારી નથી. અને તેથી તેઓ સભાની ચર્ચામાં જાતે ભાગ લેતા નથી. સભા વ્યવસ્થિત રીતે ચાલે તે બાબતના નિર્ણયો આ પ્રમુખો આપે છે. જીલ્લા લો. બોર્ડની સભાઓના પ્રમુખ તરીકે આ ફરજ તો જીલ્લા લોકલ બોર્ડના પ્રમુખને બજાવવાની હોય જ છે, પણ આં પ્રમુખોની ફરજો અને જીલ્લા લોકલ લો. બોર્ડના પ્રમુખની ફરજોમાં મુખ્ય તફાવત એ છે કે જી. લો. બોર્ડનો પ્રમુખ જીલ્લા લો. બોર્ડના વહીવટી તંત્રનો વડો છે અને તેથી જીલ્લા લો. બોર્ડનું વહીવટી તંત્ર યોગ્ય રીતે ચાલે તેની જવાબદારી પણ તેની છે. આ વહીવટી જોખમદારી ઉપર (૧) (व) (क) માં આપવામાં આવી છે. આ ઉપરથી સમજાશે કે જીલ્લા લોકલ બોર્ડના પ્રમુખને તે જ્યારે બોર્ડની સભાના પ્રમુખસ્થાને હોય ત્યારે સભાનાં કામકાજની ચર્ચામાં આગેવાની ભરેલો ભાગ લેવો પડે છે, સભાઓનું યોગ્ય નિયમન પ્રમુખ તરીકે તેને કરવાનું હોય છે તે ઉપરાંત બોર્ડ પાસે જે દરખાસ્તો આવે તે બોર્ડને હિતકર છે કે અહિતકર તે સમજાવી દોરવણી આપવાની જવાબદારી પણ પ્રમુખની છે.

હવે આપણે ઉપર બતાવેલી (૧) (व)ની ફરજ સબંધી વિચાર કરીશું. બોર્ડમાં દર વર્ષે જે બજેટ મંજુર કરવામાં આવે છે તે બજેટ રજુ કરતાં પહેલાં પ્રમુખે જોવું જોઇએ કે બજેટ બરાબર સરભર થાય છે કે નહિ? એટલે કે બજેટમાં આવક કરતાં ખર્ચ વધવો જોઇએ નહિ. એટલું જ નહિ પણ વર્ષ આખરે બોર્ડની ઓછામાં ઓછી રૂા. ૫૦૦૦ સિલક રહે એવું બજેટ ઘડવું જોઇએ. બોર્ડ હસ્તકની મીલકતોની સ્થિતિ બરાબર જળવાઇ રહે તે માટે બોર્ડની આર્થિક સ્થિતિના પ્રમાણમાં એ મીલકતો માટે વાસ્તવિક જોગવાઇ થઇ છે કે નહિ તે, તથા જુનાં કામો અને મીલકતોના ભોગે નવાં કામો કરવામાં ન આવે તે જોવાની ફરજ પણ પ્રમુખની છે. આ બધાં દષ્ટિબિન્દુઓનો ખ્યાલ રાખીને બોર્ડ સમક્ષ ડ્રાફ્ટ બજેટ (અંદાજ પત્રનો ખરડો) પ્રમુખે મૂકવો જોઇએ.

ઉપર (૧) (क)માં બતાવેલી ફરજ સૌથી વધારે અગત્યની છે. બોર્ડના પૈસાનો ઘણો મોટો ભાગ બોર્ડના નોકર અને અમલદારોના પગારમાં જાય છે. આ વહીવટી તંત્ર ઉપર દેખરેખ રાખવી અને તેનું નિયમન કરવું એ સારી વહીવટી શક્તિની અપેક્ષા રાખે છે. આવી શક્તિ માટે બે બાબત જરૂરી છે. પ્રમુખ સુશિક્ષિત હોવો જોઇએ અને શક્ય હોય તો તેને વહીવટી તંત્રના સચાલનનો અનુભવ હોવો જોઇએ. પ્રમુખની મુખ્ય

આ પરિસ્થિતિમાં સુધારો થવાનાં ચિહ્નો હાલ તો દૃષ્ટિગોચર થતાં નથી. એટલું જ નહિ પણ ઉલટું એમાં બગાડો થવાનાં ચિહ્નો જણાય છે. આવા પ્રતિકૂળ સંજોગોમાં પણ આ માસિકદ્વારા આપણા જીલ્લાનાં ગામડાંઓ સાથે દર મહીને સંપર્ક રાખવાની અને તેમને પોતાની જરૂરીયાતોના સંબંધમાં સ્વાશ્રયી બનાવવાની કોશિશ કરતા રહેવાની અમે ઉમેદ રાખીએ છીએ.

ગામડાના સ્થાનિક સ્વરાજ્યના ઇતિહાસમાં ચાલુ વર્ષ 'ગામ પંચાયતોની સ્થાપનાના વર્ષ' તરીકે ઓળખાશે. અમારી દૃઢ માન્યતા છે કે કોઈપણ ગામ, પંચાયત સ્થાપ્યા સિવાય સંતોષકારક પ્રગતિ કરી શકશે નહિ. ચાલુ વર્ષમાં જે પંચાયતો સ્થપાવાની છે તે પંચાયતોના સભ્યો ચૂંટવામાં મતદારો કેટલો વિવેક અને બુદ્ધિ વાપરે છે તે ઉપરથી સાચું પ્રજાશાસન પચાવવામાં આપણે કેટલા કુશળ બન્યા છીએ તેનું માપ નીકળશે.

આ માસિકનો એક બીજો ઉદ્દેશ સાચું પ્રજાશાસન ઉભું કરવામાં મતદારોની જવાબદારીઓનું ભાન કરાવવાનો છે. આ બાબત ગયા વર્ષમાં અનેક લેખો આ માસિકમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે અને એવાજ બીજા લેખો ચાલુ વર્ષે આપવામાં આવશે પણ શિક્ષકબહેનો અને અભ્યાસીઓ આ માસિકમાં ઉંડો રસ લે છે તેમને એમાં જણાતી ત્રુટીઓ જણાવવા તેમજ એને વધારે ઉપયોગી બનાવવા માટેની સૂચનાઓ આપતા રહેવા અમે વિનતિ કરીએ છીએ. તંત્રીમંડળ.

---

# જીલ્લા લોકલ બોર્ડના પ્રમુખની ફરજો

આ માસિકના આગલા અંકોમાં જિલ્લા લો. બોર્ડનું બંધારણ, ફરજો, ચુંટણીની પ્રથા, સભ્યોની ફરજો સંબંધી લેખો આપવામાં આવ્યા છે. આ લેખ પ્રમુખની ફરજો વિષે છે. પ્રમુખની ફરજો જીલ્લા લોકલ બોર્ડના કાયદામાં આપવામાં આવી છે. છતાં આ વિષય ઉપર ખાસ લેખ લખવાની શી આવશ્યકતા છે તે આ લેખ વાંચવાથી સમજાશે.

સગવડ ખાતર આ લેખના નીચે પ્રમાણે ૩ વિભાગો કરવામાં આવ્યા છે.

(૧) પ્રમુખની કાયદા પ્રમાણેની ફરજો.

(૨) પ્રમુખ તરીકેની અન્ય જવાબદારીઓ અને ફરજો.

(૩) આદર્શ પ્રમુખ કેવો હોવો જોઈએ?

પ્રમુખની કાયદા પ્રમાણેની ફરજો નીચે આપવામાં આવી છેઃ—

(અ) બોર્ડની સભાઓમાં પ્રમુખસ્થાન લેવું.

(બ) બોર્ડની આર્થિક અને વહીવટી વ્યવસ્થા ઉપર દેખરેખ રાખવી અને જે જે પ્રશ્નો માટે બોર્ડના નિર્ણયની જરૂર હોય તેવા પ્રશ્નો બોર્ડ પાસે રજુ કરવા.

(ક) વહીવટી તંત્રની બાબતોમાં બોર્ડના તમામ નોકરો અને અધિકારીઓની કામગીરી ઉપર દેખરેખ તથા નિયમન રાખવાં અને બોર્ડના હિસાબો અને દફતર સંબંધી બાબતોમાં પણ દેખરેખ તથા નિયમન રાખવાં. બોર્ડ કલમ ૧૨૩ અન્વયે કરેલા કાનુનોને અનુસરીને બોર્ડના નોકરો તથા અધિકારીઓના પગાર, હો, અને એલાઉન્સો અને નોકરી અંગેના બીજા પ્રશ્નોનો નિકાલ કરવો.

સ્થાનિક' સ્વરાજ્યની સસ્થાના પ્રમુખ છે અને તે ચીફ ઓફીસર કરતા ઘણો ઉચો દરજ્જો ધરાવે છે. નોકરશાહીનો જે ખરાબ વારસો આપણને મળ્યો છે તેનું આ પરિણામ છે. આવી રીતના ગેરવર્તનને દૂર કરવું હોય તો આરંભમા જરા સખ્તાઇથી કામ લેવું જોઇએ. પ્રમુખે જોવુ જોઇએ કે આ પ્રમાણે પ્રજા સાથે કોઇ વિવેક અને વિનય વિરૂદ્ધ વર્તન કરે નહિ અને એમની સૂચના છતા આ સાદી બાબતનો કેઇ અમલ ન કરે તો તેની સામે સખ્તાઇથી કામ લેવુ જોઇએ.

કાયદામાં બતાવેલી ફરજો સંબધી ઉપર ઉલ્લેખ કરવામા આવ્યો છે પણ મને લાગે છે કે પ્રમુખની કાયદા બહારની ફરજો ઉપરની ફરજો કરતા ઘણી મહત્ત્વની છે. આ બાબતનો વિચાર કરતા પહેલા આપણે જાણી લેવુ જોઇએ કે જીલ્લા લોકલ બોર્ડની સસ્થાનો ઉદ્દેશ શો છે? જીલ્લા લો. બોર્ડની સસ્થાની ફરજો ઘણી વિશાળ હોવા છતા એના સાધનો સકુચિત હોવાને લીધે હાલ તે ઘણા સકુચિત ક્ષેત્રમા કામ કરે છે જીલ્લા લોકલ બોર્ડ હાલ જે કામ કરે છે તેનાથી આ માસિકના વાચકો સારી રીતે માહિતગાર છે વર્ષો થયા જીલ્લા લો બોર્ડ જીલ્લામા કામ કરતી હોવા છતા, જીલ્લાના ગામડાઓની સ્થિતિમા ખાસ જાણવા યોગ્ય ફેરફાર થયો નથી. જ્યા સુધી ગામડાઓના રસ્તાઓ કાદવમુક્ત થાય નહિ, તેમના જળાશયો પીવા લાયક સ્વચ્છ પાણી પુરૂ પાડે નહિ, અને ગામડાની સ્વચ્છતા અને આરોગ્યતા ઉત્તમ બને નહિ ત્યા સુધી જીલ્લા લો. બોર્ડ ગામડાઓની ખાસ નોંધપાત્ર સેવા કરેની કહેવાય નહિ ગામડાઓને આવા સ્વચ્છ, કાદવમુક્ત અને રસ્તાવાળા બનાવવા હોય તો લોકોને સ્વાશ્રયી થવા શીખવવાની ફરજ જીલ્લા લો બોર્ડની છે આ બોર્ડની દાન જેવી આર્થિક સ્થિતિ છે, તેમા કદી ઘણો સુધારો થાય (અને જે ટુંકમાં થવા સભવ નથી) તો પણ જીલ્લા લો બોર્ડ ગામોને પૈસાની મદદથી સુધરી શકશે નહિ દેશમા સ્વરાજ્ય હશે ત્યારે પણ આ બધી જરૂરિયાતો માટે ગામોએ જ કોશિશ કરવાની રહેશે એટલે ગામ લોકોએ પરાવલબી મટી, સ્વાશ્રયી થઇ જાત મહેનતથી અથવા પચાયત સ્થાપી ગામોને રહેવા લાયક સ્થિતિમા લાવવા પડશે આ પરિસ્થિતિ પ્રાપ્ત કરવા માટે જ આ બોર્ડે 'ગામ સુધારણા'ની યોજના હાથ ઉપર લીધી હતી અને પહેલા વર્ષમા એ દિશામા જીલ્લામા સુદર કામ થયુ હતુ ચાલુ વર્ષમા પલટાયેલી રાજકીય પરિસ્થિતિને લીધે કામ થઇ શકયુ નથી પણ ભવિષ્યમા જ્યારે વાતાવરણ અનુકૂળ હશે ત્યારે આ કામ આગળ ધપાવ્યે જ રાખવુ પડશે જ્યા સુધી ગામડાઓમા રહેતા લોકો નાગરિક તરીકેની ફરજ સમજે નહિ અને સ્વાશ્રય અને જાતમહેનતથી કામ કરતા શીખે નહિ ત્યા સુધી ગામડાઓ રહેવા લાયક બનાવી શકાય નહિ જીલ્લા લો. બોર્ડના પ્રમુખે તથા સભ્યોએ આ માટે જીલ્લામા પ્રવાસ કરી જાહેર ભાષણો અને પત્રિકાઓ મારફતે પ્રજાને જાગ્રત કરવી જોઇએ. આ ફરજ જી લો બોર્ડના કાયદામા બતાવવામા આવી નથી પણ મને લાગે છે કે એ ફરજ ઘણી મહત્ત્વની છે અને તે દરેક પ્રમુખે અદા કરવી જ જોઇએ. એમ કરવા માટે પ્રમુખે વારંવાર બને એટલા ગામડાઓની મુલાકાત લેવી જોઇએ અને લોકોને નીચેની બાબતોનું શિક્ષણ આપવુ જોઇએ

(૧) ગામડામા રહેતા દરેક ભાઈ બહેનને નાગરિક ધર્મ શો છે અને પોતાના ગામને રહેવા લાયક બનાવવા તેણે શુ કરવુ જોઇએ?

ઓના ગોર તરીકે સુપ્રસિદ્ધ છે તેઓ સામાન્ય અર્થમાં અશિક્ષિત ગણાય છતાં તેમની કાર્યશકિત અસાધારણ છે. પ્રમુખમાં જે કાર્યશકિત જોઇએ તેમાં વહીવટી તંત્ર ઉપર કાબુ રાખવાની શક્તિ મુખ્ય છે. એ ઉપરાંત ઝડપી પણ યોગ્ય નિર્ણયો કરી લેવાની શક્તિનો પણ તેમાં સમાવેશ થાય છે.

[અપૂર્ણ] દુર્લભજી પરાગજી દેસાઇ

# ચોર્યાસી તાલુકાના રસ્તાઓ

ચોર્યાસી તાલુકાના બોર્ડના રસ્તાઓ કેવી રીતે બંધાયા, તેનો સ્થાનિક ઇતિહાસ શું છે, બોર્ડે તેમાં શું શું કર્યું વગેરે જણાવવાનો આ લેખનો ઉદ્દેશ છે બોર્ડની ઓફિસમાં રસ્તાઓના ઇતિહાસજાણવા પુરતી સાધનસામગ્રી નથી ઘણા કાગળીઆનો નાશ કરવામા આવેલો છે. રસ્તાઓ પહેલાં સરકારી P. W. D. ખાતામા હતા, પછી થોડા જીલ્લા બોર્ડમા ગયા, થોડા તાલુકા બોર્ડમાં ગયા, પછી તાલુકા બોર્ડના બધા જીલ્લા બોર્ડમાં આવ્યા આ સાથે તેના કાગળીઆં તથા દસ્તાવેજો પણ આમથી તેમ ગયા. એ બધુ કરતા ઘણા અગત્યના કાગળો જળવાઇ રહ્યાં નથી એટલે જે સાધન મળ્યુ તે લઈ આ લેખ લખ્યો છે.

**હોપબ્રીજથી સુંવાલી રસ્તો**

અસલ આ રસ્તો શહેરની આસપાસના નાના રસ્તાઓમાંનો એક હતો. પહેલાં તો એ રસ્તો ભાટા ગામ સુધીનો થયેલો લાગે છે. જ્યારથી P. W. D. ખાતું શરૂ થયું ત્યારથી શહેરની આજુબાજુના રસ્તાઓ જેવા કે સુરત અડાજ રસ્તો, હોપબ્રીજથી ભાટા રસ્તો, મજુરાગેટથી ભટાર રસ્તો, કેન્ટીમ ટર્નિંગ રસ્તો, કતારગામ રસ્તો, વરીઆવી ગેટથી વેડ રસ્તો, વિ. રસ્તાઓ ફકત જણાવામાં આવે છે. બોર્ડની પાસે આજે જે જવાબદારી છે તેવી જવાબદારી તે દિવસે જોવામાં આવતી નથી.

પહેલાં તો એ રસ્તો કાચો હતો; પરંતુ અહીં પહેલો પ્રશ્ન તો એ છે કે ઇજનેરે જ્યારે આ રસ્તો બનાવ્યો ત્યારે આ પ્લાનનો રસ્તો કેમ કર્યો હશે એ સમજ પડતી નથી. અને તો આજે ચોકખું દેખાય છે કે અડાજણ, પાલ, ભાટા જેવાં સમર્થ ગામો હોવા છતાં તેમને એક કોરે મૂકી નદી કાઠે નીચલી સપાટીએ શા માટે રસ્તો પસંદ કરવામાં આવ્યો! હોપબ્રીજથી એક બે નંબર મૂકી સરીઆમ રસ્તો અડાજણ જાય છે, અને ત્યાંથી તે પાલ થઈ સીધો ભાટા જાય છે આ રસ્તો ટુંકો અને ઉપલી સપાટીએ પડત. એટલે આજે જે ત્રણ એપ્રોચ રસ્તાઓ રેલનાં પાણીથી સ્હેજ સ્હાજમાં બગડવામાં આવે છે તે ન આવત અને લોકોને ઘણીજ સગવડ થાત નદીકાંઠાની પડતર જમીનમાંથી કોઇનું પણ દબાણ કાઢયા વગર સ્હેલાઈથી રસ્તો થાય એમ માની ઓછી મુશ્કેલીઓથી રસ્તો થઇ જાય એ હેતુથી અહિં રસ્તો કર્યો જણાય છે. રસ્તા ઉપર પુષ્કળ વળાંક રાખવામાં આવ્યા છે અને એવો રસ્તો કરવામાં મને તો ઇજનેરી જ્ઞાનની ઊણપ જોવામાં આવે છે. અહિં પણ કંઇ ઓછાં નાળાં કરવાં પડયાં એમ પણ નથી.

(૨) 'ગામ સુધારણા સમાજ' મારફતે અગર પંચાયત સ્થાપીને ગામ સુધારવાની ગામ લોકોની ફરજ.

(૩) ઉત્તમ પ્રકારની પંચાયત ચલાવવા લોકોએ શું કરવું જોઇએ ?

(૪) મતદારોની જવાબદારી.

પ્રજાશાસનતંત્રની ફતેહનો મુખ્ય આધાર મતદારો પોતાના મત પ્રત્યેની જવાબદારી સમજે તેના ઉપર રહે છે. જ્યાં સુધી મતદારો પક્ષપદ્ધતિ, પક્ષના સિદ્ધાંતો, મતની પવિત્રતા અને ચૂંટણીઓના મુદ્દાઓ સમજે નહિ ત્યાં સુધી સાચું પ્રજાશાસન લવી શકાય નહિ. મતદારોને ઉપરના વિષયમાં કેળવવાનું કામ ભગીરથ છે કારણ કે મતદારોનો ઘણો મોટો ભાગ અશિક્ષિત છે. આવા અશિક્ષિત મતદારોને પત્રિકાઓ અગર માસિક મારફતે પહોંચી શકાય નહિ. એમની જવાબદારી સમજાવવા માટે પ્રમુખે જિલ્લામાં નિયમિત પ્રવાસ કરી ગામોને ઉપરની બાબતોનો ધર્મ સમજાવવો જોઇએ.

## આદર્શ પ્રમુખની યોગ્યતા

ઉપરના લખાણથી પ્રમુખની ફરજો અને જવાબદારી કેટલી મોટી છે તેનો ખ્યાલ આવશે. આ ફરજો અદા કરવા માટે કાર્યશક્તિ, ભાવના, અને પુરતા વખતની આવશ્યકતા છે.

ઉપર બતાવેલી કાયદાએ ફરમાવેલી અને તે સિવાયની બીજી અનેક ફરજો બજાવવા માટે કોઇપણ પ્રમુખે દરરોજ પોતાનો બધો વખત આ કાર્યને આપવો જોઇએ. એટલે નિર્વાહ માટે ધંધો કરી ફાજલ વખતમાં પ્રમુખની ફરજો બજાવવાનો જમાનો વહી ગયો છે. દાખલા તરીકે કોઇ ડાક્ટરી અગર વકીલાતનો ચાલુ ધંધો કરી ફાજલ વખતમાં પ્રમુખ તરીકે કામ કરવા તજવીજ કરે તો તે પોતાની ફરજો બરાબર અદા કરી શકશે નહિ.

લેખકના અનુભવ પ્રમાણે પ્રમુખે જિલ્લાનાં ગામડાંઓમાં દર અઠવાડીએ ત્રણ દિવસનો પ્રવાસ રાખવો જોઇએ. એ પ્રવાસ દરમિયાન લો. બોર્ડની મીલકતો અને આગલાં વર્ષનાં અને ચાલુ વર્ષનાં બાંધેલાં કામો તપાસવાં જોઇએ. તેજ પ્રમાણે લો. બોર્ડ હસ્તકનાં, માણસોનાં અને ઢોરનાં દવાખાનાંઓ, ધર્મશાળા, નિશાળો વગેરે સંસ્થાઓ તપાસવી જોઇએ. જે ગામોની મુલાકાત લેવાની હોય તેનો કાર્યક્રમ નક્કી કરી ગામલોકોને અગાઉથી ખબર આપવી જોઇએ અને જે તે ગામની જાહેર સભા મેળવી ભાષણો મારફતે જનતાને ઉપર બતાવેલી બાબતો સમજાવવી જોઇએ. જે પોતાનો બધો વખત આ કામને માટે આપી શકે એમ ન હોય તેનાથી સંતોષકારક કામ થઇ શકશે નહિ. હવે પ્રમુખની બીજી યોગ્યતા તે તેની કાર્યશક્તિની છે. જે જોખમદારી-વાળી ફરજો પ્રમુખને બજાવવાની છે તે સુશિક્ષિત માણસથી જ બજાવી શકાય. હું સુશિક્ષિત શબ્દ એના બહોળા અર્થમાં વાપરું છું એટલે કે ભલે કોઇ પ્રમુખ ગ્રેજ્યુએટ ન થએલો હોય પણ જો તેને હાલના સંજોગોમાં અગત્ય સમજવાની અને સાધારણ લખવાની શક્તિ હોય તો તેને પણ હું સુશિક્ષિત માનું છું. પણ એકલા શિક્ષણથી જ કાર્યશક્તિ આવતી નથી. મોટી ડીગ્રી ધરાવનાર ઓછી કાર્યશક્તિવાળો હોઇ શકે છે, જ્યારે ડીગ્રી વગરનો સારો કાર્યશક્તિવાળો હોઇ શકે એવા અનેક દાખલાઓ આપણે જોઇ શકીએ છીએ. શ્રી. રવિશંકર જેઓ ધારાગા-

આ પછી તરતજ ઈચ્છાપોરના સમયચતુર લોકોએ બાંધ કામ ખાતાને બેસાણુ જતાં આગલી ખાડીમાં ડીપ બાંધવા અરજી કરેલી અને ખાતાએ ૧૯૦૦–૧૯૦૧ માં રૂા. ૨૯૯૮) ખર્ચી એ ડીપ બાંધેલી. આ પુલ અને ડીપ ગામને બહુ અગત્યના છે. પુલ તો ઈજનેરી દૃષ્ટિએ ઘણો અગત્યનો છે. લોખંડની ગર્ડરો ઉપર લોખંડની મજબુત નાની પ્લેટો મુકી ઉપર ડામર કોંક્રીટમાં પત્થરો ઘણા સરસ બેસાડવામાં આવ્યા છે.

ખારમાં લોખંડની પ્લેટો લગભગ બધી ખવાઇ ગઇ છે અને આખો પુલ કાણો થઇ ગયો છે અને અંદર ગાબડાં પડે છે. બોર્ડે પોતાની ભલી નિષ્ઠા વાપરી કેટલાક ગાળાઓ ફરી રીપેર કરાવ્યા છે. આ રીપેર કરતી વખતે લોખંડની નાની પ્લેટો કાઢી મોટી લાકડાની સ્લીપરો મુકવામાં આવી છે અને ડામર કોંક્રીટની જગ્યાએ હાલમા સીમેંટકાંકરીમાં પત્થરો બેસાડવામાં આવ્યા છે. પરંતુ ત્યારના કારીગરો જેવી હાથની કામગીરી લાગતી નથી. હજી સાત–આઠ ગાળાઓ નવેસરથી રીપેર માગી લ્યે છે એટલે રૂા. ૧૫૦૦)ના ખર્ચની જરૂર રહે છે. લોકો પોતાનો ફાળો નહિ આપશે તો તેમની મુશ્કેલી વધી જશે. ગયે વરસે એ પુલ પર એક બળદનો પગ પણ ભાગી ગયેલો જેથી રૂા. ૧૫૦)ના બળદનું પાણી થઈ ગયેલું. લોકો આ સામે જાગૃત થશે ખરા?

૧૯૦૫માં બાહ્ય ઇચ્છાપોર રસ્તાનું કામ કરવા વિચાર્યું. અને બાંધકામ ખાતાએ સ. નં. ૧૯૯, ૨૮૦, ૨૦૨, ૨૦૫થી બાહ્યની હદ સુધી ૪૦ ફુટનો તથા સ. નં. ૪૨૦ અને ૧૯૪માં અને ખાડીખરાબામાં ૬૦ ફુટ પહોળો રસ્તો કરવા નક્કી કરેલું. ઇચ્છાપોરની હદમાં પહેલાં નાળ હતી અને રસ્તો ખૂબ કાંટાવાળો ને સાંકડો હતો. નાળ પહેલાં સીધી હતી પણ રસ્તો ખારમાં ખોવાઈ જતો હોવાથી થોડું Diversion કરવામા આવેલું અને ઇચ્છાપોરના હરિજનવાસના ત્રણ છાપરાં લઇ લેવામાં આવેલાં. ઘણાં દબાણો દૂર કરવામાં આવ્યાં. અને થોડી જગ્યા Acquire કરવામાં પણ આવેલી. સદરહુ રસ્તા માટે ૫૧ ગુંઠા ખાનગી માલીકો પાસે લેવાની હતી તેમાંથી ૩૧ ગુંઠા તેના માલીકોએ મફત આપેલી અને રૂા. ૧૦૦)માં બાકીની ૨૦ ગુંઠા જમીન મેળવવામા આવેલી. ત્રણ છાપરાં માટે પણ હરિજનોને પૈસા તેમજ સરકારી જમીન છાપરાં બાંધવા માટે આપેલી. પહેલાં તો એ રસ્તો મેટલનો બનાવવા રૂા. ૫૧૬૭)નુ એસ્ટીમેટ બનાવવામાં આવેલું પરંતુ એ રકમ ઘણી મોટી હોવાથી છેવટે રૂા. ૨૨૪૦) મંજુર કરેલા (સને ૧૯૦૬) અને રસ્તો મારલનો બનાવવા નક્કી કરેલું. રસ્તા ઉપરની સુપડીઓ પણ આજ અરસામાં કરાવવામાં આવેલી.

### ઇચ્છાપોરથી સુંવાલીનો રસ્તો

મોરા, સુંવાલી, દામકા, ભટલાઈ વિ. ગામના લોકોને રસ્તાની ખૂબ મુશ્કેલી હતી એ વાત નિઃશંક હતી, ઇચ્છાપોરને પાદરેથી ખાર લાગતો તે આ બધાં ગામો ખારના કાદવમાં ખુંદતું ખુંદતું જવું પડતું હતું. લોકોને ઘણી જાતની હાડમારીઓ હતી, તેથી તેઓએ ખાતાને તા. ૧૧–૧૨–૧૯૦૨ મા અરજી કરેલી કે તેમની મુશ્કેલી જોતાં આ રસ્તો કરવો જોઇએ. આ અરજી કરાવવામાં સુંવાલી, ઇચ્છાપોર તેમજ મોરાના કેટલાક પારસી સદ્‌ગૃહસ્થોએ આગેવાની ભર્યો ભાગ લીધો હતો આ અરજી વિષે તપાસ ચાલતી હતી તે વેળા ગામ કવાસ લીમલા, મોરા વિ. ગામના લોકોએ ડી. લો. બોર્ડના પ્રમુખ (કલેક્ટર)ને અરજી

P. W. D. માં જ્યારે એ રસ્તો હતો ત્યારે એના પર કોઇ નાળાં હતાં નહિ. કાલોપુલ, લોઢપુલ (Iron Bridge), તથા ભાઠા ગામથી સુરત તરફ આવતાં પહેલો પુલ વિ. પાછળથી કરવામાં આવ્યા હતા. ભાઠાની પશ્ચિમ પાદરનો લોઢપુલ ૧૮૬૬માં બાંધવા નક્કી કરવામાં આવ્યું. પહેલાં તો ત્યારના સોર્ટે નામના ઇજનેરે Skew Bridge બાંધવા જણાવેલું અને તેમાં ટ્રામ પ્લેટો વાપરવી એવું સુચવેલું પરંતુ તે વખતના સુપ્રીન્ટેન્ડીંગ ઇજનેરે આ પ્લાનની વિરુદ્ધ રિપોર્ટ કરેલો એટલે છેવટે રૂા. ૨૬૩૧ના ખર્ચે લોઢપુલ બાંધવા નક્કી કરવામાં આવેલું અને તે સને ૧૮૬૮ના જાનેવારી માસમાં પુરો થયેલો. લોઢપુલ બાંધ્યો તે પછી નાવડી ઓવારાની સામે કાંઠે ભાઠાની સીમમાં પૂલ બાંધવામાં આવ્યો એવી હકીકત મળે છે.

એ રસ્તા ઉપર પહેલાં અડાજણની સીમમાં એક મોટો વડ હતો અને ત્યાં હંમેશાં પરબ માંડવામાં આવતી હતી તેમજ હવાડો ભરવામાં આવતો હતો પરંતુ એ વડ મરી ગયો અને લોકોને બેસવાની તેમજ પાણીની ઘણી અગવડ પડવા માંડી તેથી અડાજણના પાલનજી પદમજી જેવા શેઠ જેઓ મુંબઈમાં ધંધો ઉદ્યોગ કરતા હતા તેમણે પોતાને ખરચે પતંગોના ખપરાંની પરબ બાંધવા સરકારને અરજ કરેલી. આ અરજ મંજુર કરેલી અને તે

"આપનો રૂ. ૧૦૦૦૦)નો નાં. એ/૫૬૨૦ ૯૫નો ચેક મળ્યો છે. તમને અભિનંદન. સુચવેલું નામ રાખવામાં વાંધો નથી."

આ પત્ર અને જવાબ ઉપરથી વાંચકને માલમ પડશે કે દાન આપનાર ગૃહસ્થની કેટલી દાનાઈ છે. અને પ્રમુખ-સાહેબે પણ તેમને ટુંકમાં પણ છાજતો જવાબ આપ્યો છે, આજે તો ઘણા દાતારો મકાનો ઉપર તકતી મુકાવવાની શરત ઉપરાંત જેના સ્મરણાર્થે દાન અપાયું હોય તેની અમુક તિથિએ રજા પાડવાનો પણ હદથી જાદે આગ્રહ કરે છે. તેઓને ઉપરનો સર નેસ વાડીઆનો દાખલો માર્ગદર્શક થઈ પડશે. આ પછી રૂ. ૨૬૨૩૧) નું એસ્ટીમેટ મંજુર કરવામાં આવ્યું ને કામ શરૂ થયું, એ રસ્તા ઉપર ખાતાંએ ઇચ્છાપોર લે. લેવલ પુલ આગળ એક મેમોરીઅલ મૂકવા નક્કી કર્યું અને ત્યાં ૨॥'×૨॥'×૧॥' ની આરસની-'મોટલીભાઇ વાડીઆ રસ્તો' નામની-તાતી મૂકાવી, જો કે ડી. લો. બોર્ડના બજેટમાં તેમજ તેના ચોપડે તો આ રસ્તાનું નામ હજી ઇચ્છાપોર સુવાલી ચાલે છે પરંતુ બોર્ડ એને 'મોટલીભાઈ વાડીઆ રસ્તો' એજ નામે બધો વ્યવહાર ચલાવવો જોઇએ એવો મારો અભિપ્રાય છે.

ત્યારબાદ એ રસ્તાનું કામ શરૂ કરવામાં આવ્યું અને રસ્તાની જમીન લેવા તજવીજ ચાલી. એનાં શેઠ પેસ્તનજી અને ઓરપાડના મામલતદારને થોડી ચકમક ઝરેલી પરંતુ પછી સુરતના કલેકટરે ઓરપાડના મામલતદારને ચપ આપી એટલે જમીન મેળવી લેવામાં આવી., એ રસ્તા ઉપર બીજી પણ એક તકરાર ચાલેલી. સદરહુ રસ્તો ઇચ્છાપોર ગામમાંથી કોળી લોકોના એક ફળીયામાંથી જાય છે તેથી ત્યાંના કોળી-ભુલા માના, ધુળીઆ ગલા, રણછોડ ગંગારામ વિ. એ ત્રણ ચાર વખત અરજી કરેલી કે રસ્તો ફળીયામાંથી ન લેતાં ખાડી બાજુએથી લોકોના વાડામાંથી લેવો તા. ૧૬-૨-૧૯૦૭. આ અરજીની તપાસ થઈ ખાતું તેમજ સહકાર તથા ગામલોકો બધાય રસ્તો ફળીયામાંથી લેવા માગતા હતા એટલે ઓરપાડના મામલતદાર કાલીદાસ અમાઈદાસ, ગોવનભાઈ પરભુભાઈ, નાથાભાઈ જગજીવન, રણછોડભાઈ માધવભાઈ, પાલનજી દોરાબજી, બેરામજી ફકીરજી, જમશેદજી બરજોરજી વિ. નો જવાબ લીધો કે અહિંથીજ રસ્તો ફાવે એમ છે. એટલે અરજદારોની અરજી નામંજુર કરવામાં આવેલી.

જો કે આમાં કેટલીક મુશ્કેલીઓ તો થઇ હેજ. બાકીથી ઇચ્છાપોર રસ્તો કરતી વખતે જે Diversion કરવામાં આવ્યું હતું તે ન કરી રસ્તો સીધોજ બારમાં થઇ લીધો હોત તો જો કે સ્હેજસ્હાજ ખર્ચ વધુ થાત ખરો પરંતુ આજે એ રસ્તા ઉપર જે વળાંકો છે અને રસ્તો જે મહોલ્લામાથી જાય છે ત્યાં આગળ રસ્તાની જે સ્થિતિ છે તે ઘણીજ વિચિત્ર છે, ૧૫'ના રસ્તા પરથી જ્યારે મોટરો દોડી જતી હોય ત્યારે વળાંક એ રસ્તા પરના રહેવાસી ખેડુતોના નાનાં બચ્ચાંઓની શી સ્થિતિ થતી હશે તે કલ્પના જો તે વખતના ઇજનેર મી. ઓએ કરી હોત તો રસ્તો બારની બાજુથી લેવામાં બહુ વાંધો આવ્યો ન હત.

બોર્ડ હાલ એ આખા રસ્તા ઉપર ૨ થી ૨॥ હજાર રૂ નો ખર્ચ કરે છે. આટલા મોટા લાંબા રસ્તા ઉપર આટલા પૈસા તો નહિ જેવા છે. કહેવામાં આવે છે કે વાડીઆ એડીડીમાંથી 'મોટલીભાઈ વાડીઆ રસ્તા' પર મોટી રકમ આપવા તેઓ ઇચ્છે છે.

કરેલી કે સદરહુ રસ્તો વાયા ઇચ્છાપોર ન લેતાં સીધો લીમલા, કવાસ, નવાપરા, ભાટપોર ને ભાગ થઇ લેવા જેથી બધાં ગામો રસ્તાનો લાભ લઇ શકે. તેઓએ ઇચ્છાપોર સુંવાલી રસ્તાની કેટલીક મુશ્કેલીઓ- જેવી કે રસ્તો ઉજ્જડમાં છે, પાણી બાજુએ નથી એટલે તળાવ ખોદવું પડશે, પોલીસગેટ ઉભી કરવી પડશે તેમજ રસ્તો ત્રણ માઇલ વધુ લાંબો થશે વગેરે; પરંતુ આ અરજી નામંજુર કરવામાં આવી હતી.

ત્યારબાદ તે વખતના ઇચ્છાપોર વિ. ગામો તરફ મમતા રાખનાર આગેવાન પારસી ગૃહસ્થ શ્રી. પેસ્તનજી માણેકજીના એ (નાનપરા–સુરત) રૂ. ૫૦૦૦)ની અને રસ્તો તાત્કાલિક હાથમાં લેવામાં આવે તો રૂ. ૭૦૦૦)ની રોકડ રૈયતમદદ ભેગી કરી આપવા જણાવ્યું. (સને ૧૯૦૪) પેસ્તનજી શેઠે સદરહું રસ્તાનું માટીકામ પણ ૪ આના બ્રાસ પ્રમાણે તથા માવસ કોઠેથી વહી લાવવાના બ્રાસના રૂ. રાા પ્રમાણે કરી આપવા કબુલત કરેલી, તેમજ ડોસાભાઈ નામના પારસી કોન્ટ્રાકટરે રૂ. ૪ બ્રાસ પ્રમાણે માવસ બાવરી તેમજ દુધીઆ ઓવારે કાઢી આપવા કબુલત આપેલી.

બાંધકામ ખાતાના ઈજનેરે પહેલાં રૂ. ૨૬૨૩૧)નું રસ્તાનું એસ્ટીમેટ કરેલું અને ઓલપાડ ઓવરસીઅરે પાછળથી રૂ. ૧૯૨૭૦ રૂ. નું એસ્ટીમેટ કરેલું. ખાતાંએ લોકો પાસે રૂ. ૯૦૦૦)ની રોકડ મદદ માંગેલી. આ મદદ લોકોની શક્તિ બહારની હતી એટલે એ વિરે તુમારો ચાલ્યા, તે વખતના ડેપ્યુટી કલેકટર મહુંમ શ્રી. લાલભાઈ અંબારામે સદરહુ રસ્તો કોઇ પણ ભોગે કરવાની હિમાયત કરેલી અને તે વખતના ઓલપાડ બોર્ડના પ્રમુખ મી૦ કાદરીએ ઓલપાડ તાલુકા બોર્ડમાંથી રૂ. ૨૦૦૦) આપવા જણાવેલું. ખાતાંએ ફરી પેસ્તનજી માણેકજીને જણાવ્યું કે રૈયતમદદ તરીકે ખર્ચની અડધી રકમ જમા કરાવવી. જેથી પેસ્તનજી શેઠે જવાબ આપેલો કે રૈયત મદદ તરીકે કું ફાળો આપશે. તા. ૧૬–૩–૧૯૦૪. આથી રસ્તો કરવાની વાત ઘોડી ખોરંભે પડેલી અને પેસ્તનજી શેઠ વિ. થોડા હતાશ પણ થયેલા પરંતુ તેમણે મુંબઇના આગેવાન પારસીઓ સાથે ખૂબ લખાપટ્ટી વિ. કરી આખરે તા. ૧૬–૮–૧૯૦૫ને રોજ શ્રી. પેસ્તનજી માણેકજી. એદલજી શાપુરજી તથા બેરામજી જમશેદજી પરેલે જો રસ્તો તાકીદે હાથ પર લેવામાં આવે તો રૂ. ૧૦૦૦૦)ની રકમ આપવા જણાવ્યું.

તા. ૨૦મી સપ્ટેંબર ૧૯૦૫ ને રોજ મુંબઇના જાણીતા પારસી સખાવતી ગૃહસ્થ શ્રી. એન. એમ. વાડીઆએ ત્યારના કલેકટર અને ડીસ્ટ્રીક્ટ લોકલ બોર્ડના પ્રમુખ મી. વેસ્ટ્રોપ ઉપર નીચે પ્રમાણે પત્ર લખેલો.

"ઇચ્છાપોર સુંવાલી રસ્તો બનાવવા બાબતમાં મારા તરફે એદલજી શાપુરજી, પેસ્તનજી માણેકજી, બેરામજી જમશેદજીએ રૂ. ૧૦૦૦૦)નો ફાળો આપવા જે કબુલત આપી છે તે માટે રૂ. ૧૦૦૦૦)નો તા. ૨૦નો મુંબઈ ચેક મોકલ્યો છે તે મળ્યાની પહોંચ સ્વીકારવા મહેરબાની કરશો.

જો કે મેં આ રકમ આપતાં કોઇ શરત કરી નથી, છતાં આ રસ્તાને 'મોટલીબાઇ વાડીઆ રોડ' નામ આપવામાં આપને વાંધો હશે નહિ."

જેનો પ્રમુખ, ડી. લો. બોર્ડે નીચે મુજબ તા. ૨૧–૯–૧૯૦૫ ને રોજ જવાબ આપ્યો હતો.

# ગામ પંચાયતોની ચૂંટણી

## [ કેટલીક વ્યવહારૂ સૂચનાઓ ]

સુરત જીલ્લામાં ગામ પંચાયતોની નવા કાયદા હેઠળ ઓક્ટોબર માસમાં ચૂંટણી થનાર હોવાથી પંચાયત જ્યાં સ્થાપવાની છે ત્યાં ઘણી વિવાદસ્પદ ચર્ચાઓ ઉભી થવા પામી છે આ લેખમાંથી તેમને કેટલીક વહેવારૂં સુચનાઓ મળી રહેશે

કેટલાકં એમ માને છે કે ગામ પંચાયત નકામું તુત છે અને એ આવવાથી નાહકના કરવેરા ગામડામાં પડશે. આ ફરિયાદ માટે ઘણી અતિશયોક્તિ કેટલાક રઢિચુસ્તો તરફથી થાય છે. પંચાયતો ૨ હજાર ઉપરની વસ્તીવાળા ગામોએ ફરજીયાત દાખલ કરવાની છે. ગામના કેટલાક અસંતોષી તથા પોતાનું ધાર્યું નહિ થશે એવી દહેશતવાળા નાહકના લોકોને ઉશ્કેરે છે કે તેમના ગામમાં પંચાયત નહિ જોઇએ. આવા મોટા કસ્બાઓમાં કુવાઓ, રસ્તાઓ, આરોગ્ય, દવા, લાયબ્રેરી, અખાડો વિ. ઘણી વસ્તુઓ અગત્યની હોય છે. એ માટે કોઈ એકસ્ટ્રીક્સ વ્યક્તિ પહોંચી નહિ વળે. એના માટે આખા ગામે પોતાની શકિત પ્રમાણે ફાળો આપવો જોઇએ. આ તો સ્હેલાઇથી સમજી શકાય એવી વસ્તુ છે. ચોર્યાસી તાલુકાના ગ્રામ પંચાયતવાળા ગામોનો દાખલો લો. કતારગામ, અડાજણ, ભાઠા, આઠવા, મોટા વરાછા વિ. ગામોમાં ચોમાસામાં રસ્તાઓ, એટલા બધા કાદવવાળા અને ગંદા હોય છે કે કુવે જતી આવતી પનીઆરીઓને, નિશાળે જતાં છોકરાંઓને અને સામાન્ય રીતે બીજા લોકોને એટલી બધી અસહ્ય મુશ્કેલી વેઠવી પડે છે કે એ તો જે જાતે જુવે એનેજ એની ખરી ખબર પડે. આવા રસ્તાઓ માટે, જો કોઇ બોર્ડ તરફ મુખ રાખીને બેસે, તો તે આ જમાનામાં આકાશકુસુમવત છે. ગામની સુખાકારી માટે ગામ લોકોએ થોડો કર વેઠવો જોઇએ એમાં તેઓ કોઈને પરોપકાર કરતા નથી. સાધારણ રીતે એમ બને છે કે ગામના કોઇ અગત્યના કામ માટે પૈસાની જરૂર પડે તો મધ્યમ વર્ગના સમજુ લોકો ઘણે ભાગે એ બોજો સહે છે. મારો પોતાનો અનુભવ એવો છે કે એવા ફાળામાં પૈસાદાર લોકો તેમને પહોંચવાને અભાવે અથવા નજીવી રકમ આપે એથી પહોંચી શકાતા નથી. આવાજ લોકો આવી પંચાયતનો વિરોધ કરનારા હોય છે કારણ કે હવે તેમના બરડા ઉપર બોજો પડે છે. આથી ગામના સમજુ લોકોએ. યુવાનોએ સાચા સેવાભાવી લોકોને પંચાયત માટે ઉભા કરવા જોઈએ અને તેનો વ્યાજબી પ્રચાર કરી સારી પંચાયતો સ્થાપવા પુરતો પ્રયત્ન કરવો જોઇએ. કેટલાક ગામના થોડા લોકોએ સુરતના કલેક્ટરને ગામ પંચાયત ન દાખલ કરવા અરજી કરી છે પરંતુ તેઓ એટલું યાદ રાખે કે ગામ પંચાયત આવશે એ તો બ્રહ્માક્ષર છે. કાયદામાં કલેક્ટરને સત્તા નથી કે તે પોતે પંચાયતવાળા ગામને પંચાયતમાંથી બાકાત રાખે. ગામમાંથી એકં પણ શખ્સ ઉભો થશે તો બાકીની બધી જગ્યાઓ પુરવાને કાયદામાં કલેક્ટરને સત્તા છે. અને ચોર્યાસી તાલુકામાં તો સાત ગામમાંથી એક પણ ઉમેદવાર ઉભો નહિ રહેશે એ વાત બીલકુલ અશક્યજ છે ડીસ્ટ્રીક્ટ લોકલબોર્ડને લાગેવળગે છે ત્યાં સુધી તેઓ બધાજ ગામપંચાયત સ્થાપવાની તરફેણમાં છે અને ચો[ર્યા]સી તાલુકા કમિટીના ચેરમેન તરીકે હું ઇચ્છું છું કે એવા દરેક ગામે પંચાયત સ્થપાય એટલું જ નહિ પણ સારી પંચાયત સ્થપાય.

રસ્તાનો ઘણો ભાગ હજી કાચો છે તેથી વહેવાર ખોરવાઈ જાય છે અને હજી આપણ ચાલુ રહે છે. આપણે અત્રે એટલુંજ ઇચ્છીએ કે દાતારે જે સદીચ્છાએ રૂ. ૧૦૦૦૦નું દાન સને ૧૯૦૫માં કરેલું તે દાનની ખરી સાર્થકતા તેના વારસો કરી આપે.

આ રસ્તા સાથે કેટલાક એપ્રોચ રસ્તા લાગુ છે તે પણ સાથે સાથે વર્ણવવા ઠીક થઈ પડશે. આ રસ્તાને અડાજણ, પાલ, ભાઠા અને ભાટપોરના એપ્રોચ રસ્તાઓ લાગે છે. અત્યાર સુધી તો ડી. લો. બોર્ડ અથવા તાલુકા લોકલબોર્ડ એ ઉપર ખર્ચ કરતી. અને આ રસ્તાના બે ગામોએ તો મુંબઇ પ્રાંતના વડા હાકેમો પણ ગએલા એટલે રસ્તાને ઉકર્ષી હશે અમુક વખત માટે કરવામાં પણ આવેલા. હાલની બોર્ડે આ રસ્તાઓને નાના રસ્તાઓ તરિકે ગણ્યા છે ત્યારથી એમાંના કેટલાક રસ્તાની અવનતિ થઈ છે એ દેખીતી વાત છે.

અડાજણ ગામના લોકોને સડક ઉપર આવવા ખૂબ મુશ્કેલી પડતી હતી. હાલ જ્યાં તળાવ છે ત્યાં અસલ ખાડી હતી અને તેમાં પાણી ચોમાસામાં ખૂબ વહેતાં. જો કે લોકો તો એમા ૩૦ ફુટ પાણી ચઢતાં એમ કહેતાં પરંતુ ઇજનેરતી જાતે તપાસ થયા પછી એ વાત ખોટી ઠરેલી. એ ખાડી ઉપર પહેલાં તો લાકડાંનો પુલ બનાવવામાં આવેલો. પરંતુ આથી કંઇ મુશ્કેલીનો નિકાલ થયેલો નહિ. નિશાળે જતાં છોકરાંઓને, ઉતારાએ જતાં લોકોને, તળાવ પર આવેલા કુવા પર પાણી ભરવા જતાં પનીઆરીઓને તેમ ખેતરે જતાં ખેડુતો તથા જાનવરોને જે મુશ્કેલી પડતી તેનું ધ્યાન એ લોકોની અરજીમાં તરી આવે છે. તે ઉપરથી ગામ લોકોએ રૂ. ૨૦૦૦) રૈયત મદદ આપેલી અને અડાજણના આગેવાન પારસી સદ્‌ગૃહસ્થ શ્રી. કેખશરૂ શેઠે બોર્ડમાં એ રકમ જમા કરાવેલી તે ઉપરથી એ રસ્તો કરાવવામાં આવેલો. કેકુ શેઠનો તાડીનો મોટો વેપાર હોવાથી એ રસ્તો સારો રાખવા એઓ ખુબ જહેમત લે છે અને દર વરસે પોતાની અંગત રકમ ખર્ચી એ રસ્તાને સારી સ્થિતીમાં રાખે છે.

પાલ ગામ એક એવું છે કે જેની દાદ ઘણો લાંબો વખત સુધી કોઇએ સાંભળી નથી લાગતી. કદાચ એમ પણ હોય કે એ ગામના લોકો અરજી કરવામાં કુશળતા ધરાવતા ન હોય. મુબાઈ પ્રાંતમાં કોંગ્રેસ પ્રધાનમંડળના વખતમાં નાના એપ્રોચ રસ્તાની સ્કીમ થઈ તેમાં પાલ એપ્રોચ તથા ભાઠા એપ્રોચના કામો મંજુર થયાં અને પાલ રસ્તાને રૂ. ૯૦૦)ની સરકારી મદદ મળી. ગામના લોકોએ ગાડાં તથા મજુરી કરી રસ્તાને સારો કરવા ખુબ જહેમત ઉઠાવી છે પરંતુ રસ્તાની લંબાઈ જોતાં આ રકમ ઘણી નાની છે. આ રસ્તો લગભગ ૭-૮ ફર્લાંગ લાંબો છે. આટલું થયું તેથી પણ ગામને ઘણી રાહત મળી છે.

ભાઠા એપ્રોચ રસ્તો અડાજણની માફક મેટલનો છે. એની લંબાઈ ૧ ફર્લાંગથી કંઇક વધુ હશે. ભાઠા મુખ્ય રસ્તાને આ રસ્તો તળાવની પાળેપાળે રહીને જોડે છે. તળાવની પાળને જુદી જુદી જગ્યાએથી પહેલેથી બાંધવામાં આવી છે અને તેમાં સરકારે તેમજ એ ગામના પારસી ગૃહસ્થ શ્રી. કાવારાણાએ સારો સરખો ખર્ચ કર્યો છે. રૂ. ૮૦૦)ની સરકારી મદદમાં ગામ લોકોએ રૂ. ૩૦૦)નો ફાળો આપેલો.

લલ્લુભાઈ હરિભાઈ પરેલ
પ્રમુખ-તાલુકા લોકલબોર્ડ કમિટિ, ચોર્યાસી.

પ્રમાણે બે સારા માણસો—સરપંચ અને માજીસ્ટ્રેટની બેંચનો ચેરમેન—જોઇએ. પછી બીજા તો લોકમત ધરાવતા કાબુદાર માણસ હોય તો બસ છે. ૧૧ જગ્યા કરતાં કોઇ જગ્યાએ વધારે માણસો આવી શકવાના નથી. તેમાં પછાત કોમ હરિજન, ને મુસલમાન વિની બેઠકો રીઝર્વ હોય છે. એટલે બાકી રહેતી જગ્યા માટે બધા ભદ્ર લોકોજ ઇચ્છા રાખે એ હવે ચાલી શકે એમ નથી. ઇચ્છાપોર ગામનો દાખલો લો. એ ગામમા પચાયત સ્થપાએલી તેમાં કોળી તથા કણબી પ્રજાને પૂછ્યા સિવાય નામો નક્કી થયેલા. એ પંચાયત હજી સુધી કંઇજ કરી શકી નથી. એ પંચાયતની સફળતા માટે નરી બુદ્ધિ કરતાં સહૃદયતા ,અને ન્યાય કરવાની વૃત્તિ અને લોકોની ભલી લાગણી એ વધારે અગત્યનાં છે.

પંચાયત્ત શરૂ થાય એ વખતે ખોટાં વેરઝેર, વ્યક્તિગત આક્ષેપો, ખોટા હેતુઓનું આરોપણ વિ. થી દૂર રહેવની જરૂર છે, પંચાયતમા કામ કરવા નીકળનારાઓએ ધ્યાનમાં રાખવું જોઇએ કે શબ્દો કરતા કામ, દલીલ કરતા સેવા, અદેખાઇ કરતાં કામમાં ચીવટાઇ એ પચાયતની સફળતા માટેના સદ્‌ગુણો છે. પ્રભુ આ બધા સદ્‌ગુણો બક્ષે એવી પ્રાર્થના.

લલ્લુભાઇ પટેલ

---

# ગાંધીજીને

વૃદ્ધ વયસ્યો કબરે સૂતા, સૂતા ચિતાએ ભાઇ,
પણ દર સાલગ્રહે તું જાણે અદકો યુવાન થાય.
લઇ લાકડી ટેકે ચાલે સૂકલ લકડી કાય,
પણ તારે ટેકે ભારતની કમ્મર ટટાર થાય.
અંગ ગળ્યાં છે, વાળ પળ્યા છે, પડી દાંતની હાર,
રાષ્ટ્ર જનનીના ખોળે તું પણ શોભાનો ભંડાર.
તારા બોખા મુખથી ઝરતા મુક્ત—હાસ્યનાં ફૂલ,
શું ખખ ખાખર પર કેસુડા વસંતમાં અણમૂલ !
તારી કરામત કબરસ્તાને કયામત શું શરૂ થાય ?
દીન, દળાયાં પીડિત, પરાજિત—મડદાં બેઠાં થાય !
દળદરના ડુંગર તોળે તું ઝીને તકલી ભાર,
ટચલી શું ગોવર્ધન તોળે વૃંદાવનને દ્વાર !

રેંટિયા બારશ, ૧૯૯૬ } .મે.

ઘરવેરો ફરજીયાત છે એ સાચું છે પરંતુ ગરીબ માણસો પાસે કર પૈસામાં ન લેતાં મજુરીમાં લેવાની કાયદામાં છૂટ છે. અડાજણ ગામના કેટલાક ખેડુતો ઘરવેરાને વિરોધ કરે છે. આજે તો એ લોકો દુધ ઉપર મહામૂલી ઉઘરાવે છે. અને દર રૂપીએ ૦ા શેર દુધખેડુત પાસે કાપી લે છે. આ મહામૂલીનો કર કોના પર પડે છે! ફક્ત ખેડુતો પર. ગામના શ્રીમંત પારસીઓ ભંડારીઓ, મુસ્લીમો તેમજ બીજા નોકરીઆતોને તો એમાં પાઇ પણ આપવી પડતી નથી. એમાંના ઘણાં તો લોકલસેસ પણ ભરતા નથી. ઘરવેરાથી એવા લોકો પણ ખેડુનો સાથે બોજો ઉપાડશે એ શું દીવા જેવું ચોકખું નથી? કનારગામમાં કંતારેશ્વર મહાદેવે તથા જૈન દેરાસરમાં દર વરસે હજારો યાત્રાળુ આવે છે તેઓના વાહનો સારા ગામનો રસ્તો બગાડી નાખે છે પરંતુ તેમને રસ્તા બનાવવા કોઇ કર સહન કરવો પડતો નથી. પહેલાં તો સુરત મ્યુનીસીપાલીટી એમાં ફાળો આપતી હતી, હવે એ આપતી નથી; તો એવા યાત્રાળુ પાસે કર લેવાથી ગામનો બોજો ઓછો નહિ થશે શુ? અડવા ગામના શ્રીમંત બંગલાવાળાઓ અત્યાર સુધી બેઉને ખરચે ને જોખમે સારા રસ્તા ભોગવતા હતા. જેને માટે તેમને કંઇ વેઠવું પડતું નહતું. તેમના સારા રસ્તા માટે અથવા બીજી સુખાકારી માટે તેમણે પંચાયત હવે શું ચર કરવી ન જોઇએ!

ચોર્યાસી તાલુકાની બધી પંચાયતોને સારી આવક થશે જો તેઓ કાયદામાં જણાવેલાં કરના સાધનોનો ઉપયોગ કરશે તો. નવા પંચાયતના કાયદાથી ગામના કામમાં જોઇતા ફાળાની વહેંચણી હવે બધા પર પડશે એ તે; ઉલટું પંચાયત લાવવાની દલીલમાં સમર્થન કરે છે.

બીજી મોટી મુશ્કેલી પંચાનમાં કેવા સભ્યો હોવા જોઈએ એની છે. સાધારણ રીતે ગામમાં એક જાતની વસ્તી હોય ત્યાં એ મુશ્કેલી પડતી નથી પણ ૨ હજાર વસ્તીવાળા ગામોમાં જાત જાતની વસ્તી હોય છે. ગામના ભદ્ર લોકો (કહેવાતા બુદ્ધિશાળી) એમજ માને છે કે તેઓનો પંચાયતમાં સિક્કા વાગવો જોઇએ. આ માનસ બહુ હાનિકારક છે. તેઓ બીજાને ન્યાય કરવા ઇચ્છતા હોતા નથી. ભદ્ર લોકો ભોગ આપી સેવા આપવા આગળ આવવા આવતા હોય તો બીજી કોમને એમાં કંઇ અદેખાઇ કરવા જેવું નથી. પરંતુ પોતાની સરસાઇ પંચાયતમાં પણ ન્યાયાન્યાય તોળ્યા સિવાય ચાલુ રહે એમ જો તેઓ ઇચ્છે તો આ જમાનામાં તેમનું નાવ ખોરવાઈ જશે. ચોર્યાસી તાલુકાના એક ગામના ભદ્રલોકોને એવો ભય લાગ્યો કે મુસ્લીમો પછાત કોમ વિના ઠેકાથી બહુમતીમાં આવશે. આમ જો થાય તો તેમનું વર્ચસ્વ જતું રહે એટલા માટે પોતાથી ન પીવાય તો ઢોળી મૂકવું એ મુદ્દાએ તેમણે ગામમાં પંચાયત દાખલ ન કરવા કલેક્ટરને અરજી કરી. એજ પ્રમાણે બીજા એક ગામના ટ્રસ્ટીઓ અત્યાર સુધી ગામનો કારભાર એકહથ્થુ ચલાવતા તેમને હવે નવા કારભારી પેસી જશે એની બીક લાગી એટલે તેમણે પણ કલેકટરને ઉપર જેવી અરજી કરી. ત્રીજા એક ગામમાં કેટલાકને પ્રમુખ ચૂંટવાની નથી જ એવી પુરતી ખાત્રી હોવાથી પંચાયત ન જ આવે એ ભલું એમ માની તેમણે પણ અરજી કરી આવી અરજીઓ વખતે બીજા પ્રત્યે અવિશ્વાસ અદેખાઇ અને ઇર્ષ્યા પણ સાધારણ હોય છેજ.

તો પ્રશ્ન એ છે કે બધી કોમોને ન્યાય શી રીતે થાય? પંચાયતમાં મારા માનવા

જો હુકમના માનસથી પર નથી, અને હમેશા ઉપલા અધિકારીઓના હુકમની રાહ જોયા કરે છે અને તે પ્રમાણે વર્તવા ખડે પગે તૈયાર જોવામા આવે છે સ્વતંત્ર વિચાર શકિતનો તેમનામાં મોટો અભાવ જોવામા આવે છે તેને પરીણામે પોતે કંઇ પણ નવું સર્જન કરવાને અથવા નવો માર્ગ કાઢવાને શકિતમાન હોતા નથી શ્રી અરવિંદ પોતે માયુંજ કહ્યુ છે કે:- ભારતની પડતીનાતુ કારણ "ગરીબી નહિ, દારિદ્ર નહિ, પરંતુ જ્ઞાનની ભૂમિમાં અજ્ઞાનતાનો વિસ્તાર. વિચાર શકિતનો નાશ, વિચાર કરવાની અશકિત અથવા અનિચ્છાજ છે, મધ્યયુગમાં ગમે તેમ હોય પરંતુ આ સમયે તો ખાસ કરીને ભારતની ઘોર અવનતિનું મુળ કારણ એજ છે."

આજે એ કેળવણીને પરિણામે દેશમા ગુલામી મનોદશા પ્રવર્તે છે, આ કહેવાની ઉચ્ચ કેળવણી (વિદ્યાપીઠોની) થી આપણે સ્વમાન ગુમાવી બેઠા એટલુજ નહિ પરંતુ શારિરીક, માનસિક, તથા આધ્યાત્મિક અધોગતિએ પહોચ્યા છીએ, જેને પરિણામે આત્મ-વિશ્વાસ ગુમાવીને પોતા કરતા બીજાઓ વધુ બુદ્ધિમાન, વિદ્વાન, હોશિયાર લાયક અને બળવાન છે, અને પોતે બહુજ ઉતરતા અને દુર્બળ છે એમ માનતા થઇ ગયા છીએ.

હાલમાં દેશમાં અપાતી કેળવણી અને પાશ્ચાત્ય સંસ્કૃતિ સાથેના સંપર્કના પરિણામે આપણા દેશના મુલ્યાંકનમા ફેર પડયો છે પ્રાચીન ભારતવર્ષના ધોરણે સસ્કૃતિ, ચારિત્ર્યના નિયમ વગેરેના મૂલ્યો વૈભવ–અધિકારના કરતા ઉંચા અંકાતા હતા અને સંસ્કૃતિનેજ પ્રાધાન્ય અપાતુ હતું. પૈસા, દ્રવ્ય વગેરે ભાવનો બહુજ ગૌણ મનાતી આજે કેળવણી એટલે સારી જગ્યાઓ પ્રાપ્ત કરવી, અમલદારી ભોગવવી, પૈસા કમાવા વીગેરેમાંજ કેળવણી સમાપ્ત થાય છે એમ માનવામા આવે છે. શરૂઆતમા કેળવણી આપતા માબાપો એવી આશા અને ઇચ્છા વ્યકત કરતા કે મારો છોકરો તો ભણીને મુન્સફ થવાનો, મામલતદાર થવાનો, ફોજદાર થવાનો વગેરે. આ પરથી લોકો કેળવણી શા માટે લેતા હતા અને બાળકોને આપતા હતા તે સમજાશે. પણ હવે સામાન્ય માણસ એમ કહે છે કે ભણાવી ભણાવીને શું કરીએ, બધા બેકાર રહે છે, નોકરી ચાકરી કંઇ મળતી નથી. એ કેળવણી કેટલી પાંગળી છે તે પણ આપણે જોઇ શકીએ. ઉચ્ચ કેળવણી લીધેલો માણસ જો કોઇ સારી જગ્યા અથવા નોકરી ન મળે તો સમાજમા પોતાનો જીવનનિર્વાહ ચલાવવાને પણ અશકત નીવડે છે એટલે બીજા કોઇ કાર્યની તો આશાજ શી રીતે રાખી શકાય? શાળા કોલેજમાં ભણ્યા પછી નોકરી ચાકરી મળી જાય એટલે વાચવા લખવાનો અભ્યાસ પણ છુટી જાય છે અને જે કાંઇ થોડુ ઘણું શીખ્યો ભણ્યો હોય તે પણ ભૂલી જાય છે.

કહેવાનો હેતુ એ છે કે–માત્ર પરીક્ષાઓ પાસ કરી સારી જગ્યાઓ મેળવવી એ સિવાય બીજો કોઇ ઉદ્દેશ અગર હેતુ ન હોવાને લીધેજ આવું પરીણામ આવે છે. કેળવણી એવી હોવી જોઇએ કે જે સાચા શહેરીઓ બનાવે, જીવનક્ષેત્રમા ઉપયોગી માણસ બનાવે. સાચા પિતા, માતા, પતિ અને પત્ની તરીકેની ફરજો બજાવતાં શીખવે. આ બધા માટે ચોક્કસ ઉદ્દેશપૂર્ણ કેળવણીનીજ આવશ્યકતા છે, અને એવી કેળવણી બાળકના જન્મથી એટલે પારણાથી શરૂ થવી જોઇએ

# આજીવન શિક્ષણ

સુરત જીલ્લા બોર્ડના પ્રમુખશ્રી તરફના ફરમાનને વશ થઈ એક સીપાઈ તરીકે, 'સ્થાનિક સ્વરાજ્ય' માટે આ લેખ લખું છું.

શિક્ષણનો પ્રશ્ન ઘણો રસપ્રદ છે અને અત્યારે તે સારી પેઠે ચર્ચાઈ રહ્યો છે. આપણા દેશનો દરેક પ્રશ્ન આમ જનતાને સ્પર્શે છે. આ દેશ આમ જનતાથી વસાયેલો છે એટલે દરેક પ્રશ્નનો ઉકેલ જનતાની સાચી ઉદ્દેશપૂર્ણ કેળવણી ઉપરજ અવલંબે છે. આમ જનતાને સામાન્ય રીતે સ્પર્શતા મુદ્દાઓને લક્ષમાં રાખીને કેળવણીદ્વારાજ આપણી મુશ્કેલીઓનો ઉકેલ લાવી શકીએ એમ છે, કારણ કે કેળવણી એ એક એવું અમોઘ શસ્ત્ર છે કે જે જીવનના દરેક ક્ષેત્ર માટેનાં દ્વાર ખુલ્લાં કરી માનવજાતને સાચું મનુષ્યત્વ આપે છે. ત્યારે પ્રશ્ન એ થાય છે કે આપણે કેળવણી કોને સમજીએ છીએ? પાંચ વર્ષની વયથી બાળકે શાળામાં જવું અને યુવાન બને ત્યાં સુધી માબાપની આર્થિક તથા બીજી સ્થિતિ અનુસાર ભણતા રહેવું એનું નામ કેળવણી? શું માત્ર અક્ષરજ્ઞાનનેજ કેળવણી કહેવી? કે જેનાથી સારી જગ્યાઓ અથવા આર્થિક લાભ મળે તેનેજ કેળવણી કહેવી? એ શું માત્ર સાધન છે કે મુળભૂત વસ્તુ છે? એને કંઈ શરૂઆત અગર અંત છે કે?

આ બધા પ્રશ્નોનો ઉકેલ આપણો કેળવણી વિષે કેવો ખ્યાલ છે તેના પર અવલંબે છે. કમનસીબે આપણે વાંચવા અને લખવાની પ્રવૃત્તિનેજ કેળવણી તરીકે ઓળખીએ છીએ. આનાથી વધારે બેહુદું બીજું કાંઈજ હોઇ શકે નહિ. વાચવા લખવાની કળાથી સંસ્કૃતિ ખીલવી શકાય છે અને એ માટેના સાધન તરીકે ઠીક છે પરંતુ વાંચવા લખવાની કળા એજ માત્ર એક અગત્યનું સાધન નથી એ આપણે ભૂલી જઇએ છીએ મનુષ્ય માત્રને ત્રણ પદાર્થ અને ત્રણ ગુણની આવશ્યકતા છે. જે એને કેળવી ન જાણે તે જીવવાનો મંત્રજ જાણતો નથી એમ કહી શકાય. એટલે એ વસ્તુજ કેળવણીના પાયારૂપ હોવી જોઇએ. તેથી મનુષ્ય માત્રે બચપણથી સ્વચ્છ હવા-પાણી, માટી કોને કહેવાં, તેને કેવી રીતે રાખવાં અને તેનો શો ઉપયોગ છે તે જાણવું જોઇએ. ત્રણ ગુણોમાં ગુણજ્ઞતા, આશા અને પ્રેમને ગણાવ્યાં છે. જેનામાં સત્યને સારૂ કદર નથી, જે સારી વસ્તુને ઓળખી નથી શકતા, તે પોતાના ગુમાનમાં ભમે છે અને જીવનનું રહસ્ય સમજી શકતા નથી. તેમજ જેનામાં આશાવાદ નથી એટલે જે ઇશ્વરી ન્યાયને વિષે શંકિત રહે છે તેનું હૃદય કોઇ દિવસ પ્રફુલ્લિત નહિ રહી શકે. અને જેનામાં પ્રેમ નથી, એટલે અહિંસા નથી. જે જીવમાત્રને પોતાના કુટુંબી નથી ગણી શકતો તે જીવવાનો મંત્ર કદી સાધી ન શકે.

દુનિયાના મોટા ભાગના દેશોમાં ચોક્કસ ઉદ્દેશ અને ધ્યેયવાળું શિક્ષણ આપવામાં આવે છે, જ્યારે આપણે ત્યાં કારકુનો ઉભા કરવાના ઉદ્દેશ સિવાય શિક્ષણનો બીજો કંઇ હેતુ રહ્યો નથી, કારણ કે લોર્ડ મેકોલેએ સરકારને સસ્તા કારકુનો પૂરતા મળી રહે એજ હેતુથી શિક્ષણ પદ્ધતિ આ દેશમાં ચાલુ કરેલી. આનું પરીણામ એ આવ્યું કે આજે સારી સારી મોટી જગ્યાઓ પર બીરાજતા અમલદારો, વકીલો, ન્યાયાધિશો, રાજ્યાધિકારીઓ પણ

ગામડામાં મોટો થયેલો યુવક પણ જો યુનિવર્સીટીની કેળવણી લે તો તે ગામડાંને અવગણનારો, ગામડાંને ઉતારી પાડનારો ત્યા શહેરી જીવનના ભ્હેરાના ઉચ્ચ ધોરણે ટાપટીપ, ખોટી સફાઇ, ખોટા દેખાવોમાં મગ્ન થઇને ન ગામડાંનો અને ન શહેરનો બની જાય છે અને એની સ્થિતિ ધોબીના કુતરા જેવી ન ઘાટનો ને ઘરનો –'યતો ભ્રષ્ટ તતો ભ્રષ્ટ'– થાય છે' તેની કેળવણીનો લાભ ગામડાં ને તો નથીજ મળતો, પણ તેનું પોતાનું પણ કંઈ હિત થતું નથી; અને શહેરમાં પેટનો ખાતર વૈતરૂં કરતાજ તેનું આખું જીવન વ્યતિત થાય છે.

આવા ભણેલા લોકો આદર્શ જીવન જીવી ગામડાંમાં વસતા થાય, ગામડાંના લોકોને પોતાના આદર્શ જીવનને સાચો રાહ બતાવવા શક્તિમાન થાય, તો પોતાના જીવનમાં તેમજ ગામડાના જીવનમાં પ્રાણ પૂરીને ગામડાંમાં નવજીવન આણી શકે. ભારતનાં ગામડાંઓ નવપલ્લવયુક્ત કરી શકે. આજે તો ગામડાંઓ કેવાં છે! મહાત્મા ગાંધીજી કહે છે કે. "ગામડાંઓ મોટે ભાગે ઉકરડા જેવાં છે. જ્યાંત્યાં લોકો મળત્યાગ કરે છે, રસ્તા સાફ રાખવામાં આવતા નથી, તળાવ અને કુવા આગળજ વાસણો સફ કરવામાં આવે છે, ત્યાં ઢોર માણસો વિગેરે પાણી પીએ છે, તેમાં મોટેરાંઓ તથા બાળકો મળ સાફ કરે છે. પાળ ઉપર જ મળત્યાગ કરે છે, આજ પાણી પીવા રાંધવામાં પણ વાપરવામાં આવે છે. મકાનો બાંધવામાં પણ કોઈ જાતનો નિયમ હોતો નથી નથી પાડોશીની સગવડનો વિચાર કે નથી હવા અજવાળાનો વિચાર સહકારના અભાવે ખેતી વિગેરે પણ મૃતપ્રાય સ્થિતિમાં છે. ફાજલ સમયનો શું ઉપયોગ કરવો તે પણ ગામડાના લોકો જાણતા નથી તેથી તેમની શારિરીક અને માનસિક શક્તિ ક્ષીણ થાય છે. સ્વચ્છતા, આરોગ્ય ગામના રોગ વિષે કેળવણીની જરૂર છે એટલે જાતે એ કામોકરી લોકોને સ્વચ્છ રહેવાની શેરીઓ અગર મહોલ્લાઓ ગંદા ન કરવાની વગેરે ઘણી બાબતો સમજાવી શકાય."

હિંદુસ્તાન શહેરોમાં નથી હિંદુસ્તાન ગામડાઓમાં વસે છે છતાં જે લોકો કંઇક ગામડાંમાં કરી શકે એવી આશા રાખવામાં આવે તે બધાનું ધ્યાન આ કહેવાતી ઉચ્ચ કેળવણીના પ્રતાપે શહેરો તરફ જ હોય છે, અને ગામડાં તો જ્યાંને ત્યાં વર્ષોથી જોવામાં આવે છે. ભારતનો ઉદ્ધાર કરવો હોય તો પ્રથમ ગામડાંની સ્થિતિ સુધરવી જોઇએ એ વિષે હવે બે મત નથી, લોકોને માટે એવી કેળવણી હોવી જોઇએ કે તે ગામજનતાને અસર કરે, ગામજનતામાં ચેતન પૂરે અને ભારતનાં ગામડાંને પહેલાંના જેવાં સમૃદ્ધ શક્તિવાન બનાવે. આ દેશમા મુલ્યાંકનમાં ઘણો ફેર પડયો છે. હાલમાં સર્વે ગુણો કાંચનમાં સમાઈ જાય છે. એ ભાવના વધતી જાય છે. અને દરેકની કીંમત રૂપીઆ આના પાઇમાં થવા લાગી છે. ગામડાંના લોકો પણ ધીમે ધીમે શહેરી જીવન અને પાશ્ચાત્ય રંગથી રંગાઈ રૂપીઆ, આના, અને પાઇથી દરેક વસ્તુનું મુલ્ય આંકતાં થઇ ગયાં છે અને લઇને ભારતની સંસ્કૃતિ અને ભારતની શારિરીક, માનસિક બૌદ્ધિક, નૈતિક અને આધ્યાત્મિક શક્તિઓનો ધીમે ધીમે નાશ થતો જાય છે અને પડછાયાને સાચો માની મુળવસ્તુને આપણે છોડી બેઠા છીએ. એટલે કે મુલ્યાંકનના ફેરને લઇને આપણે માણસાઈ છોડી પશુવૃતિ તરફ વળતા જઇએ છીએ.

અપૂર્ણ

ગોપાળજી દેસાઇ

દાખલા દલિલોથી મગજ ભરાવી નાંખે એનું નામ કેળવણી નહિ પરંતુ જે કેળવણી આપણા જીવનને ઉન્નત બનાવે તેજ સાચી કેળવણી. જે મનુષ્યને શારિરીક, બૌદ્ધિક અને આધ્યાત્મિક ઉન્નતિને માર્ગે લઈ જાય તેજ સાચી કેળવણી. પાશ્ચાત્ય સંસ્કૃતિ વિષે આપણે અંધશ્રદ્ધા સેવીએ છીએ અને તેથી એમાંજ જીવનનાં ઉત્તમ તત્ત્વો સમાયેલાં છે એમ આપણે માની બેઠા છીએ. સુધારણા-સંસ્કૃતિ એ જીવનની તાત્વીક બાબતો સાથે બંધબેસતી અનુકુળ હોવી જોઇએ. એટલે આપણી કેળવણીની પદ્ધતિ આપણા દેશને અનુકુળ તથા સંસ્કૃતિને પોષક હોય તેવી રીતેજ યોજાવી જોઇએ.

પ્રાચીન કાળમાં ભારતવર્ષમાં જે કેળવણીની પદ્ધતિ અમલમાં હતી તે માનવજીવનના ઘડતરના પાયારૂપ હતી. ઋષિના આશ્રમમાં વિદ્યાર્થીઓ રહેતા અને વિદ્યાર્થી અવસ્થામાં ગુરુની દેખરેખ હેઠળ સદા સર્વદા દરેક કાર્ય કરતા. માત્ર આધ્યાત્મિક કેળવણી પુરતીજ નહિ પરતુ શસ્ત્ર અસ્ત્ર વિદ્યા રાજપ્રકરણ વ્યવહાર બાબત વગેરે બીજી બાબતોની કેળવણી પણ તેમના પાસેથીજ મેળવતા. ગુરુઓ શિક્ષણના કાર્યને શિક્ષકના ધંધા તરીકે સ્વીકારતા નહિ પરંતુ માબાપ જેમ છોકરાંના જીવન પ્રત્યે ધ્યાન આપે તેવી રીતે આશ્રમમાં આવતાં બાળકોનું જીવન ઘડવાના ઉદ્દેશથી કેળવણી આપતા. એટલે કે ગુરુના દરરોજના વાણી, વિચાર, વર્તનનો પ્રત્યક્ષ અનુભવ વિદ્યાર્થીઓને મળતો અને તે મુજબ વિદ્યાર્થીઓનાં જીવન ઘડાતાં.

ઇસુ ખ્રીસ્તે પોતાના અનુયાયીઓને પસંદ કર્યા ત્યારે કહ્યું કે, "મને અનુસરો" તે સિવાય તેમને વાંચવાને ચોપડાં કે કશુ આપેલું નહિ. કેળવણી વિષેની પશ્ચાત્ય વિચાર સરણી જોતાં જણાશે કે ત્યાં કેળવણીને જીવનના એક મુખ્ય કર્તવ્ય તરીકે સ્વીકારમાં આવી, જ્યારે એની એ કેળવણીને ભારતમાં પરચુરણ ધંધા તરીકે પરદેશી રાજ્યે દાખલ કરી. આ સંજોગોમાં કાર્ય કરનારાઓ વિદ્યાર્થીઓ તથા શીખવવાના વિષયો કરતાં પગાર અગર નફાનુકશાન તરફજ વિશેષ ધ્યાન આપે એ દેખીતું છે. એટલે શિક્ષણના ધંધા તરફ માણસો આર્થિક વસ્તુ સ્થિતિને ધ્યાનમાં રાખીનેજ આકર્ષાય છે. સામાન્ય માન્યતા એવી છે કે બીજા કોઇ ધંધાની ઉણપને અભાવે એ ધંધો ભણેલાઓ સ્વીકારે છે. ભારતની પ્રાચીન શિક્ષણ વ્યવસ્થામાં દરેક ગામને શિક્ષકને જોગવાઇ પૂરતાં ઘર, ખાધા ખોરાકી, તથા બીજી જરૂરીયાતોને પહોંચી વળાય એટલી જમીન આપવામાં આવતી. જ્યારે આજે તો શાળા કોલેજો. પણ ધંધા તરીકે ચલાવવામાં આવે છે અને તેમાં નફાખોરી તરફજ ધ્યાન આપવામાં આવે છે. એટલે કેળવણીના ક્ષેત્રો ખોલતી વખતે અને ચલાવતી વખતે પહેલું લક્ષ નફા તરફજ રાખવામાં આવે છે. આ કારણે સાચી કેળવણી પ્રજાને મળી શકતી નથી. તેમજ રાજ્યસત્તા જેના હાથમાં છે તે પણ પ્રજાને સાચી કેળવણી મળે એમ ઉંડે ઉંડે ઇચ્છતા ન હોવાથી આજે કેળવણીની અવગતિ થઇ રહી છે. આગળ જણાવ્યું તેમ ખોટી કેળવણી કરતાં બીલકુલ કેળવણી ન અપાય તો તે પણ ઇચ્છવા યોગ્ય છે કારણ કે ખરાબ કેળવણી કરતાં બીલકુલ કેળવણી ન આપવી એ વધારે સારું છે. આ કહેવાતી ઉચ્ચ કેળવણી લીધેલા યુવાનોને શહેરી જીવનજ પસંદ પડે છે એટલુંજ નહિ ! બલ્કે ગામજીવનની બાબતે સૂગ હોય છે. તેમના સંસર્ગથી પોતાને અભડાઇ જવાની બીક રહે છે. ગામડામાં જન્મેલા

પુરાં ન થાય તો સિલક રહેલી રકમ પાછી બોર્ડની સામાન્ય સિલકમાં અથવા સરકારી તિજોરીમાં કાયદા અન્વયે જમાં થઇ જાય છે, અને ફક્ત નવાં કામો હોય તોજ, અમુક વિધિ કર્યા પછી, તે ખાસ દાખલામાં પાછી ગણી શકે તેમ હોય છે. એટલે મંજુર થએલાં તમામ કામો યોગ્ય રીતે વર્ષ દરમ્યાન પુરાં થઇ જાય એ વિષે તકેદારી રાખવાની, આ. એ. ને જાગ્રત રાખવાની અને ખાસ દાખલાઓમાં જરૂર જણાય તો અયોગ્ય ઢીલની હકીકત તાલુકા કમીટીના ચેરમેન સાહેબ અથવા છી. બોર્ડમાં જણાવવાની દરેક સભ્યની ફરજ છે. મંજુર થએલું કામ શકય હોય છતાં વર્ષ દરમ્યાન પુરું થાય નહિ અને તે પર. મંજુર થયેલી રકમનો કેટલોક ભાગ પાછો જતો રહે એમ ન બને એ દરેક સભ્યે ખાસ જોતા રહેવું જોઇએ.

દરેક મંજુર થએલા કામ માટે તે કામ કેવી રીતે કરવાનું છે તેની જુદી જુદી વિગતોના માપ, જથ્થો તથા ભાવ બતાવતું એક એસ્ટીમેટ તૈયાર કરેલું હોય છે, જે આધારે કામ કરવામાં આવે છે. એસ્ટીમેંટ સિવાય બોર્ડનું કોઇ પણ કામ હાથ પર લઇ શકાતુંજ નથી એવો સરકારી નિયમ છે. એસ્ટીમેટમાં બતાવેલો જથ્થો, પ્રકાર તથા દરેક બાબતના ભાવની મર્યાદામાં રહીનેજ દરેક કામ કરવાનું ફરજીયાત હોય છે. એટલે બજેટમાં મંજુર થએલ કોઇ પણ કામ તપાસતી વખતે બોર્ડના સભ્યે તે કામના એસ્ટીમેટમાં સમાવેલી તમામ જુદી જુદી વિગતો, તેનાં માપો, તેના ભાવો, તથા તે વિગતો કેવી રીતે કરવાની છે તેની સમજુતી (જેને સ્પેશીફીકેશન કહેવામાં આવે છે) પ્રથમ ઓવરસીઅર પાસેથી સમજી ધ્યાનમાં ઉતારવાં જોઇએ. અને ત્યાર બાદ જોવું જોઇએ કે થયેલું કામ તે પ્રમાણે થયેલું છે કે કેમ, અને જો તેમાં કસુર માલુમ પડે તો તે હકીકત સભ્યે તાલુકાના ચેરમેન સાહેબને જાહેર કરવી જોઇએ. ઈજનેરી સિદ્ધાંતો પ્રમાણે કામની લંબાઈ, પહોળાઈ, વિ. તેમાં આવતાં તત્ત્વોનાં પ્રમાણો માલનો પ્રકાર, વિ. નક્કી કરવામાં આવે છે, અને તેને સ્પેશીફીકેશન કહે છે. દરેક એસ્ટીમેટના કામની વિગતોનાં સ્પેશીફીકેશન કેવાં છે, એટલે કે કામની જુદી જુદી બાબતો કેવી જાતના માલ અને કેવા માપ તથા કેવા પ્રમાણથી કરવાની છે તે હકીકત સભ્યે ઓવરસીઅર પાસે પ્રથમથી સમજી લેવી જોઇએ, અને પોતાની તપાસણીમાં તે સ્પેશીફીકેશનોનો યોગ્ય અમલ થયો છે કે કેમ તે ખાસ જોવું જોઇએ. મહત્ત્વનાં કામોનાં એસ્ટીમેટો સાથે નકશા પણ તૈયાર કરવામાં આવે છે, જે પરથી કામ કેવું થશે તેની સહેલાઇથી કલ્પના કરી શકાય છે; તેવા નકશા સમજવા પણ દરેક સભ્યે પ્રયત્ન કરવો જોઇએ.

ઉપરની હકીકત પરથી સમજાશે કે કામો બરાબર તપાસવા માટે નીચેની માહિતી દરેક સભ્યે પ્રથમ મેળવવી જોઇએઃ

(૧) બજેટોમાં આવેલાં સરકારી વર્ષ દરમ્યાન કરવા માટે વખતો વખત મંજુર થએલાં પોતાના વિભાગનાં જુદાં જુદાં કામોના નામો તથા પ્રકાર, અને તે દરેક કામ માટે મંજુર થએલી રકમો.

(૨) દરેક કામના એસ્ટીમેટ એટલે કામની જુદી જુદી વિગતોના અંદાજી ખર્ચ પત્રકની માહિતી, તેમજ તેની સાથે નકશા હોય તો તે નકશાની (પ્લાનની) સમજુતી.

(૩) એસ્ટીમેટની વિગતો કેવી જાતના માલથી, કેવાં મિશ્રણોની, કેવી પદ્ધતિથી કરવાની છે તેની–સ્પેશીફીકેશનોની–બરાબર સમજુતી.

# બોર્ડના સભ્યોએ કામ કેવી રીતે તપાસવાં જોઈએ?

"જીલ્લા લોકલ બોર્ડ-સભ્યો અને તેની ફરજો" એ મથાળા નીચે આગલા અંકોમાં એક લેખ પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે. તે લેખમાં જણાવવામાં આવ્યું હતું કે બોર્ડના સભ્યોએ કામો કેવી રીતે તપાસવાં એ વિગતનો પ્રશ્ન છે અને તે જુદો સ્વતંત્ર લેખ માગે છે. તે મુજબ તે લેખની પૂર્તિ રૂપે બોર્ડના સભ્યોને કામો યોગ્ય રીતે તપાસવાનું અનુકૂળ પડે તે હેતુથી આ લેખ લખવામાં આવ્યો છે.

જીલ્લા લોકલ બોર્ડની સમગ્ર સભા નાણાંની સગવડ પ્રમાણે દર વર્ષે જાન્યુઆરી અથવા ફેબ્રુઆરી માસમાં સરકારી વર્ષ શરૂ થતાં અગાઉ (એટલે તારીખ પહેલી એપ્રિલ અગાઉ) નવા સરકારી વર્ષ માટે વાર્ષિક અંદાજપત્રક (બજેટ) મંજુર કરે છે, તેમાં "સીવીલ વર્કસ" ના મથાળા નીચે વર્ષ દરમ્યાન કરવાના રસ્તાઓ, મકાનો, કુવાઓ, પુલો, વિ. બાંધકામો માટે અમુક અમુક રકમો મુકવામાં આવે છે. બજેટ સાથે એક પત્રક જોડવામાં આવે છે તેમાં તાલુકાવાર મંજુર થએલાં જુદાં જુદાં કામોનાં નામો તથા પ્રકાર તથા તે માટે ઠેરવેલી રકમો આપવામાં આવે છે. આ વાર્ષિક અંદાજપત્રક (ઓરીજીનલ બજેટ) સામાન્ય રીતે છપાવી તેની એક નકલ બોર્ડના દરેક સભ્યને પુરી પાડવામાં આવે છે. બોર્ડના દરેક સભ્યે આ બજેટનો ધ્યાનપૂર્વક અભ્યાસ કરવો જોઈએ, પોતાના તાલુકામાં મંજુર થએલાં કામો તથા તે માટેની રકમો બની શકે તો પોતાની સ્મૃતિમાં રાખવા પ્રયત્ન કરવો જોઈએ, અથવા બજેટની છાપેલી નકલ વર્ષ દરમ્યાન વખતોવખત તપાસી લેવી જોઈએ અને તે પૈકીનાં કામો કેટલે આવ્યાં છે, તે પુરાં કરવા શી ગોઠવણ થયેલી છે, તે કામો અંગે કાંઈ હરકત હોય તો તે શું છે, વિ. હકીકત તાલુકાના ઓવરસીઅર પાસેથી અથવા ઓફિસમાંથી મેળવવા પ્રયત્ન કરવો જોઈએ. વાર્ષિક અંદાજપત્રકમાં મંજુર થએલાં કામો પરથી કોઈ ખાસ સંજોગોમાં અમુક રકમ અમુક કામ પરથી લઈ બીજા કોઈ કામ પર મંજુર કરવામાં (રીએપ્રોપ્રીએટ કરવામાં) આવે છે, જે સંબંધીની હકીકત પણ તાલુકા ઓફિસમાંથી તપાસ કરી વખતો વખત મેળવી પોતાની બજેટની નકલમાં તે મુજબ સુધારો કરવા દરેક સભ્યે બનતી કાળજી રાખવી જોઈએ. આવી રકમની ફેરફારી (રીએપ્રોપ્રીએશન) કારણો તપાસી બોર્ડની સ્ટેન્ડીંગ કમીટી સામાન્ય રીતે મંજુર કરે છે. વાર્ષિક અંદાજપત્રક સિવાય, વર્ષ દરમ્યાન પૈસાની વધુ સિલક માલુમ પડે તો અથવા તો સરકાર, વર્ષ દરમ્યાન ખાસ હેતુથી, જેમ કે કુવાઓ તથા તળાવો માટે, અથવા મુખ્ય રસ્તાઓથી નાના ગામોએ જવાના રસ્તાઓ બાંધવા માટે, અથવા નિશાળોનાં નવાં મકાનો બાંધવા માટે, ખાસ રકમ બોર્ડને મુકરર કરે તો, બોર્ડની સભામાં બીજાં પુરવણી બજેટો પણ મંજુર કરવામાં આવે છે, જેની માહિતી પણ તાલુકા ઓફિસમાં તપાસ કરી સભ્યોએ મેળવવા તજવીજ કરવી જોઈએ. આ પ્રમાણે વર્ષ દરમ્યાન શું શું કામો કરવાનાં છે એ તમામ કામોની સ્પષ્ટ માહિતી મેળવવી અને તે તે કામોના પ્રકાર બરાબર સમજી લેવા એ દરેક સભ્યની પ્રાથમિક ફરજ છે. આવી માહિતી મેળવ્યા પછી તે તમામ કામો યોગ્ય રીતે વર્ષ દરમ્યાન આગળ વધે છે કે કેમ તે દરેક સભ્યે પોતાના વિસ્તાર પુરતું જોતા રહેવું જોઈએ. વર્ષ આખરે જે કામો

**રસ્તાઓને લગતાં કામો.**

પાકા રસ્તાની સપાટી, પાકો સુરંગથી ફોડેલો મેટલ, પરાઇથી તોડી ભાગેલો સાધારણ સખત મેટલ (લોકલ મેટલ), હાર્ડ મરમ (સામાન્ય મજબુતી હવાની અસરથી રંગાયેલો પથ્થર), અથવા ગ્રેવલ (નદીમાં મળતા ગોળ પથ્થરો) થી મોટે ભાગે બનાવવામાં આવે છે. આવા માલના ટુકડાઓને એકમેક સાથે જોડવા માટે વચમા પોચો સોફ્ટ મરમ (ખડકની ચીકણી રજ), પીળી માટી, રેતી, અથવા કકર (ભરડીઓ કાંકરો) નાખવામા આવે છે. અને આ પ્રમાણે સપાટીને ભારે રોલરથી રોલ કોલ કરવામા આવે છે, જેમા પાણીની ખાસ જરૂર પડતી હોય તે કામ સામાન્ય રીતે ચોમાસામાજ કરવામાં આવે છે.

**માલ વિષે**

દરેક જાતનો માલ ઓછામાં ઓછા શું માપનો અને વધારેમા વધારે શું માપનો જોઇએ તે સ્પેશીફીકેશનમાં નક્કી કરેલુ હોય છે તે પ્રમાણેનો તે માલ છે કે કેમ તે સબ્બે ખાસ જોવું જોઇએ. આ માપોની બહારનો, એટલે ઘણો મોટો અથવા ઘણો નાનો માલ, રસ્તાના કામ માટે અનુકૂળ નથી પડતો, એટલે તેવો માલ ન આવે તે તપાસનારે જોવું જોઇએ. બીજું માલ, નક્કી કરેલી અથવા બીજી પસદ કરેલી સારી ખાણનો, મજબુત, ધાટદાર (એટલે ચીપારો સિવાયનો), સરખા રગનો, હોવો જોઇએ, દરેક કૂર્વાંગમાં નક્કી કર્યા પ્રમાણેનો જથ્થો હોવો જોઇએ. માલ પેટીઓથી ભરી રસ્તા પર લેવામાં આવે છે, તે પેટીનાં માપોની સબ્બે ખાત્રી કરવી જોઇએ, અને માલની થોડી પેટીઓ પોતાની રૂબરૂ તપાસી બરાબર ખાત્રી કરવી જોઈએ કે પેટીઓ બરાબર ભરેલી છે કે કેમ તેમજ માપ લખવાની સરકારી નિયમ મુજબ નક્કી કરેલી ચોપડીમા (મેઝરમેન્ટ બુકમાં) તે માલનાં માપો (પેટીઓનાં નંગ તથા પેટીનું માપ) ખરેખર હકીકત મુજબ સ્વચ્છ રીતે લખવામા આવેલાં છે કે કેમ, એ સ્પેશીફીકેશનમા પોલાણ માટે જુદીજુદી જાતના માલના માપેલા જથ્થામાથી અમુક અમુક ટકા બાદ કરવા નક્કી કરેલું હોય તો તે સ્પષ્ટ સમજી તે પ્રમાણે માપની ચોપડીમાં ઘટાડો કરેલો છે કે કેમ તેની સબ્બે ખાત્રી કરવી જોઇએ. પેટીઓ રસ્તાની બાજુ પર વ્યવસ્થિત રીતે માલને નુકશાન ન થાય તથા વહેવારને (ટ્રાફીક) હરકત ન થાય તે પ્રમાણે નાખવામાં આવી છે કે કેમ તે પણ તપાસનારે જોવું જોઇએ.

**પીકીંગ**

મેટલ અથવા બીજો માલ રસ્તા પર પાથરતા પહેલા રસ્તાની જુની સપાટીને ખોદવામાં આવે છે, જેને પીકીંગ કહે છે. આનો હેતુ નવો માલ જુની સપાટી સાથે બરાબર જોડાય તે હોય છે. આ પ્રમાણે સુધારવાની જુની સપાટી પુરતી પહોળાઈમાં સારી રીતે ખોદવામાં આવી છે કે કેમ તે તપાસનારે જોવું જોઇએ. ત્યાર બાદ તે પર જે નવો માલ નાખવામાં આવે તે ચોગ્ય ગોળાઈમાં (જેથી પાણી બાજુ પર ઢળી જઈ શકે તે મુજબ) પુરતી પહોળાઈમાં નાંખવામાં આવ્યો છે કે કેમ તે જોવું જોઇએ.

**રોલિંગ**

નવા માલ પર પહેલ વહેલાં (બળદથી અથવા ટ્રેકટરથી ખેચીને) વરસાદનો પુરતો લાભ લઈ ભારે રોલથી સારી રીતે રોલીંગ કરવું જોઇએ જેથી માલ એક સરખી સપાટીમાં

હવે કામો કરવાની વ્યવસ્થા પર આપણે આવીશું. કામો ખાતા તરફથી (એટલે ડીપાર્ટમેન્ટલી) મજુરો, કારીગરો, વિ. રોકી, તથા બજારમાંથી ખાતા તરફથી જરૂરી માલ યોગ્ય ભાવે છુટક ખરીદ કરવાની એક રીત છે, બીજી રીત કામો કોન્ટ્રાકટથી, એટલે એસ્ટીમેટની જુદી જુદી વિગતો માટે, બહારના કોન્ટ્રાકટરો પાસે યોગ્ય ભાવો મેળવી કરાવવાની છે. સામાન્ય રીતે નાનાં તથા પરચુરણ કામો ખાતા તરફથી કરાવવાં અનુકૂળ પડે છે, જ્યારે મોટાં કામો કોન્ટ્રાકથી કરાવવાં અનુકૂળ પડે છે કોન્ટ્રાકટ આપવા માટે જાહેર હરરાજીથી અથવા બીજી રીતે યોગ્ય પ્રસિદ્ધિ આપી કોન્ટ્રાકટરો પાસેથી પ્રથમ ભાવો મેળવવામાં આવે છે. દરેક કોન્ટ્રેકટનો આધાર મંજુર થએલાં એસ્ટીમેટ, પ્લાન તથા સ્પેશીફીકેશન પર હોય છે; તેમજ દરેક કોન્ટ્રાકટ પુરું કરવાની મુદત તથા બીજી સામાન્ય કોન્ટ્રાકટની શરતો પ્રથમથી નક્કી કરવામાં આવે છે, અને આ તમામ બાબતોને આધીન રહી કોન્ટ્રાકટર કામ કરવા બંધાએલા રહે છે. તે માટે એક રુપિયાના સરકારી સ્ટામ્પના કાગળ ઉપર કોન્ટ્રાકટરો પાસે કરાર લેવામાં આવે છે. તેમજ કામ પુરું કરવાની બાંહ્યધરી બદલ અમુક રકમ (સામાન્ય રીતે કોન્ટ્રાકટની રકમના દશ ટકા) કોન્ટ્રાકટર પાસેથી લઈ અનામત (ડીપોઝીટ) તરીકે પણ બોર્ડમાં જમા રાખવામાં આવે છે. જે રકમ, કામ સંતોષકારક રીતે યોગ્ય મુદતમાં પુરું થયા બાદ તથા બીજી કશી હરકત નથી તેની ખાત્રી કરી, કોન્ટ્રાકટરને પાછી આપવામાં આવે છે. કોન્ટ્રાકો મંજુર કરવા બાબતમાં કાયદા મુજબ રૂા. ૫૦૦) સુધીનાં કોન્ટ્રાકટ બોર્ડનાં પ્રમુખ સાહેબને રૂા. ૫૦૧) થી રૂા. ૨૫૦૦ સુધી સ્ટેન્ડીંગ કમીટી, અને રૂા. ૨૫૦૦)ની ઉપરનાં કોન્ટ્રેકટ બોર્ડ મંજુર કરી શકે છે. કેટલાક કામોમાં અમુક ભાગ કોન્ટ્રેકટથી (દાખલા તરીકે મેટલ મારલ, વિ. રસ્તા પર ભેગો કરાવવો) અને અમુક ખાતા મારફત કરવાનું સુગમ પડે છે. એટલે કામ યોગ્ય રીતે તપાસવા માટે સભ્યે તે કામ ખાતાથી કે કોન્ટ્રાકટથી કેવી રીતે કરવામાં આવે છે, અને કોન્ટ્રેકટની મુદત, શરતો, દર વિ, શું છે તે પણ બરાબર સમજી લેવું જોઇએ. ખાતા કરતાં કોન્ટ્રેકટથી થતાં કામોમાં સ્પેશીફીકેશન જાળવવા માટે વધારે સાવધાનતા રાખવી પડે એ સહેજે સમજી શકાય તેવી વસ્તુ છે

આટલી તૈયારી કર્યા પછીજ સભ્ય કામ યોગ્ય રીતે તપાસી શકે. હવે જુદી જુદી જાતના કામોં કેમ તપાસવા અને તેમાં મુખ્ય શુ બાબતો જોવી તે વિષે નીચે ટુંકું વિવેચન કરેલું છે,

બોર્ડ પાસે ઘણી મોટી સંખ્યાના કાચા તથા પાકા રસ્તાઓ હોવાથી રસ્તાઓની મરામત માટે માલ ભેગો કરવો તથા વાપરવો. રસ્તાઓ પર નવા નાળાં પુલ વિ. બાંધવાં, વ. રસ્તાને લગતાં કામો બોર્ડમાં વધુ પ્રમાણમાં કરવાનાં હોય છે. તે સિવાય, તળાવો ખોદવાં, કુવા બાંધવા, મકાનો બાંધવા, વ. કામો પણ અમુક પ્રમાણમાં હોય છે. ચાલુ સ્થિતિના રસ્તાઓ. તે પરનાં નાળાં, પુલ વિ. તેમજ કુવાઓ, વિ. ને ચાલુ સ્થિતિમાં રાખવા નાણાંનાં પ્રમાણમાં અમુક વાર્ષિક ચાલુ મરામત કરાવવામાં આવે છે જ્યારે વધારે બગડેલી મીલકતોને નાણાં બચી શકે ત્યારે, જરૂરી ખાસ મરામત કરાવવામાં આવે છે. સિવાય, નાણાંની સગડ પ્રમાણે તદ્દન નવા રસ્તાઓ, પુલો, કુવાઓ, વિ. પણ કરાવવામાં આવે છે. પરંતુ મોટો ખર્ચ ચાલુ મરામત પાછળ કરવો છે, જ્યારે ખાસ મરામતનાં તથા નવાં કામો નાણાંની સગડ ઉપર આધાર રાખે છે.

ગરની લંબાઇમાં આશરે દર પચાસ ફુટે એક સળંગ પાળી, આશરે બે ફુટ પહોળાઇની મૂળ સ્થિતિમાં રાખવામાં આવે છે, જેથી તેની નીચેનું કામ માપી શકાય. ખાડાઓ કેટલીક વાર હેળએ ખોદાતા નથી પણ મથાળે વધારે માપના અને નીચે ઓછા માપના હોય છે. આવા દાખલાઓમાં ખાડાની લંબાઇ તથા પહોળાઇ ખાડાને તળીએ ખરેખર હોય તે મુજબ માપવાં જોઇએ. ઉંડાઇ બાબતમાં ખાડાની બન્ને તરફની પાળીઓની સરેરાશ ઉંડાઇ ગણી કાઢી તેનું સરેરાશ માપ સરેરાશ ઉંડાઇ તરીકે માપમાં ગણવું જોઇએ. સરેરાશ ઉંડાઇની ગણત્રી દરેક ખાડા માટે કાળજીથી કરવી જોઇએ. એક બાજુના ખાડાઓનું ફર્લાંગવાર સળંગ માપ કરતા જઇ તે માપો પુરાં કરી ત્યાર બાદ બીજી તરફ ફરવું જોઇએ. જેથી ગુંચવાડો થાય નહિ, અને ઇચ્છા પ્રમાણે કોઇ પણ ફર્લાંગનું માપ ખાત્રી કરવી હોય તો ફરીથી પણ જોઇ શકાય. સરેરાશ ઉંડાઇ માપવા માટે ખાડાની આરપાર એક છેડેથી બીજે છેડે સુધી દોરી લંબાવી તે દોરી નીચે લાંબો લાકડનો ગજ મુકી વચ્ચેથી માપ લેવું પણ અનુકુળ પડે છે, પરંતુ આવા દાખલાઓમાં દોરી ઝુકવી ન જોઇએ, અને સરેરાશ માપ મેળવવા કાળજી રાખવી જોઇએ. રસ્તાઓના ચાલુ નિભાવ માટે જે માટી કામ થાય તે રસ્તાની હદે હદે ગરદેમાંથી જરૂર પ્રમાણે નિયમિત માપના ખાડા ખોદી થવું જોઇએ.

**બાંધકામો બાબત**

ઇંટ, સીમેન્ટ અથવા ચૂનો, રેતી, કાંકરા, મેટલ, ગ્રાવલ, ખાંડકી, રબલ, પોલાદની સળીઓની જાળી વિ૦ વસ્તુઓને પ્રમાણસર ગોઠવી તથા મેળવી જુદી જુદી જાતનાં પાકાં બાંધકામો થાય છે તે કામો કરવામાં ખાસ કાળજી રાખવાની આવશ્યકતા રહે છે. થોડી બેદરકારીને લઈ આખું કામ અને તે પર ખર્ચેલી રકમ એળે જવા સંભવ રહે છે. જેથી બાંધકામો તપાસવામાં સબ્જેઓએ સવિશેષ કાળજી રાખવી જોઇએ.

**રીઇન્ફોર્સ્ડ સીમેન્ટ કોન્ક્રીટનું કામ**

સીમેન્ટ, રેતી, ગ્રાવલ અથવા મેટલના અર્ધા ઇંચથી પોણા ઇંચ સુધીના કાંકરા પાણી સાથે મેળવી કોંક્રીટ બનાવી તેને, લાકડાના ટુકડાઓને મજબુત ટેકાઓની જોડી તથા ટેકવી બનાવેલા બીબામાં (ભોકસીંગમાં) જે પર ખાસ પસંદ કરેલ પોલાદી લોઢાના નક્કી કરેલ માપની સળીઓને નક્કી કરેલ અંતરે ગોઠવી મજબુત રીતે બાંધી જાળી ગોઠવવામાં આવેલી હોય છે તેના પર નાખી ટીપી પથ્થર જેવું કટાકું કામ જમાવવામાં આવે છે જેને આર. સી. સી. કામ કહે છે. લાકડાના પાટડાઓ, પીઢો, પાટીઓ, થાંભલાઓ એકલા લોઢાના ગર્ડરો વિ૦ ની જગા આધુનિક શિલ્પશાસ્ત્રમાં આ "આર. સી. સી." કામે મોટે ભાગે લીધી છે. આ કામમાં દબાણ તથા ખેંચાણ બન્ને તે પહોંચી વળવાની મપ્રમાણ તાકાત હોવાથી તે ઘણી ખરી બાબતોમાં કરકસરવાળું અને મજબુત નીવડે છે. બોર્ડનાં કામોમાં નાળાં, પુલો, વિ૦ ઉપર જુના વખતના લાકડાંના પાટીઆંના કામને બદલે હવે આર. સી. સી. ની ફ્લોર સામાન્ય રીતે મુકવામા આવે છે. મકાનોમાં પણ ભોંયતળીયાની પુરણીના લેવલે (પ્લીન્થ લેવલે) તમામ દીવાલો ઉપર સળંગ આર. સી. સી. નો પરો (R. C. C. Sking Course) મુકાય નો તે લેવલની ઉપરના કામની સલામતી સારી રહે છે. બારી બારણાં ઉપર કમાનોને બદલે આર. સી. સી. લીન્ટેલ મુકવાં અનુકૂળ પડે છે, તેમજ માળવાળા મકાનમાં લાકડાની પીઢો તથા પાટીઆં જડી તે પર પથ્થર વિ. જડવાને બદલે આર. સી. સી. ફ્લોર ઘણી અનુકૂળ પડે છે.

[ અપૂર્ણ ]

જશભાઇ જીવાભાઇ પટેલ
એન્જીનિયર, જી. લો. બોર્ડ, સુરત.

યોગ્ય ગોળાઈથી મધપુડાની માફક જડાઈ બરાબર બેસી જાય. જ્યાં સુધી સપાટી બરાબર સરખી બેસે નહિ ત્યાંસુધી તેના ઉપર પીળી માટી, અથવા સોફ્ટ મુરમ (બ્લાઈન્ડેજ) છાંટવું ન જોઈએ. ઉપર પ્રમાણે સપાટી દબાઈ સરખી થયા પછી જરૂર મુજબ આછું બ્લાઈન્ડેજ નાખી તે પર ફરી રોલીંગ કરી સાંધા પુરી સપાટી મજબુત કરવી જોઈએ, અને ત્યારબાદ છેવટ રોલ કરેલા રસ્તાના ભાગ પર જાડું બ્લાઈન્ડેજ નાખી તે પર રોલના થોડા આંટા મારવા જોઈએ. રોલીંગ દરમ્યાન વરસાદના પાણીનો અથવા બહારના પાણીનો પુરતો છંટકાવ બધો વખતો વખત ખાસ હોવેજ જોઈએ; નહિ તો માલ બરાબર દબાતો નથી અને રોલીંગ અમુક પ્રમાણમાં વ્યર્થ જાય છે. રોલીંગ થયા પછી રસ્તો સરખો અને મજબુત થવો જોઈએ અને પથ્થરનો એક પણ ટુકડો રહેજ પણ હાલવો ન જોઈએ તપાસનારે જોવું જોઈએ કે આ પ્રમાણે સારી રીતે પદ્ધતિસર રોલીંગ થાય છે. રસ્તા પરના ખાડાચીલા વરસાદમાં સુધારવામાં પણ બરાબર પીકીંગ કરી. નવો મેટલ નાખી ટીપી, સારા મરોડાથી તેને ઢાંકવો જોઈએ.

બ્લાઈન્ડેજ

સાંધા પુરવાનો માલ કંકર તથા માલ વચ્ચેના રેતી, પીળી માટી, અથવા સોફ્ટ મુરમ એ પોણોજ જોઈએ કાળી માટી કોઈ પણ સંજોગોમાં સાંધા પુરવામાં વાપરવી ન જોઈએ, કારણ કે કાળી માટીનો સ્વભાવ એવો છે કે તેના રસ્તાનું બંધારણજ થતું નથી, અને મેટલના કાકરા વખત જતાં છુટા પડી છે. બ્લાઈન્ડેજનો માલ પેટીઓને બદલે બ્યાજબી અંતરે ઢગલાઓ પણ કરાવી કોઈ વાર, સગવડને ખાતર લેવામાં આવે છે જેથી તે વરસાદમાં ધોવાઈ જવા ન પામે. આવા દાખલાઓમાં ઢગલાઓના ઢોળાવના ભાગને એક બાજુ માપમાં ગણવામાં આવે છે, જ્યારે સામે છેડે ઢગલાની ઉપરની ધારપી માપ લેવાય છે, જેથી સરેરાશ માપ આવી જાય છે. આવી રીતનાં માપોમાંથી પોલાણના નક્કી કરેલા ટકા બાદ કરવા જોઈએ,

રબલ

નવો રસ્તો કરવાનો હોય ત્યાં માટી પુરાણને ગોળાઈમાં લાવી, ટીપી, તે ઉપર ઉભી અથવા આડી ઈંટો લગોલગ ગોઠવીને અથવા મોટા માપના પાકા (૭ ઈંચની આજુબાજુ રબલ પથ્થરો ગોઠવીને રસ્તાની સપાટી નીચે પાયો કોઈ કોઈ વખતે (જ્યાં નાળાંની સગડ હોય ત્યાં) કરવામાં આવે છે. તે પથ્થરો લગોલગ જોડીને હથોડાથી ઠોકીને બને તેટલા સરખા લેવલે ગોઠવવા જોઈએ. અને તેના પોલાણમાં ઉપર મુજબનું સારૂ બ્લાઈન્ડેજ નાખી તે પર રોલર ફેરવવો જોઈએ જેથી તે બરાબર બેસી જાય, અને પાછળથી હાલવા પામે નહિ. વર્ષ દરમ્યાન જે છુટા કાંકરા વીણી લેવામાં આવે તે દર ફર્લાંગમાં ચોક્કસ આશરે ૨૨૦ ફીટને અંતરે) જગાએ ઢગલામાં ભેગા કરવા જોઈએ.

માટીકામ

રસ્તો બાંધવા અથવા સુધરવા માટે જે માટી કામ કરવામાં આવે તે થરમાં મજબુત રીતે ટીપીને યોગ્ય ગોળાઈમાં પુરવું જોઈએ. રસ્તાની બાજુની ગટરો વારવાર ખોદાતી હોવાથી, જ્યારે નવું માટીકામ થાય ત્યારે તેનું ખરૂં માપ નક્કી થઈ શકે તે માટે

એલાઉન્સની રકમની હદમાં રહીને શિક્ષકોના પગારના જનરલ રીવિઝન પાછળ તે રકમ નીચે પ્રમાણેના સ્કેલથી ખર્ચવા મંજૂર કરવા સરકારને લખવા લો. બો. ને ભલામણ. (૧) હાલ પ્રવર્તતા ૩ સ્કેલને બદલે તા. ૩૦-૬-૧૯૨૩ પહેલાનાં અને પછીના એવા બેજ સ્કેલ રાખવા. અને તા. ૧-૪-૩૫ પછી દાખલ થયેલાઓનો સ્કેલ રદ કરવો. (૨) સારા નઠારા કામની દરકાર વિના 'ટાઈમ સ્કેલ'થી અપાતા પ્રમોશનોથી શિક્ષણ કનિષ્ઠ પ્રકારનું થતું જાય છે તે અટકાવવા અને સારા કામને ઉત્તેજન થવા સીલેકશન ગ્રેડ દાખલ કરવો.

પગારનો સ્કેલ્ઃ—તા. ૩૦-૬-૧૯૨૩ પહેલાં નીમાયેલા શિક્ષકો માટે.

| | |
|---|---|
| ત્રીજું વર્ષ | રૂ. ૪૦-૨/૩-૫૦-૧-૬૦ |
| બીજું ,, | ,, ૩૫-૧/૨-૪૫-૧-૫૦ |
| પહેલું ,, | ,, ૩૦-૧/૩-૩૫-૧/૨-૪૦ |
| ક્વોલીફાઈડ પણ અન ટ્રેઈન્ડ | રૂ. ૨૫-૧/૫-૩૦ |
| અન ક્વોલીફાઈડ | ,, ૨૦ |

તા ૩૦-૬-૧૯૨૩ પછી નીમાયેલા શિક્ષકો માટે

| | |
|---|---|
| ત્રીજું વર્ષ | રૂ. ૩૫-૧-૬૦ |
| બીજું વર્ષ | ,, ૩૦-૧/૨-૩૫-૧-૫૦ |
| પહેલું વર્ષ | ,, ૨૫-૧/૨-૩૫-૧-૪૦ |
| ક્વોલીફાઈડ પણ અન ટ્રેઈન્ડ | રૂ. ૨૦-૧/૩-૨૫-૧/૨-૩૦ |
| અન ક્વોલીફાઈડ | ,, ૧૫ |

સીલેકશન ગ્રેડ

| | | | | |
|---|---|---|---|---|
| મંજૂર થયેલી જગ્યાના | ૧૫ ટકા | ત્રીજું વર્ષ | રૂ ૭૦) | માસિક |
| ,, | ,, | બીજું વર્ષ | ,, ૫૮) | ,, |
| ,, | ,, | પહેલું વર્ષ | ,, ૪૫) | ,, |
| ,, | ,, | ક્વોલી ફાઈડ | ,, ૩૫) | ,, |

આ ઉપરાંત તાલુકા માસ્તરો અને ત્રણ રાનીપરજ વિદ્યાલયો (ગોડસંબા રાનીપરજ વિદ્યાલય, ગોડસંબા રાનીપરજ કન્યા કલાસ, વાંઝણા કાલીપરજ વિદ્યાલય) ના આચાર્યોને તેમની વિશેષ જવાબદારી અને વધુ કાર્ય બદલ રૂ ૧૦) માસિક પર્સનલ એલાવન્સ આપવું. (૧૩) ઓડીટ નોટમાં જણાવેલા 'સ્થાનિક સ્વરાજ્ય' માસિકની ખોટનાં ફાળા બાદલની, તેમજ વર્ધા યોજના અને નિરક્ષરતા નિવારણ પ્રવૃત્તિ અંગેના પ્રવાસ વિગેરે થએલા રૂ. ૫૫૧-૧૪-૦ નો ખર્ચ એલ્યુ. ફંડમાંથી પાડવા નામંજૂર થવાથી લો. બો ના ફંડમાંથી વસુલ આપવા લો બો ને ભલામણ (૧૪) વલસાડ મ્યુનિ. નાં તમામ મકાનો પ્રાથમિક કેળવણીના સને ૧૯૨૩ ના કાયદાની કલમ ૬ (૧) પ્રમાણે લો. બો. ના વહીવટમાં છે. એટલે કોઈ પણ સંસ્થા અગર વ્યક્તિ તેની દુરસ્તી લો. બો. ની અથવા સ્કૂલ બોર્ડની પરવાનગી વિના કરી શકે નહિ. અને કરે તો તે બોર્ડના કાયદેસરના અધિકારનું ઉલ્લંઘન કરનારું છે. એ પ્રમાણે જિ. લો. બો. ના પ્રમુખ સાહેબના પત્ર નં. P W D/A ૧૯૨ તા. ૧૨-૯-૪૦ ના જવાબમાં જણાવવું. (૧૫) ગોડસંબા રા. વિ. ના ખાનગી વિદ્યાર્થીઓને તથા વેડછીનમાં વિદ્યાલયના વિદ્યાર્થીઓ કાંતવા, પિંજવા, વણવાનું કામ કરી કંઈક કમાણી કરી શકે અને તેમને અ. ભા. ચ. સંની ગ્રાંટનો લાભ મળી શકે તે માટે અખિલ ભારત ચરખા સંઘના ગરોલી કેન્દ્રની શાખા તરીકે જોડવા ચેરમેન સાહેબની મંજુરીને બહાલી. એ કેન્દ્રના વ્યવસ્થાપક તરીકે વિદ્યાલયના આચાર્ય ગોપાળજી બાબરભાઈને શાળાના સમય બહાર કામ કરવા તથા તે કામ બદલ મહેનતાણું મળતું હોય તે

પણ તેઓજ કરશે. કયા દિવસે અને કયા સ્થળે તાલીમવર્ગ ભરવામાં આવનાર છે તે બાબતની ખબર તેમના તરફથી મળશે.

(૧૩) પ્રયગની રમતો માટેનાં મધ્યસ્થળ, ગ્રુપની શાળાઓની રમતો રમાડવાની વ્યવસ્થા, હરિફાઈમાં ઉતરનાર વિદ્યાર્થીઓની ઉંમર, છેલ્લી હરિફાઈ વખતે કેટલી ટીમ લાવવાની વગેરે બાબતના નિયમો અસલ પ્રમાણે ચાલુ રહેશે. ફક્ત રમતોના નિયમો 'ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળ' તરફથી બહાર પાડવામાં આવેલી 'રમતોના નિયમો'ની ચોપડીમાં આપેલા છે તે દાખલ કરવા.

(૧૪) આ હરિફાઈમાં કન્યાશાળાઓમાં તથા મિશ્રશાળાઓમાં ભણતી કન્યાઓ પણ ભાગ લઈ શકશે.

(૧૫) તાલુકાની છેલ્લી હરિફાઈ વખતે બધા શિક્ષકોએ હાજર રહેવાનું છે.

(૧૬) છોકરાઓની રમતોની માફક છોકરીઓની રમતો પ્રથમથી રમાડી છેલ્લી હરિફાઈમાં બે ટુકડીઓ લાવવાની છે અને તેને માટેનાં ગ્રુપ છોકરાઓની શાળાના ગ્રુપ મુજબ જ રાખવાં.

તા. ૮-૧૦-૪૦ K. G. Thakor
એ. ઓ. જિ. સ્કૂ. બોર્ડ, સુરત

## જિલ્લા સ્કૂલ બોર્ડની કાર્યવાહી

તા. ૧૪-૯-૪૦ શનિવારે શ્રી. કલ્યાણજી વિ. મહેતાના પ્રમુખપદે મળેલી જિલ્લા સ્કૂલબોર્ડની સંક્ષિપ્ત કાર્યવાહી:—

(૧-૨) વલસા[illegible]ના હરિફાઈ વખતે સરપંચ તરીકે કામ [illegible] રૂ. ૧૪૭) ચાલુ વર્ષનું [illegible] કરવામાં આવશે. [illegible]

[illegible] (૪) સને ૧૯૪૦-૪૧ માટે રમતગમત, ગરબા, સાથીઆ વિ.ની તાલુકાની છેલ્લી હરિફાઈના સ્થળો અને તારીખ.

| | | | |
|---|---|---|---|
| (૧) રેંટલાવ | પારડી મહાલ | ૧૦-૧૨-૪૦, | મંગળ |
| (૨) વલસાડ ધાં. નં. ૧ | તા. વલસાડ | ૧૭-૧૨-૪૦, | મંગળ |
| (૩) ચીખલી | ચીખલી મહાલ | ૨૦-૧૨-૪૦, | શુક્ર |
| (૪) જલાલપોર | તા. જલાલપોર | ૪- ૧-૪૧, | શનિ |
| (૫) નીઝર | તા. બારડોલી | ૯- ૧-૪૧, | ગુરૂ |
| (૬) બાજીપરા | વાલોડ મહાલ | ૧૫- ૧-૪૧, | બુધ |
| (૭) ગોડસંબા રાનીપરજ વિદ્યાલય | તા. માંડવી | ૨૧- ૧-૪૧, | મંગળ |
| (૮) ઓલપાડ | તા. ઓલપાડ | ૨૮- ૧-૪૧, | મંગળ |
| (૯) કતારગામ | તા. ચોર્યાસી | ૪- ૨-૪૧, | મંગળ |

(૫) તાલુકાની છેલ્લી હરિફાઈ વખતે વિદ્યાર્થીઓને ભોજન આપવામાં આવે છે. આ પ્રથાથી વ્યવસ્થા કરવામાં મુશ્કેલી ઉભી થાય છે. તેમજ તેના ખર્ચની રકમ એકત્ર કરવામાં

સુરત જિલ્લાની લો. બો. શાળાઓમાં ભણતી કન્યાઓની રમત ગમત તથા કળાની તાલુકા હરિફાઈમાં આપવાનાં પ્રતિકો માટે નીચેના ગૃહસ્થો તરફથી તેમનાં નામ સામે જણાવેલી રકમ મળી છે તે બદલ તેમનો આભાર માનવામાં આવે છે.

૧ શ્રી. મણીભાઈ ગોકળભાઈ નાયક,
 સગરામ પરા, સુરત. રૂ. ૫૦)

૨ નિઝર ગામ તરફથી શ્રી. ડાહ્યાભાઈ
 છીનાભાઈ મારફત. રૂ. ૨૫)

૩ શ્રી. હરિલાલ મગનલાલ શાહ
 સીનીયર ઓડીટર, સુરત. રૂ. ૩૦)

૪ પાટીદાર જીનીંગ એન્ડ પ્રેસીંગ
 કું. લી., બારડોલી રૂ. ૩૦)

૫ રા. સા. ગુલાબભાઈ ગોપાળજી દેસાઈ,
 જલાલપોર. રૂ. ૩૦)

૬ શ્રી. કેશવલાલ શીવપ્રસાદ,
 હરિપુરા, સુરત. રૂ. ૩૦

૭ શા. નરોત્તમદાસ હરજીવનદાસ
 કંપની, વલસાડ રૂ. ૬

૮ શ્રી. હરિભાઈ ભૂલાભાઈ પટેલ
 આસી. ડે. એ. ઈ., સુરત
 આકોટી તા. બારડોલી રૂ. ૩

૯ શ્રી. રણછોડભાઈ નાથુભાઈ પટેલ
 આકોટી તા. બારડોલી રૂ. ૩

# સૂરત જિલ્લા સ્થાનિક સ્વરાજ્ય

[ માસિક ]

વર્ષ ૨ ] નવેમ્બર ૧૯૪૦ [ અંક ૪

## જીલ્લા લોકલબોર્ડના પ્રમુખની ફરજો

[ ૨ ]

ગયા અંકમા પ્રમુખની ફરજો બજાવવામા સુશિક્ષિતતા તથા કાર્યશક્તિ કેટલી આવશ્યક છે તેનો ઉલ્લેખ કરવામા આવ્યો હતો હવે ત્રીજી યોગ્યતા **ભાવનાની** છે આ ભાવના શબ્દનો ઉપયોગ મે વિશાળ અર્થમા કર્યો છે. ભાવના શબ્દની અંદર નીચેની બાબતોનો સમાવેશ કરવામા આવ્યો છે

(૧) ચારિત્ર્ય—જેમા પ્રામાણિકપણુ, નિષ્પક્ષપાત, અને નિસ્વાર્થતાનો સમાવેશ થાય છે

(૨) રાષ્ટ્રત્વની ભાવના.

એકડા વગરના સો મીંડાં જેમ નકામા છે તેમ માણસમા ચારિત્ર્ય ન હોય તો તે પણ પોતાને અને સમાજને માટે નકામો છે. માણસ ગમે એટલો વિદ્વાન હોય અને ગમે એટલો કાર્યશક્તિવાળો હોય પણ તેનામા જો ચારિત્ર્ય ન હોય તો તે સમાજને લાભને બદલે ભારે નુકસાન કરશે. આજ દાખલાઓ આપણે હમેશા જોઈએ છીએ. અને તે માટે વિશેષ વિવેચનની જરૂર નથી. સામાન્ય માણસ માટે પણ ચારિત્ર્ય એ મુખ્ય અને જરૂરનો ગુણ છે; તો જી લો બોર્ડ જેવી જાહેર સસ્થાના પ્રમુખશ્રીમા તો તે ગુણ ખાસ કરીને હોવો જ જોઇએ જે પ્રમુખમાં ચારિત્ર્ય ન હોય એટલે કે તે પ્રામાણિક, નિષ્પક્ષપાતી અને નિસ્વાર્થી ન હોય તો તે પ્રમુખ તરીકે રહેવાને નાલાયક બને છે. જીલ્લા લો બોર્ડની સસ્થાના સચાલનમા ડગલે અને પગલે પ્રામાણિક પણાની જરૂર પડે છે જો પ્રમુખ પ્રામાણિક ન હોય તો તેના તાબાના બધા નોકરો અપ્રામાણિક થતામા અચકાશે નહિ, અને અપ્રામાણિક પ્રમુખ નોકરો પ્રામાણિકપણે પોતાનું કાર્ય કરે એવી આશા રાખી શકે નહિ. તેજ પ્રમાણે તેનામા નિસ્વાર્થપણું પણ હોવુ જોઇએ પોતાના તાલુકા અગર ગામ પ્રત્યે તેને પક્ષપાત હોવો ન જોઇએ જો કોઇ પણ તલુકા અગર ગામ પ્રત્યે પ્રમુખ પક્ષપાત બતાવે તો તે પોતાના જવાબદારીવાળા હોદ્દાને માટે નાલાયક ઠરે છે સભ્યોને પણ આવા સ્વાર્થી પ્રમુખમા વિશ્વાસ ન રહેશે અને તેથી બોર્ડનો કારભાર અવ્યવસ્થિત બની જશે લોકોમા પણ એવી માન્યતા ફેલાશે કે જેમનો લાગવગ વધારે તેમનુ જ બોર્ડમા કામ થઈ શકે છે. તેથી બોર્ડના પ્રમુખને હમેશા કાંટા ઉપર ચાલવાનુ હોય છે અને જાણી જોઇને નહિ પણ બેદરકારીથી પણ પ્રમુખની વર્તણુ પક્ષપાતી જણાય તો તે બોર્ડનો વિશ્વાસ ગુમાવે છે અને તેના પ્રમાણમા બોર્ડનું સચાલન અવ્યવસ્થિત બનશે. ઘણી વખત પ્રમુખ બીજી રીતે પ્રામાણિક હોય પણ જો તે પોતાના

# અનુક્રમ


| | વિષય | | પૃ. |
|---|---|---|---|
| ૧ | જીલ્લા લોકલ બોર્ડના પ્રમુખની ફરજો | શ્રી. દુર્લભજી પરાગજી દેસાઈ | ૯ |
| ૨ | ગ્રામપંચાયતોની ચૂંટણી | શ્રી. દુર્લભજી પરાગજી દેસાઈ | ૯ |
| ૩ | બોર્ડના સભ્યોએ કામ કેવી રીતે તપાસવાં જોઈએ? | શ્રી. જશભાઈ છીબાભાઈ પટેલ | ૧૦ |
| ૪ | જીલ્લા લો. બોર્ડનું વહીવટી તંત્ર | શ્રી. દુર્લભજી પરાગજી દેસાઈ | ૧૦ |
| ૫ | શિક્ષકોની ફેરબદલી | શ્રી. કલ્યાણજી વિ. મહેતા | ૧૦ |
| ૬ | આજીવન શિક્ષણ | શ્રી. ગોપાળજી દેસાઈ | ૧૧ |
| ૭ | ત્યારે ગર્યા છતાં ના મરીએ | શ્રી. પ્ર. | ૧૧ |
| ૮ | રમતોના નિયમો | શ્રી. મણિભાઈ પટેલ | ૧૧ |
| ૯ | જિલ્લા સ્કૂલબોર્ડની કાર્યવાહી | ...... | ૧૧ |
| ૧૦ | જિલ્લા લોકલ બોર્ડની કાર્યવાહી | ...... | ૧૨ |
| ૧૧ | પ્રાથમિક શાળા પુનઃઘટના સમિતિ | ...... | ૧૨ |
| ૧૨ | તંત્રી નોંધ | | ૧૨ |


## આવતો અંક

'સ્થાનિક સ્વરાજ્ય' ના આવતા સંયુક્ત અંકો "ગ્રામપંચાયત અંક" તરીકે જાન્યુઆરીમાં પ્રકટ થશે.

વ્યવસ્થાપક

## ગ્રાહકોને

જેમના લવાજમના પૈસા બાકી હોય તેમને તે તાકીદે મોકલી આપવા વિનતિ છે.




વ્યવસ્થાપક -
શ્રી. મોરારભાઈ મણિભાઈ દેસાઈ
ચિફ ઑફિસર
સુરત જિલ્લા લો. બોર્ડ

મુદ્રક -
મણિલાલ કૃપાશંકર મેવાડા
'પ્રતાપ' પ્રીં. પ્રેસ
કણપીઠ, સુરત

આ માસિક દર મહિનાની ૧૫ મી તારીખે પ્રગટ થાય છે.
વાર્ષિક લવાજમ રૂ. ૧-૦-૦

કેટલાંએક ગામોએ પંચાયતની ચુંટણીમાં ભારે રસાકસી થઈ હતી જ્યારે કેટલાંએક ગામોમાં માંહોમાંહે સમજી જરૂર પુરતા સભ્યોજ ગામ લોકોએ અગાઉથી પસંદ કરી લીધા હોવાથી એવાં ગામોએ ચુંટણી થઈ નહતી જુજ ગામોએ ઉમેદવાર ઉભા કરવા ના પાડી હતી જ્યારે કે જુજ ગામોમાં મુસલીમ મતદારોએ અનામત જગ્યા માટે ઉમેદવારી નોંધાવી નહતી તેમજ મતદારો મત આપવા પણ આવ્યા નહતા.

ઉપરનાં પરિણામોથી સ્પષ્ટ થાય છે કે હજુ ગામ પંચાયતના કાયદા સંબંધી ઘણા લોકો અજ્ઞાત છે એટલુંજ નહિ પણ દરેક ગામની પ્રગતિ માટે ગામ પંચાયતની સંસ્થા કેટલી આવશ્યક છે તેનો તેમને પૂરતો ખ્યાલ નથી. દરેક ગામે ગામ પંચાયત શા માટે આવશ્યક છે એ બાબત આ માસિકના આગલા અંકમા એક લેખ આપવામાં આવ્યો છે પણ માસિકના લેખો હજી જનતાના મોટા ભાગને પહોંચી શકયા નથી અને તેથી આ સંબંધી લોકોની અજ્ઞાનતા કાયમ રહે છે.

અજ્ઞાનતાને લીધે અગર નવી કોઇ પણ બાબતમાં ભય જોવાની ટેવવાળા લોકો આવી સંસ્થા સામે વિરોધ દર્શાવે તે સહેજે સમજી શકાય એવી બાબત છે; પરંતુ નહિ સમજી શકાય એવે સ્થળેથી પણ વિરોધ ઉભો થએલો જોવામા આવે છે. થોડા દિવસ ઉપર વલસાડ તાલુકાના એક મોટા ગામની મેં મુલાકાત લીધી હતી. ગામના આગેવાનો ભેગા થયા હતા અને તેઓ શિક્ષિત હતા મે તેમને પૂછ્યું કે તમારા જેવા આગળ પડતા અને કેળવાયલા ગામમાં શા માટે મરજિયાત રીતે પચાયત સ્થાપતા નથી? એક કેળવાયલા આગેવાને જવાબ આપો કે અમે જોવા માગીએ છીએ કે બીજાં ગામોએ એ સંસ્થા કેવું કામ કરે છે. આ જવાબ ઉપરથી સમજાય છે કે હજુ કેટલા બધા લોકો આવી એક આવશ્યક સંસ્થા માટે કેટલી બધી અજ્ઞાનતા સેવે છે. આ જીલ્લામા અને બીજા જીલ્લામાં અનેક ગામોમાં ગામ પંચાયતો વર્ષો થયાં કામ કરે છે, તેવા ગામોમાં અનેક સુધારા થયા છે અને તેથી એ સંસ્થા એક વખત સ્થપાયા પછી તેને દૂર કરવાનો કોઇને વિચાર સરખો પણ આવતો નથી. જે સસ્થાઓનો હું ઉલ્લેખ કરૂં છું તે તો જુના કાયદા પ્રમાણે સ્થપાયલી સંસ્થા હતી પણ હવે તો ગામ પંચાયતનો નવો કાયદો થયો છે અને તેમાં અનેક જન હિતકારક સુધારા વધારા થયા છે. આ સુધારા વધારા શું છે તે આગળ બતાવવામાં આવશે.

સંસ્થા સામેના વિરોધનો એક બીજો દાખલો જરા આશ્ચર્ય ઉત્પન્ન કરે તેવો છે. આં વિરોધ કરનાર અમારા એક સ્નેહી છે. એ ભાઇ સારા કેળવાયલા છે એટલુંજ નહિ પણ જુની ગામ પચાયતના એક બાહોશ પ્રમુખ છે. અનેક ઊણપોવાળી જુની સંસ્થા એમણે કુશળતાપૂર્વક ચલાવી છે. પોતાના ગામમાં ગામ સુધારણા સમાજની યોજનાને સફળતાથી અપનાવી હતી અને સ્વાશ્રયથી એમણે ગામમાં સુંદર કામ કરાવ્યું હતું. એ માટે એમને જેટલો ધન્યવાદ આપીએ તેટલો ઓછો છે. આ બધું હોવા છતાં એ ભાઇએ બે કારણોને લીધે સંસ્થા સામે વિરોધ ઉઠાવ્યો છે. એમના વિરોધનું એક કારણ એ છે કે આ સંસ્થામાં ફરજીઆત ઘરવેરો છે. અને બીજું કારણ એ કે સંસ્થાના સેક્રેટરીની નીમણુંક કરવાનો અધિકાર પંચાયતને નથી. મ્હારા નમ્ર અભિપ્રાય પ્રમાણે પહેલાં કારણમાં કંઇ વજુદ નથી. કોઇ પણ સંસ્થાને જવાબદારી આપવાંમાં આવે તો તે જવાબદારીને પહોંચી વળવા માટે તેને સાધનો પણ આપવાં જોઇએ. અને ઘરવેરા સિવાય બીજો કોઇ કર નાખવા માટે

જે લોકો પંચાયતની સ્થાપના સામે વિરોધ કરે છે તેઓ પ્રજા શાસનનો અને પ્રજા શાસનવાળા સ્વરાજ્યનો પણ વિરોધ કરી રહ્યા છે એમ મને લાગે છે. આપણા જ નેતાઓએ ગામડાંઓને પ્રગતિવાન બનાવવાને જે શબ્દો વાપર્યા હોય તેની જ સામે આપણે વિરોધ કરીએ એના કરતાં વિશેષ કમનસીબી શું હોઇ શકે ? આ વિષયમાં ભુલા પડેલા આપણા ભાઈઓને મ્હારી નમ્ર પણ ભાર પૂર્વક વિનંતિ છે કે તેમણે આ વિષયમાં પુરતો વિચાર કરવો અને જો તેમનો વાંધો અકારણ લાગે તો તે તેમણે ઉઠાવી લેવો.

નવા પંચાયતના કાયદા માટે કઇ કઇ વિશેષતાઓ છે તે હવે સંક્ષિપ્તમાં જોઇ લેવાશે.

(૧) આ સંસ્થા મારફતે લોકોને પ્રજા શાસનનાં સ્વરાજની તાલીમ મળે છે. ગામનો પદ્ધતિ પૂર્વકનો વહીવટ કરતાં લોકો શીખે છે.

(૨) આજે ગામોમાં ખાનગી પંચો ચલે છે અને તે પંચોના અવ્યવસ્થિત વહિવટને લીધે આવી પંચોના પૈસા અનેક લોકો સ્વાહા કરી ગયા છે. આ પંચાયતો કાયદા પૂર્વકની સંસ્થા હોવાથી એના પૈસા ખવાવાનો તથા તેના દુરુપયોગ થવાનો ઘણો ઓછો સંભવ છે.

(૩) ગામપંચાયતમાં દરેક પુખ્ત વયના સ્ત્રી અને પુરુષને મતાધિકાર આપવામાં આવ્યો છે. મહાસભા વર્ષો થયાં આવા મતાધિકાર માટે લડત ચલાવતી આવી છે. પહેલી વખતે જ સત્તા પ્રાપ્ત થયા પછી આ મતાધિકારની શરૂઆત ગામપંચાયતનાં ક્ષેત્રથી કરવામાં આવી છે.

**(૪) આ કાયદાની ખાસ વિશેષતા એ છે કે નાના ફોજદારી અને દિવાની દાવાઓ સાંભળવાની પંચાયતે પસંદ કરેલી બેન્ચને સત્તા મળે છે.** આ સત્તાનો જો નિષ્પક્ષપાતપણે સદુપયોગ કરવામાં આવે તો ગરીબ લોકોની મોટી સેવા થશે તેનો ખ્યાલ દરેક સેહેજે કરી શકે છે.

(૫) પંચાયતના સેક્રેટરીની નીમણુંકની સત્તા પંચાયતને નથી તે સામે સર્વ સામાન્ય અને ભારે વિરોધ છે. એ વિરોધ સાથે હું સંપૂર્ણ સહમત છું અને હું આશા રાખું છું કે લાગતાવળગતા લોકો કે સંસ્થા આ બાબતની કાયદાની કલમમાં યોગ્ય સુધારો કરાવવા તજવીજ કરશે.

શહેરો માટે જો સુધરાઇની આવશ્યકતા અનિવાર્ય છે, તો ગામડાંઓ માટે પંચાયતની શા માટે નહિ ? આવી પંચાયતોની સ્થાપના માટે મહાસભા અને આપણા નેતાઓ વર્ષોથી માગણી કરતા આવ્યા છે. એ માગણી આપણા ચૂંટેલા આપણા પ્રધાનોના શાસન કાળમાં સ્વીકારાય છે એ આનંદની વાત છે. દરેક ગામે એનો પૂરો લાભ ઉઠાવવો જોઇએ.

જો પંચાયતની સંસ્થાઓ વીસ પચીસ વર્ષ સફળતાપૂર્વક ચલાવવામાં આવે તો મારી સંપૂર્ણ ખાત્રી છે કે આપણા ગામડાંઓની સિકલ ફેરવાઇ જશે અને તે રહેવા લાયક બની જશે.

કેટલાંક ગામોએથી અમને એવી ખબર મળે છે, કે અજ્ઞાન મતદારોની અજ્ઞાનતાનો લાભ લઇ કેટલાએક ઉમેદવારો પૈસાની અને બીજી લાલચો આપી મત મેળવવાની તજવીજ કરે છે. આ ખબર જો ખરી હોય તો તે ખરેખર શોચનીય છે. જે ઉમેદવાર પૈસાની અગર બીજી લાલચ મારફતે મત ખરીદ કરે તે ઉમેદવાર પ્રજાશાસનના પાયામાં ઘા કરે છે, મતદારોને છેતરે છે અને ગામના હિતને પારાવાર નુકસાન કરે છે. આવા બનાવો બને છે, કારણ કે હજુ આપણે મતદારોને મતની પવિત્રતા તથા મત પાછળ રહેલી જવાબદારી સમજાવી શક્યા નથી. જીલ્લાના લો. બો. ના અને બીજા જાહેર કાર્યકરોનો પવિત્ર ધર્મ છે કે તેમણે આવા અજ્ઞાન મતદારોની પાસે જઇ આ બાબતમાં તેમની ફરજો સમજાવવી.

દુર્લભજી પ. દેસાઈ

રબલ પથ્થરના અથવા ખાંડકી પથ્થરના કામમાં પથ્થરની ચીપાટો કદી ન વાપરવી જોઇએ, અને અમુક અમુક અંતરે દરેક થરમાં એક બાજુથી બીજી બાજુ પહોંચે તેવા હેડર પથ્થરો મુકવાજ જોઇએ. પથ્થરો પુરતી ઉંડાઇના જોઇએ. સાંધા અંદર બરાબર પુરવા જોઇએ.

**દીવાલોને પ્લાસ્તર તથા ભોંયતળીએ પથ્થર જડવાનું કામ.**

સપ્રમાણ કોલ મેળવી એક સરખા લેવલે આ કામો થવાં જોઇએ. પથ્થર નીચે પ્રથમ પીળી માટી અથવા રેતીની મજબુત થરબંધ પાણી છાંટી ટીપી પુરણી કરી તે પર સાડા ચાર ઇંચ પાકું કોન્ક્રીટ ભરી (૧ : સીમેન્ટ, ૫ : રેતી, ૧૦ : કાંકરા) પછી તે પર એકથી દોઢ ઇંચ જાડાઇના કાળા એક રંગના તાંદુર પથ્થરો રહેજ ઢોળાવ આપી જડવા જોઇએ. પથ્થરોના સાંધા બરાબર જોડવા જોઇએ, અને સારા કોલથી પુરી તે પર દોરી પાડવી જોઇએ. પાણીનો છંટકાવ પુરતો રાખવો જોઇએ પ્લાસ્તર કરતા અગાઉ ચણતરના સાંધા ખોતરી નાખવા જોઇએ, અને તેને પુરૂ ભીંજવવું જોઇએ.

**લાકડકામ**

લાકડું, ગાંઠ, ફાટ, વાંક શિવાયનું લાલ રંગનું પાકું (ધોળું નહિ), સરખું જોઇતા માપનું જોઇએ. તેના સાંધા મજબુત જડવા જોઇએ બારી બારણાના સાંધાને અંગે સ્ક્રુ, વિ. મીજાગરાં, ગજ, પતન, આંકડીઓ, સ્ટોપરો, હેન્ડલો, વિ. ઠરાવેલ રીતે, ઠરાવેલ જાતનાં, હોવાં જોઇએ. અયોગ્ય જગાએ સાંધા ન હોવા જોઇએ. લાકડકામને ઘડી તૈયાર કરી તુરતજ ગેરૂ લગાડવું જોઇએ લાકડકામના ચણતર સાથેના સંબંધવાળા ભાગને પ્રથમથી ડામર લગાડવો જોઇએ, તેમજ બારી બારણાંના ચોકઠાને દીવાલ સાથે, અંદર લાકડાના ટુકડાએ જડી, મજબુત જોડવાં જોઇએ. તમામ લાકડકામને પસંદ કરેલ ઓઇલપેઇન્ટના અથવા પાકા રંગના ત્રણ હાથ મારવા જોઇએ. લાકડકામનાં માપ ઠરાવ્યા પ્રમાણેજ દરેક જગાએ હોવા જોઇએ.

**જુના કામને ગડગાબડ તથા રંગચુનો કરવાનું કામ**

જુના કામના ખખડી ગયેલા ભાગને પ્રથમ તોડી સાફ કરી ભીંજવી તેને પ્રથમ સુધારી પછીજ રંગચુનો કરવો જોઇએ. રંગ ચુનાના કામમાં ગુગળ, સરસ વિ. ઠરાવેલ પ્રમાણમાં રંગ ચુનામા મેળવવાં જોઇએ, જમીનની અંદર ચણતરનો જે ભાગ હોય તેની બાજુની મરોડી ખોદાવીને અંદરના ભાગને ચોક્કસ મરામત સૌથી પ્રથમ કરવી જોઇએ. જમીનની અંદરનું કામ માટીના ક્ષારો, પાણી, વિ થી વિકાર ભરેલી અસરને પાત્ર હોય તે સૌથી વધુ ચાલુ ધ્યાન અને મરામત સ્વાભાવિક માગે છે.

**પાયાની અંદરનું કોંક્રીટ**

બાંધકામનો પાયો કોઇ પણ સંજોગોમાં કાળી માટી પર નજ નાખવો જોઇએ, તેમજ બાંધકામની અંદરને ગાળે પણ કાળી મરોડી પુરવી ન જોઇએ, કારણ કે કાળી માટી હવાની અસરથી સંકોચાય છે અને ફુલે છે જેથી તેની ઉપરના તથા બાજુના કામને તે નુકશાન કરે છે. એટલે પીળી માટીની અંદર ઓછામાં ઓછું એક ફુટ નીચે સુધી ખોદાણ કરી તે પાયો નાખવો જોઇએ. પાયામાં પ્રથમ પાકા સીમેન્ટ અથવા છો રેતીના કોલ અને મેટલ, કાંકરા, અથવા ચોખ્ખાં મજબુત ઇંટના રોડાંનું કોંક્રીટ કરવામાં આવે છે, તે ઉપર જમીન નીચેથી એકથી બે ફુટ નીચેથી ચણતર કામ શરૂ કરવામાં આવે છે. આ, પાયાની

(૬) ધર્મશાળાઓ અને બીજાં મકાનો દુરસ્ત રાખવાં
(૭) રસ્તાઓનાં કામો
(૮) સરકાર તરફની કુવાની ગ્રાન્ટના કામો કરવાં
(૯) સરકાર તરફની ગ્રાંટમાંથી નાના ગામરસ્તાઓ કરવા

ઉપરનાં બધાં કામો ઉપર દેખરેખ રાખવા સુરત શહેરમાં જીલ્લા લોકલ બોર્ડની મધ્યસ્થ ઓફીસ રાખવામા આવી છે. આ ઓફીસના ત્રણ વિભાગ છે અને તે દરેક ઉપર એક અમલદાર દેખરેખ રાખે છે. આ ત્રણ વિભાગો નીચે પ્રમાણે છે.

(૧) પત્ર વ્યવહાર ખાતું.
(૨) હિસાબી ખાતું.
(૩) એન્જીનીયરીંગ ખાતુ.

પત્ર વ્યવહાર અને હિસાબી ખાતાં ઉપર ચીફ ઓફીસર દેખરેખ રાખે છે. અને એન્જીનીયરીંગ ખાતા ઉપર બોર્ડના એન્જીનીયર દેખરેખ રાખે છે. આ ત્રણે વિભાગોમાં કુલ્લે દશ કારકુનો કામ કરે છે તે ઉપરાંત હિસાબી ખાતામાં એકાઉન્ટન્ટ રાખવામાં આવ્યા છે.

આ ત્રણે વિભાગોના કામ ઉપર બોર્ડના પ્રમુખને દેખરેખ રાખવાની હોય છે. અને ચીફ ઓફીસર, એન્જીનીયર અને હેડ એકાઉન્ટન્ટની ઉપર પણ દેખરેખ રાખવાની ફરજ બોર્ડના પ્રમુખની છે જીલ્ના લો. બોર્ડની સંસ્થાનુ સચાલન આ મધ્યસ્થ ઓફીસ મારફતે થાય છે. બોર્ડનાં મકાનો દુરસ્ત કરવાના તથા રસ્તાઓ, કુવાઓ, વિ. કામો યથાસ્થિત કરાવવાની મુખ્ય જવાબદારી એન્જીનીઅરની છે, પણ આવા મોટા જીલ્લામાં નાનાં ગામો છેટે છેટે આવેલાં હોવાથી એકલા એન્જીનીઅર આ બધાં કામો ઉપર પુરતી દેખરેખ રાખી શકે નહિ તેથી અને પ્રમુખને મદદગાર થઈ શકે તે હેતુથી દરેક તાલુકામાં એક કમીટી સ્થાપવામાં આવી છે. દરેક તાલુકામાં બોર્ડના તે તે તાલુકાના બધા સભ્યો આ કમીટીનાં સભ્ય હોય છે. અને જી. લો. બોર્ડ આ કમીટીના ચેરમેનની નીમણુંક કરે છે. દરેક તાલુકામાંના જી. લો. બોર્ડનાં બધાં કામો ઉપર સીધી દેખરેખ રાખવાની ફરજ આ કમીટી અને તેના ચેરમેનની છે. આ આઠ તાલુકા કમીટીઓ અને તેના આઠ ચેરમેનોની મદદથી બોર્ડના પ્રમુખ આ સંસ્થાનું સંચાલન કરે છે. આ કમીટીઓ અને તેના ચેરમેનોની મદદ સિવાય પ્રમુખ પોતાની ફરજ બરાબર અદા કરી શકે નહિ

હવે આપણે ઉપર બતાવેલાં નવ પ્રકારનાં બોર્ડના કામો ઉપર કેવી રીતે દેખરેખ રાખવામાં આવે છે તેનો વિચાર કરીએ.

### (૧) માણસોનાં દવાખાનાં

બોર્ડ હસ્તક હાલ પદ્ધતિસરનાં ૧૨ દવાખાનાંઓ છે. દરેક દવાખાના માટે એક ડીસ્પેન્સરી કમીટી તેના ચેરમેન સાથે બોર્ડ નીમે છે. દરેક દવાખાનામાં એક ડાકટર હોય છે. તેની નીમણુંક સરકાર તરફથી કરવામાં આવે છે. અને તેનો પગાર, પ્રમોશન વગેરે બધી સત્તા સરકારના હાથમાં છે. પ્રમુખ દર વર્ષે આ દવાખાનાંઓની મુલાકાત લે છે અને ત્યાંનું કામ સંતોષકારક ચાલે છે કે કેમ તેની ખાત્રી કરે છે. દવાખાનાના કમ્પાઉન્ડરો અને નાના

કોંક્રીટ ઉપર આખા બાંધકામનો આધાર રહે છે. સભ્યે પાયા ખોદાણ નીચે પીળી માટી બરાબર નીકળી છે કે કેમ અને ઠરાવેલા પ્રમાણના મિશ્રણથી થરબંધ પાણી પુરતું નાખી ટીપીને એક લેવલે પાયાના કોન્ક્રીટનું કામ થાય છે કે કેમ તે પર ખાસ ધ્યાન આપવું જોઈએ. ચણતર કરતાં કોન્ક્રીટની પહોળાઈ બન્ને તરફ સામાન્ય રીતે ૭ ૭ ઈંચ વધુ લેવાય છે, જેથી ચણતરનું વજન જમીનના વધારે ક્ષેત્રફળ ઉપર વહેંચાઈ જાય. ચણતર થઈ ગયા પછી જમીનની અંદરના આ ગાળામાં પીળી માટી તથાં રેતીનુંજ મજબુત ટીપીને પુરાણ થવું જોઈએ, જેથી કાળી માટીનો ધક્કો ચણતરને લાગે નહિ. ચણતરની બહારને ભાગે થોડા અંતર સુધી ચણતરની બાજુએ પણ સારી રીતે ટીપીને ઢોળાવમાં પીળી માટી તથા રેતીનું પુરાણ કરવું જોઈએ જેથી પાણી પાયામાં પચે નહિ.

## પાઈપ ડ્રેનોનાં કામ

તૈયાર પાઈપોથી કોઈ કોઈ નાળાં કરવામાં આવે છે. તે દાખલાઓમાં પાઈપનું તળીયું જરા ઢોળાવમાં જોઈએ જેથી પાણી સહેજે વહી શકે. તેમજ પાઈપનું મથાળું તે લેવલે જોઈએ કે જે લેવલે સામાન્ય રીતે વરસાદમાં પાણી ચઢતું હોય. પાઈપના ઉપર આશરે દોઢ ફુટ માટી પુરાણ કરી પછી તે પર પાકી રસ્તાની સપાટી બનાવવામાં આવે તે ઇચ્છવા યોગ્ય છે.

ઉપર થોડી જાતનાં કામોની રૂપરેખા આપી છે. કામો સંબંધી નકશા, એસ્ટીમેટ, અને સ્પેશીફીકેશનની વિગત દરેક સભ્યે ઓવરસીયર પાસેથી પુછી સમજી લેવી જોઈએ. થોડા અનુભવ પછી, સભ્ય જો રસ લઈ પુછપરછ કરશે તથા કામોની વખતો વખત મુલાકાત લેશે તો જરૂરી માહિતી તથા સમજ તેમને આવી જશે. બોર્ડના હીતમાં આવી સમજ તથા માહિતી, મેળવવા તથાં કામોની બને તેટલી વધુ મુલાકાત લેવા દરેક સભ્ય પ્રયત્ન કરશે એવી આશા છે.

જશભાઈ જીવાભાઈ પટેલ
એન્જીનિયર, જી. લો. બોર્ડ, સુરત.

આવે. આ તાલુકાઓમાં બોર્ડનાં બધાં કામો છૂટાં બોર્ડના તાલુકાના સભ્યોની અંદર વહેંચવામાં આવે છે. અને તે કામો તપાસવાની અને બરાબર થાય છે કે નહિ તે જોવાની સભ્યની ફરજ છે. પ્રમુખ પોતાના પ્રવાસ દરમીયાન અગત્યનાં કામો જુવે છે અને કામો બરાબર થાય છે કે નહિ તેની સામાન્ય દેખરેખ રાખે છે.

ઉપરના સંક્ષિપ્ત હેવાલ ઉપરથી જણાશે કે પ્રમુખને વહીવટીતંત્ર અનેક વ્યક્તિઓની મદદથી ચલાવવાનું હોય છે. ખાસ કરીને તાલુકા કમિટિઓ અને તેના ચેરમેનોની મદદ સિવાય પ્રમુખનું કામ અશકયજ બને; કારણકે દરેક કામની સીધી દેખરેખ તો તાલુકા કમિટિના ચેરમેનોજ રાખે છે. અને બોર્ડના મુખ્ય નોકરો એટલે ઓવરસીયરો તેમની સીધી દેખરેખ નીચે કામ કરે છે. પ્રમુખને એકલાં જ આ દેખરેખ રાખવાની હોય તો તે બરાબર રાખી શકે જ નહિ અને તેથી બોર્ડે તાલુકા કમિટિઓ અને તેના ચેરમેનોની યોજના કરેલી છે. આ યોજના બોર્ડને ઘણી જરૂરી લાગી છે અને આ યોજના બોર્ડની સફળતામાં ઘણો અગત્યનો ભાગ ભજવે છે.

દુર્લભજી પરાગજી દેસાઈ

# શિક્ષકોની ફેરબદલી

પ્રાથમિક કેળવણી ખાતાની દુનિયામાં શિક્ષકોની ફેરબદલી, મહત્ત્વનું પ્રકરણ ગણાય છે. ફેરબદલીના પ્રવાહમાં સપાટી ઉપર દેખાતા કે પેટાળમાં ઘુમરી લેતાં અનેક કારણો હોય છે. પોતાનાં બાળકોનું ભાવિ જેમના હાથમાં સોંપાયું હોય તેમના સંબંધમાં આજસુધી સેવેલી ઉદાસીનતા જનતાએ ખંખેરી નાખી છે અને હવે તેના અમુક વર્ગમાં જાગૃતિ અને રસ લેવાની વૃત્તિ આવેલી છે; આથી શિક્ષકની ફેરબદલી સાથે આમજનતાને પણ સંબંધ રહેલો છે. કર્તવ્યનિષ્ઠ, સાલસ અને સફળ શિક્ષકોની બદલી પોતાના ગામેથી થાય નહિ તેવું લોકો ઈચ્છે છે અને બદલી થઈ હોય તો તે અટકાવવા અરજીઓ કરે છે, અને કેટલીક વખત મોટો ખર્ચ વેઠી તેમજ મોટી મુસાફરીની અથડામણ વેઠીને લાગતાવળગતા પાસે પચને પણ મોકલે છે. સાચા શિક્ષકોના સબંધમાં આવી પ્રવૃત્તિ સ્વયંભૂ હોય છે. જ્યારે એનાથી ઉલટા દાખલામાં પણ કેટલીક વાર આવી ચવવળ થાય છે ખરી પણ તે પ્રેરિત હોય છે.

કેટલાક શિક્ષકોને પોતાના ગામેથી બદલાવવા લોકો બહુ ઉત્સુક હોય છે અને તે માટે એક પણ પ્રયત્ન અજમાવી જોવા તેઓ ચૂકતા નથી. જે શિક્ષકનો સ્વભાવ ખટપટી હોય, ગામના કોઈ પક્ષમાં તે પક્ષકાર બની ગયેલો હોય, પોતાનો શિક્ષક તરીકેનો ધંધો ગૌણ બનાવી પોતાનું ધ્યાન અને શક્તિ ખેતીવાડી, વેપાર કે નાતજાતની પટેલાઈ વગેરેમાં ખરચતો હોય યા જેના ચારિત્ર્ય વિષે લોકોને શંકા પડી હોય તેમને બદલાવવા તેઓ ભારે ચળવળ ચલાવે છે. કેટલીકવાર કોઈ શિક્ષકને સારૂં ગામ, પોસ્ટનો લાભ, કે પોતાનાં બાળકો માટે અંગ્રેજી કેળવણી લેવાની સગવડવાળું અનુકૂળ ગામ મળી ગયું હોય તે ઝડપી લેવા કોઈ હરિફના કાવાદાવા પણ પડદા પાછળ આમાં મહત્ત્વનો ભાગ ભજવે છે. કોઈ

નોકરોની નીમણુંક બોર્ડ તરફથી પ્રમુખ કરે છે. અને તેમનાં કામ ઉપર ડીસ્પેન્સરી કમીટી દેખરેખ રાખે છે. જો કોઈ ડાકટરની કામગીરી સંતોષકારક ન હોય તો તે બાબત ડીસ્પેન્સરીના ચેરમેન પ્રમુખને રીપોર્ટ કરે છે અને આ હકીકત વાસ્તવિક લાગે તો પ્રમુખ, સર્જન જનરલને લખી એ બાબતમાં યોગ્ય ઠરાવે છે. દવાઓ પુરતા પ્રમાણમાં દવાખાનાઓને પુરી પાડવાનું કામ બોર્ડ કરે છે અને તે માટે બજેટમાં પુરતી રકમની જોગવાઇ કરવામાં આવી હોય છે.

**( ૨ ) ઢોર ડબાંઓનો વહીવટ**

હાલ ઢોર ડબાંઓનો વહીવટ બોર્ડ તરફથી થાય છે પણ એ વહીવટ ઘણો અસંતોષકારક છે. કારણકે પાઉન્ડકીપર સામાન્ય રીતે સરકારી નોકર હોય છે અને તેના કામ ઉપર બોર્ડની સીધી દેખરેખ હોતી નથી. ઢોરનાં પાકાં ડબાંઓને સારી સ્થિતિમાં રાખવાની ફરજ બોર્ડની છે. હાલનો વહીવટ અસંતોષકારક હોવાથી તે સરકારને સોંપવા સંબંધી વાટાઘાટ સરકાર સાથે ચાલે છે.

**(૩, શીતળા ખાતું**

આખા જીલ્લામાં બાર શીતળા કારકુનો છે અને એક પગારદાર ઉમેદવાર છે. આ કારકુનો બોર્ડને જવાબદાર છે. અને એની નીમણુંક વગેરે કામ બોર્ડના પ્રમુખ કરે છે. આ કારકુનો ઉપર સીધી દેખરેખ એક ઇન્સ્પેકટર રાખે છે. આ ઇન્સ્પેકટર સરકારી નોકર છે અને તે આસી. ડાયરેક્ટર ઓફ પબ્લીક હેલ્થના હાથ નીચે કામ કરે છે. પણ આ ઇન્સ્પેકટર શીતળા કારકુનોની કામગી ! વિષે પ્રમુખને માહીતગાર રાખે છે.

**ઢોરનાં દવાખાનાં**

બોર્ડે આવાં ૭ દવાખાનાંઓ સ્થાપ્યાં છે. દવાખાનામાં એક ડાકટર અને એટેન્ડન્ટ અને બીજા નાના નોકરો હોય છે. ડાકટરની નીમણું સરકાર તરફથી કરવામાં આવે છે. અને તે પોતાના ખાતાને જવાબદાર છે. દરેક દવાખાના ઉપર દેખરેખ રાખવા એક કમિટિ બોર્ડ તરફથી નીમવામાં આવી હોય છે અને આ કમિટિના ચેરમેન બોર્ડના પ્રમુખને જવાબદાર હોય છે.અને તે પ્રમુખને વખતોવખત રીપોર્ટ કરી દવાખાનાના સંચાલન માટે જરૂરી મંજુરી મેળવે છે. પ્રમુખ દર વરસે આ દવાખાનાંઓની મુલાકાત લે છે અને ડાકટરોની કામગીરી બરાબર થાય છે કે નહિ તેની ખાત્રી કરે છે.

જાત જાતની ખટપટો ઓછી થઇ જશે. એવી આશા રાખું છું. સુરત જિલ્લાના લોકો અને શિક્ષકોને અત્યાર પહેલાં જે જણાવવામાં આવ્યું છે તે આ તકે ફરીથી ભારપૂર્વક જણાવું છું કે બદલીના કામમાં જિલ્લા સ્કૂલ બોર્ડના કે જિલ્લા લોકલ બોર્ડના પ્રમુખ વચ્ચે પડતા નથી, એટલે એ બાબતની તમામ અરજીઓ એ. ઓ. ને જ કરવી જોઇએ; આ સંબંધમાં એ. ઓ. ના નિર્ણય ઉપર અપીલ કરવી હોય તો તે સ્કૂલ બોર્ડને નહિ પણ ઉતર વિભાગના એજ્યુ. ઇન્સ્પેક્ટર સાહેબ (અમદાવાદ) ને જ કરવી.

જાહેરહિતને કારણે જરૂરનું લાગશે તો કોઇ ખાસ દાખલામાં અંગત માહીતીને આધારે સ્કૂલબોર્ડ કે જિ. લો. બોર્ડના પ્રમુખ અથવા તે સંસ્થાઓ લાગતા વળગતાને યોગ્ય ભલામણ કરશે કે પોતાનો અભિપ્રાય જણાવશે.

જીલ્લા સ્કૂલ બોર્ડ કચેરી,
સુરત, તા. ૫-૧૧-'૪૦

કલ્યાણજી વિ. મહેતા

---

# આજીવન શિક્ષણ

[ ૨ ]

સંસ્કૃત પાઠશાળાઓ તેમજ શાળા કોલેજો, મંદિરો વગેરે જોઇએ છીએ ત્યારે સ્વભાવિક રીતે આપણને લાગે છે કે સાચો માનવધર્મ છોડી, સ્વામી રામના શબ્દોમાં કહીએ તો રસોડાના ધર્મ તરફ વળતા જઇએ છીએ. એ રસોડાના ધર્મ તથા ન્યાત જાતના વાડાએ પણ દેશને પારાવાર નુકશાન કર્યું છે. શું આ આપણી પ્રાચિન સંસ્કૃતિ છે? વર્ણાશ્રમ ધર્મને નામે આ અધર્મ આપણે આપણી આંખ આગળ જોઇએ છીએ અને નભાવીએ છીએ, માનવ જાતને એ મોટામાં મોટું કલંક છે.

જ્યારે આપણે ખ્રિસ્તિઓ કે એવા બીજા પરદેશી શિક્ષકો દ્વારા શિક્ષણ મેળવીએ છીએ ત્યારે ભારતના સાચા બ્રાહ્મણો ક્યા છે? એ પ્રશ્ન સ્હેજે ઉપસ્થિત થાય છે. જ્યારે આપણા પર પરદેશી રાજ્ય અમલ કરે છે ત્યારે સાચા ક્ષત્રિયો ક્યાં ગયા છે? અને દેશ જ્યારે પરદેશી વેપારીઓને હાથે લુંટાઇ રહ્યો ત્યારે સાચા વૈશ્યો ક્યા છે? આમ આ બધું કામ ખ્રિસ્તિઓજ કરે છે એટલે કે બ્રાહ્મણનું, ક્ષત્રિયનું, વૈશ્યનું વગેરે કામ ખ્રિસ્તિઓ કરે છે. આપણે એટલી હદે અવનતિએ પહેચ્યા છીએ કે આપણે દુનિયામાં અસ્પૃસ્ય તરીકે ઓળખાઇએ તો તેમાં કંઈ પણ નવાઇ પામવા જેવું નથી. તો આ સ્થિતિમાં પોતાને બ્રાહ્મણ તરીકે સૌથી ઉંચા ગણાવાના માન અગર અભિમાનને સ્થાન ક્યાં છે?

પ્રાચીન સમયના સમર્થ ઋષિમુનીઓ, રાજા મહારાજો, દાનવીરો તથા મહાન સાહસિક વેપારીઓ હતા. દેશ દરેક ક્ષેત્રમાં સમૃદ્ધ હતો અને દુનિયાને સંસ્કૃતિ-વિજ્ઞાન વગેરેમાં દોરવણી આપતો હતો એ સાચી વાત છે. પણ આજે માત્ર બડાઇઓ મારવાથી આપણું, દેશનું, અગર પ્રજાનું કંઈ વળે એમ નથી. એ તો મુદત વીતેલાં ખતાં પર મદાર બાંધી આટલા રૂપીઆ હું માગું છું અને આ રહ્યું ખાતું એમ માની મનમાં આનંદ પામવા

(૭) બદલીઓ કરતી વખતે એડમીનીસ્ટ્રેટીવ ઓફિસરે ધ્યાનમાં રાખવું જોઇ ટ્રેન્ડ શિક્ષકોની વહેંચણી બધા તાલુકાઓમાં અને બધી જાતની શાળાઓ ( એક શિક્ષક શાળાઓ સુદ્ધા )માં પ્રમાણસર થવી જોઇએ. ટ્રેન્ડ શિક્ષકો પૂરાં ધોરણોવાળી શાળાઓ કે અમુક જ તાલુકામાં ખડકાવા ન જોઇએ.

(૮) દૂરની જગ્યાની બદલીઓ ઓછી અને ખાસ સંજોગમાંજ કરવી. નિયમ બદલીનો ક્રમ એવો રાખવો કે ભારે ખરચ કે બીનજરૂરી અગવડમાં મૂકાવું ન પડે.

(૯) જિલ્લાની અમુક જગ્યાઓ કે જે ખરાબ હવાપાણીની ગણાતી ત્યાં મૂકાયલા શિક્ષકને નિદાન ત્રણ વર્ષના ગાળા પછી બદલવા જોઇએ; કે શિક્ષક પોતે ત્યાં ચાલુ રહેવા રાજી હોય અને તેની સામે કાંઈ ફરિયાદ ન હોય.

(૧૦) છોકરાઓની શાળામાં જ્યાં જ્યાં બની શકે ત્યાં ત્યાં આસિસ્ટંટ તરીકે શિક્ષિકા આપવી કે જેથી લોકો પોતાની છોકરીઓને શાળામાં મોકલતાં અચકાય નહિ નાનાં બાળકોને સ્ત્રી શિક્ષિકાની સંભાળનો લાભ મળી શકે.

આવી રીતે છોકરાઓની શાળા માટે પસંદ કરવામાં આવતી સ્ત્રીશિક્ષિકા ઠીક વખતની નોકરીવાળી હોવી જોઇએ. કારણકે એકલી જુવાન સ્ત્રીશિક્ષકાને પુરુષશિક્ષકો કામ કરવામાં જો એકલવાયાપણું લાગતું હોય તો તેનું કામ ઘણું મુશ્કેલ બની જાય.

## હેડમાસ્તર અને પહેલા આસિસ્ટંટની નિમણુંક

ફેરબદલી કરતી વખતે હેડમાસ્તર અને પહેલા આસિ. તરીકે કોને મૂકવા તે પણ ખાતાએ ધોરણ મુકરર કરેલું છે; તે ધ્યાનમાં રાખવું જોઇએ. આ ધોરણ નીચે પ્રમાણે

(૧) પુરાં ધોરણવાળી શાળામાં હેડમાસ્તર તરીકે, જે ટ્રેન્ડ શિક્ષકની નોકરી ઓછાં ત્રણ વર્ષની અને અનટ્રેન્ડની પાંચ વર્ષની થયેલી હોય અને જેનું કામ સારું તેને જ નીમવો. તેજ પ્રમાણે એવી શાળામાં પહેલા આસિ. તરીકે જે શિક્ષક ટ્રેન્ડ ન અથવા તો જેની નોકરીને ત્રણ વર્ષ થયાં ન હોય તેવાને મૂકવા નહિ.

(૨) પુરાં સાત ધોરણ ( પ્રાથમિક શાળાંત સર્ટિફિકેટ પરીક્ષા ) વાળી શાળ સામાન્ય રીતે ૫૦ ટકા શિક્ષક ટ્રેન્ડ હોવા જોઇએ. અને હેડમાસ્તર અને પહેલા અ ઉપલા દરજ્જાનું ટ્રેનીંગ સર્ટિફિકેટ ધરાવતા હોવા જોઇએ.

(૩) પાંચ ધોરણ સુધીની શાળામાં બની શકે ત્યાં સુધી ટ્રેન્ડ હેડમાસ્તર, શિક્ષકની સંખ્યા ત્રણથી ઓછી ન હોય તો પહેલો આસિ. પણ ટ્રેન્ડ મુકવો.

(૪) ચાર ધારણ શીખવતી અને બે શિક્ષકથી ચાલતી શાળામાં હેડમાસ્તર ટ્રેન્ડ મુ

(૫) એક શિક્ષકવાળી શાળા બની શકે ત્યાં સુધી ટ્રેન્ડ શિક્ષકના હવાલામાં મૂ અને જો ટ્રેન્ડ શિક્ષક આપી શકાય એમ ન હોય તો જેનો અનુભવ પાંચ વર્ષથી ન હોય તેવા અનટ્રેન્ડ શિક્ષકને ત્યાં મુકવો.

શિક્ષકો અને લોકો, ખાતાએ નક્કી કરેલા બદલીના ઉપરના નિયમો કાળજી વાંચશે અને તેના હેતુઓ સમજવા પ્રયત્ન કરશે તો પરિણામે બદલીઓ માટે કરવામાં આ..

કહી શકાય. માત્ર પંડિતાઇ એ સાચુ જ્ઞાન નથી. પોપટ પણ રામ રામ બોલે છે પરંતુ તે માત્ર ગોખેલુ-ગોખાવેલુ બોલે છે તેના જેવું થયુ. પરતુ ગાય જેમ ઘામ વગેરે ખાઇને તેને પચાવીને તાત્વીક દૂધ આપે છે તેજ પ્રમાણે પ્રાચીન શાસ્ત્રો અને સુત્રોનો અભ્યાસ કરી તેને પચાવી હાલના જમાના સાથે બધ બેસતું કરી અર્વાચીન કાળના પ્રશ્નનો ઉકેલ તે દ્વારા લાવવા પ્રયત્ન કરી તેનો સાચો અમલ કરે તેમજ હાલમાં સમાજમાં જે અનિષ્ટો છે તેને દુર કરી સમાજમાં સાચુ જ્ઞાન, વિચાર ફેલાવે તો જ તેનો કંઇ અર્થ છે. વળી સસ્કૃત શાસ્ત્રો કે સુત્રો અમુકજ વર્ણના લોકોને ભણવાનો અગર જાણવાનો અધિકાર એટલે માનવજાતમા ઉચ્ચ વર્ણના હોય તેજ તેનો લાભ મેળવી શકે એ વિચારજ આપણને હચમચાવી નાંખે છે. કારણ કે સાચી કેળવણી ન્યાત જાત રગ વર્ણથી પર હોવી જોઇએ એટલે એમા ન્યાત જાત વીગેરેને સ્થાનજ હોઇ શકે નહિ. જેમા ભેદ હોય તે કેળવણી તરીકે ઓળખી શકાયજ નહિ કારણ કે જ્યા સુધી આપણે માણસોના બનાવેલા વાડાઓને નીમાની લઇએ અને માનવજાતનાં ગૌરવ-પ્રતિષ્ઠાને પીછાનીએ નહિ ત્યાં સુધી આપણે કોઇ દિવસે ઉંચે આવવાના નથી, પ્રગતિ કરી શકવાના નથી, એટલે આવા બધનોને શિથીલ કરી તોડયેજ છુટકો છે, પણ સાચી કેળવણી સિવાય એ શકય નથી.

આગળ જણાવ્યું તેમ પાશ્ચાત્ય વેપારી વૃત્તિ સાથેના સપર્કથી આપણા દેશમાં મુલ્યાંકનમા ફેર પડયો છે અને આપણે સુવર્ણના પુજારી બન્યા છીએ તે એટલે સુધી કે આપણી સસ્કૃતિનું મૂલ્ય પણ રૂપીઆ આના પાઇથી અંકાવા માડયું છે જેને પરિણામે માનવજાતનો પ્રશ્ન પણ એ દૃષ્ટિથી જોવા માડયો છે, એનો ઉકેલ પણ એમજ લાવવા માગીએ છીએ. સનાતન બ્રાહ્મણ સસ્કૃતિનો ક્રમે ક્રમે નાશ થઇ તેની જગ્યાએ વાણીજ્ય બુદ્ધિ (બ્રિટીશ વેપારી) દાખલ થવા માંડી છે બ્રાહ્મણની કીંમત અને પ્રતિષ્ઠા તેની પાસે કેટલુ દ્રવ્ય અગર પૈસા છે તેના પર ન હતી પરતુ સમાજને તે કેટલી સેવા, આદર્શ વગેરે અપતો તેના ઉપર રહેતી બ્રાહ્મણ વકીલાતનો ધધો કરી પૈસા કમાય તેને બ્રાહ્મણ નહિ પણ વાણીઓજ કહેવો જોઇએ ક્ષત્રીય થઇને માત્ર પૈસા કમાવાને ખાતર પારકાની નોકરી એટલે પૈસાને વાસ્તે પોતાની જાત વેચે તે પોતાની જાતને ક્ષત્રીય કહેવડાવવા યોગ્ય નથી. સાચો બ્રાહ્મણ તેજ કે જે પોતાની વિદ્વતા, જ્ઞાનનો સમાજને લાભ આપી સમાજ સેવા કરે અને સાચો ક્ષત્રિય તેજ કે જે પૈસા ખાતર ગુલામી ન કરતા પોતાના દેશને સ્વતત્ર બનાવવા દેહનું બલિદાન આપે.

માનવજાતને જુદા જુદા ભાગો પાડી, ભેદભાવો રૂપી દિવાલો ઉભી કરી કાયમના વાડાઓમાં વહેચી શકાય નહિ અને તે પ્રમાણે વાડાવાર ખીલવણીનો કઈ અર્થ નથી. કેળવણી માત્ર બુદ્ધિનેજ સ્પર્શે તો તે કેળવણી નામ શોભે નહિ શારીરિક માનસિક, નૈતિક આધ્યત્મિક એમ દરેક પ્રકારની શક્તિને ખીલવે તેને જ સાચી કેળવણી કહી શકાય એટલે આ દરેક પ્રશ્નનો ઉકેલ કેળવણી પામેલો માણસ આણી શકે એવી કેળવણી એજ સાચી કેળવણી કહી શકાય. આપણા કાર્ય, રમત આનદ, વિનોદ અને આરામ પણ ચોક્કસ યોજનાવાળાં હોવા જોઇએ.

હવે પ્રશ્ન એ થાય છે કે આપણી કેળવણી કેવી હોવી જોઇએ એ. વિષે તો ખુબ વિચાર્યું પરતુ એનો ઉકેલ એટલે એ કોણ આપે, પૈસાનુ શું વીગેરે બાબતો સંબંધે કાંઇ વિચાર કરીએ આપણી પાસે આને માટે એ કાર્યને અનુકુળ સ્ત્રી પુરુષો જોઇએ જે ગામોમાં

જેવું છે, કારણ કે એ ખાતાંની કાંઈ કિંમત નથી. પ્રાચીન ગૌરવની મુડી પર બેસી ખાવાથી હવે ચાલે એમ નથી. એ તો કપાળની પૂરી થઈ ગયેલી છે. પરંતુ ગૌરવ, દેશની સમૃદ્ધિ, વિદ્વતા, સંસ્કાર વગેરે શાને આભારી હતાં તે પર વિચાર કરી તેનો ઉકેલ લાવવાના પ્રયત્નો કરવા મંડી પડીએ તો જ પ્રાચીન ગૌરવનો કંઈ અર્થ છે.

રામ, કૃષ્ણ, મહાવીર, બુધ્ધ, વગેરેની જયંતીઓ હજારો વર્ષોથી ઉજવીએ છીએ. પણ તેથી કાંઈ દહાડો વળે નહિ. આજે ગાંધીજીની જયંતી પણ આપણે ઉજવીએ છીએ, પરંતુ તેમના જીવનમાંથી તેમજ તેમણે આપેલા અને અપાતા જીવનમંત્રનો અમલ કરીએ તોજ ઉન્નતિ સાધી શકાશે.

બીજા દેશોમાં કુદરતની મહેરબાની ઓછી છે જ્યારે આ દેશ વિવિધ પ્રકારની વનસ્પતિ, ખનીજો વગેરે અનેક પ્રકારની સમૃધ્ધિઓથી ભરપુર હોવા છતાં આપણી આ દશા કેમ છે એનો આપણે કોઈ દિવસ વિચાર સરખો કરતા નથી. તેનું કારણ કે આપણે માત્ર વાંચનની જ ટેવ હોય છે. વિચાર કરવાની તથા તે પ્રમાણે શુદ્ધ વિચાર કરી સાચાં કાર્ય કરવાની આપણે ટેવ પાડતા નથી.

"ભણતર મિથ્યા વગર વિચાર" આ શબ્દશઃ સાચું છે. આપણને વાંચવાનો શોખ થાય તે સારું કહેવાય. આળસને લીધે જેઓ ભણતા નથી, વાંચતા નથી તેઓ જરૂર મુઢ ગણાય પરંતુ જે નરૂં વાંચ્યાજ કરે છે અને વિચાર ન કરે તે પણ લગભગ મુઢ જેવા જ રહે છે. વળી સાટામાં કેટલાક આંખ ખુએ છે એ જુદું. નકરૂં વાંચન એ એક પ્રકારનો રોગજ ગણાય. વાંચે અને વિચારે નહિ તેની પાસે અમલની આશા તો શાણીજ શી રીતે શકાય ? તેથી થોડું વાંચવું, વાંચવું તે વિચારવું અને તેનો અમલ કરવો એ કેળવણીનું સાચું લક્ષણ છે. કવિએ ગાયું છે કે :—

"ઉઠ જાગ, મુસાફર, ભોર ભઈ, અબ રૈન કહાં જો સોવત હૈ !"

અરે મુસાફર ઉઠ, સવાર પડી, હવે રાત કયાં છે કે તું સુતો છે ! આટલું સમજીને જે બેસી જાય તેણે વાંચ્યું પણ વિચાર ન કર્યો કેમકે તે સવારના પહોરમાં ઉઠે એટલે પોતાને કૃતાર્થ થયેલો માને, પણ જે વિચાર કરવા ઇચ્છે તે તો પોતાને પુછે, મુસાફર એટલે કોણ ? સવાર પડી એટલે શું ? રાત ગઈ એટલે શું ? સુવું એટલે શું ? આમ વિચાર કરે તો રોજ એક લીટીમાંથી અનેક અર્થ કાઢે ને સમજે કે મુસાફર એટલે જીવ માત્ર. જેને ઇશ્વર ઉપર આસ્થા છે તેને સારૂ સવાર જ છે. રાત એટલે અજ્ઞાન પણ હોય અને જે જાગ્યાપણ ગાફેલ-બેદરકાર રહે તેને આ લીટી લાગુ પડે છે. જે જુદું બોલે છે તે પણ સુતેલો છે, તેને પણ જાગૃત કરનારી આ લીટી છે, એટલે કે આ એક લીટીનું ધ્યાન મનુષ્યને સારૂં પૂરૂં આધ્યાત્મિક ભાથું થઇ શકે અને ચારે વેદ ગોખી જનાર અને તેના અર્થ પણ જાણનારને સારૂ એ બોજારૂપ બની શકે છે. એમાંથી દરેક પોતપોતાની દિશા ગોઠવી વિચાર કરતાં થઈ જાય તો જીવનમાંથી નવા અર્થ કાઢશે ને નિત્ય નવા રસ લુંટશે.

પ્રાચીન સંસ્કૃત શ્લોકો કે શાસ્ત્રોના વાંચન માત્રમાં સંસ્કૃતિ સમાઈ જતી નથી. અથવા એ શાસ્ત્રો મોઢે બોલી જનાર સંસ્કૃત છે, જ્ઞાની છે એમ કહી શકાય નહિ. માત્ર પંડિત છે એમ

કેળવણી દ્વારાજ માણસ દરેક રીતે જીવનની ઉપયોગી પ્રવૃત્તિઓ કરી શકે એમ છે. કાંતણુ, સુથારીકામ, લુહારીકામ, ખેતીવાડી, સીવણકામ વગેરે ધંધાદારી વિષયો યંત્રવત શીખવવાથી શિક્ષણનો હેતુ મરી જાય છે, પરંતુ શાસ્ત્રીય રીતે શીખવવાં જોઇએ એટલે કે બાળકે શા માટે–કેમ–કાર્ય–કારણ વગેરે દરેક હકીકતથી પૂરેપૂરી માહિતી મેળવવી જોઇએ. કેટલાકો એમ માને છે કે કાંતવાથી તેમજ સુથારીકામ, લુહારીકામ વગેરે શીખવાથી શું દહાડો વળે! વણકરો, કાતનારાઓ, સુથારો. લુહારો તથા બીજા ધંધાદારીઓ પણ બેકાર છે તો વધુ બેકારો કયાં ઉભા કરવા? વળી ખેતીના ધંધામાં પણ કયાં ઉન્નતિને સ્થાન છે! વાત એમ છે કે આ કેળવણીનો હેતુ માત્ર કારીગરો જ ઉત્પન્ન કરવાનો નથી, પરંતુ ઉદ્દેશપૂર્ણ હેતુથી કેળવણી આપવાનો છે. એનાથી બાળમાનસ વિકાસ પામે છે અને દરેક વિષયો એ ધંધાદ્વારા આરામાં સારી રીતે અને થોડા વખતમા રસપ્રદ રીતે શીખવાય છે અને બાળકોને શિક્ષણ બોજારૂપ તથા ગોખણીયા એટલે નીરસ થઇ પડતુ નથી. વર્ધા યોજના વિષે તો ખુબખુબ ચર્ચાપરિષદો, રીપોર્ટો, લેખો લખાઇ ચૂકયા છે એટલું જ નહિ પણ એ યોજના પ્રમાણે કેટલી શાળાઓ પણ ચાલે છે એટલે મારા જેવો એ વિષે વધુ શુ લખે, પરંતુ એ વાત લખ્યા વિના ચાલે એમ નથી કે કંઇ પણ નવું આવે એટલે મનુષ્ય સ્વભાવ પ્રમાણે લોકો તેને અપનાવવાની આનાકાની કરે છે, એટલુજ નહિ પણ ભડકી ઉઠે છે. અનેક જાતની આશંકા-કુશંકાઓ ઉભી કરે છે તેને માટે સામાન્ય જનતા કરતાં શિક્ષકો જ વધારે જવાબદાર છે, કારણ કે શિક્ષકો જુની પદ્ધતિ પ્રમાણે બાળકોને પુસ્તકીઆ જ્ઞાન–ગોખણ પદ્ધતિથી આપતા આવેલા હોવાથી તેમજ ટેવાઇ ગયેલા એટલે એમને આ બધું નવું નવું લાગે છે. પોતાને મહેનત કરવી પડે એટલા ખાતર આમજનતાને અવળે માર્ગે દોરવવામાં પણ એમને કશું ખોટું લાગતું નથી।

બાળકોજ ભાવી પ્રજા છે અને તેમના જીવનના ઘડતર ઉપર દેશનું ભાવિ અવલંબે છે. એ બાબત પોતાને મહેનત કરવી પડે, નવું શીખવવું પડે, તેટલા ખાતર સમજતા છતાં એમાં ખામીઓ બતાવીને બાળકો કંઇ શીખવાના નથી આખો દહાડો કાત્યા કરે બાગમાં કુદયા કરે. સુથારી, દરજી, કામ કરે તો શું આપણે ઉચ્ચવર્ણના લોકો સુથાર, દરજી થવાના! આ તે શું કહેવાય એવો ખોટો ખ્યાલ આપી ખોટો પ્રચાર કરતા જોવામાં આવે છે. એ ખરેખર દેશની કમનસીબીજ ગણાય. જેમના હાથમાં બાળ કેળવણી હોય તેઓજ આવા નિરુત્સાહી રહી સમાજમાં આવું અઘોર અજ્ઞાન ફેલાવવામા સક્રીય ભાગ લે તેમને શુ કહેવું? અને એવા શિક્ષકો પાસેથી ભવિષ્યની પ્રજાના ઘડતરમા કેવી જાતના ફાળાની આશા રાખવી એ પણ એક વિચારવા જેવો પ્રશ્ન છે. અત્યારે જે વસ્તુસ્થિતિ છે તેમાં રાજપ્રકરણ પણ મૂખ્ય ભાગ ભજવે છે પરંતુ આર્થીક સ્થિતિ હંમેશાં એવી રહેશે એમ માનવાને કારણ નથી. એટલે એ સ્થિતિમાં પણ ફેરફાર કર્યેજ છુટકો છે શિક્ષક ખુબ અનુભવી અને કેળવણી માટે લાયકાત ધરાવતો હોવો જોઇએ. એમના પગારમાં ફેરફાર થવો જરૂરી છે. શાળાનો સમય ગામના સંજોગોને અનુકુળ હોવો જોઇએ એટલે કાપણી વગેરેની ઋતુમાં જ્યારે લોકો ખેતી વગેરેના કાર્યમાં ખેતરોમાં રોકાયેલા હોય ત્યારે શાળાઓ બંધ રાખવી જોઇએ.

આ યોજનાનો મુખ્ય હેતુ કોઇ પણ ધંધાદારી શિક્ષણ મારફત પ્રત્યક્ષ સાધનદ્વારા જ્ઞાન આપવું અને એ રીતે બુદ્ધિનો વિકાસ સાધવો એ છે.

(અપૂર્ણ) ગોપાળજી દેસાઈ

રહીને ઉપલા સિદ્ધાંતો લક્ષમાં રાખી ઉદ્દેશપૂર્ણ સાચી કેળવણી દ્વારા સમાજની ઉન્નતી સાધી શકે. આવી કેળવણીને માટે ખુબ પૈસાની જરૂર નથી. ખરી વ ત તો એ છે કે પ્રજાની કેળવણી–સુખાકારી તથા બીજી જાહેર હિતની જરૂરીઆતો પુરી પાડવી એ પ્રથમ ફરજ રાજ્યની છે.

પરંતુ દોઢસો પોણીબસો વર્ષના રાજ્ય અમલ દરમ્યાન આપણે જોયું છે કે એ બધી બાબતોમાં સરકારે શું કર્યું છે. પણ સરકાર કાંઈ નથી કરતી માટે આપણે પણ હાથપગ જોડીને બેસી રહીએ તો કેમ પાલવે? એને કાંઈ પડી નથી પ્રજા જાગૃત થાય, સમજુ થાય, એક રાષ્ટ્ર તરીકે, શહેરી તરીકે જીવતી થાય તો એમનાં ઘી કેળાં અટકી જાય એટલે એ તો આંખ-મીંચામણાં કરે એ એને દિસાબે સ્વભાવિક છે. વળી વધારામાં ગરીબોને દારૂતાડી પાઇ મનુષ્યત્વ હરીને તેમાંથી પૈસા ઉપજાવી કેળવણી પાછળ ખર્ચવામાં એઓ આબરૂ માને છે. એ વસ્તુને તો આપણે અડકીએ નહિ; જેનાથી પ્રજાનું સર્વસ્વ લુંટાતું હોય તે આમ જનતાનું સર્વસ્વ લુંટી કેટલાક આગળ પડતા લોકને તેનો લાભ આપવો એ તો મુળ કેળવણી પરજ ઘા કરવા સમાન છે. એનાથી અપાતી કેળવણી કરતાં તો દેશમાં બીલકુલ કેળવણીના ક્ષેત્રો બંધ કરી દેવામાં આવે તો તેથી દેશને ફાયદો થવાનો સંભવ છે. ગરીબોનું મનુષ્યત્વ લુંટાતું બંધ થાય એ ઓછી કેળવણી નથી.

ત્યારે આમ જનતાને કેળવવી કેવી રીતે. એવી કોઈ યોજના વિચારવી જોઇએ કે જે યોજનાથી નુકશાન અગર નાશ કર્યા વિના નવું સર્જન કરી શકાય. મરણ પ્રમાણ, રોગો વિગેરે ઓછું કરી શારિરીક શક્તિ ખીલવી શકીએ અને લુંટ અને અપ્રમાણિક ધંધાઓ બંધ કરી શોષણ નીતિ વગર પ્રમાણિકપણે સમૃદ્ધિમાં વધારો કરી શકીએ. તો જ દેશની સ્થિતિ સુધરે, આને માટે તો જેમણે વધારે મેળવ્યું છે એટલે જેઓ ભણેલા છે, પોતાને કેળવાયેલા માને છે અને જેમની પાસે જોઇએ તેના કરતાં વધારે છે, તેમણે પોતાનો ફાળો આમ જનતાને ઉંચે લાવવાના દેશયજ્ઞમાં મદદ આપવો જોઇએ. અને તે કામ માટે મંડી પડવું જોઇએ. કારણ કે જીવનની સફળતા તથા સિદ્ધિનો આધાર આપણી પાસે કેટલું છે તેના પર રહેતો નથી. પણ આપણે બીજાને સેવા તરીકે કેટલું આપી શકીએ છીએ તેના ઉપર રહે છે. કુવામાંથી જેમ જેમ વધારે પાણી ખેંચાય તેમ તેમ તેનું પાણી શુધ્ધ અને ચોકખું રહે છે. વહેતું પાણી જ સ્વચ્છ અને ચોકખું રહે છે. નહિ કે બંધ પાણી. આપણું લક્ષ પ્રથમ ગામડાં પ્રત્યે દોરવું જોઇએ. વિદ્યાપીઠની ઉચ્ચ કેળવણી કદાચ થોડો વખત બંધ રહે તો કશું ગુમાવવાપણું નથી ઉલટું ભણેલાના બેકારીનો સુંદર ઉકેલ જો થોડો વખત એ ઉંચી કેળવણી બધ રહેતો રહેલાંથી આવી શકે એમ છે, કારણ કે વિદ્યાપીઠમાંથી બહાર, પડતા સ્નાતકો વ્યવહારૂ જીવનમાં નિરૂપયોગી થઈ પડતા હોવાથી એમનો પ્રશ્ન પણ દેશને મુંઝવી રહ્યો છે. આવાઓનો ઉપયોગ આપણે આમજનતાની સાચી કેળવણીના ઉકેલ લાવવામાં કરી શકીએ અને એઓ ઘણો સારો ફાળો આપી શકે એમ છે, આપણો હેતુ ગામજનતા દેશોન્નતિના કાર્યમાં વધારે ઉપયોગી થઇ પડે, રાષ્ટ્ર અને માનવ જીવનના ઘડતરમાં ફાળો આપી શકે એ હોવો જોઇએ, મહાત્મા ગાંધીજી કેળવણી વિષે જણાવે છે કે "હું તેને જ કેળવણી કહું કે જે બાળકની શક્તિનો દરેક ક્ષેત્રમાં શ્રેષ્ઠ વિકાસ કરી શકે," (માનસિક-અને આધ્યત્મિક) આ હેતુને લક્ષમાં રાખીને જ નવયોજના ઘડવામાં આવી અને અખતરા રૂપે હાલમાં કેટલેક સ્થળે ચાલુ કરવામાં આવેલી છે. આવી

# રમતોના નિયમો

## કેટલીક શંકાઓનું સમાધાન

સુરત જિલ્લા લોકલ બોર્ડની શાળાઓની રમતગમતની હરિફાઇ દર વરસે યોજાય છે એ આનંદ પામવા જેવી વાત છે. આજ પહેલા એ રમતોને માટે જે નિયમો લાગુ પાડવામા આવતા હતા, તેના કરતા આ વરસે બીજા નિયમો લાગુ પાડવામાં આવેલા છે 'ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળે' આખા ગુજરાતમા જ્યા જ્યા રમતો રમાય, તે બધી રમતો એકધારા નિયમોથી રમાય એવા હેતુથી 'રમતોના નિયમો'ની ચોપડી બહાર પાડી છે. અને એકધારા નિયમોના કાર્યને મંજુર રાખી સુરત જીલ્લા સ્કુલ બોર્ડે એ નિયમોને સ્વીકાર્યા છે. આજ પહેલા લાગુ કરેલા નિયમો કરતા આ નિયમોમા સહેજસાજ ફરક હોય એટલે તેને માટે કોઇ જાતની શકાઓ ઉભી થાય એ સ્વાભાવિક છે એવી કેટલીક શકાઓ ઉભી પણ થઇ હતી એટલે જલાલપુર તાલુકાની હરિફાઇની રમતોના સરપચોની રૂબરૂ એ શકાઓનુ નિવારણ થાય અને પછી એ પ્રગટ કરવામા આવે તો ઘણા શિક્ષકબંધુઓની શંકાઓનું નિવારણ થઇ જાય એમ માનીને સરપંચોની સભા રાખેલી હતી પણ રજાઓના કારણે સભાનો પરિપત્ર બધાને વેળાસર નહીં મળી શકવાને કારણે સરપચો એકઠા થઇ શક્યા નહીં પણ ત્રણ ચાર શિક્ષક બધુઓ હતા, તેમની સાથે એ વિશે કાઇક ચર્ચા થઇ. અહીંઆ આજ પહેલા ઉભી થયેલી શંકાઓ તથા રૂબરૂ જે કાઇ ચર્ચા થઇ તે શકાઓના નિવારણ રૂપે આ લેખ રજુ કરૂ છુ. છતાંય પોતે જ્યા જ્યા રમતો રમાડતા હોય, અને શંકાઓ થાય અથવા નિયમમા કાંઈ આટીઘુટી જેવુ લાગે, ત્યારે મને પૂછાવશે, તો મારાથી બનતા પ્રમાણમા તેની ચોખવટ કરવા પ્રયત્ન કરીશ

## હુતુતુ

**શંકા ૧.** નિયમ ૧૧. પાણી પાવા જનારે સામા પક્ષની સ્પર્શ રેખાને પગથી અડકવું અગર એબંગની પડશે તો હાથથી અડકે તો ચાલે કે કેમ?

**જવાબ**—તેનો જવાબ એ છે કે હાથથી અડકે તો ન ચાલે. પગથી અડકવુ જોઇએ. નિયમ ૧૧ મા સ્પષ્ટજ લખેલુ છે કે 'સ્પર્શ રેખાને પગથી અડકવું' જો હાથથી અડકે એમ ચાલી શકતુ હોત તો હાથ અને પગ બન્ને શબ્દો વાપરત એટલે પગથી એમ ચોકખું લખેલુ છે એટલે પગથી અડકવુ પડે.

**શંકા ૨.** નિયમ ૧૪ પાણી પાવા આવેલા ખિલ્લુને રમનાર ખિલ્લુઓ ઇરાદા પૂર્વક હદ બહાર કાઢે તો ઇરાદા પૂર્વક બહાર કાઢનાર ખિલ્લુ બાદ ગણાય છે તેની રીતે પાણી પાવા જનાર પોતે ઇરાદાપૂર્વક સામા ખિલ્લુને હદ બહાર ખેચી જાય તો?

**જવાબ**—પાણી પાવા જનાર ખિલ્લુ ઇરાદા પૂર્વક સામા પક્ષના ખિલ્લુને હદ બહાર ખેચી જવાનો બહુ સભવ નથી કારણકે એમ કરવા જતા પોતાને પહેલા હદ બહાર નીકળી જવુ પડે અને એમ થતા પોતે બાદ થઇ જાય રમનાર ખિલ્લુને માટે પોતાની હદમા રહીને પાણી પાવા જનારને ધક્કો મારી હદ બહાર કાઢી મૂકવાનુ સરળ અને સહેલુ છે એટલું

# ત્યારે મર્યા છતાં ના મરીએ.

ત્યારે મર્યા છતાં ના મરીએ,
અમરપટાએ જાવચ્ચંદર અરુ અજરામર થઈએ.
સળગી સળગી સૂરજ સરખી સહુની સગડી થઈએ,
ચળકી ચળકી ચંદર સરખી જગની દીવડી થઈએ
ત્યારે મર્યા છતાં ના મરીએ.

વરસી વરસી વાદળ પેઠે તાપ તપ્યાંનો હરીએ,
ભરખી ભરખી દરિયા પેઠે ખાર ખલકનો હરીએ
ત્યારે મર્યા છતાં ના મરીએ.

સરકી સરકી સરિતા જેવી પરબ પદે પદે બનીએ,
ઝરપી ઝરપી ઝરણાં પેઠે પત્થર યે ઝરપવીએ
ત્યારે મર્યા છતાં ના મરીએ.

બળતાં બળતાં ધૂપસળી સમ ચોગમ ગંધ પ્રસરીએ,
જળતાં જળતાં દીપ સળી સમ દીપ જલાવી મરીએ
ત્યારે મર્યા છતાં ના મરીએ.

મરતાં મરતાં યે બીજ પેઠે નવ અંકોર ઉગવીએ,
સડતાં સડતાં યે શબડાં સમ પેટ કીટકનાં ભરીએ
ત્યારે મર્યા છતાં ના મરીએ.

હસતાં હસતાં દધીચી સમ પરહિતમાં હાડ ખરચીએ,
ચડતાં ચડતાં શૂળી પર પર-પાપો ઈશુ સમ હરીએ
ત્યારે મર્યા છતાં ના મરીએ.
અમરપટાએ જાવચ્ચંદર અરુ અજરામર થઈએ.

પ્ર.

---

આ માસિકમાં અવારનવાર પ્રકટ થતી શ્રી. 'પ્ર' ની કવિતાઓ અને સંવાદો તેમાં રહેલી ભાવના, સરળતા અને નૈસર્ગિકતાથી ઘણાં લોકપ્રિય બન્યા છે. ગુજરાતના એક સુપ્રસિદ્ધ સમાજસેવકે તે વાંચીને 'સ્થાનિક સ્વરાજ્ય' મારફત પુરસ્કાર તરીકે રૂા. ૧૧) શ્રી. 'પ્ર' ની કદર તરીકે મોકલી આપ્યા છે. અમે પણ શ્રી. 'પ્ર' ને તેમનાં પ્રાસાદિક સર્જન માટે અભિનંદન આપીએ છીએ. આપણી શાળાઓમાં અને ભજનમંડળીઓમાં એ ગાવા કે ભજવવામાં આવે એ ઈચ્છવા જોગ છે.

તંત્રી.

ખરી વાત તો એ છે કે રોજ રમતો રમાડતી વખતે જ આવી જાતની ટેવ ન પડે, તે માટે શિક્ષકબંધુઓ કાળજી રાખે, તો રમતના મેદાન ઉપર હરિફાઈને દિવસે આવો ખોટો દેખાવ ન થાય.

**આટાપાટા**

રમતોના નિયમોની પૂરવણી બહાર પાડવામા આવી છે. અને તેમા આટાપાટાના વ્યવસ્થિત નિયમો આપેલા છે અને તેમા લગભગ બધીજ શંકાઓનુ સમાધાન થઈ જાય છે. એ ચોપડી જે જે શાળાઓએ રમતોની ચોપડી ખરીદી છે તે બધાને વિનમૂલ્યે મોકલવાની શરૂ કરી છે અને આ અંક પ્રગટ થશે, તે પહેલા બધાને મળી ગઈ હશે. એ વાચ્યા પછી પણ પૂછાવવા જેવું લાગે, તો પત્રથી પૂછાવવુ, એટલે ઘટતા ખુલાસા કરવામા આવશે

મણિભાઈ પટેલ
સહમંત્રી, ગુ વ્યા પ્ર. મંડળ.

---

# જિલ્લા સ્કૂલ બોર્ડની કાર્યવાહી.

સુરત જિલ્લા સ્કૂ બોર્ડ તા ૨૩-૧૦-૪૦ને રોજ શ્રી કલ્યાણજીભાઈના પ્રમુખપદે મળી હતી તેમા થયેલા કામોની ટુકી નોંધ—

(૧) સ્થાનિક મંડળોના નોકરોને 'સીવીક ગાર્ડ' તરીકે જોડાવા બાબતના નિયમોનો મે ડી. પી આઈ સાહેબે ખુલાસો કર્યો છે, તે વાસ્તવિક છે પણ આ બોર્ડના અભિપ્રાય પ્રમાણે શિક્ષકોની ફરજ એવી છે કે તે વાસ્તવિક રીતે અદા કરવામા ક્ષતિ લાવ્યા સિવાય તેઓ 'સીવીક ગાર્ડ' તરીકેની ફરજ બજાવી શકે નહિ સદરહુ અભિપ્રાયની એ ઓ ને ખબર આપવી (૨) ઉર્દુ કન્યાશાળામા ભણતી મુસ્લીમ બાળાઓને આપવામા આવતી શિષ્યવૃત્તિનો લાભ ઉર્દુ છોકરાઓની શાળામા ભણતી મુસ્લીમ છોકરીઓને પણ આપવો અને તે માટેની મુકરર રકમમાથી વહેંચણી થઈ શકે તે માટે 'રીવાઈઝ' કરેલા નીચેના દર મુજબ શિષ્યવૃત્તિ વહેંચવા આપવામા આવેલી મંજુરીને બહાલી ધો ચોથુ રૂ. ૧-૮-૦, ધો પાચમુ, છઠ્ઠું, સાતમું રૂ ૨-૦-૦ સદરહુ શિષ્યવૃત્તિ ગુજરાતીશાળાઓમા ભણતી મુસ્લીમ બાળાઓને આપી શકાય કે કેમ તે સબધીનો સરકારી ઠરાવ લેઈ આવતી સભામા સદરહુ કામ મૂકવુ. (૩) સને ૧૯૪૧ની વસ્તીગણત્રી અંગે શિક્ષકોને તથા ઓફિસ સ્ટાફને કામ કરવા પરવાનગી અપાઈ. (૪) દેગામ કુકણુવાડ ફળીઆની વસ્તી ૭૫૧ માણસની હોવાથી ત્યા ચાલતી લોકશાળા બોર્ડના ચાર્જમાં લેવા ખાતાની મંજુરી મેળવવા લો. ઓ ને ભલામણ (૫) વાલોડની ઉર્દુ છોકરા તથા છોકરીઓની શાળામા વર્ધા શિક્ષણ સરખરસા ફુમશી દાખલ કરેલું હોવાથી ગામશાળા કમિટિની વર્ધા શિક્ષણ બંધ કરવા બાબતની અરજી એજ્યુ કેળવણીના મે સ્પે ઓફિસર સાહેબ તરફ મોકલવા અને એ મુજબ શાળા કમિટીને ખબર આપવા ઠર્યુ" (૬) જનાબ એ એફ હમદાનીની "મોહમેડન બાળપોથી" ભાગ ૧થી ૪, મંજૂર થયેલી ચોપડીઓની યાદીમાંથી કાઢી નાખવા બાબતનો મે. ડી પી આઈ સાહેબનો પત્ર, સદરહુ ચોપડી આ બોર્ડ હસ્તકની ઉર્દુશાળામાં દાખલ થયેલી ન હોવાથી દફતરે (૭) ઓરપાડ અંગ્રેજી વર્ગની ફીની આવક વધવાથી ચાલુ વર્ષમાં રૂા. ૧૩૮)ની બચત રહેશે એમ અડસટ્ટામા આવે છે જેથી સદરહુ વર્ગના શિક્ષકને તા ૧-૩-૪૦થી ૨૮-૨-૪૧ સુધી માસિક રૂા. ૧૦) ટેમ્પરરી અને પ્રોવી એલાવન્સ આપવા લો. ઓ ને ભલામણ (૮) સ્કૂલબોર્ડ ઓફિસ માટે તા ૧-૪-૩૯થી રૂા ૧૨)ના પગારથી બોય પ્યુનની જગ્યાની સરકારની મંજુરીની નોંધ, અને પટાવાળા

સહેલું પાણી પીના જનારને હદ બહાર ખેંચી જવાનું સરળ અને સહેલું નથી એટલે એ અસંભવિત છે. છતાંય ઈરાદા પૂર્વક તેમ કરે, તો તે કરનાર બાદ ગણાય.

શંકા ૩. પાણી પાવું પાણી પાનાર 'હુતુતુ' બોલતો સામા પક્ષની હદમાં જાય અને સ્પર્શ રેખાને સ્પર્શ કરી અગર કર્યા વગર પોતાની હદમાં આવી જાય અને તેનો શ્વાસ ચાલુ હોય (હુતુતુ બોલવું) તો તે ફરીથી ચાલુ શ્વાસે સામા પક્ષની હદમાં જઈ શકે કેમ?

જવાબ—આનો જવાબ છે–ના. એટલુંજ નહીં પણ શ્વાસ ચાલુ હોય અને પોતાની હદમાં આવી ગયા પછી તરત પાછો જાય, તો તેણે ભૂલ કરી ગણાય અને બાદ થવું પડે. પણ આમાં સવાલ એ સમાયો છે કે પાણી પાવાનું પૂરું ક્યારે થયું ગણાય?

મધ્યરેખા ઓળંગતાં પહેલાં પોતાની હદમાંથી 'હુતુતુ' બોલતાં બોલતાં સામાપક્ષની હદમાં જઈ તે પક્ષની હદરેખાને સ્પર્શ કરીને અથવા સામા પક્ષના ખિલાડુને મારીને પાછા પોતાની હદમાં 'હુતુતુ' બોલતા બોલતા આવી જાય એટલે તેની પાણી પાવાની વારી પૂરી થઇ ગણાય. પોતાની હદમાં આવી ગયો પછી તે પાછો ન જઈ શકે.

શંકા ૪ નિયમ ૧૭. અંતિમ મર્યાદા એટલે શું?

જવાબ—દરેક પક્ષને રમવા માટે ૭૦×૨૫નો ચોક દોરેલો છે.

એ ચોકની હદ બતાવતી રેખાઓ છે તે ચોકની અંતિમ મર્યાદા કહેવાય. પગનો અંગુઠો માત્ર પણ ચોકની અંદર જમીનને અડકેલો હોય તો તે અંતિમ મર્યાદાની અંદર છે એમ સમજવાનું છે.

**ખોખો**

શંકા ૫. રમનારાઓ થાંભલાને (ખૂંટને) અડકે તો બાદ ગણાય કે?

જવાબ—રમનારા થાંભલાને (ખૂંટને) અડકે તો બાદ ન ગણાય. જો થાંભલાને અડકવાથી બાદ ગણાતા હોત, તો નિયમમાં તે સ્પષ્ટ લખવામાં આવ્યું હોત.

શંકા ૬. રમનાર ખિલાડુને મારનાર ખિલાડુ હાથ સિવાય કદાચ પગથી અડકે તો રમનાર બાદ ગણાય કે કેમ?

જવાબ—ખોખોના નિયમો પાન ૫૮ કલમ ૨૨માં આપેલું છે કે રમનાર ખિલાડુને મારનાર ખિલાડુ, નિયમમાં રહીને હાથથી અડકે, તો રમનાર ખિલાડુ બાદ ગણવો. એટલે હાથથી જ અડકવું જોઇએ. પગથી ન ચાલે.

વળી પગથી અડકવાની પાછળ સામા પક્ષના ખિલાડુને ઇરાદાપૂર્વક પાડી નાખવો હોય, તો પણ થઈ શકે એવું છે. એટલે પણ એ ઇષ્ટ નથી. હાથથી જ અડકવું જોઇએ.

શંકા ૭. રમનારને પકડનાર ઇરાદાપૂર્વક હાથ વડે જોરથી ધબ્બો લગાવે તો?

જવાબ—પંચ કે સરપંચ એ પક્ષને એ બાબતની સૂચના આપે, છતાં જો તેઓ પોતાનું વર્તન ન સુધારે, તો તેવા પક્ષને રમતમાંથી બાતલ કરવાની સત્તા તેમને છે. પણ આ સત્તાનો ઉપયોગ ક્વચિત્ થાય તે ઠીક.

નરસિંહ રામજીને તા. ૪-૩-૪૦થી રૂા. ૧૨) લેખે પગાર આપવા મંજૂર. (૯) એ. ઓ.ની સ ૧૯૪૦ની ડાયરી દફતરે. (૧૦) રેફ. બોર્ડ પ્રો. ફંડના નિયમમાં સુધારો વધારો કરવા બાબતનો ઠ નોંધ લઇ દફતરે. (૧૧) પાલ તા. ચોર્યાશીના મહેતાજી શ્રી. રઘનાથજી રૂદરજીને તા. ૩૦-૯-૪૦ને રે સંજથી રીટાયરીંગ પેન્શન ઉપર ઉતરવા ચેરમેન સાહેબે આપેલી પરવાનગીને બહાલી. (૧૨) ચ તા. ચીખલીની ઉર્દુ શાળાના મુન્શી મી. ગુલામ રસુલ અબ્દુરરહિમ તથા રવિદરા તા. અંકલેશ મુન્શી મી. મહમદ આદમ વલીની અરસપરસ બદલી કરવા લો. ઓ.ને ભલામણ. (૧૩) વાપી પારડીના સુલપાડ ફળીઆ, ઉંડાચ વાણીઆ ફળીઆ તા. વલસાડના કાછલ ફળીઆ, તથા ફડવેલ ચીખલીના પીંજર ફળીઆની વસ્તી ૭૦૦ ઉપરની હોવાથી ત્યાં ચાલતી લોકશાળાઓને બોર્ડના કબજ લેવા ખાતાની મંજૂરી મેળવવા લો. ઓ. ને ભલામણ. (૧૪) બે માઇલના વિસ્તારમાં આવેલાં બે : ગામો મળીને જો ૭૦૦ની વસ્તી થતી હોય અને ત્યાં એયુડ અગર વોલંટરી (લોકશાળા) શાળા હોય તો નાણાંની સવડે તેવાં ગામો વચ્ચે લો. બો. શાળા ખોલવાની મંજૂરી આપવા બાબત સરકારી ઠરાવની નોંધ, અને તેના અમલ માટે દરેક તાલુકાના આસિ. ડે. એજ્યુ. ઇ. પાસે ગામોની ભલામણ મંગાઇ. (૧૫) નીચેના ગામોની હાલની વસ્તી ૭૦૦ ઉપરની હોવાથી ત્યાં ચા લોકશાળાઓ બોર્ડના કબજામાં લેવા ખાતાની મંજૂરી મેળવવા લો. ઓ.ને ભલામણ. ૧ વાંસ તા. ચોર્યાશી, ૨ સરોધી તા. વલસાડ, ૩ બલીઠા તા. પારડી, ૪ કોચરવા તા. પારડી, ૬ અરનાલા તા. પારડી. (૧૬) કલથાણ તા. જલાલપોરની શાળાનું મકાન, સારી હાલતમાં ન હોય એવાં મકાનો ચાર્જમાં નહિં લેવાનું બોર્ડનું ધોરણ હોવાથી ઓવરસીયરના 'રિપોર્ટ' પ્રમાણે ગામ લોકો સમરકામ કરાવી આપે તોજ ચાર્જમાં લેવાનો અભિપ્રાય. (૧૭) કોથમડી તા. જલા પોરની શાળાના ગામ લોકોએ બંધાવેલા મકાનને રીપેર કરાવવા માટે ગામ લોકોની રકમ રૂા. ૧૦ જિ. લો. બોર્ડમાં જમા હોવાથી નહાના કબુલત લખાવી સદહું મકાન ચાર્જમાં લેવા લો. ઓ. ભલામણ. (૧૮) શાકેર પે. મ. વાલોડના અંગ્રેજી વર્ગના ઓરડામાં પત્થર બેસાડવા માટેનું એસ્ટી મંજૂર અને તે માટે રૂા. ૧૪૦)નું પુરવણી બજેટથી પ્રોવીઝન કરવા લો. ઓ. ભલામણ. (૧૯) અંગ્રે વર્ગોનું છઠ્ઠું પુરવણી બજેટ રૂા. ૧૬૧)નું વડોલી, પુણી અને કઠોલીના શિક્ષક લવાજમમાં વધા બાબતનું મંજૂર કરવા લો. ઓ. ભલામણ. (૨૦) નોન ગવર્નમેન્ટ સેકન્ડરી સ્કૂલો માટે મં થયેલી પ્રો. ફંડની યોજના અંગ્રેજી વર્ગોને લાગુ પાડી શકાય નહિ એ બાબતનો સરકારી પરિ નોંધ લઈ દફતરે. (૨૧) કડોદ તા. બારડોલીની લો. બો. શાળાને ખાસ મરામત કરવા માટેનું ૩૫૬)નું એસ્ટીમેટ મંજુર કરવા લો. ઓ.ને ભલામણ. (૨૨) ૧૫૦ માનદ શિક્ષકોને પગાર આપ માટેનું રૂા. ૨૭૫૪૯)નું પુરવણી બજેટ મંજૂર કરવા લો. ઓ.ને ભલામણ. (૨૩) મોતા અંગ્રેજી વર્ગ ફંડમાં રૂા. ૩૫૧૫-૯-૧૧ની સીલક હોવાથી તેમજ તેના ચાલુ ખર્ચમાં બચત થતી હોવાથી બારડો વાલોડની કન્યાઓની રમતગમત તથા કળાના હરિફાઇ માટે પાંચ પ્રતિકો માટે રૂા. ૧૫૦) સદહું વર્ગ ફંડમાંથી આપવાની શ્રી. પ્રભાશંકર રામચંદ્ર ભટ્ટની માંગણી આભાર સાથે સ્વીકારી સદહું રકમ પુરવણી બજેટથી પ્રોવીઝન કરવા લો. ઓ.ને ભલામણ તેમજ બારડોલી વાલોડમાં પ્રતિકો પુરતાં થ રહે અને માંડવી કે બીજા કોઈપણ તાલુકામાં આપવાનાં પ્રતિકો ખૂટે તો ત્યાં ઉપરના પ્રતિકોમાં વધારાનાં પ્રતિક આપવા દાતાને વિનતિ. (૨૪) ઉર્દુ શાળાઓના અભ્યાસક્રમમાં હિન્દુસ્તાનીનું શિક્ષ દાખલ નહિ કરવા બાબતનો સરકારી ઠરાવ, આ બોર્ડે સદહું શિક્ષણ ફરજીઆત દાખલ નહિ કરે હોવાથી દફતરે. (૨૫) કતારગામ તા. સ્કૂલના પટાવાળા કેસુરસિંહ ગંભીરસિંહ પાસેથી ઇમ્પીરીઅ બેન્કના મકાનમાં રૂા. ૨૭૦) લૂંટી લેવામાં આવ્યા હતા તે રકમ લખી વાળવાની મંજૂરી આપ સરકારને લખવા બો.ઓ.ને ભલામણ. (૨૬) કન્યાઓ માટેની રમત ગમત તથા કળાની હરિફ માટેનાં પ્રતિકો તૈયાર કરાવવા અંગે જરૂરી વિધિ કરવા ચેરમેન, વા. ચે. અને શ્રી લલ્લુભાઈની પે

તૈયાર કરેલા રસ્તાનો બોર્ડના રસ્તાના રીપેરના ધોરણ પ્રમાણે બોર્ડ નિભાવ કરશે એમ મે. કલેક્ટર સાહેબને જણાવવું. ૯. પારડી મહાલના ઉદવાડાથી પરીઆ રસ્તામાં આવેલા સરકારી નંબરોની જમીન રેવન્યુ ફ્રી ગ્રાંટથી આપવા મે. કલેક્ટર સાહેબને ભલામણ કરવી. ૧૦. સ્કૂલબોર્ડની ૧૯૩૯–૪૦ની ઓડીટ નોટમાં જણાવેલી આઈટમ રૂા. ૧૫૧–૪–૦ નો ખર્ચ પ્રાઈમરી એજ્યુકેશન ફંડમાં પડતો નહિ હોવાથી તેનું રીઝર્વમાંથી રી. એ. કરવું.

સ્થાનિક સ્વરાજ્યના ફો. ૪૦૦) નામદાર સરકારના ઠરાવ નં. ૪૧૭૫/૩૩ તા. ૭–૧૦–૪૦ આધારે બહાલ રાખી ઓડીટ ખેંચી લેવા. મે. એક્ઝામીનર સા. લો. ફંડ એકાઉન્ટસને લખવા ઠરાવવામાં આવ્યું. ૧૧. વલસાડ બ્રંચ નં. ૧ ની શાળાના મકાનને ચાલુ મરામત માટેનું રૂા. ૧૪૭) નું બીજું રી. એ. સ્ટેટમેન્ટ મંજુર. ૧૨. ચોર્યાસી તાલુકાના અમરોલી ગામે નિશાળને ખાસ રીપેરનું રૂા. ૩૨૦) નું એસ્ટીમેટ મંજુર. ૧૩. ડુંગરી ઉંટડી રસ્તા ઉપર કંટ્રાક્ટર હરિભાઇ મોહનભાઈએ ૯૫૦ ઘ. ફુટ સોફ્ટ મુરમ મફત પુરો પાડયો છે તેની ઉપકાર સાથે નોંધ લેવામાં આવી. ૧૪. અમદાવાદ બહેરા મુંગાની શાળાને ૧૯૪૦–૪૧ના વરસ માટે રૂા. ૫૦)ની ગ્રાંટ આપવા મંજુર. ૧૫. વલસાડ તાલુકાના લીલાપોર ગામના હરિભાઈ લાલભાઈ પરબ બાંધી બોર્ડને સોંપવા માંગે છે. તે જણાવેલી શરતોએ સોંપવા ખુશી હોય તો તે અંગેની જમીન રેવન્યુ ફ્રી ગ્રાંટથી આપવા મે. કલેક્ટર સાહેબને જણાવવું. ૧૬. મી. શંકરલાલ ભાઈશંકર ત્રીવેદીને વીલેજ પંચાયતનો પ્રચાર કરવા પરવાનગી આપવા સંબધમાં મુસાફરી ખર્ચ આપી આ કામ કરાવવાનું આ બોર્ડનું ધોરણ નહિ હોવાથી એમની માંગણી બોર્ડ સ્વીકારી શકતી નથી એમ ઠરાવવામાં આવ્યું. ૧૭ સુરત નવીઆર રસ્તો પ્રોવિન્સ્યલાઈજ કરવામાં આવે તો પી. ડબલ્યુ. ડી. પાસેથી બ્રિટિશ હદનો સુરત સચીન રસ્તો બોર્ડની આર્થિક સ્થિતિ અનુસાર યોગ્ય હોય તે પ્રમાણે રીપેર રાખશે એ શરતે લેશે એવું ઠરાવવામાં આવ્યું. ૧૮. ચીખલી ધર્મશાળા સાથે આપેલી ખુલ્લી જમીન છનાભાઈ ચતુરભાઈને ભાડે આપેલી તે ૧–૯–૪૦ થી ૧૨–૧૧–૪૦ સુધી એ જમીન તેમણે વાપરી નથી તેથી તેમની ગરીબાઈના કારણે નાણાંકીની શરતમાંથી એ માસ માટે મુક્ત કરવા ઠરાવવામાં આવ્યું. ૧૯. બારડોલી તાલુકાના કડોદ ગામે છોકરીઓની નિશાળના મકાન માટે સરકારી ૧૧ ગુંઠા જમીન રેવન્યુ ફ્રી ગ્રાંટથી આપવા મે. કલેક્ટર સાહેબને ભલામણ કરવી. ૨૦. ચોર્યાસી તાલુકાના મોહણી ગામે નિશાળ માટે ૮ ગુંઠા જમીન રેવન્યુ ફ્રી ગ્રાંટથી આપવા મે. કલેક્ટર સાહેબને ભલામણ કરવી. ૨૧. જલાલપોર તાલુકાના વેજલપોર ગામે રમતગમત માટે સરકારી સ. નં. ૨૯૧ની પપર ૧/૨ ચોરસ વાર જમીન રેવન્યુ ફ્રી ગ્રાંટથી આપવા મે. કલેક્ટર સાહેબને ભલામણ કરવી. ૨૨. પેટામહાલ વાલોડના ગામે નિશાળ અંગે ૪૦ ગુંઠા જમીન ડી. લો. બોર્ડે ખરીદી છે તે મહેસુલમાંથી મુક્ત કરવા મે. કલેક્ટર સાહેબને ભલામણ કરવી. ૨૩. ચોર્યાસી તાલુકાના ઉતરાણ સ્ટેશનથી વરાછા રસ્તો કરવા માટે બોર્ડે જમીન વેચાતી લીધી છે તેનું મહેસુલ માફ કરવા મે. કલેક્ટર સાહેબને ભલામણ કરવી. ૨૪. માંડવી તાલુકાના ખેડપાર સ્મશાન રસ્તો અને તરસાડા હોડીઘાટ એપ્રોચ રસ્તો રૈયત મદદ મળી શકે તેમ ન હોવાથી બોર્ડના પ્રોવીઝનમાંથી રીપેર કરાવવા મંજુર. ૨૫. વલસાડ તાલુકામાં છેલ્લા વાવાઝોડાના તોફાનથી બોર્ડના રસ્તા પર પડેલા ઝાડો વિ. નજીક રહેતા લોકોને ડાળા તથા ડાળી કાપી મફત લઈ જઈ રસ્તો સાફ કરી આપવા મે. ચેરમેન સાહેબ તાલુકા કમિટીની ભલામણ મંજુર કરવામાં આવી. ૨૬. છેલ્લા વાવાઝોડા અને તોફાનથી બોર્ડની મિલકતોને થયેલા નુકસાન બાબત બોર્ડનું હીત સચવાય તે રીતે તાબડતોબ દુરસ્ત કરાવવા સંબધી પ્રમુખશ્રીએ કરેલા સરક્યુલરને બહાલી આપવામાં આવી. ૨૭. ૧૯૪૦–૪૧માં વીલેજ એપ્રોચ રસ્તાના કામો પૈકી વલસાડ ધરમપોર રસ્તાને જોડતા ડુંગરી વીલેજ એપ્રોચ રસ્તા માટે રૈયત મદદ મળી શકે તેમ નહિ હોવાથી તેને બદલે અટાર દીવેદ રસ્તો

પૂર્વક સાંભળી હતી તેમનો તેમજ કેળવણી ખાતાના વડા તેમજ ઉત્તર વિભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેકટર શ્રી લાલભાઇ દેસાઇ જેમણે પુનર્ઘટના સમિતિને પોતાના નિર્ણયો સંબંધમાં કીંમતી સલાહ આપી હતી, તેમનો આભાર માનીએ છીએ. આ પ્રશ્ન સંબંધમાં બળવાન લોકમત વ્યક્ત કરવામાં મધ્યસ્થ સમિતિએ, ગુજરાતની બધી ડીસ્ટ્રીક્ટ અને સ્કૂલ બોર્ડોએ તેમજ ઉત્તર વિભાગની સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓની પરિષદે જે મદદ કરી હતી તેનો પણ અમે આભાર માન્યા સિવાય રહી શકતા નથી. મહાસભાના પ્રધાનમંડળે તે, સત્તાપર હતું ત્યારે આ પ્રશ્નની ઉપયોગિતા સ્વીકારીને જાહેર સભામાં વ્યક્ત કરેલી સહાનુભૂતિ પણ ઘણી કિંમતી હતી. ૧૯૩૫–૩૬ થી જે ૭૫ શિક્ષકનો ખર્ચ બોર્ડને માથે પડતો આવ્યો હતો અને જેને માટે બોર્ડે અનેક વખત માંગણીઓ કરી હતી તે ૭૫ શિક્ષક પૈકી આ બોર્ડના અમલ દરમ્યાન પ્રથમ ૩૧ શિક્ષકને મંજૂર રાખવામાં આવ્યા અને તે પછી બાકી રહેલા ૪૪ તેમજ નોન લોકલ એઇડેડ રિડિના ૪ મળી ૪૮ પગારદાર શિક્ષકોની 'બ્લોક ગ્રાંટ' રૂ. ૬૦૦૦ની મંજૂર કરવામાં આવી અને ત્રીજે હપ્તે ૧૫૦ માનદના પગાર માટે રૂ ૨૫૮૦૦ ની બ્લોક ગ્રાંટ મંજુર થઇ મજૂરી મળી. આમ એકંદરે ૨૨૯ શિક્ષકને સરકારે મજૂરી આપીને કેળવણીમાં થતી અંધાધુંધી અટકાવવા અત્યારના વિષમ સંજોગમાં પણ આ વર્ષે પૂરતી ઉદારતા બતાવી છે તેથી બન્ને બોર્ડ અને આ જિલ્લાની પ્રજા આનંદ પામશે. આ શિક્ષકોની જરૂરીયાત સરકારે સ્વીકારી છે એટલે અમે આશા રાખીએ છીએ કે આયંદે આ મંજુરી કાયમની કરવામાં આવશે

આટલી મોટી સંખ્યાના શિક્ષકોની અસાધારણ ગણી શકાય એવી મંજુરી મેળવવામાં સફળતા મળી શકી છે તે લોકોએ કેળવણી માટે રાજીખુશીથી એક પૈસાના વધારાનો કર ઉપાડવાનાં ભરેલાં પગલાંને મોટે ભાગે આભારી છે; કારણકે એ કર સિવાય બોર્ડ આ વધારાના શિક્ષકોના ખર્ચનો પોતાનો ફાળો આપી શકી ન હોત.

## પુનર્ઘટના સમિતિની સુધારેલી ભલામણો

### ૧. સેકન્ડ ગ્રેડ શાળામાં શિક્ષકો રાખવા માટેનું ધોરણ.

૬૦ સંખ્યા અને ૫૦ હાજરી — બે શિક્ષકો
૧૨૦ સંખ્યા અને ૧૦૦ હાજરી — ત્રણ શિક્ષકો
૧૮૦ સંખ્યા અને ૧૪૦ હાજરી — ચાર શિક્ષકો
૨૨૦ સંખ્યા અને ૧૮૦ હાજરી — પાંચ શિક્ષકો

### ૨. ફર્સ્ટ ગ્રેડ શાળામાં શિક્ષકો રાખવા માટેનું ધોરણ.

૬૦ સંખ્યા અને ૫૦ હાજરી — બે શિક્ષકો
૧૦૦ સંખ્યા અને ૭૫ હાજરી — ત્રણ રશિક્ષકો
૧૬૦ સંખ્યા અને ૧૨૦ હાજરી — ચાર શિક્ષકો
૨૦૦ સંખ્યા અને ૧૫૦ હાજરી — પાંચ શિક્ષકો

ને એ પ્રમાણે દર ૪૦ વધારાની સંખ્યાએ એક વધુ શિક્ષક ગણીને આપવો.

નોધઃ—(૧) ૪૦૦ ઉપરની સંખ્યા જે શાળામાં હોય ત્યાં એક વધારાનો શિક્ષક આપવો.

(૨) દરેક તાલુકા સ્કૂલમાં એક વધારાનો શિક્ષક તાલુકાના કામકાજ માટે આપવો.

સોંપવા ખુશી હશે તો તે અંગેની જમીન રેવન્યુ ફી માંડી આપવા મે. કલેક્ટર સાહેબને ભલામણ કરવી. ૪૮. હાંસોટ વીલેજ રસ્તાને જોડતા અમરોલી રસ્તાઓમાં લેવામાં આવેલી ખાનગી જમીન રેવન્યુ ફ્રી કરવા મે. કલેક્ટર સાહેબને ભલામણ કરવી. ૪૯. ઉત્રાણ મોટા વરાછા રસ્તાને જોડતો ઉત્રાણ સુધીનો રસ્તો કરવા સ. નં. ૨૨૪ની ૪ ગુંઠા ૭૨૬ ચો. વાર જમીન એક્વાયર કરવા ભલામણ કરવી. ૫૦. ઉમરસાડી પેસ્તનજી પારસીની શાળાના ઉપલા ધોરણો ચાલુ રાખવા સ્કૂલબોર્ડને વિનંતિ કરવા ઠરાવવામાં આવ્યું.

---

# પ્રાથમિક શાળા પુનર્ઘટના સમિતિ :

## સુધારેલી ભલામણો

આ જિલ્લાની શાળાઓ માટે શિક્ષકોની મંજુર થયેલી સંખ્યા ઘણી ઓછી હોવાથી અને તંગીને પહોંચી વળવા નિમવામાં આવેલા ૧૫૦ માનદોને માટેની સરકારની મંજુરી મળી ન હતી. તેથી વચગાળાના સમય માટે, અંધાધુંધી બને તેટલી હળવી કરવાના ઉદ્દેશથી કેવાં પગલાં લેવાં તે માટે સ્કૂલબોર્ડ તરફથી તા. ૩૦-૫-૪૦ને રોજ પુનર્ઘટના સમિતિ નીમવામાં આવી હતી. એ સમિતિએ સૂચવેલી ભલામણો જાહેરની જાણ માટે અને તે ઉપર સૂચનાઓ માગવા માટે 'સૂરત જિલ્લા સ્થાનિક સ્વરાજ્ય'ના ઓગસ્ટના અંકમાં પ્રકટ કરવામાં આવી હતી. એ ભલામણોએ કેળવણીમાં રસ લેતાં ગામો અને વ્યક્તિઓમાં ઠીક ઠીક ખળભળાટ મચાવ્યો હતો. આ ભલામણો પુનર્ઘટના સમિતિએ ઉલ્લાસપૂર્વક કરી નહોતી. ઓગસ્ટના અંકમાંજ પોતાના અહેવાલમાં સમિતિએ જણાવ્યું હતું કે "પેટા સમિતિએ જે નિર્ણયો કર્યા છે તે સંગીન શિક્ષણની દૃષ્ટિએ યોગ્ય છે અથવા તો કાયમને માટે તે ગ્રાહ્ય છે એમ સમિતિ માનતી નથી. ફક્ત આપદ્ ધર્મ તરીકે અને હૃદયના ખટકા સાથે તેને આવી ભલામણો હાલ તરત (સંખ્યાબંધ માનદો છૂટા થવાથી થતી) અંધાધુંધીને બને તેટલી હળવી કરવા અને જે ત્રુટિઓ આવી પડી છે તે બધી શાળાઓ વહેંચાતી ભોગવે એ દૃષ્ટિએજ કરવી પડી છે."

સમિતિએ સૂચવેલાં આકરાં પગલાં અમલની મંજુરી માટે સ્કૂલબોર્ડમાં રજુ થાય તે પહેલાં સદ્ભાગ્યે સરકાર તરફથી ૧૫૦ માનદોની જગ્યાની મંજુરી મળી ગઇ હોવાથી પુનર્ઘટના સમિતિએ પોતાની ભલામણો ફરીથી તપાસવાનું યોગ્ય વિચાર્યું હતું, અને તા. ૨૩-૧૦-૪૦ ને રોજ આગલી ભલામણોમાં સુધારો કરવામાં આવ્યો હતો. એ સુધારેલી ભલામણો એજ દિવસની સ્કૂલ બોર્ડે બહાલ રાખેલી છે. આગળ સૂચવાયલાં આકરાં પગલાંને હળવા બનાવવામાં જેટલો આનંદ પુનર્ઘટના સમિતિને અને સ્કૂલબોર્ડને થયો છે તેટલોજ આનંદ આ જિલ્લાના શિક્ષણમાં રસ લેતાં ભાઇબ્હેનો અને માનદોને પણ થશે. આ જિલ્લાની લાંબા વખતની ખૂટતા શિક્ષકોની ફરીયાદ વચલે રસ્તે દૂર કરવાની બંને બોર્ડની માંગણીને મોડી મોડી પણ સરકારે આ વર્ષ માટે 'બ્લોકગ્રાંટ' આપીને સ્વીકારી છે. તે માટે અમે નામદાર ગવર્નરના સલાહકાર શ્રી મદન કે જેમણે સૂરતની મુલાકાત વખતે આ પ્રશ્ન અંગેની અમારી ફરિયાદ બહુ ધીરજથી અને સહાનુભૂતિ

# તંત્રીની નોંધ

## સરકારી તંત્રની મુનસફી અને તેની વિચિત્રતા

હાલની કેંગ્રેસવાદી પંચમહાલ જી. બોર્ડ પહેલાંની જુની બોર્ડે મુંબઇના ના. ગવર્નરને એક માનપત્ર આપ્યું હતું અને એ અંગે રૂા. ૧૨૫) ખર્ચ કરવાનું મંજૂર કર્યું હતું; હવે આવા ખર્ચ માટે કલેકટરની મંજૂરી લેવી પડે છે પરંતુ સમય ન હોવાથી એ બોર્ડ જીલ્લાના કલેકટરની કરવા ધારેલા ખર્ચની મંજૂરીની અપેક્ષાએ માનપત્ર આપી ખર્ચ કર્યો હતો અને પાછળથી મંજૂરી માટે લખતાં જીલ્લાના કલેકટરે ખર્ચ મંજૂર રાખ્યો હતો. ગયે વર્ષે હાલની બોર્ડે માજી મ્હેસુલી પ્રધાન શ્રી. મોરારજીભાઇ દેસાઇને માનપત્ર આપ્યું હતું અને એ અંગે રૂા. ૧૫ નો ખર્ચ કરવા મંજૂર કર્યું હતું. આ કેસમાં પણ સમય ન હોવાથી બોર્ડે કલેકટરની મંજૂરીની અપેક્ષાએ ખર્ચ કર્યો હતો અને પાછળથી આ માનપત્રના રૂા. ૧૫ના ખર્ચની મંજૂરી માટે કલેકટરને વિનંતી કરી હતી. ખર્ચ મંજૂર કરવો યા નહિં એ કલેકટરની મુનસફીની વાત છે પરંતુ જો એક કેસમાં જે સંજોગોમાં ખર્ચ મંજૂર કર્યો હોય તેવાજ સંજોગોના બીજા કેસમાં સામાન્ય રીતે ખર્ચ મંજૂર થશે એમ માની લેવાય તો ખોટું કહેવાય નહિ. અને એમ માનીને નવી બોર્ડે શ્રી. મોરારજીભાઇ દેસાઇના માનપત્ર અંગેનો ખર્ચ કર્યો હતો. છતાં આ કેસમાં કલેકટરે ખર્ચ મંજૂર રાખવાને ના પાડી. એ ખરેખર વિચત્ર ઘટના છે. જી. બોર્ડે ના. ગવર્નરના માનપત્ર વેળાનો દાખલો આપી તે વેળા જેવી રીતે ખર્ચ મંજૂર કરવામાં આવ્યો હતો તેમ આ કેસમાં મંજૂર રાખવા ફરી વિનંતી કરી પરંતુ ફરીયી બોર્ડને નિરાશ થવું પડયું.

માનપત્રના ખર્ચનો સવાલ તો ફક્ત રૂા. ૧૫ નોજ છે પણ તેથી આ બાબતનું મહત્વ ઓછું થતું નથી, આ એક સિદ્ધાંતનો સવાલ છે અને જ્યાં સુધી પક્ષાપક્ષીનો સવાલ જતો કરી, એક રાહે અને સિદ્ધાંતે સરકારી નોકરમંડળ-પ્રજા સાથે વહેવાર ચલાવશે નહિ ત્યાં સુધી પ્રજાનો તંત્રમાં વિશ્વાસ રહેવો મુશ્કેલ છે એમ અમે માનીએ છીએ.

સરકારી, અર્ધ સરકારી અગર બીન સરકારી તંત્રોના સંચાલકોને બંધારણ પૂર્વકની સત્તાઓ આપવામાં આવે છે. ચાની સત્તાઓનો ઉપયોગ મનસ્વી રીતે કરવાનો હોતો નથી. દરેક સત્તાનો ઉપયોગ વિવેક અને ડહાપણથી કરવો જોઇએ. હમને જણાવતાં ખેદ થાય છે કે આ બાબતમાં વિવેક અને ડહાપણનો અભાવ માલમ પડે છે.

---

જા. નં. ૭૯૪૯

## લો. બો. શાળાઓના શિક્ષકોને

જનરલ ડીપાર્ટમેન્ટના સરકારી પરિપત્ર નં. ૪૫૩/૩૩ તા. ૨૭-૯-૪૦ અન્વયે ઠરાવવામાં આવ્યું છે કે અત્યંજ વર્ગના લોકો જ્યારે સરકારી કચેરીમાં કામ અર્થે જાય ત્યારે સદ્દહુ કચેરીના કમ્પાઉન્ડમાં આવેલા કુવામાથી તેમને પાણી લેતા અટકાવવા નહિ તેવી જ રીતે પ્રાથમિક શાળામાં આવતા અત્યજ વર્ગના શિક્ષકો અને વિદ્યાર્થીઓને પણ શાળાના કમ્પાઉન્ડમાં આવેલા કુવામાંથી પાણી લેવા દેવું.

K. G. Thakor

સુરત તા. ૨૮-૧૦-૪૦ એ. ઓ./ ડિ. સ્કૂ. બો. સુરત.

૩. બાળવર્ગમાં નવાં બાળકો દાખલ કરવા બાબત.

આવતા વર્ષથી એટલે ૧૯૪૧-૪૨ના વર્ષથી બાળવર્ગમાં નવાં નામો દર વર્ષે સપ્ટેમ્બરની તા. ૩૦મી સુધીમાં દાખલ કરવાં.

૪. એક માઈલની અંદર આવતી એક કરતાં વધુ એક જાતની ફર્સ્ટ ગ્રેડ શાળા તેના ગુણુ દોષ જોઈ શક્ય લાગે ત્યાં બંધ કરવી.

૫. સામાન્ય રીતે એક ફર્સ્ટ ગ્રેડ શાળાથી બે માઈલના અંતરમાં આવતી કોઈ સેકન્ડ ગ્રેડ શાળામાં ૬ ઠું તથા ૭ મું ધોરણુ ઉઘાડવું નહિ.

૬. મુખ્ય શાળા તાબેના જે વર્ગમાં સરાસરી હાજરી ૨૦ કરતાં ઓછી હોય તેવા વર્ગ બંધ કરવા.

૭. શિક્ષણની સંગીનતા માટે પ્રવાસી શિક્ષકની પ્રથા દરેથી બંધ કરવી અને ૨૦થી ઓછી હાજરી નહિ હોય તેવી શાળા માટે સ્થાયી શિક્ષક આપવો.

૮. ૨૫ ઉપરની હાજરીવાળા કક્ષાઓને સ્વતંત્ર શાળામાં ફેરવવા.

## હરિફાઈનાં પ્રતિકો

સૂરત જિલ્લાની લો. બો. શાળાઓમાં ભણતી કન્યાઓની રમતગમત તથા કળાની તાલુકાની છેવટની હરિફાઈમાં આપવાનાં પ્રતિકો માટે નીચેના ગૃહસ્થો તરફથી તેમના નામ સામે જણાવેલી રકમ મળી છે, તે બદલ તેમનો આભાર માનવામાં આવે છે.

(૧૧ પ્રતિક ઓગોઅગરના અંકમાં સ્વીકારાયા મુજબના)

| | | |
|---|---|---|
| ૧૨ | શ્રીમતી અંબાબ્હેન ને છગનલાલ ઉર્ફે પરાગજી રણછોડજીનાં ધણીઆણી, કતારગામ | રૂા. ૩૦) |
| ૧૩ | શ્રી. હરિરાય બાપુજી સૂર્યવંશી, જલાલપોર | ,, ૩૦) |
| ૧૪ | શ્રીમતી ગજરાબ્હેન ભગવાનજી દેસાઈ, ગણદેવા | ,, ૩૦) |
| ૧૫ | શ્રી. નેમચંદ જીવણજી શાહ, બાકરપુરા | ,, ૩૦) |
| ૧૬ થી ૨૦ | શ્રી. પ્રભાકર રામચંદ્ર ભટ્ટ, મોતા. | ,, ૧૫૦) |
| ૨૧ | રાનવેરી ખુર્દ ગ્રુપ કોટન સેલ સોસાયટી | ,, ૩૦) |
| ૨૨-૨૩ | શ્રી. હરરાય અમુલખરાય દેસાઈ તરફનાં બે કપ. | |
| ૨૪ | શ્રી. ધનરાજ જે. પરમાર, સુરત. | ,, ૩૦) |

## જોઈએ છે. શિક્ષિકા

રાનીપરજ કન્યા છાત્રાલય માટે ગૃહપતિ તરીકે શિક્ષિકાની જરૂર છે. સેવાભાવી અને કાંતણુ, શીવણુ વગેરે કામ જાણનારે જ પોતાની જરૂરિયાત અને લાયકાત સાથે નવેંબરની ૩૦ મી સુધીમાં નીચે સહી કરનારને અરજી મોકલવી.

### ઉમેદવાર કંપાઉન્ડર માટે સગવડ

કસ્તુરબા સેવાશ્રમના મરોલી દવાખાનામાં કંપાઉન્ડરનું કામ શીખવા ઈચ્છનાર એક ઉમેદવારને ભોજન ખર્ચ બદલની શિષ્યવૃત્તિ સાથે લેવામાં આવનાર છે. ઉમેદવાર મેટ્રીક સુધી ભણેલા હોવા જોઇએ. તા. ૩૦-૧૧-૪૦ સુધીમાં ઉમેદવારોએ નીચે સહી કરનારને અરજી કરવી.

**મરોલી સ્ટેશન**
બી. બી. સી. આઈ. રેલ્વે.

**મીઠુબ્હેન પીટીટ**
સંચાલક, કસ્તુરબા સેવાશ્રમ

## બોરીફળીઆ તા. જલાલપુરના ગામે ગાંધી જયંતી

અહીં ગાંધીજીની જયંતી ખુબ ઉત્સાહથી ઉજવી હતી. અહીંની સ્કુલમાં વિદ્યાર્થીઓએ ૨૦ રેંટીઆ ૭૨ કલાક માટે અખંડ ચલાવ્યા હતાં. ભાદરવા વદ ૧૨ના રોજે સવારે પાંચ વાગે ૭૨ કલાકનો રેંટીઆ સપ્તાહ પુરો થયા પછી, પ્રભાતફેરી અને ધ્વજવંદન કરવામાં આવ્યું હતું. બપોરે ૧–૧૮ કલાકથી ૨–૩૦ કલાક સુધી સ્કુલના વિદ્યાર્થીઓ તથા ગામના ભાઈ બહેનો ભેળાં મળી ૭૨ મીનીટ સમૂહકાંતણ ચલાવ્યું હતું. જેમાં આસરે ૧૭૫ ભાઈ બહેનોએ ભાગ લીધો હતો. તે સાથે કાંતણ માટેની ઈનામી હરીફાઈમાં શ્રી છીબુભાઈ તરફથી પહેલું ઇનામ રેંટીઓ ૧, બીજું ઇનામ ૭૨ પૈસા, ત્રીજું ઇનામ ૭૨ પાઈ, એવાં બે ઈનામો, એક વિદ્યાર્થીઓ માટે તથા એક ગામનાં ભાઈબહેનો માટે રાખવામાં આવ્યાં હતા. જેમાં ૪૨ ભાઈ બહેનોએ ભાગ લીધો હતો. સ્કુલના વિદ્યાર્થીઓ તરફથી આસરે ૧૮૫ તથા ગામનાં ભાઈબહેનો તરફથી આસરે ૩૦ આંટી (૬૪૦ તારની) સુતરની પૂ. મહાત્માજી માટે ભેટ મળી હતી, જે મહાત્માજી ઉપર મોકલી આપવામાં આવશે.

રાનીપરજ વિદ્યાલય ગોડસંબામાં પણ આ પ્રમાણે ગાંધી-જયંતિ ઉજવાઈ હતી.

---

## અગત્યની સૂચના

આ માસિકે ઑગસ્ટ માસથી બીજા વર્ષમાં પ્રવેશ કર્યો છે. ગયા વર્ષનાં બધાં ગ્રાહકો આ નવા વર્ષમાં પણ ચાલુ રહેશે એવી આશા રાખવામાં આવી છે, અને સૌને અંકો મોકલવાનું ચાલુ રાખ્યું છે. આ માસિકની જરૂરિયાત વિષે હવે બે મત નથી. નવા ગ્રાહકો થતાં જાય છે, અને જૂનાનાં લવાજમ આવતાં જાય છે. એટલે હજી સુધી જેમનાં લવાજમ બાકી હોય તેમને સૌને પોતપોતાનું લવાજમ વેળાસર મોકલી આપવા અને બને એટલા નવા ગ્રાહકો પણ નોંધી મોકલવા વિનતિ છે.

# સૂરત જિલ્લા સ્થાનિક સ્વરાજ્ય

[ માસિક ]

વર્ષ ૨ ]　　ડીસેમ્બર-જાન્યુઆરી ૧૯૪૦-૧૯૪૧　　[ અંક ૫-૬

## સંદેશાઓ

(૧)

### મુંબઇ ઇલાકાના ના. ગવર્નર સાહેબ સર રોજર લમ્લી

"The proposed publication will assist the growth of self-governing institutions in your District"

"મને આશા છે કે પ્રસિદ્ધ કરવા ધારેલો ખાસ અંક જિલ્લાની સ્વરાજ સંસ્થાઓના વિકાસમાં મદદરૂપ થઇ પડશે"

(૨)

### શ્રી મોરારજી દેસાઇ (માજી મહેસૂલી પ્રધાન)

આપણો દેશ મોટે ભાગે ગામડાંનો બનેલો છે જ્યાં સુધી ગામડાંમાં વસતી પ્રજા પોતાની ફરજ અને પોતાના હક બરોબર નહિ સમજે, ત્યાં સુધી આપણે સ્વરાજ મેળવીશું તોપણ તે સારી રીતે ચલાવી શકવાના નથી ગામડાંની પ્રજાને એ કેળવણી આપવા માટે 'ગ્રામ પંચાયત' એક મજબૂત સાધન છે, કારણ કે પંચાયતનો કારભાર એ ગામના માણસો બારીકીથી જોઇ શકે છે અને અનુભવી શકે છે અને તેથી એમાં પૂરો રસ લેવાની એને ફરજ પડે છે. ગ્રામ પંચાયત એ સ્વરાજ્યનો પાયો છે અને એ મજબૂત હશે તો જ સ્વરાજ્ય પણ મજબૂત હશે

કોંગ્રેસ પ્રધાનમંડળે ગ્રામ પંચાયતના કાયદામાં ઠીક ઠીક ફેરફારો કરેલા છે અને એને લોકોપયોગી બનાવવાની કોશીશ કરી છે. એમાં હજુ ત્રુટીઓ છે એ વાત સાચી છે, પણ અનુભવ થતાં એ ત્રુટીઓ દૂર કરતાં વાર લાગવાની નથી અત્યારે જે સ્વરૂપમાં છે એ રીતે એનો જો સાચો ઉપયોગ થશે તો ગ્રામસંગઠન અને ગ્રામવિકાસના કામમાં એ ખૂબ ઉપયોગી થશે

ગ્રામ પંચાયતનો કારભાર સારી રીતે ચાલે એ માટે એના જે સભ્યો ચૂંટાય એ પ્રામાણિક અને નિસ્વાર્થ સેવા કરવાની વૃત્તિવાળા હોવા જોઇએ આવા માણસો જ ચૂંટાય એ રીતે લોકો પોતાના મતોનો ઉપયોગ કરે એ જોવાની સરકાર અને ડી. લોકલબોર્ડની ફરજ છે અત્યારની સરકાર પરદેશી અને બેજવાબદાર છે એટલે એની પાસે આ કામમાં

# અનુક્રમ


| વિષય | | પૃષ્ઠ |
| --- | --- | --- |
| સંદેશાઓ | ... ... ... | ૧૨૫ |
| ગ્રામ પંચાયતો | શ્રી. બી. પટ્ટાભી સીતારામૈયા | ૧૩૬ |
| જૂની ગ્રામપંચાયતોનું સ્વરૂપ | શ્રી. નરહરિ પરીખ | ૧૪૬ |
| ગ્રામ પંચાયત વગરનું સ્વરાજ્ય | શ્રી. ચુનીલાલ ડી. બારીવાળા | ૧૫૭ |
| ગ્રામપંચાયતોની પ્રજાકલ્યાણની શક્તિ | શ્રી. દીનખુશ દિવાનજી | ૧૬૦ |
| રાનીપરજ પ્રદેશમાં ગ્રામપંચાયત | શ્રી. લક્ષ્મીદાસ મંગળદાસ શ્રીકાંત | ૧૬૧ |
| ગામનું પંચ | શ્રી. છબીલદાસ કાલિદાસ વ્યાસ | ૧૬૨ |
| ગ્રામ પંચાયતો | શ્રી શિવશંકર છગનલાલ ભટ્ટ | ૧૬૫ |
| પંચાયત, જિલ્લા લોકલબોર્ડ અને સરકાર | શ્રી. લલ્લુભાઈ હરિભાઈ પટેલ | ૧૬૯ |
| હું સરપંચ હોઉં તો! | શ્રી. લલ્લુભાઈ હરિભાઈ પટેલ | ૧૭૧ |
| ગામપંચ એક પવિત્ર દૃષ્ટિએ | ... ... ... | ૧૭૪ |
| નવો ગામ પંચાયતનો કાયદો | શ્રી. દુર્લભજી પરાગજી દેસાઈ | ૧૮૧ |
| જિલ્લાની ગ્રામપંચાયતોના સરપંચો ને સભ્યોનાં નામો | | ૧૮૭ |


## ગ્રાહકોને

જેમના લવાજમના પૈસા બાકી હોય તેમને તે તાકીદે મોકલી આપવા વિનંતિ છે


**તંત્રીમંડળ**

શ્રી. દુર્લભજી પરાગજી દેસાઈ
શ્રી. કલ્યાણજી વિઠ્ઠલભાઈ મહેતા
શ્રી. જ્યોત્સ્નાબ્હેન શુક્લ
શ્રી. મકનજી પુરુષોત્તમ પટેલ
શ્રી. લલ્લુભાઈ હરિભાઈ પટેલ

• વ્યવસ્થાપક •
શ્રી. ઠાકોરભાઈ મણિભાઈ દેસાઈ
ચિફ ઓફિસર
સુરત જિલ્લા લો. બોર્ડ

• મુદ્રક •
કાલિદાસ કૃપાશંકર શેલત,
'પ્રતાપ' પ્રી. પ્રેસ
કણપીઠ, સુરત

આ માસિક દર મહિનાની ૨૫ મી તારીખે પ્રગટ થાય છે.

વાર્ષિક લવાજમ રૂા. ૧-૦-૦

comparatively recent time these Panchayats have been the hub of Indian life, its economy and laws, tradition and history. They possessed a vitality that to a great extent resisted and survived the shocks of repeated waves of invasions, wars and conquests, and the changes of dynasties, empires and religions. The modern Panchayat after assimilating the western democratic principles should be a finer institution than ever, suited alike to the genius of the people and the very complex conditions of present day civilisation.

Indian life is still concentrated in its villages and it has, therefore, been Government's policy, specially since Sir Frederick Sykes created the Department of Rural Development, to keep the question of village inprovement in the forefront of Government's beneficial measures. The Village Panchayat Act was recently amended in order to extend their activities and resources.

The present act contains provisions which will enable Panchyats to satisfy various civic amenities within the limits of their capacity. Thus the Panchyats will be completely representative. Their duties and functions cover the whole range of civic needs and all measures likely to promote the health, safety, education, comfort, and social and economic well-being of the villagers. To enable them to carry out these multifarious duties, they have been given sufficiently wide powers and range of taxation, which are supplemented by grants and fees including a compulsory share of the local fund cess realised within the limits of the village. Lastly, they are entrusted with the administration of summary justice, both civil and criminal, to the extent that the needs and capacity of the Panchayats require and permit.

The institution of the Panchayat provides for effective association of the villagers to secure greature comfort and cleanliness in the villages and for development in the rural areas of civic consciousness which is so necessary for the proper working of

મદદની આશા ન રાખી શકાય, કારણ કે એની ઇચ્છા હોય તો પણ એને એની સમજ નથી. ડી. લોકલ બોર્ડની જવાબદારી એથી વધે છે. એના સભ્યોએ પોતાના વિભાગમાં જ્યાં ગ્રામ પંચાયત સ્થપાય ત્યાં લોકોને મતનો સદુપયોગ કરતા માટે સમજાવવા જોઇએ, અને યોગ્ય સભ્યોની પસંદગી કરતાં શીખવવું જોઇએ. કેટલાક લોકોને ધાસ્તી છે કે ગ્રામ પંચાયતોથી ગામડાંમાં પક્ષોની સંખ્યા વધશે. પણ હું એથી ઉલટું માનું છું કે ગ્રામ પંચાયતોની ચૂંટણી જો સારી રીતે થશે તો પક્ષાપક્ષી નાબૂદ કરી શકાશે અને ગ્રામસંગઠન કરવામાં નડતી મુશ્કેલી દૂર થશે. લોકલબોર્ડના પ્રમુખ, સભ્યો અને મુખ્ય નોકરો પોતાની ફરજ સમજીને આ હેતુ સફળ કરવા પ્રયત્ન કરશે તો મને આશા છે કે આ કઠણ કામ સફળતાપૂર્વક પાર પડશે.

સામાન્ય રીતે કોઇને કર આપવાનું ગમતું નથી અને ખાસ કરીને આ દેશમાં જે રીતે કરનો ઉપયોગ પરદેશી સરકારે કર્યો છે તે રીતથી લોકોને કરનો અણગમો વધ્યો છે. તેથી ગ્રામ પંચાયતોની સામે પણ કર વધી જવાની ફરીઆદ છે, પણ જ્યાં સુધી ગ્રામ પંચાયતો ગ્રામવિકાસ માટે પોતાના ગામમાંથી પૈસા એકઠા કરવાની સમજ અને હિંમત નહિ બતાવે ત્યાં સુધી ગ્રામવિકાસ અશક્ય છે. ગ્રામ પંચાયતો કર મારફત અગર ઉઘરાણા મારફત જે પૈસા ગામમાંથી ઉઘરાવશે, એની દરેક પાઇનો ઉપયોગ એ ગામના લોકોને જ મળવાનો છે અને ગામમાંજ એ પૈસા ખરચાવાના હોવાથી એ કર ગામને ભારે પડવાનો નથી. આ સમજવા સિવાય પોતાના પગ પર ઉભા રહેવાનું આપણે શીખવાના નથી અને એ નહિ શીખીએ ત્યાં સુધી આપણી લાચારી જવાની નથી. આ કેળવણી આપવાનું કામ અપ્રિય છે, પરંતુ એ અપ્રિય કામ કરવાની ધગશ અને હિંમત જાહેર કામ કરનારાઓએ બતાવવી જોઇએ અને ગામડાના લોકોને પોતાના પગ પર ઉભા રહેવાની અને આત્મવિશ્વાસ કેળવવાની સમજ આપવી જોઇએ. મને આશા છે કે બધા લોકસેવકો આ ધ્યાનમાં રાખી ગ્રામ પંચાયતોને સફળ બનાવવામાં પોતાનો ફાળો આપશે.

તા. ૧૯-૧૧-૪૦.

## (૩)

## મુંબઇ ઇલાકાના ના. ગવર્નર સાહેબના સલાહકાર

## શ્રી જે. એ. મદન. (આઇ.સી. એસ.)

I congratulate the District Local Board, Surat, on its drive, initiative and resourceful methods in advancing the cause of local self-government, of which the publication of the magazine "Surat District Sthanik Swarajya" is a good example. It is with great pleasure that I send this message to its Special Number devoted to the subject of Village Panchayats.

The name of Village Panchyats has a hoary past. From time immemorial all through the centuries till the advent of

આ માસિક દ્વારા જિલ્લા લોકલ બોર્ડની દોરવણીથી સુરત જિલ્લાના સર્વે ગામો જાહેર તંદુરસ્તી વિકાસ અને સુંદરતામાં નમુનેદાર બનવા પ્રયાસ કરશે અને તેમાં વસતા સર્વેની તંદુરસ્તી સુખ અને આબાદીમાં વધારો કરશે એમ હું ખરા અન્તઃકરણપૂર્વક ઇચ્છું છું

(૪)

## વડી ધારાસભાના મહાસભા પક્ષના ડેપ્યુટી લીડર શ્રી સત્યમૂર્તિ

I am very glad to learn that a Gujarati monthly named "Surat Jilla Sthanik Swarajya" is being published by the District Local Board Surat from the last year and that you are giving there articles and informations connected with local self government I am also glad to learn the issues of this journal for the coming months of December–January would be jointly published as a special 'village panchayat number."

I gladly send a message to this special "village panchayat number " I am one of those who believe that our villages have got to be reconstructed in the real sense of that word before India can have real swaraj Mere displacement of foreign bureaucracy by an Indian government will not give real freedom to our country and village panchayats must be organised and manned by unselfish men and women working disinterestedly, honestly and efficiently for the real welfare and happiness of the villages and the villagers I therefore congratulate you on doing your best to make the institution of village panchayats more popular and useful I entirely agree with you that village panchayats are the pivot of our country's public life I do hope that your special number will create interest throughout your district in the resuscitation and the proper working of village panchayats I wish your journal and your special number all success and I do hope that the first act of swaraj government in Bombay will be to resuscitate all village panchayats and place them on a proper and efficient footing for good work in the villages among the villagers

મને જાણીને આનંદ થાય છે કે સુરત જિ લો બોર્ડ ગયા વર્ષથી 'સુરત જિલ્લા સ્થાનિક સ્વરાજ' માસિક પ્રગટ કરે છે અને તેમાં સ્થાનિક સ્વરાજ સમ્બંધના વિષયો તથા ખબરો આપવામાં આવે છે, વળી એ જાણીને પણ આનંદ થાય છે કે એ માસિકનો

democracy. It also affords valuable training ground for the larger political institutions of the country.

It is my earnest hope that under the guidance of the District Local Board and the inspiration of this magazine all the villages in the Surat District will endeavour to be models of sanitation, progress and beauty and will promote health, happiness and prosperity of all who live in them.

"સૂરત જિલ્લા લોકલબોર્ડ" સ્થાનિક સ્વરાજની પ્રગતિ સાધવા જે ધગશ, પ્રેરણા અને મૌલિક રીતિઓથી કાર્ય કરે છે" તે માટે તેને અભિનંદન આપુ છું. "સુરત જિલ્લા સ્થાનિક સ્વરાજ" માસિકનું પ્રકાશન એનું સારું ઉદાહરણ છે. અને એના ખાસ "ગામ પંચાયત" અંક માટે સંદેશો મોકલી આપવામાં મને અત્યંત આનંદ થાય છે.

'ગામ પંચાયત' શબ્દ જમાનાજુનો છે. અનાદિકાળથી લગભગ ચાલુ જમાના પર્યંત સેંકડો વર્ષ સુધી આ પંચાયતો સાથે હિંદનું જીવન, અર્થશાસ્ત્ર, કાયદા, રૂઢિ અને ઇતિહાસ સંકળાયલો હતો. આક્રમણનાં ચાલુ મોજાં, લડાઇઓ અને જીતો, અને રાજવંશ, સામ્રાજ્ય અગર ધર્મના ફેરફારો સામે ટક્કર ઝીલી જીવંત રહેવાની તેનામાં શક્તિ હતી. પશ્ચિમના લોકશાસનના સિદ્ધાંતોથી પરિપક્વ થયલી હાલની પંચાયત વધુ સારી અને લોકોની રૂચિ તેમજ અર્વાચીન સંસ્કૃતિના અતિ ગુંચવાડાભર્યા સંજોગોને અનુકૂળ થઈ પડશે.

હિંદનું જીવન ગામડાંઓમાં હજુ કેન્દ્રિત બનેલું છે. અને તેથી જ્યારથી સર ફ્રેડરિક સાઇકસે ગ્રામવિકાસનું ખાતું ખોલ્યું છે ત્યારથી સરકારની નીતિ ગામ સુધારણાને લોક-કલ્યાણ માટેના પોતાના પગલામાં અગ્રસ્થાન આપવાની છે. પંચાયતોનાં કામકાજ અને સાધનો વિકાસ પામે એ હેતુથી થોડા સમય પર જ ગામ પંચાયત-કાયદો સુધારવામાં આવ્યો હતો.

ગામ પંચાયતો પોતાની શક્તિ અનુસાર લોકોની વિવિધ સુખ સગવડો સંતોષી શકે એવી હાલના કાયદામાં સત્તા આપવામાં આવી છે. પંચાયતો સંપૂર્ણ રીતે પ્રતિનિધિત્વ ધરાવતી હશે. ગામ જીવનની હરકોઇ જરૂરિયાત પૂરી પાડવા અને તેની તંદુરસ્તી, સહીસલામતી, કેળવણી, સુખ સગવડ તેમજ સામાજિક અને આર્થિક ઉન્નતિ માટે સઘળાં પગલાં લેવાની ફરજ તેમને સોંપવામાં આવી છે. આ વિવિધ ફરજો બજાવવા તેઓ શક્તિમાન થઇ શકે એ હેતુથી તેઓને કર નાંખવાની જરૂરી વિશાળ સત્તા આપવામાં આવી છે. અને એ ઉપરાંત ગ્રાંટ અને ગામમાંથી ઉઘરાવેલા લોકલ ફંડ સેસનો હિસ્સો પણ મળશે. વળી ગામ પંચાયતોની શક્તિ અને જરૂરિયાતો પ્રમાણે સોંપી શકાય, એવો દીવાની અને ફોજદારી ન્યાય આપવાનો વહીવટ પણ તેમને સોંપવામાં આવ્યો છે.

ગામ પંચાયતની સંસ્થા લોકોમાં સમૂહજીવન કેળવી ગામડાંઓમાં વધુ સુખ સગવડ અને ચોખ્ખાઈ આપી શકે છે, તેમજ લોકશાસનના યોગ્ય વહન માટેનું અતિ જરૂરી શહેરી જીવનનું ભાન કેળવે છે. દેશની મોટી રાજકીય સંસ્થાઓ માટે તાલીમ મેળવવા માટે પણ ઉપયોગી થઇ પડે છે,

"પંચાયતો દેશની જૂનામાં જૂની વહીવટી સંસ્થાઓ છે. અને સારા નરસા સમયોમાંથી પસાર થઈ ચૂકી છે. નવા કાયદાથી તેઓને કાયદેસર સ્વરૂપ મળ્યું છે અને કર નાંખી નાણાં ભેગાં કરી ખર્ચવાની સત્તા આપવામાં આવી છે. ગામ લોકો પોતાનાં કામકાજમાં જેવો રસ લેશે અને પંચો જાહેર હિતની જેટલી કાળજી રાખશે તે પ્રમાણમાં પંચાયતોની સાર્થકતાનો મોટે ભાગે આધાર રહેશે.

ભૂતકાળમાં ગામ લોકોની ઉદાસીનતા ગામ સુધારણા માટે મુખ્ય અડચણરૂપ હતી. તેથી જો સુરત જિલ્લા બોર્ડનું માસિક લોકોને 'ગામ પંચાયતના કામકાજમાં રસ લેતા કરી, પંચાયત સભ્યોને ભૂતકાળના અનુભવ અને બીજી જગ્યાએ સારામાં સારી રીતે ગામ સુધારણા કરવા માટે કરેલા અખતરા પર સ્થાયી સલાહ આપતું રહેશે તો આમજનતાની કિંમતી સેવા બજાવી શકશે.

ખરી પંચાયત તો તે કે જે મારફત લોકો પોતાના વધુ સારા જીવન માટે વ્યવસ્થિત પ્રયત્ન કરી શકે.

(૬)

## વડોદરા રાજ્યના સરસુબા શ્રી મુકરજી

આપના તરફથી પ્રગટ થતા 'સુરત જિલ્લા સ્થાનિક સ્વરાજ્ય' માસિકનું ધ્યેય પ્રશંસનીય હોઇ, તેમાં સમાવેશ થતા સ્વરાજ્ય અને લોકશાસન અંગેના લેખો હિંદુસ્તાનના ગામડાંમાં રહેતા લક્ષાવધિ અશિક્ષિત લોકોને ઘણા જ લાભદાયી નિવડે એ વાતની નોંધ લેતાં મને ઘણો જ આનંદ થાય છે. ગ્રામપંચાયત એ ગામડાંના લોકો માટે લોકશાસનનું અને સ્વરાજ્યનું પ્રથમ પગલું હોઇ તે બદલની માહિતી ગામ લોકોને થાય એ અત્યંત આવશ્યક છે. "સમૃદ્ધ ગામ એટલે સમૃદ્ધ રાષ્ટ્ર", અને આપણે જેટલે દરજ્જે ગ્રામજીવનનો ઉત્કર્ષ સાધીએ તેટલે દરજ્જે આપણા રાજ્યની શોભા છે, તેથી આપનો ગામપંચાયત અંક પ્રગટ કરવાનો પ્રયત્ન ખાસ ઉત્તેજનપાત્ર છે.

વડોદરા રાજ્યમાંની મારી કારકિર્દી દરમ્યાન ગામપંચાયતો સાથેનો મારો સંબંધ નિકટ હોવાથી, ગામપંચાયતોની ઉપયુક્તતા બદલનો મારો અભિપ્રાય દૃઢ બનેલો છે. ગામપંચાયતની રચના તથા તેનાથી થતા કામના અનુભવથી હું જોઇ શક્યો છું કે, ગામપંચાયતની યશસ્વીતા માટેઃ-

૧. ગામપંચાયતોનું તંદુરસ્ત બંધારણ તથા ધારાધોરણો અને
૨. ગામલોકોને તે બદલનું યોગ્ય શિક્ષણ તથા દોરવણી

એ બે વસ્તુઓ અત્યંત આવશ્યક છે. પૈકી ગામપંચાયતના બંધારણ અને ધારાધોરણો માટે સરકાર યોગ્ય પ્રયત્નો કરે છે જ. પરંતુ ગામલોકોના શિક્ષણનો પ્રશ્ન ઘણો બહોળો હોવાથી સરકાર તેમાં ધારેલી ફત્તેહ મેળવી શકતી નથી. લોકોને જો યોગ્ય દોરવણી આપવામાં આવે અને ગામપંચાયતોના મહત્ત્વની ખરી જાણ કરાવવામાં આવે, તો પોતાના ગામના કાર્યોમાં લોકો ઉત્સાહથી ભાગ લેતા થાય અને પોતાની આર્થિક અને સામાજિક સ્થિતિ સારી રીતે સુધારી શકે એ નિર્વિવાદ છે. ગામપંચાયતના આ લોકશિક્ષણ તથા દોરવણીના મહત્ત્વના અંગની યશસ્વીતા માટે આપ ચલાવો છો તેવા માસિકોની ખાસ જરૂર છે,

ડીસેમ્બર-જાન્યુઆરીનો એક મોટો અંક ખાસ ગ્રામ પંચાયત અંક તરીકે પ્રગટ કરવામાં આવનાર છે.

આ ખાસ ગામ પંચાયત અંક માટે સંદેશો મોકલતાં મને આનંદ થાય છે. હિંદુસ્તાનમાં ખરેખરું સ્વરાજ સ્થાપવા માટે આપણાં ગામડાંઓની ખરી પુનર્રચના કરવી પડશે એવી માન્યતા ધરાવનારાઓમાંનો એક હું છું. પરદેશી નોકરશાહીની જગ્યાએ હિંદી સરકાર આવવાથી જ દેશને ખરી સ્વતંત્રતા મળવાની નથી. ગામ પંચાયતોની પુનર્રચના કરવી જોઇએ અને આઝાદી માટે સ્વાર્થરહિત, પ્રામાણિકપણે કાબેલિયતથી કામ કરે એવા સ્ત્રી પુરૂષોને તે સંસ્થામાં મૂકવાં જોઇએ. તેથી ગામ પંચાયતની સંસ્થાને વધુ લોકપ્રિય અને ઉપયોગી બનાવવા તમો જે ઉત્તમ પ્રયાસો કરી રહ્યા છો, તે બદલ મારાં તમને અભિનંદન છે. હું તમારી સાથે સંપૂર્ણ સંમત છું કે દેશના જાહેર જીવનનો પાયો એટલે ગામ પંચાયતો. મને આશા છે કે તમારો ખાસ અંક આખા જિલ્લામાં ગામપંચાયતોના પુનરૂદ્ધાર અને યોગ્ય સંચાલન માટે લોકોમાં ઉત્સાહ પેદા કરશે. તમારા માસિક અને ખાસ અંકને હું સંપૂર્ણ ફતેહ ઇચ્છું છું અને આશા રાખું છું કે મુંબઇની સ્વરાજ સરકારનું પહેલું કાર્ય સર્વ ગામ પંચાયતોને પુનરૂદ્ધાર કરી તેઓને ગામડાંમાં ગામવાસીઓના હિતમાં સારું કાર્ય કરી શકે એવા યોગ્ય અને સંગીન પાયા પર મૂકશે."

(૫)

## ઉત્તર વિભાગના કમીશ્નર શ્રી બ્રીસ્ટો (આઇ. સી. એસ.)

Panchayats are amongst the oldest administrative institutions in the country. They have gone through good times and bad. *The new act has put them on a legal basis and given* them powers to raise money by taxation and to spend it, Their sucess will depend very largely on the interest which the village people will take in their own affairs and in the public spirit of the panchas.

The cheif obstacle in the past to village improvement has been the apathy of the people. If the Surat District magazine *can succeed in rousing interest in the working of the panchayats* and will give to the members advice drawn from past experience and experiments elsewhere on the best way of improving conditions, it will have rendered a valuable service to the whole village community.

A properly run panchayat should embody the organised effort of the villagers to help themselves to a better way of living.

machinery viz. the Secretary, though serving the Panchayat should not be cramped by unreasonable individual demands and should be able to function with dignity; there will be need, above all, for the Village Bench to inspire confidence in its justice and impartiality. For all these a conscious effort would be needed and this special number should serve to focus attention on such effort.

આ ખાસ "ગામ પંચાયત" અંક પ્રસિધ્ધ કરવા બદલ હું "સ્થાનિક સ્વરાજ" ના તંત્રીમંડળને ધન્યવાદ આપું છું. એને પ્રસિધ્ધ કરવાને જે સમય પસંદ કરવામાં આવ્યો છે. એ યોગ્ય છે કારણ કે થોડા જ સમયમાં આ જિલ્લામાં નવા સુધારેલા ગામ પંચાયત કાયદા પ્રમાણે સ્થાપાયલી ૧૯ પંચાયતો કામકાજ કરતી થશે.

ગ્રામ જીવનના સુધારામાં વધારો કરવાને ગામ પંચાયતોને પૂરતો અવકાશ છે. વળી જિ. લો. બોર્ડ અને ધારાસભા જેવી વધુ પ્રતિનિધિત્વ ધરાવતી સ્થાનિક સંસ્થાઓની જતે સમયે જવાબદારી લેનાર માણસો માટે પંચાયતો તાલીમ લેવાનું સ્થાન બનશે. પંચાયતના સભ્યો પોતાની ફરજો યોગ્ય રીતે અદા કરી શકે એ માટે તેઓમાં જ્ઞાન તેમજ કુશળ અને ઉદાર દૃષ્ટિબિંદુની જરૂર છે. પંચાયતની મર્યાદાનો ખ્યાલ મેળવવા તેમજ સભ્યોના પર ચાંપતો અંકુશ રાખવા મતદારોએ પંચાયતના કામકાજની બારીક માહિતી રાખવી જરૂરી છે. આ દિશામાં "સ્થાનિક સ્વરાજ" ના પ્રયત્નો ઘણા જ કિંમતી થઇ પડશે એની મને જરાયે શંકા નથી.

જે ઉદ્દેશથી લોકશાસન સંસ્થાઓ ચલાવવામાં આવે છે તે એના સ્વરૂપ કરતાં વધારે મહત્ત્વનો છે. એક બાજુ જિલ્લા લોકલ બોર્ડ અને બીજી બાજુ સરકારી તંત્રની સાથે પંચાયતોનું કામ સરળ રીતે ચલાવવાના કાર્યનો આધાર મોટે ભાગે પંચાયતોનું કામકાજ જે પદ્ધતિથી ચલાવવામાં આવશે તેના પર આધાર રાખશે. ન્યાય અને સ્વતંત્રતાનો ભોગ આપ્યા સિવાય ઉદારતા અને સમાધાનવૃત્તિ અખત્યાર કરવી પડશે; કર નહિ ભરનારાઓ સામે સખતાઇથી કામ લેવું પડશે; પંચાયતે નક્કી કરેલી નીતિને અમલમાં મૂકનાર એટલે સેક્રેટરી પંચાયતનો નોકર હોવા છતાં પોતાનું કામકાજ પોતાનું સ્વમાન સાચવી ગેરવ્યાજબી વ્યક્તિગત હિતોના દબાણની દખલગીરી સિવાય કરી શકે એમ હોવું જોઇએ અને ખાસ તો ગામ અદાલતે પોતાની ન્યાયવૃત્તિ અને બીનપક્ષપાતપણા બદલ લોકોમાં શ્રદ્ધા પેદા કરવી જોઇએ. આ બધી બાબતો માટે હેતુપૂર્વક પ્રયત્ન પર ધ્યાન કેન્દ્રિત કરવા માટે આ ખાસ અંકનો ઉપયોગ કરવો જોઇએ.

(૮)

## સૂરત જિલ્લા સમિતિના પ્રમુખ શ્રી કનૈયાલાલ દેશાઈ

ગ્રામ પંચાયતના ખાસ અંક માટે મારે કંઈ લખવું એવો શ્રી. દુર્લભજીભાઇનો આગ્રહ છે. એમનો આગ્રહ એ મારે મન આજ્ઞા સમાન છે છતાં અત્યારના સંજોગોમાં મારાથી ઝાઝું લખી શકાય એમ નથી તે માટે દિલગીર છું.

આપના માસિકની શરૂઆતમાં જ આપે ગામપંચાયત જેવા મહત્ત્વના અને ઉપયુક્ત વિષય તરફ જે દષ્ટિ નાંખી છે એ વાત જ "પુત્રનાં લક્ષણ પારણામાં" એ કહેવત પ્રમાણે આપના માસિકના ઉજ્જવલ અને યશસ્વી ભાવિનું દિગ્દર્શન કરાવે છે.

આપે મને આપના અંકમાં સંદેશ મોકલવાનું કહી આપના મહાન કાર્યમાં ભાગ લેવાની જે તક આપી છે તે બદલ આપનો આભાર માની મારો આ અલ્પ સંદેશ પૂરો કરું છું.

(૭)

## સૂરત જિલ્લાના કલેકટર શ્રી ડી. એસ. જોશી. (આઇ. સી. એસ.)

I congratulate the Editors of "Sthanik Swarajya" on bringing out this special "Village Panchayat" number. Its publication is opportune as 69 Village Panchayats will soon be working in this district under the Village Panchayat Act as recently amended.

There is large scope to the village panchayats to effect considerable improvement in village life. The Panchayats will also serve as training ground to people who in due course may assume the responsibilities in larger representative bodies like the District Local Board or the Legislature. It is essential that the members of Panchayats should be well equipped for their task by reason of their knowledge and intelligent and broad minded approach. It is also essential that the voters should also be aware of the detailed working of a panchayat in order to know its limitations as well as to keep a vigillant check on the members. I have no doubt that the efforts of "Sthanik Swarajya" will be very valuable in this direction.

It is the spirit in which demoratic institutions are worked that is of greater importance then their form. The smooth working of the panchayat in collaboration with the District Local Board on the one hand and governmental machinery on the other will depend to a large measure on the manner of working of the Panchayats themselves. There will be the need for tolerance and compromise without sacrificing independence of judgment; there will be need for firmness against defaulters of taxes; there will be need for ensuring that the executive

# THE PANCHAYATS

[ B. Pattabhi Sitaramaiya Ex-member Congress Working Committee ]

In order to understand the exact position and significance of village organisation in modern India, under Swaraj, it would be just as well to take back our minds to study how this village organisation prospered a century and a quarter ago and a study of the subject is greatly helped by the following extract from the Judicial Despatch from the Court of Directors, dated 20th April 1814 It shows how the Indian village had remained intact from the age of Manu on to the present day and was only disturbed by the ryotwari system introduced into our provinces,

"Colonel Munro in his Report from the Ceded District of the 15th May 1806 informs us that every village with its twelve ayangadues is a kind of little Republic, with the potail at the head of it, and that India is a mass of such Republics The inhabitants during war, look chiefly to their own potail, they give themselves no trouble about the breaking up and division of kingdoms, while the village remains entire they care not to what power it is transferred Wherever it goes the internal management remains unaltered. The potail is still 'the Collector and Magistrate and Stud Farmer From the age of Manu until this day, the settlements are made either with or through the potails,' and in another of his interesting and valuable Reports, he informs us 'that whoever rules the province they rule the village' This discription of the village Societies of India is confirmed by the view which your Board of revenue took of the same interesting subject, in their Report of the 25th April 1808"

"A village, geographically considered, is a tract of country comprising some hundreds or thousands of acres of arable and waste land, politically viewed it resembles a corporation or township. Its proper establishment of officers and servants consists of the following descriptions

"The **Potail**, or head inhabitant who has the general superintendance of the affairs of the village, settles the disputes of the inhabitants, attends to the Police, and performs the duty, already described, of collecting the revenues within his village, a duty

ગ્રામ પંચાયતના પ્રશ્નમાં મને અસલથી ખૂબ રસ છે અને એ બાબત મેં કંઈક વાંચ્યું અને વિચાર્યું પણ છે, તે પરથી, અને મેં કંઈ જોયું છે તે પરથી હું ચોક્કસ નિર્ણય ઉપર આવ્યો છું કે હિંદુસ્તાનના નવા રાષ્ટ્રનું ચણતર ગ્રામ પંચાયતથી જ કરવું પડશે. હિંદુસ્તાનની ગ્રામ પંચાયતો જગવિખ્યાત હતી, એમાં ખરૂં લોકશાસન હતું, સાચી સ્વતંત્રતા હતી, અને એથી સાચું લોકહિત સધાતું હતું. ભલભલા દેશો નાશ પામ્યા પણ હિંદુસ્તાનનો નાશ ન થયો તે આ રચનાનું પરિણામ છે.

પરદેશી તંત્ર આવતાં આ પંચાયતો નાશ પામી, ગ્રામજીવનની અસલ રચના તૂટી અને કેટલીએક આ દેશને અનુકૂળ નહિ એવી પરદેશી ભાવના દાખલ થઇ. પરિણામ તો એ થયું છે કે આપણાં ગામડાંઓ જે સંપીલા સમૂહજીવનને માટે મશહૂર હતાં ત્યાં કજિયાં કંકાસ, ખેદિલી અને એકલપેટું જીવન દાખલ થયાં છે.

આ અનિષ્ટનો ઉપાય એજ છે કે અસલની ભાવના ઉપર ગ્રામ પંચાયતો સજીવન કરવી; અલબત તેમાં કાળને અનુસાર ફેરફાર કરવો પડશે. કોંગ્રેસ પ્રધાનમંડળ આવ્યા પછી આની શરૂઆત થવા માંડી છે. એ પરિપૂર્ણ તો નથીજ. એમાં જેમ જેમ અનુભવ મળતો જશે તેમ તેમ ફેરફાર કરવા પડશે અને લોકો એમાં પૂરો રસ લેશે તો એ ફેરફાર થશેજ. શરૂઆતમાં લોકોને કંઇક બોજો વધ્યો એવું પણ લાગશે. એ બોજો લાગવાનું કારણ અસલની સમૂહભાવનાનો નાશ છે. પણ કામ કરતાં અને અનુભવ પરથી ખાત્રી થશે કે જે બોજો પડે છે તેના કરતાં ફાયદો ઘણો વધારે થાય છે.

એટલે મારી સુરત જિલ્લાના લોકોને સલાહ છે કે આ ગ્રામ પંચાયતમાં પૂરતો રસ લેવો. એમાંજ ગ્રામવાસીઓનું શ્રેય છે તથા ગ્રામજીવનનો વિકાસ છે.

૨૧-૧૧-૪૦

(૯)

## ઉત્તર પ્રાંતના આસીસ્ટન્ટ કલેકટર શ્રી વાગલે (આઈ. સી. એસ.)

ગ્રામ પંચાયતો વધુ લોકપ્રિય થાય તે હેતુથી સુરતની ડીસ્ટ્રીકટ લોકલ બોર્ડ, "સુરત જિલ્લા સ્થાનિક સ્વરાજ્ય" નો એક ખાસ અંક પ્રગટ કરનાર છે એ જાણી મને ઘણોજ આનંદ થાય છે. ગામડાંઓની આધુનિક પરિસ્થિતિ સુધારવા, ગ્રામ પંચાયતોના મહત્વ ઉપર જેટલો ભાર મૂકીએ એટલો ઓછો છે. જો વ્યાજબી રસ લેવામાં આવે તો ગ્રામ સ્વચ્છતા, પાણી પૂરૂં પાડવાનાં સાધનો, રસ્તાઓનાં નાનાં નાનાં સમારકામ વગેરે કામો સારી રીતે સંભાળી શકે, તેમજ ગામ લોકોના નાના ઝગડાઓનો નિકાલ કરવા શકિતમાન થાય. આ રીતે ગ્રામ પંચાયત ગ્રામ સુધારણાનું મુખ્ય અંગ થઈ શકે.

લોકોમાં ગ્રામ પંચાયતની અગત્યતાનું ભાન કરાવવા આ ખાસ અંક ફતેહમંદ થાય એવી હું આશા રાખું છું.

૯-૧૨-૪૫,

entire, they care not to what power it is transferred or to what sovereign it devolves, its internal economy remains unchanged, the Potail, is still the head of the inhabitants and still acts as the petty judge and magistrate, and collector or renter of the village.

"In addition to the portions of land appropriated to the pagoda establishment, to the local officers of Government and to the village servants, they each were entitled to certain small shares or perquisites from the crops of the villagers, which were allotted to them, generally before, but sometimes subsequently, to the division of the produce between Government and the cultivator. Provision appears to have been also made, in the mode last described, for the maintenance of public servants incapacitated by age or accident from the discharge of their duty The fund of these disbursements in which the several classes of Revenue officers and village servants likewise participated, as one of the sources of their official emoluments, was the sayer or inland duties, and the sea and land customs "

Let us for a moment stray into our villages and examine their past and present position as the reeult of this new leaven introduced into society The village was till recently a 'corporate unit and even now it is so in a sense. There may not be common production or community of interest to the extent to which they existed some centuries ago, but the village continues to be a self contained and self-reliant unit of nationalism, which must be preserved and perpetuated if the Indian nation should preserve its individuality and integrity. One may correctly call the Indian villages a miniature cosmos which gets most of its needs whithin its precincts It has its carpenter, smith and its housebuilder and jeweller, its cobbler and farmer, its barber and washerman, its merchant and money lender, its spinner and weaver, its priest and physician What would it matter if the village were isolated for a time Food and clothing-the fundamental needs of man are readily found there. Contact with other villages is only for social amenities.

which his personal influence and miunte acquaintance with the situation and concerns of the people renders him best qulified to discharge. The **Curnam**, who keeps the accounts of cultivation, and register everything connected with it. The **Tallar** and **Totle**, the duty of the former, appearing to consist, in a wider and more enlarged sphere of action, in gaining information of crimes and offences, and in escorting and protecting persons travelling from one village to another; the province of the latter appearing to be more immediately confined to the village, consisting among other duties, in guarding the crops, and assisting in measuring them. The **Boundaryman** who preserves the limits of the village, or gives evidence respecting them, in cases of dispute. **The Superintendent of the tanks and Watercourses** distributes the water therefrom, for the purposes of agriculture. The **Brahmin**, who performs the village worship, the **Schoolmaster**: who is seen teaching the children in the villages to read and write in the sand, the **Calender Brahmin** or astrologer, who proclaims the lucky or unpropitious periods for sowing and theshing, the **Smith and Carpenter**, who manufacture the implements of agriculture, and build the dwelling of the ryot, the **Potman** potter, the **Washerman**, the **Barber**, the **Cow keeper** who looks after the cattle, the **Doctor**, the **Dancing Girl**, who attends at rejoicings, the **Musician** and the **Poet**, these officers and servants generally constitute the establishment of a village; but,, in some parts of the country it is of less extent. Some of the duties and functions above described being united in the same persons; in others it exceeds the number of individuals who have been described.

" Under this simple form of municipal Government, the inhabitants of the country have lived, from time immemorial. The boundaries of the villages have been seldom altered; and though the villages themselves, have been sometimes injured, and even desolated, by war, famine, and disease; the same name, the same limits, the same interests, and even the same families have continued for ages. The inhabitants give themselves no trouble about the breaking-up and divison of kingdoms; while the village remains

daily observations of actualities are openly denied in these courts and the right of unending appeals has introduced a certain speculation into their transactions A whole class of litigants come into being whose profession is law touting Litigation has come to be means of vendetta far more severe in its effects than an out right duel, slow torture is what litigation means by the rich to the poor All this must be changed under Swaraj The Panchayat must come into existence The Village Panchayat must be capable of looking after sanitation as well as cooperation and the administration of justice It must look after the forests and the irrigation channels It must run a library It must revive the village arts and crafts It must be a cooperative stores It must be multipurpose society having the various beneficent objects enumerated. It may be that one Panchayat will not be able to do all these at once In that case more than one must be brought into being In any case, so far as the judicial functions are concerned, appeals must not be ordinarily permissible except on a certificate by the Government pleader.

One objection to the organisation of the Panchayat is that the village people are factious and party ridden It is true that there is plently of factitiousness in the villages but all this has been permeated and fostered by the system of law and law–courts which are prevailing to–day The profession of the lawer is not to bring unity but to create division The purpose of the court is not to administer justice but to administer law. Justice to become popular must be quick, cheap, and sure. This is possible with a Panchayt. The very existence of the Magistrate courts and the possiblity of filing charge has promoted litigation civil and criminal and made it an instrument of torture. When the law reports are burnt, when case law is given up, when appeals are wholly limited, then comes a new era. The integrity of the spoken word will be restored, when justice will be administered by half a dozen compeers in the scene of offence or of dispute, when the elders can give evidence without trouble and when public opinion of the village can operate effectiveley so as to put down all lying It is lying that feeds litigation and when lying is controlled, litigation is

village through the lawyer, the doctor and the commission agent, and from towns the flow is to the cities and from cities across the seas to continents beyond. In olden days too, we had our cities but they were the emporiums of the artistic crafts of India and served as the marts for the caravans of the world. We gave to the world our best products and did not depend upon the external world for our food or clothing. Alas, the whole complexion of things has changed. We have become but hawers of wood and drawers of water and India has been converted from a premier civilized nation yea, from a land flowing with milk and honey into an out-house of England.

All this has been brought about by the silent and imperceptible efforts made by the British to conquer the minds and capture the hearts of the nation. Since the Great Indian Mutiny socalled failed, the British were sure that that would not be the last attempt by the Indians for recovering their independence. So, the very next year of the Mutiny, they planted the Universities in Bombay, Calcutta and Madras, established High Courts in 1860 and the *Legislatures in 1861. These three institutions-colleges,* courts and councils began to attract popular attention and became the guarantors of British domination in India. The English language came to stay. All instruction was imparted in English, all examinations were conducted in English. The very officers transacted their business in English. The Law-Courts administered justice through English. English law was imported into this country. Although the plaintiff and the defendant, the counsels of both sides, the judge, the jury and the witness are all Gujerati; yet the witness is examined in English through a translator and the judgements were drawn up in English. The oath taken in their court is considered to be not an undertaking to speak the whole truth, nothing but truth, but as a license to speak untruth, the whole untruth and nothing but untruth. Courts which are stationed tens of miles away from scenes of offence or of dispute have come to be regarded as gambling houses, as places where it is open to anybody to speak untruth and escape Scot free. Facts of human experience,

પણ આ રસિક વિષયમાં આવો જ અભિપ્રાય દર્શાવ્યો હતો, જે ગામડાના સમાજના બંધારણના ઉપર જણાવેલા વર્ણનને ટેકો આપે છે."

"ભૌગોલિક દૃષ્ટિએ ગામડું એટલે જમીનનો એક વિભાગ, જેમાં કેટલાક સેંકડા કે કેટલાક હજાર એકર ખેડવા લાયક અને પડતર જમીન હોય. રાજદ્વારી દૃષ્ટિએ ગામડું એટલે એક પંચાયત. ગામડાનો યોગ્ય વહીવટ નીચે મુજબના હોદ્દેદારો અને નોકરો મારફત થાય છે."

"**પટેલ** અથવા ગામનો પહેલો માણસ-જે ગામડાના વહીવટ ઉપર સામાન્ય દેખરેખ રાખે છે, ગામવાસીઓની તકરારોનો નિકાલ કરે છે, ગામના ફોજદારી વહીવટ ઉપર ધ્યાન રાખે છે અને ઉપર જણાવ્યું તેમ પોતાના ગામનું મહેસુલ ભેગું કરે છે; જે ફરજ તે પોતાની અંગત લાગવગ તથા ગામ લોકોની સ્થિતિ અને સંજોગોના ઝીણવટભર્યા સંસર્ગને લઈ ઉત્તમ રીતે અદા કરી શકે છે.

કુર્ણમ-(એટલે કુલકર્ણી અથવા તલાટી) જે ગામની ખેતી સંબંધી દરેક હકીકતની પોતાના દફતરમાં નોંધ રાખે છે.

**તલીઆર** અને **તોટી** (એટલે ગામના કોટવાલ અને રખા), જે પૈકી **તલીઆર**ની ફરજ ગુન્હાઓ સંબંધી ગામ અને આજુબાજુના વિશાળ ક્ષેત્ર પર નજર રાખી માહિતી મેળવવાની, અને એક ગામથી બીજે ગામ જનાર પ્રવાસીઓને સાથ આપવાની તથા તેમનું સંરક્ષણ કરવાની હોય છે, જ્યારે **તોટી**ની ફરજ ગામનું આંતરિક સંરક્ષણ કરવાની, ગામની સીમનો પાક સાચવવાની અને પાક તોળવામાં તથા ભાગ પાડવામાં મદદ કરવાની હોય છે

**સરહદ સંરક્ષક**-જે ગામની સરહદો સાચવે છે અને વાંધાઓ ઉપસ્થિત થાય તેવે પ્રસંગે યોગ્ય જુબાની આપે છે.

**તળાવો અને પાણીના વહેળાઓ ઉપર દેખરેખ રાખનાર**-જે ખેતી માટે તેમાંથી પાણીની યોગ્ય વહેચણી કરે છે.

**બ્રાહ્મણ પૂજારી**-જે ગામને લગતું પૂજા વિધિનું કામ કરે છે.

**શિક્ષક**-જે ગામનાં બાળકોને વાંચતાં અને રેતી પર લખતાં શિખવે છે.

**જોષી**-જે વાવવા, લણવા વિ. માટે શુભ સમય અને અશુભ સમય જાહેર કરે છે.

**લુહાર તથા સુથાર**-જે ખેતીનાં હથીઆરો તથા ગામવાસીને રહેવાનાં ઘરો બનાવી આપે છે, તથા **કુંભાર, ધોબી, હજામ,** અને **ગોવાળીઓ**-જે ગામનાં ઢોર સાચવે છે તે, **વૈદ્ય,** તેમજ **નર્તકા** જે શુભ અવસરો વખતે મનરંજન પર ધ્યાન આપે છે તે, **ગાયક** અને **કવિ (ચારણ).**

આ અમલદારો તથા નોકરો સામાન્ય રીતે ગામનો વહીવટ ચલાવે છે, પરંતુ દેશના કેટલાક વિભાગોમાં, આથી પણ ઓછા ગામહોદ્દેદાર હોય છે, જેમાં એક વ્યક્તિ ઉપર પૈકી એક કરતાં વધુ ક્ષેત્રનો વહીવટ કરે છે; જ્યારે કોઈ કોઈ જગાએ ઉપર કરતાં વધુ વ્યક્તિઓ પણ ગામ વહીવટ ચલાવે છે."

"અગણિત કાળથી આવી સાદી ગામ પંચાયતની વ્યવસ્થા નીચે ગામવાસીઓ રહ્યા છે. જવલ્લે જ ગામની સીમાઓ પણ બદલાઈ છે અને જો કે. કેટલીક વખત, લડાઈ, દુષ્કાળ ને મરકીથી ગામવાસીઓએ સહન કર્યું છે અને ગુમાવ્યું છે પરંતુ સદીઓ સુધી

obliterated. The Panchayat is the only agency that can undertake this business. During the transitional period, we shall meet reverses as we are meeting in Provincial Autonomy, in the administration of our District-Boards and Municipalites, in organising our village industries, in planning our national education and in regard to the Harijan movement,-these are inevitable.

India has to be re-conquerred anew. Every departmtment is to be reorganised. Every inch of national life must be realigned. Mere change of hands in the burcaucracy or even in the ministry will not give us Swaraj. It is the change of heart, it is the change *of outlook that will work out our new Sawaraj in all its glory.*

# ગ્રામ પંચાયતો

(લેખકઃ- શ્રી. બી. પટ્ટાભી સીતારામૈયા, કોંગ્રેસની કાર્યવાહક સમિતિના માજી સભ્ય)

સ્વરાજ નીચેના આધુનિક હિંદુસ્તાનમાં ગામડાંનું બંધારણ કેવું હોવું જોઇએ તે અને તેનું ખરું મહત્વ સમજવાને માટે આશરે સવા સદી પહેલાં આપણાં ગામડાંનું બંધારણ કેવું હતું તે વસ્તુ વિચારવી ઉપયોગી છે. આ વિષયમાં તા. ૨૦ મી એપ્રિલ ૧૮૧૪ના કોર્ટ ઓફ ડીરેકટર્સના જ્યુડીશીયલ ડીસ્પેચમાંથી નીચેની તારવણી ઘણી ઉપયોગી થાય તેમ છે. એ તારવણી પરથી જણાશે કે ઠેઠ મનુ મહારાજના સમયથી તે આધુનિક જમાના સુધી હિંદુસ્તાનનું ગામડું કેવું અખંડિત અને વ્યવસ્થિત હતું, અને આપણા પ્રાંતોમાં રૈયતવારી પદ્ધતિ દાખલ થઈ ત્યારથી જ ગામ બંધારણમાં ખલેલ શરૂ થઈ છે.

"સીડેડ (જોડી દેવામાં આવેલા) જિલ્લાઓને લગતા તારીખ ૧૫ મી મે ૧૮૦૬ ના પોતાના રિપોર્ટમાં કર્નલ મનરો જણાવે છે કે હિંદુસ્તાનનું દરેક ગામડું, તેનાં બાર અંગો જેના ઉપર વડા તરીકે એક પટેલ હોય છે તે એક જાતનું નાનું સરખું પ્રજાસત્તાક રાજ્ય જ હોય છે અને હિંદુસ્તાન એ એવાં નાના રાજ્યનો સમૂહ છે. ગામવાસીઓ લડાઈ દરમિયાન પણ પોતાના ગામના વડા મુખી તરફ જ નજર રાખી પોતાની પ્રવૃત્તિ ચાલુ રાખે છે; રાજ્યો તૂટે અને નવી રાજ્યરચના થાય એ બાબતમાં ગામવાસીને લાગતુંવળગતું નથી; જ્યાં સુધી ગામ અખંડિત રહે ત્યાં સુધી કઈ સત્તા નીચે તે ગામ જાય છે તેની ગામવાસી પરવા કરતો નથી. ગામનો વડો પટેલ અત્યારે પણ ગામનો સુબો, ન્યાયાધીશ અને મુખ્ય ખેડૂત ગણાય છે. શ્રી. મનુ મહારાજના સમયથી અત્યાર સુધી મહેસુલ આકારણી પટેલને મળીને અથવા તેની મારફત જ થાય છે. તેજ લેખક પોતાના બીજા એક રસિક અને કીમતી નિવેદનમાં આપણને જણાવે છે કે પ્રાંતનો માલિક ગમે તે હોય પણ ગામ પર તો પટેલ જ રાજ્ય કરે છે. તારીખ ૨૫ મી એપ્રિલ ૧૮૦૮ના તેમના નિવેદનમાં તમારી રેવન્યુ બોર્ડ

દુનિયાની આપણી સર્વોત્તમ બનાવટો પૂરી પાડતા હતા, અને આપણાં અન્નવસ્ત્ર માટે બહારની દુનિયા પર આધાર રાખતા ન હતા. હા, આજે તો એ બધી વસ્તુઓનું સ્વરૂપ જ બદલાઈ ગયું છે! આપણે આજે તો માત્ર ફક્ત કઠીયારા અને ભીસ્તી જેવા જ બની ગયા છીએ, અને ભારતવર્ષ જે દૂધ અને મધથી-સંપત્તિ અને સુખથી-છલકાતો, વિશ્વની સંસ્કારી પ્રજાઓના શિરોમણી જેવો, હા, ખરેખર તેવો જ દેશ હતો તે આજે ઇંગ્લંડનાં કોઠારાં જેવો જ બની ગયો છે.

આ બધું અંગ્રેજોના, હિંદની પ્રજાનાં દિલ કબજે કરવાના, અને માનસ જીતી લેવાના, શાંત અને અદ્દશ્ય પ્રયત્નોને લઇને થયું છે. જેને હિંદી સિપાઇઓનો બળવો કહેવામાં આવે છે તે મોટો બળવો જ્યારથી નિષ્ફળ ગયો ત્યારથી અંગ્રેજોને ખાત્રી થઇ ગઇ હતી કે હિંદીઓનો પોતાની સ્વતંત્રતા પુનઃ પ્રાપ્ત કરવાનો તે છેલ્લો પ્રયત્ન ન હતો, પરંતુ સ્વતંત્રતા માટે ફરી પ્રયત્નો થશે જ. તેથી બળવાને બીજે વર્ષે જ, તેઓએ મુંબઇ, કલકત્તા અને મદ્રાસમાં વિશ્વવિદ્યાલયો સ્થાપ્યાં, ઇ. સ. ૧૮૬૦માં હાઇકોર્ટો (વડી અદાલતો) સ્થાપી, અને ઇ. સ. ૧૮૬૧માં ધારાસભાઓ ઉભી કરી. આ ત્રણ સંસ્થાઓ-કોલેજો, અદાલતો, અને ધારાસભાઓએ પ્રજાનું ધ્યાન આકર્ષવા માંડયું, અને હિંદુસ્તાન પરના બ્રિટિશ અમલના કાયમી સંરક્ષક રૂપ તે બનવા લાગી. અંગ્રેજી ભાષા દેશમાં સ્થાયી બની ગઇ. બધું શિક્ષણ અંગ્રેજીદ્વારા અપાવા લાગ્યું, બધી પરીક્ષાઓ અંગ્રેજીમાં લેવા લાગી. ખુદ અમલદારોએ પોતાનું કામકાજ અંગ્રેજીમાં કરવા માંડયું. કાયદાની અદાલતોએ ન્યાય પણ અંગ્રેજી ભાષા દ્વારા આપવા માંડયો. આ દેશમાં અંગ્રેજી કાયદાની આયાત કરવામાં આવી વાદી અને પ્રતિવાદી, બન્ને પક્ષના વકીલો, ન્યાયાધીશ પોતે, પંચ (જ્યુરી), અને સાક્ષીઓ એ બધા ગૂજરાતી હોય, પરંતુ સાક્ષીની પરીક્ષા તો ભાષાંતરકાર દ્વારા અંગ્રેજીમાં જ થાય, અને ફેંસલો પણ અંગ્રેજીમાં જ અપાય! સરકારી અદાલતમાં લેવાનાં સોગન એ સંપૂર્ણ સત્ય બોલવા માટેની પ્રતિજ્ઞા હોય એમ ગણાતું નથી, પરંતુ વાસ્તવમાં અસત્ય, સંપૂર્ણ અસત્ય, અને નર્યું અસત્ય બોલવાના પરવાના રૂપે એ પ્રતિજ્ઞા હોય, એમ આજની સરકારી અદાલતોમાં દેખાય છે. તકરારના અથવા ગુન્હાના સ્થળથી દૂર દૂર આવેલી અદાલતો જુગારખાના જેવી મનાય છે, જ્યાં ગમે તેને જુઠું બોલી, નિષ્કલંક છુટી જવાનો માર્ગ ખુલ્લો રહે છે. મનુષ્યના વાસ્તવિક અનુભવની સાચી હકીકતોનો, રોજ દ્રષ્ટિગોચર થતી સાચી પરિસ્થિતિનો તે અદાલતોમાં છડેચોક ઇન્કાર કરવામાં આવે છે, અને અનંત અપીલો કરવાના હકને લઇને અદાલતોના કામકાજમાં સટ્ટાખોરીનું તત્ત્વ કેટલેક અંશે દાખલ થયું છે. આ પ્રથાને લીધે જેમનો ધંધો કજિયાદલાલીનો છે એવો એક વર્ગ અસ્તિત્ત્વમાં આવે છે. વેર વાળવાના એક સાધનરૂપ કાયદાની અદાલત બની ગઇ છે, જેની અસર પુરાણકાળના ક્ષત્રિયવટવાળા, સીધા દ્વંદ્વયુદ્ધ કરતાં વધુ ભીષણ હોય છે. કાયદાની અદાલતદ્વારા શ્રીમંત ગરીબને ધીમે ધીમે રીબાવી શકે છે. સ્વરાજ્યમાં આ બધું બદલવું જ જોઇશે. ગ્રામપંચાયત અસ્તિત્ત્વમાં આવવી જ જોઇએ. ગામડાંની સફાઇ, સડકો, અને ન્યાયવહીવટની સંભાળ લેવાની શક્તિ ગામપંચાયતે મેળવવી જોઇશે. ગામના વગડાની અને ગામનાં ખેતીઉપયોગી

તેજ નામ, તેજ સીમાડા, તેજ હિત સંબંધો, તેજ કુટુંબો પણ ગામોમાં ચાલુ રહ્યાં છે. ગામવાસીઓ રાજ્યો ભાંગે અને નવી રાજ્યવહેંચણી થાય તે બાબત કશી તમા રાખતા નથી. જ્યાં સુધી ગામ અખંડિત રહે ત્યાં સુધી તે કઈ સત્તાના અમલ નીચે જાય છે, અથવા કયા રાજાને ભાગે જાય છે, તેની તેમને દરકાર હોતી નથી. ગામની આંતરિક વ્યવસ્થા પહેલાં માફક જ ચાલે છે, ગામનો પટેલ જ ગામનો આગેવાન રહે છે, અને ગામના મોટા ન્યાયાધીશ તથા સુબા તરીકે કામ કરે છે."

"ગામની જમીનના અમુક અમુક ટુકડાઓ જે ગામના વહીવટીતંત્રના માણસોને, મધ્યસ્થ સરકારના સ્થાનિક અમલદારોને, તથા નાના ગામનોકરોને આપવામાં આવે છે, તે ઉપરાંત તે દરેકને ગામવાસીઓ જે પાક પકવે તેના અમુક નાના હિસ્સા પર હક હોય છે, જે સામાન્ય રીતે ખેડૂત અને સરકાર વચ્ચે પાકની વહેંચણી થાય તે પહેલાં-પણ કોઈકવાર તે પછી પણ-તેમને આપવામાં આવે છે. ઉમ્મર અથવા અકસ્માતથી અપંગ થયેલા ગામનોકરોના નિભાવ માટે પણ આજ રીતે વ્યવસ્થા કરવામાં આવે છે. આજ પ્રમાણે સરકારના મુલ્કી અમલદારો અને ગામનોકરોના વેતનનો અમુક ભાગ જકાત તથા દરિયાઈ કરોમાંથી પણ આવતો હતો."

ઉપર મુજબ હિંદુસ્થાનનાં ગામડાંની સવા સદી પહેલાં સ્થિતિ હતી.

હવે આપણે ક્ષણવાર આધુનિક હિંદુસ્થાનનાં ગામડાંમાં પ્રવેશીએ અને તેમની ભૂતકાળની સ્થિતિ તથા આધુનિક સમાજ બંધારણમાં દાખલ થયેલાં નવાં તત્ત્વોને પરિણામે જન્મેલી તેમની ચાલુ સ્થિતિ તપાસીએ. લગભગ હમણાં સુધી ગામડું એક સુસંગઠિત એકમ હતું, અને અત્યારે પણ અમુક રીતે તે તેવું જ છે. કેટલીક સદીઓ પહેલાં ગામડાંઓમાં ઉત્પાદક કાર્યમાં, તથા ગામહિતની બીજી બાબતોમાં જે ઐક્ય પ્રવર્તતું હતું તે કદાચ આજે નહિ હશે, પરંતુ ગામડું હજુ પણ રાષ્ટ્રતનના એક સ્વાવલંબી અને સ્વયંપૂર્ણ અંગ જેવું જ ચાલે છે, અને હિંદની પ્રજાનું નિરાળું વ્યક્તિત્વ તથા ઐક્યને જો સાચવી રાખવાં હોય તો ગામડાનાં સ્વયંપૂર્ણ તથા સ્વાવલંબી જીવનને પોષવાં તથા કાયમી બનાવવાં જ જોઈશે. હિંદનાં ગામડાંને સાચી રીતે એક નાનું સરખું વિશ્વ કહી શકાય, જે પોતાની લગભગ તમામ જરૂરિઆતો પોતાની હદમાંથી જ મેળવે છે. ગામડાંને પોતાનો સુથાર, લુહાર, કડીઓ, સુડગર, મોચી અને ખેડૂત, હજામ અને ધોબી, વેપારી અને શરાફ, કાંતનાર અને વણકર, પોતાનો ગોર અને વૈદ...એ બધા આજે પણ છે. કદાચ અમુક વખત સુધી ગામડું બહારની દુનિયાથી અલગ પડી જાય તો પણ તેમાં શી હરકત આવે? ખોરાક અને વસ્ત્ર-મનુષ્યની બે પ્રાથમિક જરૂરિયાતો તો ગામડામાં સરળતાથી મળી શકે છે. બીજાં ગામો સાથેનો સંપર્ક એ તો સામાજિક જરૂરિયાતો પૂરતો જ છે. ગામડાના મોટા કસ્બાઓ સાથેના સંપર્કથી તો ગામડાંની દોલત, વકીલ, દાક્તર અને દલાલ દ્વારા તે કસ્બાઓમાં જતી રહે છે અને કસ્બાઓમાંથી શહેરો તરફ જાય છે. અને શહેરોમાંથી દરીઆપારના બીજા મોટા ખંડોમાં તે ચાલી જાય છે. પુરાણા વખતમાં આપણે ત્યાં પણ મોટાં નગરો તો હતાં, પરંતુ તે નગરો તો હિંદુસ્તાનના કળાકૌશલ્યનાં સંગ્રહસ્થાન જેવાં હતાં, અને દુનિયાભરની વણઝારોના સંયોગ તથા આપ લેના બજાર રૂપ હતાં. આપણે

# જૂની ગ્રામપંચાયતોનું સ્વરૂપ

(લેખકઃ–શ્રી. નરહરિ પરીખ, હરિજનઆશ્રમ, સાબરમતી)

### તે ઘસાઇ જવાનાં કારણો અને સજીવન કરવાના ઉપાયો

આપણા દેશના રાજદ્વારી, આર્થિક તેમ જ સામાજિક–સમગ્ર વહીવટમાં ગ્રામ-પંચાયત એ સંસ્થાનું મહત્ત્વ જેટલું આંકીએ એટલું ઓછું છે. અનેક રાજદ્વારી વિપ્લવો, આર્થિક વારાફેરી. તથા સામાજિક ચડતીપડતીમાં આપણા દેશમાં કોઇ પણ સંસ્થા લગભગ એક જ સ્વરૂપમાં ટકી રહી હોય તો તે આપણી ગ્રામપંચાયતો છે. આપણાં ગામડાં પોતાનો બધો જ આંતરિક વહીવટ પોતે કરતાં. રાજ્યને ભરવાનો જમીનમહેસૂલનો આંકડો રાજ્યના અમલદાર સાથે નક્કી કરી તે ભરવાની જવાબદારી ગામનો મુખી અથવા ગામનું પંચ ઉપાડી લેતું અને તે રકમ ગામના ખેડૂતોમાં તેમની જમીન તથા ઉત્પન્નના પ્રમાણમાં ફાળવી નાંખી તેઓ ઉઘરાવી લેતા. પોતાની ચોકી અથવા પોલીસવ્યવસ્થા ગામ પોતે જ કરતું અને ગામની હદમાં ચોરી કે લૂંટ થઇ હોય તો ચોરાયેલી કે લૂંટાયેલી મિલકત ભરપાઇ કરી આપવાની જવાબદારી આખા ગામને માથે રહેતી. ગામનું બધું ઇનસાફી કામ ગામલોક પોતે જ કરતા. ગમે તેટલી રકમની દીવાની તકરારોનો નિવેડો તેઓ લાવતા અને નાના ફોજદારી ગુના માટે સજા પણ કરતા. ગામનું મંદિર, ધર્મશાળા, તળાવ, કુવા, બંધ તથા એવાં બીજાં સાર્વજનિક કામોના ખર્ચ માટે તેઓ લાગા નાખતા. આ ઉપરાંત તેઓ ધર્માદા ફંડોનો વહીવટ કરતા, સદાવ્રતો ચલાવતા, ગામમાં હોમહવન વગેરે ધાર્મિક વિધિઓ કરાવતા, ઉત્સવો ઉજવતા તથા ભવૈયા, ગાયક, નટ, નર્તક, ભાટ, ચારણ વગેરેને પોષી ગામને મનોરંજનનાં સાધનો પૂરાં પાડતા.

ગામનાં સઘળાં સાર્વજનિક કામો કરવા માટે ગામના જ જુદા જુદા અધિકારીઓ અથવા સેવકોની વ્યવસ્થા હતી અને તે ઉપરાંત ગામલોકની જરૂરિયાતો પૂરી પાડવા માટે ધંધાદારીઓ તથા વસવાયાંની વ્યવસ્થા હતી, જો કે આ બધી ગ્રામપંચાયતો મધ્યવર્તી રાજ્યની હકુમત નીચે જ હતી, છતાં મોટે ભાગે સ્વયંપૂર્ણ અને સ્વતંત્ર પ્રજાસત્તાક નાનાં રાજ્યો જેવી તે હતી. તેમની આ સ્વતંત્રતા તથા તેમના આ અધિકારો ઉપર રાજ્ય કોઈ કોઈ વાર તરાપ મારતું ખરું, પણ કોઈ રાજ્ય તેનો કદી ઇન્કાર કરી શકતું નહિ. કોઇ રાજા જૂલમી નીવડે તો તેઓ પોતાની શક્તિ પ્રમાણે વધતા ઓછા પ્રમાણમાં તેનો વિરોધ કરતા. વળી કોઈ વાર મધ્યવર્તી રાજ્યતંત્ર નબળું પડી જતું અને અરાજક પ્રવર્તતું ત્યારે પણ તેઓ પોતાના ગામની બધી વ્યવસ્થા તો બરાબર સાચવી જ લેતાં.

સર ચાર્લ્સ મેટ્કાફે હાઉસ ઓફ કૉમન્સની સિલેક્ટ કમિટીના સને ૧૮૩૨ના રિપોર્ટમાં આપણા દેશની ગ્રામપંચાયતનું જે વર્ણન કર્યું છે તેમાંની નીચેની કંડિકા* બહુ મશહુર થયેલી છે.

'ગ્રામ પંચાયતો નાનાં પ્રજાસત્તાક રાજ્યો છે. પોતાને જરૂરી લગભગ તમામ વસ્તુઓની બાબતમાં તેઓ સ્વયંપૂર્ણ છે અને બહારની સત્તાઓથી તેઓ લગભગ

* આ ઉતારો એલ્ફિન્સ્ટન કૃત હિંદુસ્તાનના ઇતિહાસ (પા. ૬૮-૬૯)માંથી લીધો છે.

જળાશયોની પણ ગામપંચાયતે સંભાળ રાખવી જોઇશે. ગામપંચાયતે વાચનાલય ચલાવવું જોઇશે, અને પ્રમાકઉદ્યોગો તથા ગ્રામ કલાઓનો પુનરૂધ્ધાર કરી તેમને સજીવ કરવાં પડશે. સહકારી ભંડારરૂપ તેણે બનવું જોઇએ, જે દ્વારાં ઉપર જણાવેલા વિવિધ હેતુઓ બર લાવી શકાય. એમ બને કે એક પંચાયત આ બધુ તાત્કાલિક પોતે કદાચ ન કરી શકે. તે સંજોગમાં એક કરતાં વધુ પંચાયતોને ભેગી કરી ઉપરનાં કાર્યો સાધ્ય કરવાં જોઇએ. ગમે તે સંજોગમાં, ન્યાયની બાબતમાં, સામાન્ય રીતે ઉપરની અદાલતમાં અપીલ કરવાની છૂટ હોવી ન જોઇએ, સિવાય કે સરકારી વકીલ તેમ કરવા અપવાદરૂપે પ્રમાણપત્ર આપે.

પંચાયતો સ્થાપના બાબતમાં એક વાંધો રજુ કરવામાં આવે છે કે ગામડાંની પ્રજા પક્ષાપક્ષીવાળી અને પક્ષને ખાતર તકરાર કરનારી હોય છે. એ ખરું છે કે ગામડાંઓમાં આજે ભરપૂર પક્ષાપક્ષી છે, પરંતુ આજનો કાયદો અને આજની અદાલતમાં તેનાં મૂળ છે, અને તેથી તેને પોષણ મળે છે. આજે વકીલનો ધંધો પક્ષોને ભેગા કરવાનો નહિ, પરંતુ પક્ષો વધારવાનો છે. આજની અદાલતનું કાર્ય સાચો ન્યાય આપવાનું નહિ, પરંતુ કાયદાથી ઉત્પન્ન થતો ફેંસલો આપવાનું છે. જો ન્યાયને પ્રિય બનાવવો હોય તો તે ચોક્કસ, સસ્તો અને શીઘ્ર હોવો જોઇએ. પંચાયતદ્વારા જ આમ બની શકે. આજે તો અદાલતોનું અસ્તિત્વ જ, અને તેમાં દાવાઓ નોંધાવવાની શક્યતા, ફોજદારી અને દીવાની મુકદ્દમાઓ વધારવાના સાધનરૂપ બની ગયાં છે, અને અદાલત એવી રીઆમણના સાધન તરીકે કામ કરે છે. જ્યારે કાયદાના રિપોર્ટો બાળી દેવામાં આવશે, જ્યારે અમુક દાખલાઓને આધારે મનાતો કાયદો છોડી દેવામાં આવશે, જ્યારે ઉપરની અદાલતોમાં અપીલ કરવાની છૂટ અત્યંત મર્યાદિત થશે, ત્યારે જ ન્યાયનો નવો યુગ જન્મશે. જ્યારે વિવાદની અથવા ગુનાની જગાએ છ સાથે રહેતા ગામવાસીઓ ન્યાય તોળશે, જ્યારે ગામના જ મોટેરાઓ નિઃસંકોચ સાચી જુબાની આપી શકશે, જ્યારે ગામનો જાહેર મત જુઠાણાને સદંતર દાબી દેવા અસરકારક શકિત ધરાવતો થશે ત્યારે જ, બોલેલા શબ્દની પ્રમાણિકતા પાછી સજીવન થશે. જુઠ્ઠાણું જ તકરારોને પોષે છે, અને જ્યારે જુઠ્ઠાણાનું નિયમન થશે ત્યારે તકરારો આપોઆપ ભુંસાઇ જશે. પંચાયત જ એક એવી સંસ્થા છે જે આ કાર્ય માથે લઇ શકે. જેમ પ્રાંતિક સ્વરાજ્યનાં વહીવટમાં, જિલ્લાબોર્ડના અને મ્યુનિસિપાલિટીઓમાં, ગ્રામઉદ્યોગોને વ્યવસ્થિત કરવામાં, રાષ્ટ્રીય કેળવણી યોજવામાં, હરિજન પ્રવૃત્તિ બાબતમાં, આજે આપણને મુશ્કેલીઓ નડે છે, તેમ વચલા ગાળામાં પંચાયતો ચલાવવામાં પણ આપણને કેટલીક મુશ્કેલીઓ નડશે, પરંતુ તે અનિવાર્ય છે. હિંદુસ્થાનને આપણે ફરી જીતવાનું છે. જીવનના દરેક ક્ષેત્રની નવરચના કરવાની છે. રાષ્ટ્રીય જીવનના અણુએ અણુને નવી દિશાએ દોરવાનો છે. આજના વહીવટીતંત્રમાં માણસો બદલવાથી, અરે, પ્રધાનો બદલવાથી, પણ આપણને સાચું સ્વરાજ મળવાનું નથી. આપણી નવી કલ્પના પ્રમાણેનું ઝળહળતું સ્વરાજ્ય તો સાચા હૃદયપલટાદ્વારા, જીવનના હેતુઓમાં સાચો પલટો લાવીને, દ્રષ્ટિબિંદુમાં સાચો પલટો લાવીને જ આપણે મેળવી શકીશું.

# જૂની ગ્રામપંચાયતોનું સ્વરૂપ

(લેખકઃ—શ્રી. નરહરિ પરીખ, હરિજનઆશ્રમ, સાબરમતી)

## તે ઘસાઇ જવાનાં કારણો અને સજીવન કરવાના ઉપાયો

આપણા દેશના રાજદ્વારી, આર્થિક તેમ જ સામાજિક-સમગ્ર વહીવટમાં ગ્રામપંચાયત એ સંસ્થાનું મહત્ત્વ જેટલું આંકીએ એટલું ઓછું છે. અનેક રાજદ્વારી વિપ્લવો, આર્થિક વારાફેરી તથા સામાજિક ચડતીપડતીમાં આપણા દેશમા કોઇ પણ સંસ્થા લગભગ એક જ સ્વરૂપમાં ટકી રહી હોય તો તે આપણી ગ્રામપંચાયતો છે. આપણાં ગામડાં પોતાનો બધો જ આંતરિક વહીવટ પોતે કરતાં. રાજ્યને ભરવાનો જમીનમહેસૂલનો આંકડો રાજ્યના અમલદાર સાથે નક્કી કરી તે ભરવાની જવાબદારી ગામનો મુખી અથવા ગામનું પંચ ઉપાડી લેતું અને તે રકમ ગામના ખેડુતોમાં તેમની જમીન તથા ઉત્પન્નના પ્રમાણમાં ફાળવી નાંખી તેઓ ઉઘરાવી લેતા. પોતાની ચોકી અથવા પોલીસવ્યવસ્થા ગામ પોતે જ કરતું અને ગામની હદમાં ચોરી કે લૂંટ થઇ હોય તો ચોરાયેલી કે લૂંટાયેલી મિલકત ભરપાઇ કરી આપવાની જવાબદારી આખા ગામને માથે રહેતી. ગામનું બધું ઇનસાફી કામ ગામલોક પોતે જ કરતા. ગમે તેટલી રકમની દીવાની તકરારોનો નિવેડો તેઓ લાવતા અને નાના ફોજદારી ગુના માટે સજા પણ કરતા. ગામનું મંદિર, ધર્મશાળા, તળાવ, કુવા, બંધ તથા એવાં બીજા સાર્વજનિક કામોના ખર્ચ માટે તેઓ લાગા નાખતા. આ ઉપરાંત તેઓ ધર્માદા ફંડોનો વહીવટ કરતા, સદાવ્રતો ચલાવતા, ગામમાં હોમહવન વગેરે ધાર્મિક વિધિઓ કરાવતા, ઉત્સવો ઉજવતા તથા ભવૈયા, ગાયક, નટ, નર્તક, ભાટ, ચારણ વગેરેને પોષી ગામને મનોરંજનનાં સાધનો પૂરાં પાડતા.

ગામનાં સઘળાં સાર્વજનિક કામો કરવા માટે ગામના જ જુદા જુદા અધિકારીઓ અથવા સેવકોની વ્યવસ્થા હતી અને તે ઉપરાંત ગામલોકની જરૂરિયાતો પૂરી પાડવા માટે ધંધાદારીઓ તથા વસવાયાંની વ્યવસ્થા હતી, જો કે આ બધી ગ્રામપંચાયતો મધ્યવર્તી રાજ્યની હકુમત નીચે જ હતી, છતાં મોટે ભાગે સ્વયંપૂર્ણ અને સ્વતંત્ર પ્રજાસત્તાક નાનાં રાજ્યો જેવી તે હતી. તેમની આ સ્વતંત્રતા તથા તેમના આ અધિકારો ઉપર રાજ્ય કોઈ કોઈ વાર તરાપ મારતું ખરૂં, પણ કોઈ રાજ્ય તેનો કદી ઇન્કાર કરી શકતું નહિ. કોઇ રાજા જૂલમી નીવડે તો તેઓ પોતાની શક્તિ પ્રમાણે વધતા ઓછા પ્રમાણમાં તેનો વિરોધ કરતા. વળી કોઈ વાર મધ્યવર્તી રાજ્યતંત્ર નબળું પડી જતું અને અરાજક પ્રવર્તતું ત્યારે પણ તેઓ પોતાના ગામની બધી વ્યવસ્થા તો બરાબર સાચવી જ લેતાં.

સર ચાર્લ્સ મેટ્કાફે હાઉસ ઑફ કૉમન્સની સિલેક્ટ કમિટીના સને ૧૮૩૨ના રિપોર્ટમાં આપણા દેશની ગ્રામપંચાયતનું જે વર્ણન કર્યું છે તેમાંની નીચેની કંડિકા* બહુ મશહુર થયેલી છે.

"ગ્રામ પંચાયતો નાનાં પ્રજાસત્તાક રાજ્યો છે. પોતાને જરૂરી લગભગ તમામ વસ્તુઓની બાબતમાં તેઓ સ્વયંપૂર્ણ છે અને બહારની સત્તાઓથી તેઓ લગભગ

જળાશયોની પણ ગામપંચાયતે સંભાળ રાખવી જોઇશે. ગામપંચાયતે વાચનાલય ચલાવવું જોઇશે, અને ગ્રામઉદ્યોગો તથા ગ્રામ કલાઓનો પુનરુધ્ધાર કરી તેમને સજીવ કરવાં પડશે. સહકારી ભંડારરૂપ તેણે બનવું જોઇએ, જે દ્વારાં ઉપર જણાવેલા વિવિધ હેતુઓ બર લાવી શકાય. એમ બને કે એક પંચાયત આ બધું તાત્કાલિક પોતે કદાચ ન કરી શકે. તે સંજોગમાં એક કરતાં વધુ પંચાયતોને ભેગી કરી ઉપરનાં કાર્યો સાધ્ય કરવાં જોઇએ. ગમે તે સંજોગમાં, ન્યાયની બાબતમાં, સામાન્ય રીતે ઉપરની અદાલતમાં અપીલ કરવાની છૂટ હોવી ન જોઇએ, સિવાય કે સરકારી વકીલ તેમ કરવા અપવાદરૂપે પ્રમાણપત્ર આપે.

પંચાયતો સ્થાપવા બાબતમાં એક વાંધો રજુ કરવામાં આવે છે કે ગામડાંની પ્રજા પક્ષાપક્ષીવાળી અને પક્ષને ખાતર તકરાર કરનારી હોય છે. એ ખરું છે કે ગામડાંઓમાં આજે ભરપૂર પક્ષાપક્ષી છે, પરંતુ આજનો કાયદો અને આજની અદાલતમાં તેનાં મૂળ છે, અને તેથી તેને પોષણ મળે છે. આજે વકીલનો ધંધો પક્ષોને ભેગા કરવાનો નહિ, પરંતુ પક્ષો વધારવાનો છે. આજની અદાલતનું કાર્ય સાચો ન્યાય આપવાનું નહિ, પરંતુ કાયદાથી ઉત્પન્ન થતો ફેંસલો આપવાનું છે. જો ન્યાયને પ્રિય બનાવવો હોય તો તે ચોક્કસ, સસ્તો અને શીઘ્ર હોવો જોઇએ. પંચાયતદ્વારા જ આમ બની શકે. આજે તો અદાલતોનું અસ્તિત્વ જ, અને તેમાં દાવાઓ નોંધાવવાની શક્યતા, ફોજદારી અને દીવાની મુકદ્દમાઓ વધારવાના સાધનરુપ બની ગયાં છે, અને અદાલત એવી રીઆમણુના સાધન તરીકે કામ કરે છે. જ્યારે કાયદાના રિપોર્ટો બાળી દેવામાં આવશે, જ્યારે અમુક દાખલાઓને આધારે મનાતો કાયદો છોડી દેવામાં આવશે, જ્યારે ઉપરની અદાલતોમાં અપીલ કરવાની છૂટ અત્યંત મર્યાદિત થશે, ત્યારે જ ન્યાયનો નવો યુગ જન્મશે. જ્યારે વિવાદની અથવા ગુનાની જગાએ છ સાથે રહેતા ગામવાસીઓ ન્યાય તોળશે, જ્યારે ગામના જ મોટેરાઓ નિઃસંકોચ સાચી જુબાની આપી શકશે, જ્યારે ગામનો જાહેર મત જુઠાણાને સદંતર દાબી દેવા અસરકારક શક્તિ ધરાવતો થશે ત્યારે જ, બોલેલા શબ્દની પ્રમાણિકતા પાછી સજીવન થશે. જુઠાણું જ તકરારોને પોષે છે, અને જ્યારે જુઠાણાનું નિયમન થશે ત્યારે તકરારો આપોઆપ ભુંસાઇ જશે. પંચાયત જ એક એવી સંસ્થા છે જે આ કાર્ય માથે લઇ શકે. જેમ પ્રાંતિક સ્વરાજ્યનાં વહીવટમાં, જિલ્લાબોર્ડના અને મ્યુનિસિપાલિટીઓમાં, ગ્રામઉદ્યોગોને વ્યવસ્થિત કરવામાં, રાષ્ટ્રીય કેળવણી યોજવામાં, હરિજન પ્રવૃત્તિ બાબતમાં, આજે આપણને મુશ્કેલીઓ નડે છે, તેમ વચલા ગાળામાં પંચાયતો ચલાવવામાં પણ આપણને કેટલીક મુશ્કેલીઓ નડશે, પરંતુ તે અનિવાર્ય છે. હિંદુસ્થાનને આપણે ફરી જીતવાનું છે. જીવનના દરેક ક્ષેત્રની નવરચના કરવાની છે. રાષ્ટ્રીય જીવનના અણુએ અણુને નવી દિશાએ દોરવાનો છે. આજના વહીવટીતંત્રમાં ગાબુસો બદલવાથી, અરે, પ્રધાનો બદલવાથી, પણ આપણને સાચું સ્વરાજ મળવાનું નથી. આપણી નવી કલ્પના પ્રમાણેનું ઝળહળતું સ્વરાજ્ય તો સાચા હૃદયપલટાદ્વારા, જીવનના હેતુઓમાં સાચો પલટો લાવીને, દ્રષ્ટિબિંદુમાં સાચો પલટો લાવીને જ આપણે મેળવી શકીશું.

પ્રમાણમાં, દરેક ગામની સ્વતંત્રતા ઓછી અથવા વધારે રહેતી. વળી જ્યારથી અનાજના રૂપમાં મહેસૂલ ઉઘરાવવાની પ્રથા અગવડભરેલી લાગવા માંડી અને નાણાંના રૂપમાં મહેસૂલ વસૂલ કરવાની પ્રથા શરૂ થઈ, ત્યારથી સ્થાનિક અધિકારીને દરેક ગામે કોઈ વહીવટદાર નીમવાનું જરૂરી લાગવા માંડ્યું હશે. આ વહીવટદાર ઉપરી અધિકારીને તો ગામનો રોકડ આંકડો જ ભરી દેતો, પણ પોતે ગામલોક પાસેથી નાણાંને બદલે અનાજના રૂપમાં પણ મહેસૂલ ઉઘરાવી શકતો. આવો વહીવટદાર — પછી તે ગામનો હોય કે બહારનો પણ હોય — પંચાયતના કામમાં જરૂર દખલ કરનારો નીવડતો હશે. વળી આવા મહેસૂલી વહીવટદારો ગામમાંથી મહેસૂલ ઉઘરાવવાના પોતાના હકને એક જાતનો માલકીહક ગણી તે વંશપરંપરાગત રાખવાનો પણ પ્રયત્ન કરતા અને તેમાં સફળ થતા. મોગલ સામ્રાજ્યના છેવટના ભાગમાં તથા મરાઠાઓના સમયમાં તો આ વહીવટદારોનો ત્રાસ ઘણો જ વધી પડ્યો હતો અને તેમનામાંથી ઘણા ગામના ધણી બની બેઠા હતા.

બીજું, આપણા જેવા વિશાળ દેશમાં જ્યાં અનેક સ્વતંત્ર રાજ્યો હતાં, અને જ્યાં અનેક પ્રાન્તો અને ભાષાઓ છે, ત્યાં બધે જ એક જાતની ગ્રામપંચાયતો હોય એમ માની લેવું, એ પણ દુરસ્ત નથી. જુદે જુદે કાળે અને જુદા જુદા પ્રાન્તમાં ગ્રામપંચાયતોનું સ્વરૂપ ઓછેવત્તે દરજ્જે બેશક જુદું જુદું હતું જ. અમુક કાળે અને અમુક પ્રાન્તમાં ગામના પટેલની નિમણૂક રાજા કરતો; અમુક કાળે અને અમુક પ્રાન્તમાં પટેલાઈ એક જ કુટુંબમાં વંશપરંપરાગત રહેતી, તો અમુક કાળે અને અમુક પ્રાન્તમાં તે ગામલોક તરફથી નીમવામાં આવતો અથવા તેની રીતસર ચૂંટણી થતી. આવું જ ગ્રામપંચાયતનું છે. છેક દક્ષિણમાં ગ્રામપંચાયતના સભ્યોની રીતસર ચૂંટણી થતી, પણ મંત્ર જાણનાર બ્રાહ્મણો સિવાય બીજા ગ્રામપંચાયતમાં ચૂંટાવા અધિકારી ગણાતા નહિ. ત્યારે ગુજરાત મહારાષ્ટ્રમાં ચૂંટણીનું તત્ત્વ નહિ જેવું હતું. ગામના કુદરતી આગેવાનો પોતાની મેળે જ પોતે ગ્રામપંચાયત બની જતા. ગ્રામપંચાયતમાં મોટે ભાગે બ્રાહ્મણેતરો આવતા અને ક્વચિત્ હરિજનો પણ ભાગ લેતા. આમ દેશકાળ પ્રમાણે ગ્રામપંચાયતના સ્વરૂપમાં ભિન્નતા જરૂર રહેતી. છતાં એ બધી ભિન્નતાની પાછળ એક વસ્તુ સમાન અને સ્થિર હતી અને તે એ કે, ગામનો બધો જ વહીવટ ગામના લોકો કરે. રાજાને તેનો રાજભાગ આપી દીધા પછી ઇનસાફ, ચોકી તથા બીજાં સાર્વજનિક કામો પોતે જાતે જ કરી લેવાની લોકો પોતાની ફરજ સમજતા અને એને પોતાનો મહામૂલો હક પણ માનતા. એમાં બહારની દખલગીરીનો તેઓ સખત વિરોધ કરતા.

આપણી એ જૂની ગ્રામપંચાયતો પોતાનો વહીવટ કેવી રીતે કરતી તેનો ખ્યાલ આપવા અહીં પ્રયત્ન કર્યો છે. એ વિગતો જુદા જુદા કાળની અને જુદા જુદા પ્રાંતની, કેટલીક વિગતો ગુજરાતની, તો કેટલીક મહારાષ્ટ્રની, તો કેટલીક બીજા પ્રાંતની, એમ જે પ્રસ્તુત લાગી તે બધી સાંધી દઈને તેમાંથી જૂની ગ્રામપંચાયતનું એક ચિત્ર ઉભું કરવા પ્રયત્ન કર્યો છે. કદાચ ઐતિહાસિક દૃષ્ટિને આ ન રુચે એ મારા ખ્યાલ બહાર નથી. પણ ઉપર એક વાર કહ્યું તેમ બ્રિટીશ અમલ સ્થપાયો તે પહેલાં આપણાં બધાં ગામડાંમાં એક ભાવના પ્રબળ અને વ્યાપક હતી અને તે એ કે, પોતાનો આંતરિક વહીવટ (હોઈ-

સ્વતંત્ર છે. બીજી અનેક વસ્તુઓ જ્યાં નથી ટકી રહી, ત્યાં એ ટકી રહેલી દેખાય છે. અનેક વંશોનાં રાજ્ય સ્થપાયાં અને ઉથલી પડયાં, અનેક વિપ્લવોમાંથી દેશ પસાર થયો, હિંદુ, પઠાણ, મોગલ, મરાઠા, શીખ, એ બધા રાજ્ય કરી ગયા અને અંગ્રેજો આવ્યા, પરંતુ ગ્રામપંચાયત એની એ રહી છે. આક્રમણને પ્રસંગે ગામલોક શસ્ત્ર સજે છે અને કિલ્લેબંધી કરી લે છે. દુશ્મનનું લશ્કર દેશમાંથી પસાર થઈ જાય છે. ગામ ફરતી દીવાલોની અંદર ગામલોક પોતાનાં ઢોર વાળી લે છે અને દુશ્મનને બારોબાર પસાર થઈ જવા દે છે. પરંતુ તે લુંટફાટ કરતો અને વિનાશ ફેલાવતો પોતાની ઉપર ચઢી આવે અને તેનો વિરોધ ન કરી શકાય એટલો તે બળવાન હોય તો ગામલોક થોડેક દૂરના મિત્ર-ગામનો આશ્રય લે છે. પરંતુ તોફાન પસાર થઈ જાય એટલે તેઓ પોતાને ગામ પાછા આવે છે અને પોતપોતાને ધંધે વળગે છે. વર્ષો સુધી લડાઈ, લુંટફાટ અને ખુનામરકી ચાલે અને ગામમાં વસવાટ કરવાનું શક્ય ન બને, તોપણ પોતાના ગામમાં શાંતિથી રહી શકાય એવી સ્થિતિ પાછી આવે કે તરત વીખરાઈ ગયેલા ગામલોકો ફરી પાછા પોતપોતાને ગામે આવી જાય છે. એકાદ પેઢી પસાર થઈ ગઈ હોય તોપણ બીજી પેઢી પાછી એ જ ગામડે આવીને વસે છે. દીકરા પોતાના બાપના ઘરનો અથવા જગાનો કબજો કરે છે. આક્રમણ કરનારાઓએ જેમને હાંકી કાઢયા હોય અથવા જેઓ નાસી ગયા હોય, તેમના જ વંશજો એના એ જ ગામથાણુ ઉપર આવીને પોતપોતાનાં ઘરની એની એ જ જગાઓનો કબજો કરે છે. કાચાપોચા હુમલાથી તો તેઓ નાસભાગ નથી કરતા. તોફાન અને ઉત્પાતના સમયમાં પણ તેઓ બનતાં સુધી પોતાનાં સ્થાન સાચવી રાખે છે અને લુંટફાટ તથા જુલમનો સફળતાથી સામનો કરવાનું બળ દાખવે છે. હિંદુસ્તાનમાં આટઆટલા રાજદ્વારી વિપ્લવો થઈ ગયા અને આટઆટલાં પરિવર્તનો થયાં, છતાં હિંદુસ્તાનના લોકો ટકી રહ્યા છે તેનું બીજા કોઈ કરતાં મોટું કારણ તેમની આ ગ્રામ પંચાયતનું સંગઠન જ છે. દરેક ગ્રામપંચાયત એક નાના અલગ રાજ્ય જેવી છે. એ ગ્રામપંચાયતોને લીધે તેઓ બહુ મોટા પ્રમાણમાં સુખશાંતિમાં રહી શકયા છે અને બહુ મોટા પ્રમાણમાં સ્વતંત્રતા તથા સ્વાધીનતા ભોગવી શકયા છે.'

ઉપરના આ ચિત્ર ઉપરથી રખે કોઈ માની લે કે આપણા આખા દેશમાં બધે જ ગ્રામપંચાયતનું સ્વરૂપ એકસરખું હતું અને બધે જ તેઓ સરખા અધિકારો તથા સ્વતંત્રતા ભોગવતી હતી. કાંઈ નહિ તો જમીનમહેસુલ ભરવા પૂરતી તો દરેક ગામની રાજા પ્રત્યે જવાબદારી હતી જ. અને આપણા દેશના ઇતિહાસના આવડા મોટા લાંબા ગાળામાં હિંદુ—તેમાંયે વળી અનેક રાજવંશો થઈ ગયા—પઠાણ, મોગલ, મરાઠા એમ અનેક જાતિ અને ધર્મના રાજ્યકર્તાઓ થઇ ગયા, અને બધાની મુરાદ બને તેટલું વધારે મહેસુલ ઉઘરાવી રાજ્યની તિજોરી આબાદ કરવાની હોય જ, એટલે તેમણે ગામડાં ઉપર પોતાના મહેસુલ પૂરતી તો પોતાની સત્તા શક્ય તેટલા પ્રમાણમાં જમાવવાનો પ્રયત્ન કર્યો જ હશે. તેઓ પોતાના અધિકારીઓને મહેસુલ ઉઘરાવવાનું સોંપતા. અને એ અધિકારીઓ પોતાના તાબાનાં ગામો ઉપર સરદારી ચલાવવાનો પ્રયત્ન કર્યા વિના રહેતા નહિ. આવા અધિકારીઓની બાહોશી અને શક્તિના પ્રમાણમાં, તેમ જ સામે પક્ષે ગ્રામપંચાયતોની બાહોશી અને શક્તિનાં

પોતીજ નહોતી તેમની ઢબ વિધિ નહિ પણ તત્ત્વ સાચવીને કામ કરવાની હતી જ્યારે બ્રિટિશ પદ્ધતિમાં તો કાયદાકાનૂનો, વહીવટી ક્રમો, પરવાનગીઓ, મંજૂરીઓ, જાચતપાસ, ઑડીટ, એ બધાની 'લાલપટ્ટી'થી આખું તંત્ર જકડાઈ ગયેલું છે એટલે બ્રિટિશ અમલ પછી થોડાજ વખતમાં ગ્રામપંચાયત અદૃશ્ય થવા માંડી. અદૃશ્ય થવાનાં બીજાં પણ કારણો છે એક તો ગામના મહેસૂલમાંથી ગામના ફંડ માટે જે રકમ ગામેજ રહેતી તે અંગ્રેજ સરકારના અમલમાં બંધ થઈ ગઈ આપણે જોઈ ગયા છીએ કે ગામમહેસૂલનો લગભગ પચીસ ટકા ભાગ ગામેજ રહેતો અને આ ઉપરાંત ગામનોક લાગા નાખીને વધારાની રકમ ઉઘરાવતા ગ્રામપંચાયતની મંજૂરી લઈને અથવા અનુમતિથી પટેલ આ ફંડનો કારભાર કરતો અને ગામના નક્કી કરેલા બધા જરૂરી ખર્ચ કરતો પણ નવી સરકારે લોકોપયોગી બધી પ્રવૃત્તિઓ પોતાને હસ્તક કરી લીધી. ન્યાયવ્યવસ્થા, પોલીસવ્યવસ્થા, સાર્વજનિક બાંધકામ, આરોગ્ય અને સ્વચ્છતા, કેળવણી એ બધાં કામ માટે સરકારે જુદાં જુદાં ખાતાં સ્થાપ્યાં. એટલે પોતાના ગામની અંદરના આ જાતના કામ માટે લોકો સ્વેચ્છાથી જે મદદ કરતા તે તેમ કરતા બંધ થઈ ગયા લોકો જુએ કે ધર્મશાળા કે ચોરો અથવા કૂવો કે તળાવ અથવા તો રસ્તા, એની મરામત કરવાનું કામ તો લોકલ બોર્ડ કરે છે અને તે માટે આપણી પાસેથી કર પણ ઉઘરાવી લે છે, એટલે પછી આવાં કામ જાતે કરી લેવાં જોઈએ એ વિચારજ તેમના મનમાંથી નીકળી ગયો લોકોને મહેસૂલ અને વેરાના પૈસા ભરવાના હોય અને તે આવાં બધાં કામ કરવા માટે લેવામાં આવે છે એમ કહેવામાં આવતું હોય, ત્યાં સ્વેચ્છાથી ફાળા કરવાની વૃત્તિ લોકોમાંથી સ્વાભાવિક રીતેજ ઘસાઈ જાય અને આવા બેવડા બોજા સહન કરવાની આપણાં ગામડાંની શક્તિ પણ નથી રહી અંગ્રેજ સરકારના રાજ્યમાં આર્થિક રીતે તેમજ બીજી રીતે ગામડાંની ઉત્તરોત્તર પાયમાલીજ થતી રહી છે ગામડાંના ઉદ્યોગ પડી ભાગવાથી એક તરફથી આવક ઘટી અને બીજી તરફથી ખેતી ઉપરનો બોજો વધ્યો વળી પૂરતાં સાધન ન હોય એટલે ખેતી પણ બગડતી જાય. આમ ગામડાં ઉપર એક વિષમ ચક્ર ફરે છે અને લોકો ગરીબાઈની ચૂડમાં વધુ ને વધુ જકડાતા જાય છે. એ ઉપરાંત ગામમાં જેઓ કંઈક સાધનસંપન્ન બુદ્ધિમાન અને સાહસિક હોય તેઓ પોતાનાં ગામડાં છોડી શહેરમાં વસવા જતા રહ્યા છે ગામડાંના શાહુકારોની જે મૂડી પહેલાં ખેતીમાં અને સાર્વજનિક કામોમાં રોકાતી તે આજે શહેરનાં કારખાનાંમાં રોકાય છે. ગામમાં હોશિયાર અને બુદ્ધિમાન માણસ રહે નહિ એટલે પંચાયતનો કારભાર ચલાવવા લાયક માણસો ગામમાંથી મળે નહિ

અદાલતો સ્થાપીને ગામલોક પાસેથી ન્યાય વ્યવસ્થા કરવાની સત્તા સરકારે છીનવી લીધી તેથી પણ પંચાયતો નિસ્તેજ અને નિર્બળ થઈ ગઈ. ઈશ્રિદિમ આદિલશાહ કે શિવાજીની માફક પક્ષકારોને ગ્રામપંચાયત પાસે મોકલવાની વાત તો બાજુએ રહી, પણ પંચાયત ઉપર મોટો ફટકો તો એ પડ્યો કે પંચાયતના ફેંસલાની અમલ બજાવણી કરવામાં સરકાર તરફની કશીજ મદદ ન રહી વળી અંગ્રેજી કેળવણીએ વ્યક્તિસ્વાતંત્ર્યની જે સ્વાર્થપરાયણ ભાવના પેદા કરી છે તેની અસર અંગ્રેજી નહિ ભણેલા લોકોમાં પણ થઈ છે અને ગામડાંમાં પણ ઊતરી છે. એટલે પછી સત્તાવિહીન અને નિસ્તેજ ગ્રામપંચાયતને

administration) પોતે કરવો અને પોતાના ઇનસાફની વ્યવસ્થા (self-adjudication) પોતે કરવી. સ્વરાજ્યનાં એ બે અતિ મહત્વનાં અંગો છે અને તે બંને અંગો સાચવવાની કાળજી આપણી બધી ગ્રામપંચાયતો રાખતી. તેથી જ આટઆટલા વિપ્લવો અને પરિવર્તનોમાં એ ગ્રામપંચાયતો અવિનાશી તત્ત્વો જેવી ટકી રહી છે. હવે આપણે તેની વિગતોમાં ઉતરીશું.

## પંચાયતની રચના

ગૂજરાત-મહારાષ્ટ્રમાં પંચાયતોની રીતસર ચૂંટણી થતી નહિ. ગામના ઘરડિયાઓ-ગ્રામવૃદ્ધો-જેઓ ગામના સ્વાભાવિક આગેવાનો ગણાય તેઓ પંચાતનું કામકાજ કરતા. કેટલીકવાર સઘળા ગ્રામવૃદ્ધો ભેગા થઇને થોડા માણસોની સમિતિ જેવું નીમતા અને તેમની મારફત પંચાયતનો વહીવટ ચલાવતા. આ રીતે નાની સમિતિ નીમવામાં આવે ત્યારે ગ્રામવૃદ્ધો તેના બધા કામકાજ ઉપર દેખરેખ રાખતા, તેમને સલાહ સૂચના આપતા, અને તેમની અંદર અંદર કાંઇ મતભેદ પડે તો તેનો નિવેડો લાવતા. ગામની સભામાં બધી જ, જ્ઞાતિનાં અને બધા જ ધંધા કરનારા માણસો રહેતા. મહારાષ્ટ્રની ગ્રામપંચાયતમાં તો હરિજનો હોવાના દાખલા પણ મળી આવે છે. પરંતુ મોટે ભાગે આ પંચાયતોમાં જમીનની માલકી ધારણ કરતા ખેડુતો તથા ધીરધાર કરનારા મહાજનોનું વર્ચસ્વ રહેતું.

સામાન્ય રીતે ગ્રામપંચાયતના કારોબારી અધિકારી તરીકે પટેલ જ ગામનું બધું કામકાજ કરતો. બહુ મહત્વનું કામ હોય ત્યારે તે ગ્રામવૃદ્ધોની સલાહ લઇને પ્રમાણે વર્તતો. ગ્રામવૃદ્ધોની સભા તો પટેલ ન પતાવી શકે એવી કોઇ તકરારનો નિવેડો લાવવો હોય ત્યારે જ મળતી.

## ૨

## પંચાયત ઘસાઇ જવાનાં કારણો

આપણી આ ભવ્ય સંસ્થા આજે તો છેક જ ઘસાઇ ગઇ છે. તેનાં કારણોનો જો આપણે વિચાર કરીએ તો તેમાંથી આપણને તે ફરી સજીવન કરવાના ઉપાયો સૂઝે. હિંદુકાળમાં આ સંસ્થા પૂર બહારમાં ચાલતી હતી. મુસલમાની અમલ દરમ્યાન તેમાં કોઇ કોઇ જગાએ દખલ થતી, પણ એકંદરે તો મુસલમાન રાજકર્તાઓની નીતિ આ સંસ્થાને ચાલુ રહેવા દેવાની જ હતી. આ સંસ્થાની પનોતી બ્રિટિશ રાજ્યમાં જ બેઠી. બ્રિટિશ અમલના આરંભકાળના અમલદારોએ આ સંસ્થાનાં ખૂબ વખાણ કર્યા છે અને તેની ઉપયોગિતા પણ સ્વીકારી છે. પરંતુ બ્રિટિશ રાજ્યપદ્ધતિ જ એવી છે કે તેમાં બધી સત્તા કેન્દ્રિત કરવામાં આવે છે. એ પદ્ધતિમાં આ સંસ્થાનો પ્રાણ ટકી શકયો નહિ. બ્રિટિશ રાજ્યપદ્ધતિમાં તો બધી પ્રવૃત્તિઓ કેવી રીતે ચલાવવી તેના કાયદા, કાનૂનો, નિયમો, પેટા-કાયદા એ બધું પાટનગરમાંથી નક્કી થાય. ત્યાર પછી જે કામો કરવાનાં હોય તે મંજૂર થયે તેની ગ્રાન્ટ મળે અને ખર્ચના હિસાબ તપાસતી વખતે સરકારના ઓડિટરો વસ્તુના આત્મા તરફ ન જોતાં શબ્દોને જ વળગે અને વાંધી કર્યાં કરે. જ્યાં ચારે તરફથી આખા તંત્રને આમ બાંધી લીધું હોય, ત્યાં લખેલા નિયમો અને વિધિઓ વગર, પણ ગામલોકની સગવડો અને ઇચ્છાઓને અનુસરીને કામ કરવાને ટેવાયલી ગ્રામસભાઓને શી રીતે કામ કરવાનું ફાવે! પાટનગરથી કડક હુકમો છૂટે તેને અંગ્રેજ રીતે [illegible]

મુંબઇ સરકારે સને ૧૯૨૦માં ગ્રામપંચાયતનો કાયદો કરીને આપણા પ્રાંતમાં ગ્રામપંચાયતો સ્થાપવાનો પ્રયત્ન શરૂ કર્યો. તેમાં વખતોવખત અનેક સુધારા કરતે કરતે અત્યારનું સ્વરૂપ તેને આપવામાં આવ્યું છે અને બે હજાર તથા તે ઉપરની વસ્તીવાળાં ગામોમાં પંચાયત ફરજિયાત કરી છે. આવી પંચાયતોથી ગામડાનું હિત સધાશે કે કેમ તે વિષે ઠીક ઠીક મતભેદ છે. પંચાયતોને જે થોડાક વેરા નાખવાની સત્તા આપવામાં આવી છે તેથી ગામ ઉપરના બોજામાં વધારો થવાનો, એ કારણે કેટલાક આ પંચાયતોનો વિરોધ કરે છે. વળી ગામમાં રહેતાં પુખ્ત વયનાં તમામ સ્ત્રી પુરૂષોના મતથી પંચાયતોના સભ્યોની ચૂંટણી થવાની, તેની સામે પણ વિરોધ છે. વિરોધનું એક કારણ તો ચૂંટણીને લીધે ગામમાં ઝઘડા લાખલ થાય છે; અને ગામનાં તમામ પુખ્ત વયનાં સ્ત્રીપુરૂષોને મત આપવાનો અને ઉમેદવાર તરીકે પણ ઊભા રહેવાનો અધિકાર મળતાં પોતાને આગેવાન અને મોટી માનતી જ્ઞાતિઓ અને વ્યક્તિઓનું વર્ચસ્વ હણાય, એ વિરોધનું બીજું કારણ છે.

ગામનાં કામો કરવા માટે પૈસા વિના ચાલવાનું નથી એટલે ગામની પંચાયતને જે કરવેરા નાખવાનો અધિકાર મળ્યો છે તેનો વિરોધ કરવો, એ વાજબી નથી. આપણાં ગામો ઉપર સીધી અને આડકતરી રીતે આર્થિક બોજો ગામના ગજા ઉપરાંત પડે છે એ વાત તદ્દન ખરી છે. વળી સરકાર ગામડામાંથી જેટલા કરવેરા લે છે તેનું તદ્દન નહિ જેવું વળતર ગામડાંને તો મળે છે. એમાથી થતાં મોટા ભાગનાં સરકારી ખર્ચો ગામડાંને લાભકારી નથી હોતાં. એટલે ગામડાં માટે સીધો અને ખરો રસ્તો તો ગામમાથી બહાર ચાલ્યા જતા જમીન મહેસુલ વગેરેના વધારે પડતા બોજાનો વિરોધ કરવો, તથા ગામ ઉપર જે વાજબી કરભાર પડે તેનો ઠીક ઠીક મોટો ભાગ ગામડાના હિતને માટે વપરાય એ જાતની માગણી કરવી, એ છે. આપણી મેળે આપણી ઉપર કરવેરા નાખીને આપણાં કામ આપણે સારી રીતે કરતા થઈએ તો તેમાંથી આ જાતનો વિરોધ કરવાની અને આ જાતની માગણી કરવાની આપણી શકિત કેળવાવાનો સંભવ છે.

પંચાયતોની ચૂંટણીમાંથી ગામેગામ ઝઘડા ઊભા થશે એ ભય મને પણ લાગે છે. પણ અત્યારે તો એ ચૂંટણી પદ્ધતિની અજમાયશ કર્યે જ છૂટકો છે. આપણી જૂની પંચાયતોની એક મોટી નબળાઈ એ હતી કે તેના વહીવટમાં ગામની બેત્રણ આગળ પડતી કોમો જ અને તેમાંનાયે અમુક આગળ પડતા માણસો જ ભાગ લઇ શકતા. જૂના વખતમાં દરેક ગામમાં પ્રવર્તતી ઉપર ગણાવી તેવી કૌટુમ્બિક ભાવના તથા ન્યાયની બાબતમાં શુદ્ધિ અને નિષ્પક્ષતા રાખવાની પ્રબળ ધર્મભાવના, એને લીધે એ નબળાઇ ઢંકાઇ જતી. પણ ગામના મતદારોને જો આપણે બરાબર કેળવીએ, મત એ એક પવિત્ર વસ્તુ છે અને તેનો ઉપયોગ લોકના હિતની દૃષ્ટિએ જ થવો જોઈએ એ ભાવના લોકોમાં પેદા કરીએ, તો આજે ગામમાં કેટલાક ડંગોરિયા અથવા ચૌદશિયા માણસો ચરી ખાય છે તે બંધ થઈ શકે. પુખ્ત વયનાં દરેકેદરેક સ્ત્રીપુરુષને સાર્વજનિક કામોમાં રસ લેતાં કરવાં હોય અને સાર્વજનિક વહીવટમાં ભાગ લેવાની તેમને તક મળે એમ કરવું હોય, તો અત્યારે તો ચૂંટણી સિવાય બીજો માર્ગ આપણી સામે દેખાતો નથી.

કોણુ ગાંઠે ? પટેલની પ્રતિષ્ઠા અને એનું મહત્ત્વ રહ્યું નથી. એ પોતાને સરકારી નો માનવા લાગી ગયો છે અને સરકારી અમલદારોની ખુશામતમાં પડ્યો છે. તલાટી પ વંશપરંપરાનો વતનદાર નથી રહ્યો. એ તો પૂરેપૂરો સરકારી નોકર છે જ. કોઈ જગા નામની ગ્રામપંચાયત રહી હોય તો ત્યાં ગામના 'ચોવટિયા' લોકો અણુસમજુ અને લોકોને ડરાવીને ફાવી જાય છે. ગામઈ ફંડ બહુ થોડાં ગામે હોય છે અને હોય છે ત્યાં તે હિસાબનાં ઠેકાણાં નથી. એક વખતની ભવ્ય, તેજસ્વી અને લોકોપકારી સંસ્થાની આજે આ કંગાળ, નિસ્તેજ અને લોકોને ઉપદ્રવકારી સ્થિતિ થઈ પડી છે.

૩

## સજીવન કરવાના ઉપાયો

કોઈ પણ સામાજિક સંસ્થા તેના જૂના સ્વરૂપમાં ફરી સજીવન થઈ શકતી ન પણ એ સંસ્થાના જૂના સ્વરૂપના વર્ણનમાંથી તેની પાછળ રહેલી ભાવના અને તે લોકોપયોગી તત્ત્વો જો આપણે પકડી લઈએ, તો નવા દેશકાળને અનુકૂળ આવે એ ર તેનું સ્વરૂપ બદલીને, નવા શરીરમાં તેનો પ્રાણ પૂરી શકાય છે. આપણી આ સંસ્થા પાછળ એક બહુ પ્રબળ ભાવના એ હતી કે આખું ગામ એ જાણે એક મોટું કુટું ગામમાં એકના ઉપર આફત આવી પડે તો તે આખા ગામ ઉપરની આફત ગણા એકને ત્યાં ચોરી થાય તો આખું ગામ તે ભરપાઈ કરી આપવા તૈયાર થાય. ગામ કોઈ કારીગરને ખળામાંથી મળનો ભાગ તેના કુટુંબના ભરણપોષણ માટે પૂરતો ન હ તો ગામલોક તેના કુટુંબને ભૂખે ન મરવા દે પણ તેના ભરણપોષણનો બંદોબસ્ત કરે.

ગામનાં લોકોપયોગી કામો માટે આખું ગામ સહકાર આપવા તૈયાર થાય. જે પૈસાવાળા હોય તેઓ પૈસા આપે અને જેમની પાસે પૈસા ન હોય તે પોતાની મજૂરી આ પણ ગામના કામમાં પોતાનો ફાળો તો આપે જ. આપણે ગ્રામપંચાયતને સજીવન કરવી હ તો આ સંપ અને સહકારની ભાવના લોકોમાં કેળવવી એ સૌથી વિશેષ મહત્ત્વની વાત

એના જેવી જ બીજી મહત્ત્વની વાત એ છે કે પંચાયતના સભ્યો સેવાભાવી ઢ કોઈ પણ માણસનો, પોતાના સગાનો પણ પક્ષ કર્યા વિના તથા શરમ રાખ્યા વિના શુ બુદ્ધિથી ન્યાય તોળે એવા હોવા જોઈએ. આ ભાવના આજે આપણાં ગામડાંમાં જોવા આવતી નથી. પણ જેટલે દરજ્જે એ ભાવના આપણે કેળવી શકીશું તેટલે દરજ્જે આપ પંચાયતને સજીવન અને સફળ કરી શકીશું.

સંપ, સહકાર, શુદ્ધ ન્યાયબુદ્ધિ, એ ગુણો લોકોમાં લાવવા માટે યોગ્ય કેળવ જોઈએ. અત્યારની શાળા-કેળવણીમાં મોટામાં મોટી ન્યૂનતા હોય તો તે એ છે કે, તે આ જાતની ભાવનાઓને બિલકુલ પોષણ મળતું નથી, આજે કેળવણીના ઉદ્દેશ શબ્દો આપણે ગમે તેવા મોટા મોટા ગણાવીએ પણ વ્યવહારમાં તો આજની કેળવણી સ્વાર્થપ્રધા બાકુની વૃત્તિને જ પોષે છે. પાડોશીનું અને તેથી આગળ ગામનું, દેશનું તથા માનવસમાજ એમ સાર્વજનિક હિતનો વિચાર કરવાની અને એવા હિતમાં અંતરાય ન આવે એવી રી પોતાના જીવનનો બધો વ્યવહાર ચલાવવાની ટેવ પાડવી, એ કેળવણીનું અતિશય મહત્ત્વ અંગ છે. કોઈ પણ સંસ્થાના આંતરિક સુધારા માટે આ કેળવણી અનિવાર્ય છે.

# ગ્રામ પંચાયત વગરનું સ્વરાજ્ય

## એટલે

## પાયા વગરની ઇમારત.

(લેખક શ્રી ચૂનીલાલ ડી. બરફીવાળા, ડીરેક્ટર, લોકલ સેલ્ફ ગવર્નમેન્ટ ઇન્સ્ટીટ્યુટ)

ગ્રામપંચાયત હિંદની સંસ્કૃતિનું અમર ચિહ્ન છે, એમ ભારતનો પ્રાચીન ઇતિહાસ સાક્ષી પૂરે છે અર્વાચીન સમયમાં પણ, અંગ્રેજો આવ્યા તે પહેલાં, મુસલમાની રાજ્યમાં તથા પેશ્વાઇના વખતમાં ગ્રામપંચાયતો પૂર્ણ પ્રતિનિધિત્વવાળી હતી, મધ્યવર્તી રાજ્યસત્તા તરફથી પંચાયતોનું સન્માન થતું અને તેઓની વ્યાપક સત્તા માન્ય રખાતી, એ આપણે પેશ્વાઇના તાજેતરમાં પ્રગટ થયેલા દફતરોમાંથી અને એલ્ફીન્સ્ટન, મનરો વગેરેના લખાણો પરથી જાણી શકીએ છીએ બ્રીટીશોના આવ્યા પછી આ સંસ્થાઓનો લોપ અનેક કારણોને લીધે થયો એ કારણો જાણીતા છે, પણ તેની ચર્ચા આ સ્થળે અસ્થાને છે આ પંચાયતોનો પુનરુદ્ધાર કરવાનું છેક સને ૧૯૦૫ સુધી આપણા રાજ્યકર્તાઓને પુરતું સૂઝ્યું હોય તેમ લાગતું નથી તે વર્ષની આસપાસ સ્વ શ્રી ગોખલે તથા શ્રી રોમેશચન્દ્ર દત્તે પંચાયતની મહત્તા તરફ તેઓનું ખાસ ધ્યાન ખેંચ્યું અને પરિણામે ૧૯૦૮માં કેન્દ્રપ્રતિગામી રોયલ કમીશને જણાવ્યું કે ત્યાર સુધી પ્રચલિત ઉપરથી બાંધકામ કરી નીચે ઉતરવાની" રાજ્યવ્યવસ્થાને બદલે "પાયાથી શરૂ કરી ઉપરની ઇમારતનો કાર્યક્રમ યોજવાની" નીતિ ગ્રહણ કરવાની જરૂર હતી અને તે માટે પુરાણી ગ્રામપંચાયતોનો પુનરુદ્ધાર કરવો ઈષ્ટ અને આવશ્યક હતો. ઇંગ્લાન્ડની સરકારે હિંદી સરકારને આ ભલામણ પર અમલ કરવાનું કહ્યું તે પરથી હિંદી સરકારે પ્રાંતિક સરકાર પર સને ૧૯૧૫માં ખરિતો મોકલી તેમના વિચારો માગ્યા ત્રણ વર્ષ સુધી પ્રાંતિક સરકારોએ અમથી તેમ તુમારો મોકલી અનેક અડચણો ઊભી કરી સને ૧૯૧૮માં ફરીથી હિંદી સરકારે પ્રાંતિક સરકારો પર ગ્રામ પંચાયતો શરૂ કરવાનું દબાણ કર્યું

દરમિયાન ૧૯૧૯ના નવા રાજ્યબંધારણના સુધારા દાખલ થયા અને જુદા જુદા પ્રાંતોમાં ગ્રામપંચાયતોના નવા કાયદા થયા અને તે અન્વયે પંચાયતો સ્થપાઈ છતાં મુંબઇ ઇલાકો બહુધા આ વિષયમાં પછાત રહ્યો મદ્રાસ, મધ્યપ્રાન્ત અને પંજાબ વગેરેની પ્રગતિ આપણા પૂર્વે થઈ

કેળવણીમાં પાછળ ગણાતું પણ કુદકે ને ભૂસકે આગળ વધતું પંજાબ આ બાબતમાં આગે કદમ ભરતું આવ્યું પંજાબે પંચાયતની ન્યાયદાન પદ્ધતિ ખીલવી તેમાં અત્યંત આવશ્યક એવું નિષ્પક્ષપાતપણું દાખવ્યું, તે એટલે સુધી કે પંજાબની ગ્રામપંચાયતોને ત્યાંની સરકાર તરફથી ન્યાયદાનના વધુ ને વધુ હક્કો વર્ષ પ્રતિવર્ષ મળતા જાય છે મધ્યપ્રાંતે પણ ઠીક ઠીક પ્રગતિ કરી છે પણ મુંબઇ તો પાછળજ પડી રહ્યું આમાં માત્ર આપણી મુંબઈની સરકારનો વાંક હતો એમ ન હતું આપણા કાયદામંડળના સભ્યોને પણ આપણા ગામડાઓની શક્તિમાં શ્રદ્ધા નહિ હતી પરિણામે સને ૧૯૩૩માં સરકારે જે પંચાયતનું બીલ ધારાસભામાં આણ્યું તેને ધારાસભાએ કાપીકુપી બેડોળ બનાવ્યું અને પ્રગતિને રોકી રાખી

પણ મોટી મુશ્કેલી તો ગામનો વહીવટ કરવા જોઈતા પ્રમાણમાં લાયક માણસો મળવાની છે. ઉપર કહ્યું તેમ ગામડામાંથી જેમ ધન બહાર ઘસડાય છે, તેમ બુદ્ધિ, સાહસ, કુશળતા અને ચારિત્ર્ય પણ બહાર ઘસડાઈ રહ્યું છે. એ સ્રાવ જ્યાં સુધી અટકે નહિ ત્યાં સુધી ગામના કલેવરમાં લોહી ભરાવાનું નથી અને તેનો બાંધો મજબૂત થવાનો નથી.

નવી ગ્રામપંચાયતોના કાયદાએ જે મર્યાદા બાંધી આપી છે તેટલેથી ન અટકતાં ગામમાંના રહ્યાસહ્યા બુદ્ધિશાળી અને સેવાભાવી લોકો તથા શહેરમાં જઈ પડેલા પણ ગ્રામસુધારની મહત્તા સમજેલા બીજા ગ્રામવૃત્તિવાળા લોકો ગામડાંમાં બેસી ગામનાં કામો મરજિયાત ધોરણે ઉપાડી લે, તો ગામડાંના જીવનમાં નવો જ રસ આવે અને ગામડાં બુદ્ધિશાળી અને બાહોશ માણસોને પણ રહેવા લાયક બનાવી શકાય એમ છે, એ સમજાય. દાખલા તરીકે, પંચાયતના કાયદા પ્રમાણે વીસપચીસ અને બહુ તો સો રૂપિયા સુધીની કિંમતના દાવા ચૂકવવાની સત્તા છે, પણ ગામલોકોમાંથી અથવા બહારથી આવેલા ગ્રામસેવકોમાંથી કેટલાક કેવળ સેવાભાવથી અને શુદ્ધબુદ્ધિથી લવાદી પદ્ધતિએ કામ કરે તો ગમે તેટલી કિંમતના દાવાનો નિકાલ પણ તેઓ કરી શકે.

આ નવા કાયદામાં ગામને સ્વચ્છ રાખવાનું કામ પંચાયતને સોંપેલું છે. પહેલાં શહેરોની ગંદકી કહેવતરૂપ ગણાતી. પણ અત્યારે તો આપણાં ગામડાંની ગંદકી એક શરમભરેલી કહેવતરૂપ થઈ પડી છે. ગ્રામપંચાયતના સભ્યો ખુરશીમાં બેસીને કે ગાદીએ બેસીને ભંગી વગેરે રાખી ગામ સાફ રાખવાની આશા સેવે તો એ મિથ્યા નીવડવાની છે. પ્રતિષ્ઠિત ગણાતા માણસો હાથમાં ઝાડુ અને ટોપલા લઈ જ્યાં સુધી ગંદકી દૂર કરવા બહાર નહિ પડે ત્યાં સુધી એ ગંદકી દૂર થવાની નથી. આ કામ એટલું મહાભારત છે કે તેમાં ભારે બુદ્ધિમાન અને કાર્યકુશળ માણસોને પણ પોતાની શક્તિનો પૂરતો ઉપયોગ કરવાની તક મળે એમ છે.

ગ્રામપંચાયતના આ કાયદામાં ગામલોકને પોતાનો વહીવટ કરવા માટે બહુ જ મર્યાદિત સત્તાઓ આપવામાં આવી છે અને ઉપરથી નિયમો, પેટા-કાયદાઓ, પરવાનગીઓ, મંજૂરીઓ વગેરેની 'લાલપટ્ટી'નાં બંધન પણ છે. છતાં ગામનાં કામ આપણે ઉપાડી લઈશું તો આ બંધનો તોડી આપણા કામનો કેમ વિસ્તાર કરવો એ આપણને સૂઝશે. કાયદાથી સ્થાપેલી આ ગ્રામપંચાયતોની મોટામાં મોટી ન્યૂનતા એ છે કે અંગ્રેજ સરકારના રાજ્યની માફક તે આપણી ઉપર બહારથી લાદેલી વસ્તુ છે. એટલે એમાં બતાવ્યું છે એટલું જ કામ કરીને બેસી રહેવાથી આપણું કશું વળવાનું નથી. ગ્રામપંચાયતના સભ્યો તરીકે આપણને સત્તા કે પ્રતિષ્ઠા મળશે એ બુદ્ધિથી તેમાં દાખલ થવાથી પણ આપણો ઉદ્ધાર થવાનો નથી. ગામનાં હિતનાં કામો કરવાના ઉદ્દેશથી જ ગ્રામપંચાયતમાં દાખલ થઈએ અને એવી રીતે કામ કરીએ કે લોકોની આંતરિક શક્તિઓ વિકાસ પામે, તેમનામાં આત્મવિશ્વાસ પેદા થાય અને દરેકદરેક માણસ ગામના વહીવટ માટે પોતે જ જવાબદાર હોય એવી રીતે તેમાં રસ લેતો અને કામ કરતો થાય, ત્યારે જ આપણે ખરી ગ્રામપંચાયતો ઊભી કરી શકીએ અને તે દ્વારા સ્વરાજ્ય પણ સાધી શકીએ.

('ગ્રામપંચાયતનો કાયદો' નામના પુસ્તકની પ્રસ્તાવનામાંથી)

# ગ્રામ પંચાયત વગરનું સ્વરાજ્ય

એટલે

## પાયા વગરની ઇમારત.

(લેખક: શ્રી ચૂનીલાલ ડી. બરફીવાળા. ડીરેક્ટર, લોકલ સેલ્ફ ગવર્નમેન્ટ ઇન્સ્ટીટ્યુટ)

ગ્રામપંચાયત હિંદની સંસ્કૃતિનુ અમર ચિહ્ન છે, એમ ભારતનો પ્રાચીન ઇતિહાસ સાક્ષી પૂરે છે. અર્વાચીન સમયમા પણ, એટલે ઇંગ્રેજો આવ્યા તે પહેલા, મુસલમાની રાજ્યમા તથા પેશ્વાઇના વખતમા ગ્રામપંચાયતો પૂર્ણ પ્રતિનિધિત્વવાળી હતી, મધ્યવર્તિ રાજ્યસત્તા તરફથી પંચાયતોનુ સન્માન થતુ અને તેઓની વ્યાપક સત્તા માન્ય રખાતી, એ આપણે પેશ્વાઇના તાજેતરમા પ્રગટ થયના દફતરોમાથી અને એલ્ફીન્સ્ટન, મનરો વગેરેના લખાણો પરથી જાણી શકીએ છીએ બ્રીટનોના આવવા પછી આ સંસ્થાઓનો લોપ અનેક કારણોને લીધે થયો. એ કારણો જાણીતા છે, પણ તેની ચર્ચા આ સ્થળે અસ્થાને છે. આ પંચાયતોનો પુનરુદ્ધાર કરવાનુ છેક સને ૧૯૦૫ સુધી આપણા રાજ્યકર્તાઓને પુરતુ સુઝયું હોય તેમ લાગતું નથી તે વર્ષની આસપાસ સ્વ શ્રી ગોખલે તથા શ્રી રોમેશચન્દ્ર દત્તે પંચાયતની મહત્તા તરફ તેઓનુ ખાસ ધ્યાન ખેચ્યુ. આને પરિણામે ૧૯૦૯મા કેન્દ્રપ્રતિગામી રોયલ કમીશને જણાવ્યુ કે ત્યાર સુધી પ્રચલિત "ઉપરથી બાંધકામ કરી નીચે ઉતરવાની" રાજ્યવ્યવસ્થાને બદલે "પાયાથી શરૂ કરી ઉપની ઇમારતનો કાર્યક્રમ યોજવાની" નીતિ ગ્રહણ કરવાની જરૂર હતી અને તે માટે પુરાણી ગ્રામપંચાયતોનો પુનરુદ્ધાર કરવો ઇષ્ટ અને આવશ્યક હતો. ઇંગ્લાંડની સરકારે હિંદી સરકારને આ ભલામણ પર અમલ કરવાનુ કહ્યુ. તે પરથી હિંદી સરકારે પ્રાંતિક સરકાર પર સને ૧૯૧૫મા ખરિતો મોકલી તેના વિચારો માગ્યા, ત્રણ વર્ષ સુધી પ્રાંતિક સરકારોએ આમથી તેમ તુમારો મોકલી અનેક અડચણો ઊભી કરી. સને ૧૯૧૮મા ફરીથી હિંદી સરકારે પ્રાંતિક સરકારો પર ગ્રામ પંચાયતો શરૂ કરવાનુ દબાણ કર્યુ

દરમિયાન ૧૯૧૯ના નવા રાજ્યબંધારણના સુધારા દાખલ થયા અને જુદા જુદા પ્રાંતોમાં ગ્રામપંચાયતોના નવા કાયદા થયા અને તે અન્વયે પંચાયતો સ્થપાઇ છતા મુંબઇ ઇલાકો બહુધા આ વિષયમાં પછાત રહ્યો મદ્રાસ, મધ્યપ્રાન્ત, અને પંજાબ વગેરેની પ્રગતિ આપણા પૂર્વે થઇ

કેળવણીમા પાછળ ગણાતું પણ કૂદકે ને ભૂસકે આગળ વધતુ પંજાબ આ બાબતમાં આગે કદમ ભરતું આવ્યું. પંજાબે પંચાયતની ન્યાયદાન પદ્ધતિ ખીલવી. તેમા અત્યંત આવશ્યક એવું નિષ્પક્ષપાતપણું દાખવ્યુ, તે એટલે સુધી કે પંજાબની ગ્રામપંચાયતોને ત્યાની સરકાર તરફથી ન્યાયદાનના વધુ ને વધુ હકો વર્ષ પ્રતિવર્ષ મળતા જાય છે. મધ્યપ્રાંતે પણ ઠીક ઠીક પ્રગતિ કરી છે પણ મુંબઇ તો પાછળજ પડી રહ્યું. આમા માત્ર આપણી મુંબઈની સરકારનો વાંક હતો એમ ન હતુ આપણા કાયદામંડળના સભ્યોને પણ આપણા ગામડાઓની શક્તિમા શ્રદ્ધા નહિ હતી પરિણામે સને ૧૯૩૩મા સરકારે જે પંચાયતનું બીલ ધારાસભામા આણ્યુ તેને ધારાસભાએ કાપીકુપી બેડોળ બનાવ્યુ અને પ્રગતિને રોકી રાખી.

આ ચાર મહત્ત્વના ફેરફાર હોવા છતાં પંચાયત ચલાવવા માટે અને ૨૦૦૦ ને તેથી ઉપરની વસ્તીવાળાં ગામમાં લોકોપયોગી કામો કરવા માટે જોઈતાં નાણાંની ખાસ સવડ કરવામાં આવી નથી તે કબૂલ કર્યા વગર છૂટકો નથી. જૂની ચાલી આવતી અંગ્રેજી શાસન-પદ્ધતિની એ અવળી નીતિ છે. ગામડામાંથી સીધા ને આડકતરા કરો મારફતે પૈસા મેળવી વડી સરકારને અને પ્રાંતોની સરકારને નીભાવવામાં આવે છે ને શહેરોની આબાદી વધારવામાં આવે છે. રસ્તાના, પાણીના, દવાખાનાના ને કેળવણીના પણ અનેક જાતના લાભો મોટાં અને નાનાં શહેરોને જે પ્રમાણમાં મળે છે તે પ્રમાણમાં ગામડાંમાં એમાંનું કશું જ મળતું નથી, ને છતાંયે સીધા ને આડકતરા કરોના ભારનું પ્રમાણ સરખાવવામાં આવે તો ગામડાંઓને વધારે સહન કરવું પડે છે. (૨૦૦૦ની વસ્તીવાળાં ગામડાં વિષે આ જાણીતી વાત છે.) તેથી ભવિષ્યમાં ક્રાંતિકારક સુધારો થવાનો સમય આવી લાગ્યો છે ત્યારે એક નવો જ પ્રશ્ન ઉકેલવાનો રહેશે કે ગામડાઓ પાસેથી કરવેરા મારફતે જે કંઇ લેવામાં આવે તેના ૭૫ ટકા રકમનું વળતર તેમને પાછું મળવું જોઇએ, એટલે કે ગામડાંઓ જે કરવેરા આપે છે તેમાંથી તેમને પોતાની સ્થિતિ સુધારવા માટે જેટલાની જરૂર હોય તેટલી રકમ બાદ કરી ગામડામાં રાખી મૂકી, બાકીની તદ્દન જરૂરી એવીજ રકમ કરવેરા મારફત સરકારનું તંત્ર ચલાવવા આપવી જોઇએ. એ પ્રશ્નનો ઉકેલ થાય તો પંચાયતને પોતાના કામ માટે ઘટિત રકમ મળી રહે અને તેમાંથી તેઓ રસ્તા, દીવાબત્તી, ગ્રામસફાઇ વગેરે કામો સંતોષકારક રીતે કરી શકે. આજે તો ગ્રામપંચાયતવાળા ગામમાંથી જે લોકલ સેસ જિલ્લા લોકલબોર્ડ મેળવે છે તેનો હિસ્સો તેમને મળવાનો છે અને તે સાથે જિલ્લાબોર્ડની તે ગામમાં કામો કરવાની જવાબદારી ઓછી થઇ જશે.

નવા ગ્રામપંચાયતના કાયદાથી ધારેલું પરિણામ નહિ આવે તેનું બીજું કારણ એ છે કે મુંબઈ પ્રાંતના અમુક પ્રદેશો કે જ્યાં રાનીપરજ કોમની વસ્તી છે ત્યાંની પરિસ્થિતિ ભિન્ન છે. આવા રાનીપરજ પ્રદેશમાં ૨૦૦૦ની વસ્તીવાળું ગામ એટલે છૂટાછવાયા વેરાયલા ૩-૪ માઇલના પરિઘમાં આવેલાં ઝુંપડાઓનો સમૂહ. એક ઝુંપડાની કિંમત રૂપીઆ પચીસથી વધારે હોઇ શકે નહિ. ગામમાં લખતાં વાંચતાં માણસો ભાગ્યે જ ૪-૫ નીકળે, અને બેન્કનો વહીવટ કરનાર તો ભાગ્યે જ નીકળે. પરચુરણ ચીજો વેચનાર નાનો વેપારી કદાચ બેન્ક ચલાવવાની લાયકાત ધરાવે. આ વેપારી આજુબાજુના ઝુંપડાના માલીક ભીલ, નાયક, વારલી, ઠાકુર, ચોધરા, ઢોડિયા, ગામીત વગેરે રાનીપરજ કોમને ચૂસીને પૈસા ભેગા કરનાર હોઇ શકે. એટલે ગામનો વહીવટ કરવાની સત્તા આવી વ્યકિતને સોંપાય કે જેથી ગામને લાભ થવાને બદલે નુકસાન થાય, અને સરકારે નીમેલા પંચાયતના મંત્રી બધો કારભાર ચલાવે. આવા પ્રદેશો માટે પાંચ ૭ ગામોની સમૂહ પંચાયતો-ગ્રુપ પંચાયત-કરવામાં આવે તોજ લાભ થઇ શકે. રાનીપરજ પ્રદેશમાં એક ગામની પંચાયત કરતાં આવી ગ્રુપ પંચાયતનો અખતરો કરવામાં આવે તો તે વધારે લાભદાયક અને પરિણામકારક નીવડશે. આને માટે ગ્રામપંચાયત કાયદામાં મારી સૂચનાથી એક કલમ ઉમેરવામાં આવી હતી અને તે પ્રમાણે અખતરો કરવાની મેં હાલની સરકારને ભલામણ પણ કરી છે.

ગ્રામ પંચાયતનો કાયદો થતાં પહેલાં તાલુકા બોર્ડોને રદ કરવામાં આવી છે. તેથી જિલ્લા બોર્ડો જિલ્લાના દૂર દૂર આવેલાં ગામડાંઓ અને ખાસ કરીને રાનીપરજનાં ગામડાંઓ

પોતાના ગામમાંજ રહી ગામની ઉન્નતિ સાધવાનો માર્ગ સાંપડશે, પોતાની કેળવણીના પરિણામે પ્રાપ્ત કરવા ધારેલી બાહ્ય સંપત્તિ મેળવવા માટે શહેરોમાં ફાંફાં મારવાને બદલે પોતાનાજ ગામમા રહી પોતાનુ જ્ઞાન અને પોતાની શક્તિનો ઉપયોગ પોતાના અને ગામના લાભાર્થે કરવાની તક મળશે

સૌથી અગત્યનું પરિણામ એ આવશે કે ગામડાઓમાં સંઘશક્તિ પેદા કરી શકાશે. એ શક્તિથી ગામડાઓમા સંઘશક્તિ પેદા કરી શકાશે. એ શક્તિથી ગામોના હકો પર થતા બાહ્ય આક્રમણોનો પ્રતિકાર કરી શકાશે અન્તરના દોષો ટાળવાના માર્ગો જડશે. રાષ્ટ્રપોષક આ શક્તિ ગામેગામ પેદા કર્યા વગર ગત્યન્તર નથી. એટલેજ પ્રાથમિક શિક્ષણ જેમ બાળકો માટે ફરજીયાત કરવાની આપણે સર્વે ફરજ સમજીએ છીએ તેમજ દરેક ગામ માટે ગ્રામ-પંચાયત ફરજીયાત ચલાવવાનુ સૂત્ર સર્વમાન્ય કરવું પડશે. આમ કર્યા સિવાય રાષ્ટ્રોન્નતિ શક્યજ નથી. પંચાયતના ફતેહમંદ કાર્યોથીજ સંગઠ્ઠે રાષ્ટ્રમા અખૂટ અને અજેય શક્તિ ઉત્પન્ન થશે. રાષ્ટ્રોન્નતિના ઘણા અગપગ પ્રશ્નો આપોઆપ ઉકલાઈ જશે. હિન્દુસ્તાનનો ઇતિહાસજૂનો અનુભવ છે કે પરરાજ્યની બાધા છતા આપણી સંસ્કૃતિનો નાશ ન થયો. તેનુ રહસ્ય ગ્રામ પંચાયતની સફળ સંસ્થાઓ છે.

જ્યારે જ્યારે હિંદુસ્તાનની ઉત્તરેથી પરરાજ્યના ટોળેટોળા વટોળીઆ મફક હિંદ પર ફરી વળતા ત્યારે હિંદુસ્તાનની સંસ્કૃતિ જો કોઈ પણ કારણથી જળવાઈ રહી હોય તો આપણી ગ્રામપંચાયતોએ ઉત્પન્ન કરેલી સંઘ શક્તિથી. આપણી ગ્રામપંચાયતોએ કાચબાની ઢાલ માફક આપણી સંસ્કૃતિ જાળવીને હુમલારુપી મોજાઓને ઉપર ઉપરથી પસાર થવા દીધા. સમાજવાદ આદિ વાદોની જે અથડામણો પશ્ચિમમા આપણે જોઈએ છે તેવી અથડામણો જો ભરતખંડે ભૂતકાળમાં ટાળી હોય તો આ પંચાયતોને લીધેજ, કારણ પંચાયતો માત્ર પૈસાદારોની ન હતી, માત્ર અમુક વર્ગની નહતી, પણ એક ગામમા રહેતા દરેક વર્ગની, દરેક જાતિની, દરેક ધંધાદારીઓની હતી અને દરેક વર્ગના સુખની ખબરદારી રાખનારી સંસ્થા હતી. ગામના ગરીબોની બરદાસ્ત, તેઓનાં સુખ સાધનો માટે કાળજી રાખનારી આ બળવાન સંસ્થા હતી. એક કુટુંબ ભાવના આખા ગામમા પ્રસરાવનારી આ વિશ્વવંદ્ય સંસ્થા હતી,

આવી પ્રબળ સંસ્થાને આપણે પાછી સજીવ કરવા માગીએ છીએ, તેમ નહિ કરીએ તો. અત્યંત. કપરા. ભોગે–મહા. મુશ્કેલીથી. મેળવેલુ રાષ્ટ્રીય સ્વરાજ્ય આપણે, સુખેથી. ભોગવી. નહિ શકીએ. જેટલી વીરતા રાષ્ટ્રીય સ્વરાજ્ય મેળવવા ખરચવી પડશે તેટલીજ ધીરતા ગ્રામ-સ્વરાજ્યની પ્રાપ્તિ માટે જરૂરી છે. ગ્રામપંચાયતોનો પાયો મુદૃઢ નહિ કરીશુ તો રાષ્ટ્રની ઇમારત નબળી પડશે, એ નિર્વિવાદ છે. તો પછી રાષ્ટ્રીય સ્વરાજ માટે એક પગે તૈયાર થયેલું ગુજરાત ગ્રામપંચાયત પરત્વે ઉદાસ કેમ રહી શકે ? આવી ઉદાસીનતા આ મવાતક નિવડશે.

કોંગ્રેસ ગવર્નમેન્ટ આવ્યા બાદ હાલનો નવો કાયદો થયો છે તેમાં પણ કેટલાંક પ્રતિગામી પગલાં જરૂર લેવાયાં છે. "પંચાયતોને સ્વાધીન સત્તાવાળી સંસ્થા બનાવવાનું" મહાત્માજીનું ધ્યેય તેમાં સચવાયું નથી. ગામડાંઓના કાર્યકર્તાઓમાં અવિશ્વાસનાં ચિહ્નો આમાં પણ ઠામઠામ જણાયાં છે. પણ આમાં એક ફરક છે. ગામડાંઓને જેમ બને તેમ જલદી પ્રગતિમાન કરવાની ધગશ આ નવા કાયદા પાછળ છે. અને એ સિદ્ધિ પ્રાપ્ત કરવાના હેતુથી આ પ્રતિગામી તત્ત્વો એમાં દાખલ થઇ ગયાં છે. આ તત્ત્વો અમાન્ય છે. ગામડાંઓ પરનો અવિશ્વાસ અસ્થાને છે. તેઓ શહેરો જેટલાં જ વિશ્વાસને પાત્ર છે અને તેમને પુરતી સ્વતંત્રતા આપવી ઘટે છે. એ સત્ય ઢાંક્યું રહેવાનું નથી અને અવિશ્વાસનાં તત્ત્વો મોડાં વહેલાં દૂર થશેજ. મ્હારી તો ખાત્રી છે કે આપણા ગામડાંઓનું હૃદય મજબૂત છે. ગામડાંઓ હિંદી સંસ્કૃતિનાં દેવાલયો છે અને પૂર્ણ સ્વરાજ ગામડાંઓજ અપાવશે અને અપનાવશે.

અત્રે કહેવું જરૂરનું છે કે આપણા ઇલાકાની ગ્રામપંચાયતોનો અત્યાર સુધીનો ઇતિહાસ નિરાશાજનક છે. મહારાષ્ટ્રે કંઇક પ્રગતિ દાખવી છે, પણ ગુજરાતે તો પંચાયત પરત્વે અશ્રદ્ધા જ સેવી છે. માત્ર ભરૂચ જીલ્લો અપવાદ રૂપે છે. થોડીક પંચાયતો ત્યાં પ્રગતિ પણ દાખવી શકી છે. અમદાવાદમાં પણ ધોળેરા જેવી એકાદ પંચાયત વ્યવસ્થિત કામ કરી રહી છે. આ બદલ આ પંચાયતોના અને જીલ્લા બોર્ડના કાર્યકર્તાઓને ધન્યવાદ ઘટે છે. પણ આખા ગુજરાતમાં તો એકંદરે મીંડુંજ ગણાય. આ દિશામાં પ્રગતિને નામે બહુધા વાંક અણુકતા ગ્રામપંચાયતના જુના કાયદાનો છે. નવા કાયદા પ્રમાણે ગુજરાતમાં ઠામઠામ પંચાયતો સ્થપાઇ છે. એમાં જીવ મુકવાનું કામ ખાસ કરીને જીલ્લા બોર્ડના સભ્યો અને અધિકારીઓનું છે. આપણા કમનશીબે જે વખતે આ પાયો નાંખવાનું કામ બહુ કાળજીથી કરવાનું છે તેજ વખતે આપણી રાજદ્વારી પરિસ્થિતિ ગંભીર થઈ છે. અને આપણા દેશના આધારરૂપી કાર્યકર્તાઓ જેના પર આ કામનો બોજો આવ્યો હતો અને જેના પર દેશનો વિશ્વાસ છે તેના વગર આ કાર્ય સફળ કરવું ઘણું ખરું અશક્ય છે, તેઓને જેલમાં જવાનો પ્રસંગ પ્રાપ્ત થયો છે. રાષ્ટ્રોન્નતિના આ આહ્વાનથી ગ્રામોન્નતિનું કાર્ય પાછળ પડશે એ નિઃસંશય છે. પણ જેઓ જેલની બહાર રહેશે તેઓની ગ્રામપંચાયતો તરફની ફરજ આથી વધારે કપરી બને છે. તેઓએ તે બજાવવા માટે દરેક ભોગ આપવો જોઇએ. દિવસ રાત આ કાર્યમાં લક્ષ પોવું જોઇશે અને એક નાજુક છોડને–એક બાળક, આગળ ઉપર રાજ્ય ગાદી પર જવાનો હોય તેને–જેમ અત્યંત કાળજીથી ઉછેરવામાં આવે છે તેમ આ નવી પંચાયતોની જુગોપાસના કરવી જોઇએ. પ્રથમ પંક્તિના રાષ્ટ્રીય નેતાઓની ગેરહાજરીના કારણે જો એ પંચાયતોને સુઈ જવા દઈશું તો પાછળથી એમાં શ્રદ્ધા લાવવાનું વધુ મુશ્કેલ બનશે.

હાલ તો જુની જડ ઘાલી ગયલી અશ્રદ્ધાને દૂર કરી ગામડાંઓને ખાત્રી કરી આપવાની છે કે પંચાયતો એ ગામડાંના સુખનું એકજ મુખ્ય સાધન છે. તેથી ગામડાંઓમાં જીવન આવશે, પોતાનો ઉદ્ધાર શામાં છે તે તેઓ પોને સમજતાં થશે. તે ઉદ્ધારનાં સાધનો તેઓ પોતે પેદા કરવાની શક્તિ પ્રાપ્ત કરી શકશે. પોતાના મિત્ર શત્રુ કોણ છે તે તેઓ સમજશે, ખરા સુખ અને દુઃખપ્રાપ્તિની દિશા તેઓને જડશે. ગામડાંઓના ઉત્સાહી યુવાનોને

નીતિને વધારે અવકાશ અને મરળના મળે છે. તંત્રવ્યવહારમાં વિકેન્દ્રીકરણની આજ મોટી વિશેષતા છે. કેન્દ્રીકરણ હિંસાનું જનક અને પોષક છે. વિકેન્દ્રીકરણના ગર્ભમાં અહિંસા રહેલી છે. સ્વયંનિર્મિત કાયદાઓ અને તંત્રનું પાલન કરવામાં પ્રજાનો ઉત્સાહ સ્વાભાવિક અને એનું શિસ્તપાલન સ્વયપ્રેરિત હોય છે. કેન્દ્રીય સત્તાના ઘડેલા નિયમોના પાલન પાછળ સત્તાનો હુકમ અને તે પાછળ રહેલી દંડનીતિજ રહેલાં હોય છે. ભારતીય સંસ્કૃતિમાં હિંસા કરતાં અહિંસાનું તત્ત્વ વિશેષ રહેલું છે. એનું એક કારણ એ છે કે એ સંસ્કૃતિના આધાર સ્તંભો આપણી ગ્રામપચાયતો હતી.

પચાયતોમાં પડેલી પ્રજાકલ્યાણની આ વિધવિધ શક્તિઓનો અભ્યાસ કરી તેનો સદુપયોગ કરવામાં આપણા જિલ્લાની પંચાયતોના સભ્યો પોતાની શક્તિ વાપરશે તો જિલ્લાની ઉન્નતિમાં આપણી પચાયતો અદ્દભુત ફાળો સ્હેજે આપી દેશે. પરસ્પર કજિયા, દ્વેષ, ઈર્ષ્યા, અને સત્તાલોભની પચાયતમાં પચાત પડશે તો એની પ્રજાકલ્યાણની શક્તિ હણાઈ જશે અને આપણા જિલ્લાને એ પચાયતો આશીર્વાદને બદલે શાપરૂપ થઈ પડશે. સમૂહજીવન, પરસ્પર સહકાર અને સંઘબળનાં તત્ત્વોને પંચાયતો દ્વારા કેમ વેગ આપવો, એની ચિંતા સભ્યો કરશે તો એઓ પોતાનાં ગામડાંની ઉન્નતિ સહેજે કરી શકશે. ગામડાંઓની ઉન્નતિના પ્રશ્નો તો અનેક છે. પરંતુ જો પચાયતો એમાના મુખ્ય ત્રણ પ્રશ્નો પર પોતાની શક્તિ એકાગ્ર કરશે તો એ પછી બીજા બધા પ્રશ્નો એની મેળે ઉકેલાતા જશે. (૧) ગ્રામસફાઇ અને ગામના રસ્તાઓ, (૨) ખાદી અને ગ્રામઉદ્યોગો, (૩) સાચી અને જીવન-સ્પર્શી કેળવણી. એ ત્રણ પ્રવૃત્તિઓને ગ્રામપચાયતોએ પોતાની પ્રવૃત્તિઓ ગણી લેવી જોઇએ પંચાયતના સભ્યો, સભ્યો મટી, પંચાયતમાં રહ્યા છતાં સાચા જવાબદાર, સમજુ અને જાગ્રત ગ્રામવાસીઓ થઈ આ ત્રણ પ્રવૃત્તિઓની શરૂઆત પોતાના જીવન અને કુટુંબથી કરવા માંડશે તો પચાયતો લોકકલ્યાણની પ્રચંડ સંસ્થાઓ થઇ પડશે. જિલ્લાની પંચાયતોના સભ્યો પોતાના પર આવી પડેલી જવાબદારી સમજે એજ અભિલાષ.

## રાનીપરજ પ્રદેશમાં ગ્રામપંચાયત

(લેખકઃ-શ્રી. લક્ષ્મીદાસ મંગળદાસ શ્રીકાંત, બી. એ, એમ. એલ. એ.,
પ્રમુખ, જિલ્લા સ્કૂલ બોર્ડ, પંચમહાલ.)

મહાસભા પ્રધાનમંડળે જૂના ગ્રામપચાયત કાયદામાં સુધારો કરી તેમાં નીચેના મહત્ત્વના અને લાભદાયક અંશો દાખલ કર્યા છે.

૧. ૨૦૦૦ અને તે ઉપરની વસ્તીવાળા ગામમાં ફરજીયાત ગામપંચાયત સ્થાપવી.

૨. પંચાયતમાંથી કેસ ચલાવવા માટે બેન્ચની ચૂંટણી કરવી.

૩. પુખ્ત ઉમરનાં સ્ત્રી-પુરુષોને મતાધિકારનો હક.

૪. નીમણુકની પદ્ધતિ રદ કરી અને પોલીસ પટેલને પંચાયતમાં સભાસદ તરીકે ઉભા રહેવાની મનાઇ કરી.

( લેખકઃ—શ્રી દીલખુશ દિવાનજી, ગાંધીકુટિર, કરાડી )

ગ્રામપંચાયતોનો કાયદો અમલમાં મુકાઇ રહ્યો છે તે વખતે પંચાયતોમાં રહેલી પ્રજાકલ્યાણની શક્તિ સમજી લેવાની જરૂર છે. હિંદના ઇતિહાસનો સાચો અભ્યાસ જેમણે કર્યો છે તેઓ તો સ્પષ્ટ રીતે જોઇ શકે છે કે આપણી ભારતીય સંસ્કૃતિના વિકાસ અને સંરક્ષણમાં આપણી તે વખતની ગ્રામપંચાયતોએ બહુ ભવ્ય ફાળો આપી દીધો છે. પ્રજાકીય રાજ્યતંત્રની કલ્પના પણ જ્યારે પશ્ચિમમાં જાગી ન હતી ત્યારે એટલે કે ઇતિહાસના ઉષઃકાળમાં આપણા ઋષિમુનિઓએ હિંદ જેવા વિશાળ દેશ માટે ગ્રામ પંચાયતોની પ્રજાકીય સંસ્થાઓનો વિકાસ કરેલો. ગ્રામ પંચાયતોની પાછળ સ્વાશ્રય, સ્વયંપૂર્ણતા અને વિકેન્દ્રીકરણના ( Decentralisation ) તત્ત્વો રહેલાં છે અને એમાંજ એની પ્રજાકીય શક્તિનો વિકાસ થાય છે. પંચાયતોનું એકમ (unit) બહુ નાનું હોય છે અને એ મર્યાદિત એકમમાં રહીને ત્યાંના નાનકડા પ્રજાસમુદાયના કલ્યાણની બધી પ્રવૃત્તિઓની વ્યવસ્થા કરવાનું તંત્ર પંચાયતો ચલાવે છે. આમાં સગવડ એ રહેલી હોય છે કે પંચાયતના તંત્રમાં પ્રજાનો સહકાર વધારે પ્રત્યક્ષ રીતે મળી રહે છે અને પરસ્પર હળી મળીને કામ કરવાનું કાર્ય બહુ સુલભ નીવડે છે. વિશાળ જનસમુદાયના કલ્યાણની વ્યવસ્થા કરવા માટે મોટા પ્રદેશોનું તંત્ર ચલાવવામાં પ્રત્યક્ષ સહકારની સગવડ નથી હોતી. એક હથ્થુ સત્તા અને હુકમો પરજ એ તંત્રની કુશળતા રચાય છે. આ દૃષ્ટિએ જોતાં ગ્રામ પંચાયતોમાં પ્રજાકીય તત્ત્વો વધારે પ્રમાણમાં પડેલાં હોય છે.

પ્રાચીન સમયની ગ્રામ પંચાયતો વધારે બળવાન હતી એનું કારણ એ હતું કે એમાં કેન્દ્રીય સરકારની ડખલગીરી બહુ ઓછી રહેતી. ગામડાંઓ પોતાનો બધો વ્યવહાર એ પ્રજાકલ્યાણની બધીયે પ્રવૃત્તિઓ પોતાની સ્વયંનિર્મિત પંચાયતો દ્વારા પ્રાપ્ત કરી લેતા. પંચાયતોની આ સ્વતંત્રતાને લીધે પંચાયતોની પ્રતિષ્ઠા ખૂબ પ્રમાણમાં રહેતી અને પ્રજાનો પુષ્કળ સહકાર એને મળી રહેતો. પ્રજાને હંમેશાં એમ લાગ્યા કરતું કે પંચાયતો અમારી છે અને આથી એને બધી જાતનો સહકાર આપવાનો પ્રજાને ઉત્સાહ રહ્યા કરતો. કેન્દ્રીય સત્તાની ડખલગીરી પંચાયતોની કાર્યવાહીમાં નહિ જેવી જ રહેતી એટલે પ્રજાકલ્યાણની એની કાર્યશક્તિમાં પ્રજાને વિશ્વાસ રહેતો. પરિણામ એ આવતું કે ગ્રામપંચાયતો ગામડાની સુખાકારી અને ઉન્નતિનાં બહુ મહત્ત્વનાં કાર્યો કરી શકતી.

પ્રજાનું કલ્યાણ કરવાની પંચાયતોમાં વિશેષ શકિત હોય છે. એનું બીજું કારણ એ હોય છે કે દૂરની કેન્દ્રીય સરકાર કરતાં ગામમાં જ રચાયેલી પંચાયતો ગ્રામપ્રજાની મુશ્કેલીઓ અને એમની જરૂરિયાતો વધારે સારી રીતે સમજી શકે છે. પંચાયતો પ્રજાજીવનના વધુ સંપર્કમાં રહે છે અને એમના અવનવા પ્રશ્નોનો વધુ પ્રત્યક્ષ પરિચય એમને હોય છે. પ્રત્યક્ષ પરિચયની આ વિશેષતા પંચાયતોની કાર્યશકિતને ખૂબ વેગ આપે છે. એમની કાર્યવાહીને વધારે જીવંત અને તેથી કુશળ બનાવી દે છે.

પંચાયતોનું એ કામ નાનું અને મર્યાદિત હોય છે. તેનો સૌથી મોટો લાભ એ મળે છે કે કેન્દ્રીય તંત્રના સંચાલન કરતાં પંચાયતોના સંચાલનમાં અહિંસા અને સમજાવટની

ઉપર જોઈએ એટલું લક્ષ્ય આપી શકે એમ નથી. તેથી પંચાયતો થશે એટલે જિલ્લા બોર્ડની જોખમદારી ઓછી થશે એ માન્યતા રાનીપરજ પ્રદેશમાં સાચી ઠરતી નથી. મારો અનુભવ મને કહે છે કે જિલ્લા બોર્ડો રાનીપરજનાં ગામડાંઓ વિષે ઉદાસીનતા સેવે છે અને મેં નીચે મુજબનો એક ઠરાવ પરિપત્ર સાથે તા. ૩જી એપ્રિલ ૧૯૩૯ના રોજ બધી જિલ્લા બોર્ડો ઉપર તે મંજૂર કરી અમલને માટે મોકલી આપ્યો હતો, છતાંયે તે પ્રમાણે અમલ થયો હોય એમ મારા જાણવામાં આવ્યું નથી. તેથી ન છૂટકે મારે ડીસ્ટ્રીક્ટ લોકલ બોર્ડના કાયદાની કલમ ૩૮ એ ૧, ૨, ૩, અને કલમ ૧૩૧ સી પ્રમાણે તાલુકા કમિટી કરવા માટે બેકવર્ડ કલાસ બોર્ડમાં ઠરાવ લાવવો પડયો. આજની સરકાર હજી આ મારી બંને સૂચનાઓનો અમલ કરવાની વિચારણા કરે છે.

ઐક્ય વિનાની પંચાયતો થશે તો તે નિષ્પ્રાણ નિવડવાની છે, અને ગ્રામપંચાયત એટલે સ્વરાજ્યનો પાયો એ આદર્શ ભાંગી પડશે. તેથી જેમ પંચાયત ફરજીયાત છે તેમ ઐક્ય પણ ફરજીયાત કરવી જોઈએ.

## જિલ્લા બોર્ડોને પરિપત્ર

ધારાસભાનો હૉલ, મુંબઈ ૩જી એપ્રિલ ૧૯૩૯.

સવિનય—આપમાંના ઘણા મહાસભાની ટીકીટ ઉપર ચૂંટાયલા છો જેથી હરિજનોની જરૂરિયાતો ઉપર ખાસ ધ્યાન આપવાને આપ બંધાયલા છો.

પણ એ બનવા જોગ છે કે અસલી અને પહાડી જાતિઓ તરફ જેટલું ધ્યાન અપાવું જોઈએ એટલું અપાયું ન હોય જેથી અમો, જે જિલ્લાઓમાંથી ધારાસભામાં આવ્યા છીએ તે જિલ્લાઓમાં આવી પહાડી જાતિઓની સંખ્યા મોટા પ્રમાણમાં છે અને તેમની કેટલીક લાંબા વખતની ખાસ જરૂરિયાતો વિષે અમે માહિતગાર હોવાથી તેવી જરૂરિયાતો તરફ આપનું લક્ષ દોરીએ છીએ. જો કે મહાસભાવાદી સરકારે સ્થાનિક સંસ્થાઓમાં પહેલી જ વખત એ વર્ગના લોકોને અનામત બેઠકો આપી છે, છતાં તેમના ચૂંટાયલા પ્રતિનિધિઓ બીજા સભ્યોના સહકાર અને મદદ સિવાય પોતાના હકો સાબીત કરી શકશે નહિ.

જે જે સ્થળોએ આવી જાતિઓ છે તેવાં દુર્લક્ષ પામેલાં સ્થળોને બીજાં સુધરેલાં સ્થળોની હરોળમાં લાવવાને જાહેર સુખાકારીનાં ક્ષેત્રોમાં પ્રમાણ કરતાં વધારે હિસ્સો આપીને આપણે તેઓના હકો આગળ લાવવા જોઈએ. તેમાંના મુખ્ય નીચે મુજબ છેઃ—

૧. રસ્તાઓ અને ગાડાંવાટઃ—આ ઘણાજ થોડા છે અને છે તે પણ બિલકુલ નકામા જેવાં જ છે.

૨. કુવાઓઃ—મીઠું પીવાનું પાણી મેળવવાની મોટી મુશ્કેલી.

૩. દવાખાનાં—આ લોકોની જરૂરિયાતો માટે બિલકુલ દવાખાનાં નથી. એ લોકોને દવાની જરૂર પડતી નથી એમ માનવાની કોઈ ભૂલ ન કરે.

૪. નિશાળોઃ—મહાસભાવાદી સરકારની સહાનુભૂતિવાળી નીતિને લીધે આવા ભાગોમાં સરકારે માન્ય કરેલી નિશાળો બીનસરકારી સંસ્થાઓ જેવી કે ભીલ સેવામંડળ અને ડાંગ સેવા મંડળ તરફથી નિશાળો ખોલવામાં આવી છે એ સંતોષની વાત છે. આ દિશામાં વધારે પ્રયત્ન કરવાની જરૂર છે. આ ઈલાકામાં આવી પહાડી જાતિઓની સંખ્યા લગભગ ૧૫ લાખની છે અને

આ ચાર મહત્ત્વના ફેરફાર હોવા છતાં પંચાયત ચલાવવા માટે અને ૨૦૦૦ ને તેથી ઉપરની વસ્તીવાળાં ગામમાં લોકોપયોગી કામો કરવા માટે જોઈતાં નાણાંની ખાસ સવડ કરવામાં આવી નથી તે કબૂલ કર્યા વગર છૂટકો નથી. જૂની ચાલી આવતી અંગ્રેજી શાસન-પદ્ધતિની એ અવળી નીતિ છે. ગામડાંમાંથી રીધા ને આડકતરા કરો મારફતે પૈસા મેળવી વડી સરકારને અને પ્રાંતોની સરકારને નીભાવવામાં આવે છે ને શહેરોની આબાદી વધારવામાં આવે છે. રસ્તાના, પાણીના, દવાખાનાના ને કેળવણીના પણ અનેક જાતના લાભો મોટાં અને નાનાં શહેરોને જે પ્રમાણમાં મળે છે તે પ્રમાણમાં ગામડાંમાં એમાંનું કશું જ મળતું નથી, ને છતાંયે રીધા ને આડકતરા કરોના ભારનું પ્રમાણ સરખાવવામાં આવે તો ગામડાંઓને વધારે સહન કરવું પડે છે. (૨૦૦૦ની વસ્તીવાળાં ગામડાં વિષે આ જાણીતી વાત છે.) તેથી ભવિષ્યમાં ક્રાંતિકારક સુધારો થવાનો સમય આવી લાગ્યો છે ત્યારે એક નવો જ પ્રશ્ન ઉકેલવાનો રહેશે કે ગામડાંઓ પાસેથી કરવેરા મારફતે જે કંઈ લેવામાં આવે તેના ૭૫ ટકા રકમનું વળતર તેમને પાછું મળવું જોઈએ, એટલે કે ગામડાંઓ જે કરવેરા આપે છે તેમાંથી તેમને પોતાની સ્થિતિ સુધારવા માટે જેટલાની જરૂર હોય તેટલી રકમ બાદ કરી ગામડામાં રાખી મૂકી, બાકીની તદ્દન જરૂરી એવીજ રકમ કરવેરા મારફત સરકારનું તંત્ર ચલાવવા આપવી જોઈએ. એ પ્રશ્નનો ઉકેલ થાય તો પંચાયતને પોતાના કામ માટે ઘટિત રકમ મળી રહે અને તેમાંથી તેઓ રસ્તા, દીવાબત્તી, ગ્રામસફાઈ વગેરે કામો સંતોષકારક રીતે કરી શકે. આજે તો ગ્રામપંચાયતવાળા ગામમાંથી જે લોકલ સેસ જિલ્લા લોકલબોર્ડ મેળવે છે તેનો હિસ્સો તેમને મળવાનો છે અને તે સાથે જિલ્લાબોર્ડની તે ગામમાં કામો કરવાની જવાબદારી ઓછી થઈ જશે.

નવા ગ્રામપંચાયતના કાયદાથી ધારેલું પરિણામ નહિ આવે તેનું બીજું કારણ એ છે કે મુંબઈ પ્રાંતના અમુક પ્રદેશો કે જ્યાં રાનીપરજ કોમની વસ્તી છે ત્યાંની પરિસ્થિતિ ભિન્ન છે. આવા રાનીપરજ પ્રદેશમાં ૨૦૦૦ની વસ્તીવાળું ગામ એટલે છૂટાછવાયા વેરાયલા ૩-૪ માઈલના પરિઘમાં આવેલાં ઝુંપડાઓનો સમૂહ. એક ઝુંપડાની કિંમત રૂપીઆ પચીસથી વધારે હોઇ શકે નહિ. ગામમાં લખતાં વાંચતાં માણસો ભાગ્યે જ ૪-૫ નીકળે, અને બેન્ચનો વહીવટ કરનાર તો ભાગ્યે જ નીકળે. પરચુરણ ચીજો વેચનાર નાનો વેપારી કદાચ બેન્ચ ચલાવવાની લાયકાત ધરાવે. આ વેપારી આજુબાજુના ઝુંપડાના માલીક ભીલ, નાયક, વારલી, ઠાકુર, ચોધરા, ઢોડિયા, ગામીત વગેરે રાનીપરજ કોમને ચૂસીને પૈસા ભેગા કરનાર હોઇ શકે. એટલે ગામનો વહીવટ કરવાની સત્તા આવી વ્યક્તિને સોંપાય કે જેથી ગામને લાભ થવાને બદલે નુકસાન થાય, અને સરકારે નીમેલા પંચાયતના મંત્રી બધો કારભાર ચલાવે. આવા પ્રદેશો માટે પાંચ ૭ ગામોની સમૂહ પંચાયતો-ગ્રુપ પંચાયત-કરવામાં આવે તોજ લાભ થઇ શકે. રાનીપરજ પ્રદેશમાં એક ગામની પંચાયત કરતાં આવી ગ્રુપ પંચાયતનો અખતરો કરવામાં આવે તો તે વધારે લાભદાયક અને પરિણામકારક નીવડશે. આને માટે ગ્રામપંચાયત કાયદામાં મારી સૂચનાથી એક કલમ ઉમેરવામાં આવી હતી અને તે પ્રમાણે અખતરો કરવાની મેં હાલની સરકારને ભલામણ પણ કરી છે.

ગ્રામ પંચાયતનો કાયદો થતાં પહેલાં તાલુકા બોર્ડોને રદ કરવામાં આવી છે. તેથી જિલ્લા બોર્ડો જિલ્લાના દૂર દૂર આવેલાં ગામડાંઓ અને ખાસ કરીને રાનીપરજનાં ગામડાંઓ

**પંચાયતનાં બીનઅદાલતી બીજાં કામો પ્રત્યે દુર્લક્ષ થવાનો સંભવ રહે છે.** ગામના પંચને અદાલતી કામો સોંપવા સામે ભારે મતભેદ હતો. ગામડાંનાં લોકો પક્ષપાતી અપ્રામાણિક અને બિનઆવડતવાળા હોઈ ન્યાય આપવાનાં કામો માટે લાયક નથી એવી એક દલીલ હતી. તેનો જવાબ એ હતો કે પક્ષપાતીપણું, અપ્રમાણિકપણું અને બિનઆવડત એ કંઇ ગામડાંના લોકોનો ઇજારો નથી. આવા અવગુણોથી મોટી મોટી હાઈકોર્ટોના જજો પણ સદાય પર નથી હોતા. વ્યક્તિગત ચારિત્ર્યની ક્ષતિ જેમ ગામડામાં છે તેમ શહેરોમાં પણ છે. પ્રજાના માણસોમાં છે તેમ સરકારી નોકરોમાં પણ છે. ગામપંચાયતની જે ફરજો છે તે બજાવવા માટે ગામડાનાં માણસોમા પૂરતી આવડત હોય છે. ઘણી વખત શહેરીઓ કરતાં વધારે સારી હોય છે. અલબત્ત, વાજબી સહીસલામતીની જોગવાઈ ઈષ્ટ છે. પરંતુ અદાલત નહિ સ્થાપવાની દલીલ બેહુદી છે. સહીસલામતીની દૃષ્ટિએ બીજી દલીલ એવી હતી કે એક ગ્રામપંચાયતના વિસ્તારના કેસો પાડોશની બીજી ગ્રામપંચાયતની અદાલતના પંચને ન્યાય માટે સોંપવા. આવી દલીલ કરનારા આમાં વધારે શુદ્ધ ન્યાયની સંભાવના જોતા હતા. પરંતુ ગામડામાં પક્ષપાતી કુટેવવાળો જે વર્ગ છે તેને માટે નજીકના ગામોના પંચો ઉપર લાગવગ લઇ જવી એ કંઇ અઘરું કામ નથી. ઉલટું વધારે સરળ છે. ગામનું પંચ ન્યાય કરશે તો છેવટે ગામડાના લોકોમાં આ હકીકત બહાર આવ્યા વિના રહેવાની નથી અને અન્યાયી પંચને ભવિષ્યમાં નહિ ચૂંટવાનું હથિયાર તેમના હાથમાં હોવાથી ગામનો ગામના પંચ ઉપર અંકુશ રહેવાનો. જ્યારે પરગામના પંચ ઉપર ગામના મતદારોનો જરાપણ અંકુશ નહિ હોવાથી એવું પંચ વધારે બેજવાબદાર રહેવાનું. દૂધમાંથી, પોરા કાઢવાનું વાતાવરણ ન જામે માટે વકીલોને ગામપંચ સમક્ષ વકીલાત કરવાની છૂટ આપવામાં આવી નથી.

ગ્રામ પંચાયતના સેક્રેટરીની નિમણુક સરકાર હસ્તક છે. આ એની મોટી ઉણપ છે. સેક્રેટરીને માથે અદાલતનો પણ બોજો છે. મહાસભાવાદી પ્રધાનમંડળનો આશય ગામડાંઓને માટે ગ્રામસેવકનો એક વર્ગ ઉભો કરવાનો હતો, જેમને તાલીમ આપી ગામડાંનાં કામોને પાત્ર બનાવવાનો હતો. આ દિશામાં પ્રારંભ પણ થઈ ચૂક્યો હતો. જો કે કાયદામાં સરકાર **સ્પષ્ટ વચનથી બંધાયલી નથી, છતાં મહાસભાવાદી પ્રધાનમંડળનો મનસુબો સેક્રેટરીના પગારનો ભાર પ્રાંતિક સરકારને માથે રહે તેવો હતો અને પંચાયતોનું કામ સરાડે પડે એટલે તેની નિમણુકનો હક પંચાયતને સુપ્રત કરવાનો હતો.** આ મનસુબો તો હાલ વિચારમાં જ રહ્યો છે. અત્યારે પરિસ્થિતિ બદલાઈ ગઈ છે. આપણે માત્ર આશા રાખીશું કે સેક્રેટરી પંચાયતને વફાદાર રહેશે. બીજી ઉણપ જિલ્લા લોકલ બોર્ડનો ગ્રામ પંચાયત ઉપર અંકુશ કલેકટરના અંકુશના પ્રમાણમાં ઓછો છે તે છે. સ્થાનિક સંસ્થાના ભાવ બીજી સ્થાનિક સંસ્થા વિશેષ સમજી શકે અને પ્રોત્સાહન પણ આપી શકે.

ગ્રામ પંચાયતનો કર પૈસા રોકડા આપીને પણ ભરી શકાય છે, તેમજ મજૂરી કરીને પણ ભરી શકાય છે. આ સુધારો ભારે હિતાવહ છે.

ઉપરના મુખ્ય મુદ્દાવાળા ગ્રામ પંચાયતના કાયદાનો અમલ થવા લાગ્યો છે. હિંદનાં ગામડાંઓ માટે ગ્રામ પંચાયતો ચલાવવી એ નવી વાત નથી. સામ્રાજ્યો આવ્યાં અને ગયાં, જમાનાનાં ઝંઝાવાતો વચ્ચે પણ સ્વાભાવિક સ્વરાજ ભોગવતાં ગામનાં પંચો ગામના રક્ષણનો

તેઓ વસે છે તે પ્રદેશ દરેક દિશામાં, ઘણો પાછળ છે. મહાસભાવાદી સરકાર આવી પછાત જાતિઓને સુધારવાને નિશાળો માટે નાણાંકીય મદદ જરૂર આપશે.

આ બાબત અગત્યની હોઈ, નીચે જણાવેલા ઠરાવમાં દર્શાવેલી નીતિ અનુસરવાને આપ આપની બોર્ડમાં ઠરાવ મૂકશો એવી સૂચના કરીએ છીએ.

"આ બોર્ડ ઠરાવ કરે છે કે પછાત જાતિઓની અગત્યની જરૂરિયાતો જેવી કે રસ્તાઓ, કુવાઓ, દવાખાનાં અને નિશાળો વિ. બાબત તરફ ખાસ લક્ષ આપવું અને તેમના વ્યાજબી પ્રમાણ કરતાં વધારે નાણાં આપવાં જેથી દુર્લક્ષ પામેલા ભાગોને સુધરેલા ભાગોની હરોળમાં ઘણી ત્વરાથી લાવી શકાય.

સહીઓઃ—એલ. એમ. શ્રીકાંત (પંચમહાલ), ટી. પી. ગરીત (પશ્ચિમ ખાનદેશ), મગનલાલ નગીનદાસ (પૂર્વ ખાનદેશ), જી. એચ. દેશપાંડે (નાશિક), ટી. ડબલ્યુ. રાઉત (થાણા), એસ. આર. ભારતીઆ (પશ્ચિમ ખાનદેશ), જી. ટી. વરતક (થાણા), એલ. જી. પાટીલ (કોલાબા) જી. એન. ફડકે (થાણા), વી. નાયક (નાશિક) એલ. બી. પાટીલ (પશ્ચિમ ખાનદેશ.)

# ગામનું પંચ

## (સાચું) "પંચ ત્યાં પરમેશ્વર"

(લેખકઃ શ્રી. ઇશ્વરલાલ કાલિદાસ વ્યાસ, બી. એ., એમ. એલ., એ. પ્રમુખ જિ. બોર્ડ, અમદાવાદ)

મુંબઇ સરકારના મહાસભાવાદી પ્રધાનમંડળે પસાર કરેલો ગ્રામપંચાયત (વીલેજ પંચાયત)નો છેલ્લો કાયદો એ આ સંબંધી અસલ કાયદો નથી પરંતુ સુધારો છે. સુધારેલા કાયદાનો આશય ગ્રામપંચાયતનો વિકાસ સાધવાનો, તેની ઉપયોગિતા વધારવાનો અને તેને દિવાની અને ફોજદારી ન્યાય આપતી કરવાનો છે. અસલ કાયદામાં અને આ સુધારામાં એક મહત્ત્વનો ફેરફાર તો એ છે કે બે હજારની વસતીવાળાં ગામો માટે ગ્રામપંચાયતની સ્થાપના હવે ફરજિયાત છે અને તેવીજ રીતે ન્યાય આપનારી અદાલતની સ્થાપના પણ ફરજિયાત છે. તેના તમામ સભાસદો ચૂંટાયલા છે. સરકારનિયુક્ત એક પણ જગા રાખી નથી. મુખીને ચૂંટણી માટે ઉભા રહેવા સામે પ્રતિબંધ છે. બીજી બાજુ લઘુમતી કોમો, હરિજન, પછાત કોમો અને સ્ત્રી વર્ગ માટે અનામત જગાઓ રાખી છે. વધારેમાં વધારે ૧૧ જગાઓ રાખી છે. આ સંખ્યા કંઇક વિશેષ થઈ હોત તો સ્ત્રીઓને માટે ઓછામાં ઓછી બે જગાઓ અનામત રાખી શકાત. બધા જ પુરૂષ સભાસદોની સભામાં એકલ સ્ત્રીસભાસદને કંઇક ક્ષોભ થાય તે સ્વાભાવિક છે. બે સ્ત્રી સભાસદો હોય તો એક બીજાનો સહારો સહેલાઈથી મેળવી શકે. ઇનામદારી કે તાલુકદારી ગામોમાં ઇનામદાર કે તાલુકદાર તરફના એક સભાસદની જોગવાઈ જૂના કાયદામાં હતી તે પણ આ સુધારામાં કાઢી નાંખવામાં આવી છે.

ગ્રામપંચાયતનાં કામોની સરળતાની દૃષ્ટિએ સરપંચ અને અદાલતનો અધ્યક્ષ, જુદી જુદી વ્યક્તિઓ હોય તે ઇચ્છવાયોગ્ય છે. અદાલતનાં કામોમાં ઘણી વખત એટલો બધો રસ પડે છે કે અધ્યક્ષ અને સરપંચ એક જ વ્યક્તિ હોય તો ગ્રામ-

મહાસભા છેલ્લાં બાવન વરસથી લડી રહી છે અને વળી પૂજ્ય મહાત્માજીની દોરવણીએ તો છેલ્લાં વીસ વરસથી પૂરજોસમાં પ્રથમની માફક ફક્ત ભાષણો કરીને કે ઠરાવો કરીને બેસી નહી રહેતાં રચનાત્મક કાર્ય કરીને અને તેમના અમોઘ શસ્ત્ર-સત્ય અને અહિંસાનું પાલન કરી, અગત્યના પ્રસંગે અસહકાર અને સત્યાગ્રહ અમલમાં મૂકી લડી રહી છે, તોપણ હજી આપણા ધ્યેયને આપણે પ્હોંચી શકયા નથી. તેથી તે લડાઇ તો હજી ચાલુ જ છે, પરન્તુ તેથી કરીને મહાસભાની આજસુધીની મહેનત નિરર્થક ગઇ નથી. આપણને પ્રાંતિક સ્વરાજ્યના કેટલાક હકો મળેલા છે અને તે મળેલા હકોનો અમલ કરવા આપણા નેતાઓએ બીડું ઝડપેલું છે.' તે હકોની અજમાયશ કરવાને અગર તેનો અમલ કરવાને લોકલ બોર્ડો, મ્યુનિસિપાલિટીઓ અને ગ્રામ પંચાયતો જેવાં વાજબી સ્થાનો છે અને જેનો વહીવટ આપણે હાથમાં લીધો છે. પ્રથમ, તાલુકા લોકલ બોર્ડોની હસ્તિમાં પંચાયતોની શરૂઆત અજમાયશ ખાતર કરવામાં આવી, તે વખતે તેમના પર બહુ જવાબદારી તથા મહત્ત્વતા જણાતી ન હતી; પણ પંચાયતોની પ્રથા વિસ્તૃત કરવામાં આવે તો તાલુકા લોકલ બોર્ડથી ગામડામાં થતાં કામો કરતાં વધુ કામ થાય તે હેતુથી તાલુકા લોકલ બોર્ડો નષ્ટ કરવામાં આવી એટલે પંચાયતોની જવાબદારી તેમજ મહત્તા વધી છે, અને વધુ કામ કરવાને બ્હોળા પ્રમાણમાં સરળતા મળી છે. શરૂઆતમાં જિલ્લા લોકલ બોર્ડોની અને મ્યુનિસિપાલિટીઓની સંસ્થાએ એકલા સરકારી અમલદારો મારફતે ચાલતી હતી. અમુક વખત પછી તેમાં ફેરફાર કરી સરકારી નોકરો એકલા નહીં, પરન્તુ તેમની સાથે પ્રજાના ચૂંટાયલા સભ્યો મારફતે ચાલતી. એમ ક્રમ બદલાતાં છેવટ હાલના બંધારણ મુજબ બધો જ વહીવટ પ્રજાના ચૂંટાયેલા સભ્યો મારફતે ચાલે છે, તે પ્રમાણે આ સોનેરી તક ગામડાના લોકોને ગ્રામ પંચાયતો મારફતે પોતાના ગામનો વહીવટ- પોતાને જ હાથે કરવા સાંપડી છે. આટલી મહેનત પછી આપણને મળેલી તકનો લાભ હવે જો આપણે ના ઉઠાવીએ અને તેને સુંદર રીતે, પ્રામાણિકપણાથી, સહૃદયથી અને સેવાભાવથી કાર્ય કરી ના દીપાવીએ તો આપણી નાલાયકીનો બીજો નમૂનો શું હોય? આપણે સ્વરાજ્યને માટે નાલાયક છીએ તેવી શરમાવનારી છાપ આપણા દેશને માથે સરકાર ઠોકી બેસાડશે. આપણા સંપૂર્ણ સ્વરાજ્યના ધ્યેયને પારાવાર નુકસાન પ્હોંચે તેની જવાબદારી આપણા માથે આવે અને આપણે દેશદ્રોહી ગણાઇએ. હાલના પ્રસંગે દેશની દરેક સંસ્થા નહિ પરંતુ દરેક જાહેર કાર્ય કરનાર પોતાના વર્તન અને ચારિત્ર્ય માટે આખા દેશને જવાબદાર છે.

ગામડામાં પંચાયતોના લાભો હજી પૂર્ણપણે સમજાયા નથી તે કારણથી તેમ જ- છેલ્લા કેટલાક વખતથી ઘણાં ગામડાનું જીવન માંહોમાંહે પક્ષાપક્ષીથી, હુંપદપણાથી અને સ્વાર્થ-પરાયણતાથી દ્વેષમય અને ક્લેશમય થઇ ગયું છે તેથી પંચાયતો અપનાવતાં ભય દેખાય છે. ભરૂચ જિલ્લામાં કેટલેક ગામેથી તો જૂની પંચાયતો કાઢી નાંખવાની અને કેટલાંક ગામોથી નવી પંચાયતો નહીં દાખલ કરવાની અરજીઓ જિલ્લા લોકલ બોર્ડની ઓફિસે તેમજ કલેકટર સાહેબ ઉપર આવે છે. પરન્તુ ઉપર જણાવ્યા મુજબ બે હજાર અગર તેથી વધુ વસ્તીવાળાં ગામોમાં કાયદા પ્રમાણે ફરજીયાત ગ્રામ પંચાયત હોવી જોઇએ એટલે તે બેમાંથી કોઇના હાથમાં તેવી અરજીઓ મંજૂર કરવાની સત્તા નહીં હોવાથી તે નામંજૂર કરવામાં આવે છે.

કિલ્લો અભેદ્ય રાખી શક્યાં હતાં; મુશ્કેલીના જમાનામાં વિકાસ સાધી શક્યા નહોતાં, છતાં સંરક્ષણ કરી શક્યાં હતાં. કાળ જતાં એ પ્રથામાં કેટલીક બદીઓ પેઠી. આજે પરિસ્થિતિ બદલાઈ છે છતાં સરકારી ઢબની ગ્રામ પંચાયત આપણી પ્રકૃતિને પૂરી પ્રેરણા આપી શકતી નથી. ગામડાંની નાની નાની બાબતોનો દોરીસંચાર દૂરના કેન્દ્રિત સ્થાનેથી કરવાની લોલુપતા સરકારી તંત્રમાંથી હજુ ખસતી નથી. હજુ તેની રચના ગામડાના છાપની નથી. તે મુંબઈ છાપની છે. પરંતુ હાલના ક્રાંતિ કાળમાં બીજો સહેલો ઉપાય નથી. જે બંધારણ મળેલું છે તેનો સારામાં સારો ઉપયોગ કરી લેવામાં જ ગામડાની પ્રજાનું કલ્યાણ રહેલું છે. ગામડાની પ્રજાએ સંકુચિત દૃષ્ટિને તિલાંજલિ આપવી જોઇએ. સારા માણસોને પ્રતિનિધિ તરીકે ચૂંટી મોકલવા જોઇએ, એટલું જ નહિ પણ ગ્રામ પંચાયતનાં સારાં કામોમાં તેમણે સહકાર અને ઉત્તેજન આપવું જોઇએ. લાગવગનો ઉપયોગ, સાચું કહેવામાં અને કરવામાં સંકોચ અને સેવાને બદલે પ્રતિષ્ઠાનો ખ્યાલ પ્રતિનિધિમાંથી જવો જોઇએ. આખાય ગામનાં ભલાનો ખ્યાલ અને તે પણ બીજાં ગામોને ભોગે નહિ, આવા ઉચ્ચ આદર્શવાળું ગ્રામપંચ ગામડાનું શ્રેય સાધી શકશે. બંધારણની મુશ્કેલી તો છે, પરંતુ ઘરના ઉમ્બરમાં મૂકેલો પથ્થર આપણને ઠેસ વગાડીને લોહી કાઢે તે પહેલાં તેને આપણી ઉન્નતિનું પગથીયું બનાવવાની કળા આપણને આવડી જાય તો આપણો બેડો પાર ઉતરી જાય. પ્રારંભમાંથી જ જો આપણે નાત જાત અને કોમીવાદની ખેંચતાણ ગ્રામ પંચાયતમાં લાવીશું તો એજ સંસ્થા આપણું બૂરું કરનારી નિવડશે. ગામડાના સજ્જન માણસો અને ગ્રામોદ્ધારમાં રસ ધરાવતા સુજ્ઞ પુરુષો ગ્રામપ્રજાને સવળે પથે જવામાં મદદગાર બનો એવી પ્રાર્થના છે.

પંચાયતો દિવાબત્તી, ગામમાં સાફસુફી, ઓવારા, પાણી ગટરો, રસ્તા, કુવા અને તળાવની દુરસ્તી તેમજ નવા કરે છે, નર્સ માટેનો ફાળો આપે છે અને એવાં એવાં ગામના લાભાર્થે પોતપોતાની શક્તિ પ્રમાણે સાર્વજનિક રચનાત્મક કામો કરે છે જે ગામલોકને આશીર્વાદ સમાન થઈ પડયા છે. લોકહિતના આવાં કામો થયેલાં જોઈ બીજી પંચાયતો તેવા કામો કરવા પ્રેરાશે કારણ કે મનુષ્ય સ્વભાવ સ્પર્ધાથી બંધાયેલો છે, અને દરેકને સારા દેખાવાની તેમજ સારા થવાની સ્વાભાવિક ભાવના હોય છે. વધુમાં નવા ગ્રામ પંચાયતના કાયદામાં દરેક ગ્રામપંચાયતને મર્યાદિત દીવાની દાવા અને ફોજદારી કેસો ચલાવવાની સત્તા આપવામાં આવી છે, એટલે તેટલા પ્રમાણમાં પોતાના ગામના લોકોનું હિત-કોર્ટોના ભારે ખર્ચામાંથી બચાવવાનું અને કજીયા વધુ નહિ લંબાવતા ટૂંકમાં પતાવટ કરી નાખવાનું-પંચાયતના હાથમાં રહેલું છે, તે કુશળ કાર્ય કરનારા હોય તો સર્વોત્તમ રીતે સાધી શકે છે.

ઉપરની હકીકતો સર્વ બાજુએથી તપાસતાં પંચાયતોના નવા કાયદા પ્રમાણે જ્યાં જ્યાં લાભ મળતો હોય તે પહેલી તકે લઈ લેવા કોઈ ગ્રામજનોએ ભૂલવું નહિ અને તેનો સદુપયોગ ઉપર જણાવ્યા પ્રમાણે કરી લેવો જોઈએ. હંમેશાં સારાનું અનુકરણ કરવું, નઠારાનું નહિ, એટલે કે જે પંચાયત સારૂ કામ ન કરતી હોય, અગર જે લોક ગ્રામ પંચાયત ન માગતા હોય તે તરફ ન જોતાં જે ગ્રામ પંચાયત સારૂં કામ કરે છે તેનું અનુકરણ કરવું એ વધારે ઉત્તમ છે. સ્વાર્થસાધુઓ થઈ સભ્ય થયા પછી ખુરશી યા હોદ્દો મેળવી ગમે તેવુ આપખુદી અને સ્વાર્થી વર્તન ચલાવી પ્રજાને પીડા કરવામા પોતાનું ડહાપણ સમજે અને તેમ કરી દેશ યા મહાસભાને કોઈ કંટકરૂપ ન નીવડે એવી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે. પ્રભુ ગ્રામપ્રજાના કલ્યાણ અર્થે અનેક હાર્દિક સેવકો ઉભા કરે અને સમસ્ત પ્રજાજનના હૃદયમાં દેશસેવાની ભાવના ઉત્પન્ન કરે અને પૂજ્ય મહાત્માજીની દોરવણી નીચે મહાસભાએ આદરેલા કામમાં મદદ કરવા સર્વને આંતરિક પ્રેરણા કરે એજ વિનતિ.

# પંચાયત, જિલ્લા લોકલ બોર્ડ અને સરકાર

(લેખક : શ્રી લલ્લુભાઇ હ. પટેલ, એમ. એ, એલએલ. બી.,
પ્રમુખ લો. બો. તાલુકા કમિટી, ચોર્યાસી.)

પંચાયતના સુધારેલા કાયદા હેઠળ પંચાયતો હવે જિલ્લા લોકલ બોર્ડની દેખરેખ હેઠળ કામ કરશે અને તેનાં દરેક કામો બોર્ડનાં સીધા સંચાલન હેઠળ રહેશે. આથી પંચાયતોનો બોર્ડ સાથે તેમજ સરકાર સાથે કેવી રીતનો સંબંધ રહે છે એ આપણે તપાસીએ.

સરકારને તેમનાં પોતાનાં અનેક ખાતાંઓ સમાળવાનાં હોવાને કારણે તે લોકોલર્ષનાં કાર્યોમાં સીધો ફાળો આપી ન શકે એ દેખીતુ છે. અવારનવાર બદલાતા ઉપરી અમલદારો અને ઘણી વખતે પરદેશી તથા પરપ્રાંતીય અમલદારો ગામડાંના લોકોની સહજ ભાવનાઓ તથા લાગણીઓ જાણી તથા માપી શકતા નથી, અને ઘણીવાર ફક્ત સિદ્ધાંતો સમજાવવાથી જ ગામડાંના લોકો સમજી શકતા નથી. એટલે સરકાર સાથેનો પંચાયતનો સીધો સંબંધ કાઢી

આવા નિરર્થક પ્રયત્ન ગામલોકોએ કરવાની કંઇ જરૂર નથી. ઉલટું, ઉપર જણાવ્યા પ્રમાણે પંચાયતોને અપનાવી લઈ બનતો લાભ ઉઠાવવા પ્રયાસ કરવો એ વધારે સલાહભરેલું છે. હાલમાં પ્રગતિના જમાનામાં ગામડાની પ્રજાને પણ જીવનના બ્હોળા વિકાસ અને પ્રમાણમાં શહેરી જીવનના લાભો ઉઠાવવાની આવશ્યકતા છે. છતાં આજ સુધી તેવા કોઈ લાભ સારા પ્રમાણમાં મળ્યા નથી; અને હવે પછી નજદીકના ભવિષ્યમાં લોકલ બોર્ડ તરફથી મળી શકે તેવું લાગતું પણ નથી; પરંતુ તેવા લાભો પંચાયતો મારફતે મળવાની વધારે શક્યતા છે.

ઉપર જણાવ્યા પ્રમાણે ગામડાંના વહીવટનું ગાળીયું સરકારને ગ્રથેથી ઘણે ભાગે નીકળી ગયેલું હોવાથી જિલ્લા લોકલ બોર્ડોને સરકાર તરફથી જરૂરીઆત પ્રમાણે રસ્તા વગેરે કામો માટે ગ્રાન્ટની રકમ અપાતી હતી તે ક્રમે ક્રમે ઓછી કરી, હવે હાલ ચોથા ભાગ કરતાં પણ ઓછી કરી નાંખી છે; એટલે લોકલ બોર્ડોની પાસે મૂળથી જ પૂરતું નાણાનું સાધન નહીં હોવાથી લોકલ બોર્ડોની આર્થિક સ્થિતિ તંગ થઇ છે. ગામડાંની જરૂરીઆતો પૂરી થઈ શકતી નથી અને થવા સંભવ પણ નથી. જિલ્લા લોકલ બોર્ડોની આર્થિક સ્થિતિ સારી કરવા જો કે ગામડાંની સ્થિતિ વધુ કર ભરે તેવી હાલતમાં હોય ના હોય તો પણ દરેક ગામડાંની જરૂરીઆત તેમની ઇચ્છા પ્રમાણે પૂરી કરવા જેટલો કર કોઇ જિલ્લો કોઇ કાળે નાંખી શકશે નહિ. જ્યારે જે ગામમાં ગ્રામ પંચાયત હોય તે ગામના લોકલફંડ સેસનો પ્રથમ ટ્રૈ ભાગ જિલ્લા લોકલ બોર્ડ તરફથી અપાતો તે હવે ટ્રૈ ગ્રામ પંચાયતને જિલ્લા લોકલ બોર્ડે દર વરસે ફરજીયાત આપવાનો છે. આ ઉપરાંત દરેક ગ્રામ પંચાયતે ઘરવેરો ફરજીયાત નાંખવાનો છે. વળી ઢોર ડબ્બાની આવક પણ ગ્રામ પંચાયતને મળશે. આ બધી રકમો પોતાના જ ગામમાં દરેક વરસે પ્રામાણિકપણે વપરાય તો પંદર વીસ વરસમાં તો ગામની બધી જાતની જરૂરીઆતો પૂરી થઈ શકે. જે જિલ્લા લોકલ બોર્ડથી કોઈ દિવસે થઈ શકે નહીં. જિલ્લા લોકલ બોર્ડે તો જે કામો ફરજીયાત કરવાનાં છે તે જેવાં કે રસ્તાદુરસ્તી, કુવાદુરસ્તી, જરૂર પડતા નવા રસ્તા કરવા, હરિજનો માટે કુવા કરવા, વધારે શિક્ષકો રોકવા માટે જિલ્લા સ્કૂલ બોર્ડને ગ્રાન્ટ આપવી, નવી નિશાળો બંધાવવા માટેની જિલ્લા સ્કૂલ બોર્ડને ગ્રાન્ટ આપવી, વિદ્યાર્થીઓની સંખ્યા વધતી જતી હોવાથી તેઓને શાળામાં બેસાડવા માટે વધારાના ભાડાનાં મકાન માટે ખર્ચની જોગવાઈ કરવી વગેરે વગેરે વધતી જતી જુમ્મેદારીને પ્હોંચી વળી શકાતું નથી તો ગામડાંની વ્યક્તિગત જરૂરીઆતો ઉપર તો શી રીતે જિલ્લા લોકલ બોર્ડોથી ધ્યાન આપી શકાય એ ખ્યાલમાં રાખવાનું છે.

બીજા જિલ્લા કરતાં ભરૂચ જિલ્લામાં જૂના ગ્રામ પંચાયતના કાયદાના અમલથી સારા પ્રમાણમાં એટલે ૨૪ ગ્રામ પંચાયતો સ્થપાયેલી છે અને નવા કાયદા પ્રમાણે બીજી ૧૦ વધશે એટલે એકંદરે ૩૪ થશે. તેમાં અલબત્ત ગ્રામજીવનની ઉપર જણાવેલી ત્રુટીઓને લઇને દરેક ગ્રામ પંચાયતનો વહીવટ સંતોષકારક ચાલતો નથી તેમ છતાં પણ તે પૈકી લગભગ અર્ધી સંખ્યાની ગ્રામ પંચાયતો સિવાયનો વહીવટ સુંદર રીતે ચાલે છે. એક પંચાયત સરકારની કે જિલ્લા બોર્ડની મદદ વગર આયુર્વેદિક દવાખાનું પોતાના ફંડમાંથી ચલાવે છે, પાકા પથરના રસ્તા અને ગરનાળાં તથા પાકાં જાજરૂઓ તેણે બાંધેલાં છે ને પાણીનો છંટકાવ પણ કરે છે. કેટલીક ગ્રામ

નાંખવામાં આવ્યો છે તે તો ઠીક જ થયું છે. પરંતુ તેથી સરકારી અમલદારોએ-ખાસ કરીને પટેલતલાટી તથા મામલતદારોએ-એમ ન સમજવું જોઇએ કે પંચાયતો સાવકાં છોકરાં છે. પંચાયતોને પોષવી અને તેમની વ્યાજબી હકોની માંગણીઓ સંતોષવી એ તેમની ફરજ છે. પટેલને પંચાયતમાંથી કાઢી નાંખ્યો છે તેથી, તલાટીને પંચાયતના સેક્રેટરીમાંથી સામાન્ય રીતે બાદ રાખવાથી, તેમજ મામલતદારનો સીધો કાબુ કાઢી નાંખ્યાથી પંચાયતને અથવા તેના સરપંચને જોઇતો સહકાર તેમના તરફથી ન આપવામાં આવે તો પંચાયતનું કામ મુશ્કેલ બનવા સંભવ છે. અત્રે એક જ દાખલો આપવો બસ થશે. પંચાયતે નક્કી કર્યું કે ગામતળમાં અમુકનું સરકારી જમીનમાં દબાણ છે. તે કઢાવવા તેમનાં તરફથી યોગ્ય લખાણ થયું. પટેલતલાટીના સારા સહકારના અભાવે તેઓ અવળો રિપોર્ટ કરે તો ગામનું કામ ભરાણે ન ચઢે એ સાફ દીવા જેવી વાત છે. અત્યાર સુધી સામાન્ય રીતે એમ જ બનતું આવ્યું છે કે ગામલોકો પ્રજાના લાભ તથા હક વિષે સરકાર સાથે કંઇ પ્રશ્ન ઉઠાવે તેવે વખતે પટેલતલાટીઓ હંમેશાં સરકાર પક્ષે જ રહે છે; પછી તેમાં ન્યાયાન્યાયની વાત ઘણી વાર વિસારે મૂકવામાં આવે છે. આથી પ્રજાના હકો હડસેલાય છે અને નિર્વીર્ય પ્રજા થોડીવાર ધુંઆફુંઆ કરી શાંત થઈ જાય છે.

પંચાયતના કામમાં આમ નહિ બને એ ખાસ લક્ષ્યમાં રાખવું જોઇએ. જ્યાં સુધી પંચાયતને લાગતું વળગતું હોય અને તે કાયદામાં રહીને કામ કરતી હોય, ત્યાં સુધી તેના દરેક કામને અમલદારોએ ટેકો આપવો જોઇએ અને તેમ કરતાં સરકારના થોડા હકો ઓછા થતા હોય તો તેમ થવા દેવું જોઇએ. આ આખી પ્રથાને અંગ્રેજીમાં 'decentralisation of power'–'સત્તાની નીચલા થરમાં વહેંચણી કહેવામાં આવે છે. આમ બને તો જ પંચાયતો ખીલે.

એવી જ રીતે જિ. લો. બોર્ડે પણ પંચાયતોને મદદ કરવી જોઇએ. બોર્ડ પંચાયતની માતા જેવી સંસ્થા હોઈ બાળકોને પોષવામાં, ખીલવવામાં, આબાદ કરવામાં માતાની માફક જ કામ લે તો ઘણું થઈ શકશે. એમ નહિ બનવું જોઇએ કે બોર્ડનો નીમેલો કોઈ તેનો સભ્ય પંચાયતનો ઉપરી બની જાય. ખરી રીતે બોર્ડના પ્રમુખે તેમજ તેના સભ્યોએ તેમના અનુભવની, ડહાપણની તથા આવડતની પંચાયતોને લ્હાણ કરવી જોઇએ. અમલદારશાહીની તેમાં જરાયે ગંધ ન હોવી જોઈએ. ઘણીવાર બોર્ડના કેટલાક સભ્યો અમુક પંચાયતો સાથે નિકટતા અથવા રાગદ્વેષ ધરાવતા હોય છે, તેવા સભ્યો પંચાયત સાથે અથવા તેના સરપંચ સાથે જરાયે પક્ષાપક્ષી ન કરે એ બોર્ડના પ્રમુખે જોવું જોઇશે. બોર્ડના સભ્યોને નવી પંચાયતોના તથા તેની આસપાસના ગામોમાંથી ફરી ચૂંટાવું હોવાને કારણે, જો તેઓ ખરા આદર્શવાદી ન હોય તો ઘણીવાર ગોથાં ખાઈ જાય અને ઘણી ગુંચવણો ઉભી કરે તો તેવે વખતે બોર્ડના પ્રમુખે પૂરતી કાળજી રાખવી જોઇશે.

અને પંચાયતે પણ ખરું નાગરિકપણું ખીલવવું જોઇશે. તેઓએ તેમના હકો, તેમની મર્યાદાઓ, તેમનું કાર્યક્ષેત્ર વિચારવું જોઇશે અને ઘણીવાર કરવામાં આવે છે તેમ હવામાં બાચકાં ન ભરવાં જોઇએ. ગામની ખૂબ સેવા કરી નાંખવાની નવી ધગશને પંચાયતના

ગામડાના ખેડૂતો શહેરના ભાટીઆઓને દૂધ ભરે છે તે હુ બંધ કરુ અને તેમને આ ભડારના સભ્ય બનાવુ તેઓ સભ્ય નહિ બને તો કતારગામ, અડાજણ, અઠવા એવા ગામોમા હુ ઉપર જણાવેલી મડળી સાથે સીધો સબધ બાધુ કતારગામ જેવા ગામમા ૪-૫ મણ દૂધ ખપાવવું મિનકુન રહેતું છે તે ઉપરાત દહીં અને છાશ માટે બીજુ ૪-૫ મણ ખપી શકે. આજે ગામડાના ખેડૂતો ૧ રૂા નું ૧૭-૧૮ શેર સુધી દૂધ ભાટીઆને ભરે છે. હું એમનું રૂા નું અમુક શેરનું ધોરણ છોડાવી દઉં અને ઉપજી મડળી જેમ કરે છે તેમ, જે ઉપજે તેમાથી થોડો વહીવટી ખર્ચ બાદ કરી બધુ સભાસદોને આપી દઉં. આજે કતારગામ જેવા ગામના લોકોને દૂધ તો પૂરું મળતું જ નથી પરંતુ છાશ પણ પૂરતા પ્રમાણમા મળતી નથી હુ બીજું ન કરી શકું પણ ગામની ગરીબ તેમજ બીજી પ્રજાને પૂરતી છાશ આપુ તોયે મે ગામ માટે ઘણું કર્યું છે એમ સતોષ માનું. સાદી છાશમા ઘણા પોષક તત્ત્વો છે તે હુ આપી શકુ અને એ જો વધારે મળે તો તેને પરિણામે તાડી વિ. માદક પદાર્થો ઓછા લેવાય એમ પણ બને.

**૨ દાણા વિભાગ**

ગામડામા મોટી વસ્તી હળપતિની હોય છે અને તેમને મળેલા મજૂરીના પૈસા મોટે ભાગે તેઓ દાણામા ખર્ચે છે. એ દાણા વેચનારા ધણીનાર તો હલકી કોટિના વિચાર ધરાવનારા લોકો હોય છે અને તેઓ હલકી જાતનો માલ, ભેળસેળ, ઓછુ તોલ અને વધુ ભાવ લઈ આવા ગરીબ લોકોની નરી લૂટ કરે છે પછાત વસ્તીના પ્રમાણમા હુ મોસમમા દાણો ભરી દઉં અથવા સુરતના અથવા નજીકના મોટા શહેરના સારા વેપારી સાથે સબધ રાખુ. એ દાણા-જુવાર-ચોખા-દાળ-લોટ-કઠોળ-તેલ-કેરોસીન વિ જેમ બને તેમ પડતર કિંમતે વેચુ. એનો નોકરખર્ચ તથા બીજો પરચુરણ ખર્ચ હુ પચાયતના ભંડોળમાથી કરું. આ બધી વસ્તુઓ સાફ અને ચોકખી રાખુ અને તમામ લોટ હુ હાથે દળાવી રાખુ આપણા ગૃહઉદ્યોગોનો નાશ થઈ રહ્યો છે તેના ઉદ્ધારના પ્રશ્નની પણ આ સાથે છણાવટ કરુ. રોજની ખપત પ્રમાણે લોટ દળાવી લેવો ગામડામા અઘરો નથી. આથી મશીનના લોટમા જે તત્ત્વો નાશ પામે છે તે બચાવીને તમામ તત્ત્વો હુ ગામના લોકોને આપુ અને તે બજારની કિંમત કરતાં સસ્તે ભાવે હાથની દળવાની ઘટી સાથે હાથછડ ચોખા, ઘટીમા બનાવેલી દાળ, ઘાણીનું તેલ-તવતુ, સીગનું-હુ બનાવડાવુ અને આ માટેના ચોક્કસ નિયમો બનાવું.

આમ કરતા પચાયતને થોડો આર્થિક બોજો સહન કરવો પડે એ દેખીતી વાત છે.

**૩ કાપડ વિભાગ**

ઉપર જણાવેલી પ્રજાના ખરતું કાપડ શરૂઆતમા હું દેશી લાવું. વિશુદ્ધ ખાદીથી જ હુ શરૂ તો કરું પરંતુ એ પ્રજાને પોષાય એટલી સસ્તી ખાદી હુ એમના હાથમા તત્કાળ ન મૂકી શકુ, તો હુ પંચાયતના એ વિભાગને આત્મહત્યા તરફ દોરું એમ બને તેથી શરૂઆતમા દેશી કાપડ એમના ખરતું સસ્તુ શોધુ અને તેમાથી તૈયાર કપડા પણ બનાવી એમને આપુ. ખાદી વિભાગ પણ આ સાથે શરૂ કરુ. કાતણ શીખેલા સ્ત્રી પુરુષોના પ્રમાણમા રેટીઆ વસાવી તે જ સૂતર ગામની વણાટશાળામા વણાવી ગામને જરૂરી કાપડ બનાવુ અને ઉત્પાદનના પ્રમાણમા વેચાણ કરવા પાછળ હુ સરપચ તરીકે પ્રયત્ન કરુ. આ પાછળ ઝાઝી ખોટ હું વેઠવા નહિ દઉ.

છૂટકો. એટલે શરૂઆતની તમામ મુશ્કેલીઓનો ખ્યાલ રાખી આ વસ્તુ કરવી જોઈએ અને તે હિંમતપૂર્વક કરવી જોઈએ. મશીનમાંથી દળાનો લોટ તેની ઝડપને લઈને સસ્તે દળાય છે પરંતુ શહેરમાં લઈ જવા લાવવાની મજૂરી, દળાઇ તથા લોટ વત્તોઓછો થાય એ બધી વસ્તુઓ જોતાં પૈસો બેપૈસા વધારે દળાઈ બળદઘંટીમાં બેસે તે પંચાયતે જોવું જોઇએ નહિં. પંચાયતે અને સરપંચે એ બધી વસ્તુ સભ્યોને તથા ગ્રાહકોને પણ સમજાવવી જોઇએ.

બળદઘાણી–આજે ગામડામાં તેલ પણ મીલમાં બનેલું પહોંચી ગયું છે. ઘણાં ગામોમાંથી ઘાંચી ભાગી છૂટયો છે અને બીજે ધંધે લાગી ગયો છે. આથી ગામડાંની દુકાનવાળાઓએ તેલ પૂરું પાડવાનો ધંધો લીધો છે. તેઓ શહેરમાંથી મશીનમાં બનેલું સસ્તું, વાસી તેલ ઘણીવાર ભેળસેળવાળુ–આપે છે. લોકોને કોઈ નજીક સારા બજારના અભાવે આવું તેલ નીભાવી લેવું પડે છે. જ્યાં આગળ ઘાંચીઓ હોય છે ત્યાં પણ સારૂં તેલ મળવાનો સંભવ ઓછો છે. તેઓ પણ શહેરમાથી સીંગ વિ. હલકાં તેલો લાવી ભેળસેળ કરી જેમ ગ્રાહક સસ્તું માંગે તેમ તેટલું ભેળસેળ કરી આપે છે. આ બધા દગાથી બચવા તથા ખરા ગ્રામઉદ્યોગને ખીલવવા બળદઘાણી પંચાયતે દાખલ કરવી જોઇએ. ઘાણી પોતાની રાખી તલ પીલાવવા અથવા ઘાણી દીઠ પીલવા માટે કોંટ્રાકટથી કામ લઇ શકાય, અથવા આપણી દેખરેખ હેઠળ ગામમાં વસતા ઘાંચી પાસે તલ પીલાવી અથવા ટેસ્ટ કરી તેલ વેચાતું લેવું અને તે રીતે વેચાણ કરવું.

### ખાદી ઉત્પત્તિ

ગામમાં એક વણકર કુટુંબને રોજી મળી રહે એટલું ઓછામાં ઓછું કંતાવું જોઇએ. કતારગામ જેવા ગામે સરકારે તેમજ ડીસ્ટ્રીકટ લોકલ બોર્ડે વર્ધા યોજના દાખલ કરેલી હોવાથી આવા ગામનું કામ સરળ બની શકે. ખરી રીતે આજના એ કેન્દ્રના તેમજ શાળાના સંચાલકો ખરા ઉત્સાહથી કંઈ કરતા હોય એમ દેખાતું નથી. એનાં કારણો ઘણાં છે તેમાં અત્રે ઉતરવાની જરૂર નથી. બોરીફળીઆ જેવી નિશાળના કાતણના આકડા બહુ આશાસ્પદ છે. કતારગામ જેવામાં તો લાયક ઉંમરના ઘણા વિદ્યાર્થીઓ ભણે છે. ૧ કલાક ફરજીઆત કાંતણ ઉપલા ધોરણોમાં દાખલ કરવામાં આવે તો બોર્ડને વાંધો હોઇ શકે નહિ, ઉલટું તે લોકો આ વસ્તુને ઉત્તેજન આપે છે. આખા ગામે પૂરો સહકાર આપવો જોઇએ અને શિક્ષકોએ એનો અમલ કરવો જોઇએ. જો વર્ધા કેન્દ્રના અને શાળાના જ શિક્ષકો આટલું ન કરે તો પછી પ્રશ્ન તો એજ થાય કે એ વર્ધા કેન્દ્રનો અને એ શાળાઓનો અર્થ શો? હું તો શાળાઓને બાદ રાખી ગામલોકોની પોતાની જ શકિત ઉપર કાંતણ વિ. દાખલ કરવા પ્રયત્ન કરૂં. આમ કરવામાં ચોર્યાસી તાલુકા કોંગ્રેસ કમિટીનો, ગ્રામવિકાસ મંડળનો લાભ ઉઠાવવા હું પ્રયત્ન કરૂં. કાંતનારાઓ બેકાર વર્ગમાંથી ઉભા કરવા જોઇએ અને કાંતણને એક કમાણીના પાયા તરીકે સ્વીકારવું જોઇએ. કાંતનારને રહેંજે ત્રણથી ચાર આના રોજ મળે એ કંઈ બેકારીના વખતમાં ઓછું ન કહેવાય. ઓછામાં ઓછું ૩૦ થી ૪૦ રતલ સૂતર માસિક કંતાય એટલા રેંટિયાઓ ગામમાં સતત ફરતા રહેવા જોઇએ. અને એટલા પોતાના વપરાશ માટે કાંતનારાઓ પ્રચાર કરી ઉભા કરવા જોઇએ. આની સાથે ધંધો કરી રોજી મેળવનારા કાંતનારા પણ હોવા જોઇએ,

**શાકભાજી વિ. વિભાગ**

કતારગામ જેવી પંચાયતના સરપંચ માટે આ વિભાગ બહુ રહેલો છે. ગામના લોકો શહેરમાં સસ્તે શાકભાજી હરાજી કરાવી આવે છે, તેમની પાસે ગામ પૂરતું હું શાકભાજી લઉં અને એને ચલાવવામાં પણ આર્થિક મુશ્કેલી ન પડે એમ હું માનું છું. એમાં એ પણ હું ખ્યાલમાં રાખું કે ગામના લોકો પોતાની વાડીમાં કઇ કઇ ભાજીઓ તેમના વપરાશના પાણીથી બનાવી શકે એ પણ હું પ્રયોગો કરી સમજાવું અને પંદડાંવાળા શાકભાજી માટે હું ખૂબ ભાર મૂકું.

**વ્યાયામશાળા**

આ પછી હું ગામમાં એક મધ્યવર્તી વ્યાયામશાળા સ્થાપું. ગામના કોઇ વ્યાયામપ્રેમી ભાઇને વેડછી અગર એવા કોઈ સારા તાલીમવર્ગમાં મોકલું અને તેને વ્યાયામશાળાનું સંચાલન સોંપું. બને ત્યાં સુધી આ સેવા ઓછા ખર્ચે મળે તે મેળવવા હું પ્રયત્ન કરૂં. શરૂઆતમાં વ્યાયામશાળાના મકાન પાછળ હું ખર્ચ ન કરૂં પણ કામ બરાબર ચાલે તે વખતે હું કોઇ દાનેશ્વરી પાસે હાથ લંબાવું. સારી વ્યાયામશાળા એ આપણી ગ્રામજનતા માટે અતિ ઉપયોગી વસ્તુ છે અને બુદ્ધિ સાથે શક્તિનો મેળ સાધવા આથી પ્રયત્ન કરૂં. આ શાળામાં અહિંસક સાધનોથી જ તાલીમ આપું અને મહાત્મા ગાંધીજીએ એ વિષે જે જે સૂચનાઓ કરી છે તેનો પૂરેપૂરી રીતે અમલ કરૂં.

**ગ્રામસફાઇ**

આ સફાઇ માટે મ્યુનિસિપાલિટી જેવો ખર્ચ હું ન કરૂં. શા માટે આપણી બ્હેનો અને ભાઇઓ પોતાના ઘરનાં આંગણાં સ્વચ્છ ન રાખે? તેમનાં આંગણાં સ્વચ્છ રાખવા માટે હું પંચાયતમાંથી રાતી પાઇ ન ખરચું. સ્વચ્છ રાખવાની તાલીમ, હું પંચાયતના સભ્યો પાસે સાફ કરાવી આપું અને પછી ગામલોકો પાસે તેમને સમજાવી અમલ કરાવું. આ વાત અઘરી નથી. મહોલ્લાને નાકે ઘણો કચરો ભેગો કરવામાં આવે છે અને સડયા કરે છે તે માટે હું પ્રબંધ કરૂં. મોરી વિ. બંધ કરાવું. જ્યાં ત્યાં લોકો જાજરૂ બેસી ગંદકી કરતાં હોય તે સદંતર અટકાવું. તેમને માટે તે વિષે નજીકના ખેતરોમાં, બીજી ખુલ્લી જગ્યામાં પૂરતો પ્રબંધ કરૂં અને મહાત્મા ગાંધીજી જે પદ્ધતિએ એનો નિકાલ સૂચવે છે તેનો અમલ કરૂં.

**ઉદ્યોગો**

આ સાથે ગ્રામઉદ્યોગ ખીલવણી માટે તેમજ ઉત્પાદનશક્તિ વધે એ હેતુથી નીચેના ઉદ્યોગો ગામમાં દાખલ કરૂં.

બળદ ઘંટી—ગામડાંની પ્રજાને મશીનરીથી એટલો જબ્બરો ફટકો પડ્યો છે કે પોતે બેકારી ભોગવતાં છતાં યે ઘણા લોકો પોતાનો માલ મશીનથી બનાવેલો વાપરે છે. આ આપણી ગુલામી અવદશા છે. આથી એક તો પૈસો બહાર ખેંચાઈ છે અને જે પોષકતત્ત્વો દાણામાં હોય છે તેનો નાશ થાય છે. આ બન્ને વસ્તુઓ જળવાઇ રહે એ હેતુથી ગામમાં એક બળદ-ઘંટી દાખલ કરૂં. અહિં એક પ્રશ્ન એ થાય છે કે આમ કરવામાં વ્યવહારૂ મુશ્કેલીઓ નડે. પરંતુ કોઇપણ વસ્તુ અમલી બનાવતાં મુશ્કેલીઓ નડે જ એ દેખીતું છે. તેનો નિકાલ કર્યે જ

આપવા માંગતા હોય તેઓએ તે બંનેનો ખર્ચ ઉઠાવી લેવો જોઇએ. તેમણે પંચાયતના ભંડોળ ઉપર નજર રાખવી જોઇએ નહિ. આ માટે દાન ઉદારતાથી મળી રહેતાં હોય તો પચાયતના સરપંચ તરીકે તેનો વહીવટ સારી રીતે કરી આપવા હું તૈયાર થાઉં.

ગામના પ્રમાણમાં સારી લાયબ્રેરીની પણ જોગવાઈ કરું. ઘણીવાર લાયબ્રેરી એટલે સારૂં મકાન અથવા પુસ્તકોનો ખીચડો એવો ખ્યાલ રાખવામાં આવે છે. લાયબ્રેરીનું મકાન અને પુસ્તકોની સંખ્યા એ તો ગૌણ વસ્તુ છે. મુખ્ય પ્રશ્ન તો પુસ્તકોની કોટિનો છે. સારી કોટિનાં ઓછાં પુસ્તકો વિચારોની જે સૌરભ પ્રસારે છે તેજ લાંબે ગાળે ફળદાયી નીવડે છે. આવાં પુસ્તકોની હું લાયબ્રેરી-વાચનાલય સહિત બનાવુ.

શારીરિક તાલીમ વિષે તો હું આગળ કહી ગયો છું એટલે અત્રે લખવાપણું રહેતું નથી.

રસ્તાઓ કરવા એ પંચાયતની મુખ્ય ફરજ છે. સાત વર્ષનો કાર્યક્રમ ઘડી એને માટે બજેટમાં પૂરતી જોગવાઇ રાખી રસ્તાઓનો નિકાલ કરી નાંખું. આ માટે ડીસ્ટ્રીક્ટ લોકલ બોર્ડની જેટલી મદદ લઇ શકાય એટલી હું લઉં. તેમજ સરકારની એપ્રોચ રસ્તાની સ્કીમનો પણ હું લાભ ઉઠાવું.

બત્તીઓ કરવી એ પણ પંચાયતની એક ફરજ છે. પરંતુ આની શરૂઆત બહુ મોટા પાયા પર કરવામાં ઘણો ખર્ચ વેઠવો પડે. સામાન્ય રીતે રાત્રે ગામડાંમાં અવરજવર ઘણો ઓછો હોય છે અને તેથી ગામડાંમાં શહેરના જેટલા પ્રકાશની બહુ જરૂર હોતી નથી જો કે તેથી આનો અર્થ એ થતો નથી કે ગામને બત્તીઓથી બાકાત રાખવું. એમાં ગ્રાંટની પ્રથા દાખલ કરૂં. મહોલ્લે મહોલ્લે જે જે ખાનગી વ્યક્તિઓ પોતાને ત્યાં ફળિઆને લાભ કરે એ રીતે જાહેર ફાનસ ગોઠવે તેમને માસિક અમુક ગ્રાંટ આપવી. આથી કેરોસીન વાપરવામાં કરકસર થાય અને ગામમાં ઘણે પહોંચી વળાય. જો કે કતારગામમાં તો થોડા વખતમાં કોલીક નીક્સન કંપની વિજળીની બત્તીઓ લાવનાર છે. ઘણા એમ માને છે કે પચાયતે એની સાથે કરાર કરી બત્તીનો લાભ ગામને આપવો. આવી બત્તીઓ જ્યારે ગામનુ બજેટ નાનુ હોય ત્યારે 'luxury' મોજમઝાહનું સાધન ગણાય એમ હું માનુ છું.

મીઠાં પાણીની જોગવાઇનો પ્રશ્ન મોટો છે. જે ગામે અમુક જ જગ્યાએ મીઠાં પાણી મળી શકતાં હોય ત્યાં પંચાયતે કંઇ કરવુ જોઇએ એમ હું માનુ છું. શહેરની પેઠે ઘેર ઘેર પાણીની ચકલીઓ મૂકવી એ તો નાણાંકીય સ્થિતિ જોતાં તેમજ પાણીના નિકાલના અભાવે પંચાયતના ગામે બની નહિ શકે. પરંતુ તળાવ ઉપર સારા ઓવારા કરવા, તે માટે દાન મેળવવું એ જરૂરી છે. ચોમાસામાં તળાવનાં પાણી પીવા ચાલે. પછીના વખતમાં પીવાની સગવડ માટે મીઠાં પાણીની હું સગવડ કરૂં.

બજાર વિ. પ્રશ્નો અંગે પણ ભંડોળ પ્રમાણે જોગવાઈ કરૂં.

હવે આવકનો પ્રશ્ન રહ્યો. ઉપરની 'તમામ વસ્તુઓનો અમલ કરતાં નાણાંની જરૂર પડે જ અને તેથી પંચાયતના કાયદાની હદમાં રહી હું નીચેના કરો નાંખુ.

**ઘરવેરો**

સુધારેલા કાયદામાં તેમ જ રૂલ્સમાં આ માટે સારૂં પ્રોવીઝન રાખ્યું છે. ઘરવેરો ફરજીઆત છે અને તે ઓછામાં ઓછો દર વરસે દર સેંકડે આના બેથી ઓછો નહિ હોવો

અને ગામમાંજ એક વણકર રહે એટલે વણાટની મુશ્કેલી ઉભી થવા ન પામે. આજે તો વેડછી, ઢોર, મરોલી, મઢી, સરભોણુ વિ. કરતાં જિલ્લાની પ્રજાને ખૂબ મુશ્કેલીમાં ઉતરવું પડે છે તે મુશ્કેલીઓ આથી ટળી જવા પામે. રોજી મેળવનારા કાંતનારમાંથી જે ખાદી ઉત્પન્ન થાય એ બધી ખાદી પંચાયતે ગામમાં ખપાવી દેવી જોઇએ. પંચાયતે આમાં પોતાની લાગવગનો ઉપયોગ કરવો જોઇએ અને એમાં મેં જે સહકારી ભંડારની સૂચના આગલા લેખમાં કરી છે તે ઉપયોગી થાય. જો કે આ બધું કરતાં કેટલીક નાણાં રોકાણની જરૂર પડે પણ એટલાં નાણાં ઉભાં કરવાં ગ્રામપંચાયતને મુશ્કેલ ન પડે.

ટૂંકમાં આવા ઉદ્યોગો દાખલ કરતાં શરૂઆતની ઠીક ઠીક મુશ્કેલીઓનો પ્રથમથી વિચાર કરી લેવો જોઇએ. રહેલું તો સૌ કોઈ કરી શકે. અઘરું કરવામાં જ માણસની સફળતાની ચાવી રહેલી છે. એટલે ઉપરના ઉદ્યોગો દાખલ કરતાં અને તેમને આર્થિક રીતે સદ્ધર પાયા પર મૂકતાં ગામના સરપંચની તેમજ તેની સાથેના સભ્યોની અગાધ શક્તિની જરૂર રહે છે. જો તેઓ આટલું કરવા તૈયાર ન હોય તો પછી તેમની ઉપયોગિતા વિષે પ્રશ્ન જ રહે. હું જો સરપંચ હોઉં તો ઉપલી વસ્તુઓનો પ્રથમ અમલ કરું.

### લોકશાળા

આ પછી હું કેળવણી વિષયક પ્રવૃત્તિ શું કરું તે આ લેખમાં જણાવું છું. ચોર્યાસી તાલુકામાં લગભગ દરેકે દરેક ગામે પ્રાથમિક શાળા તો સ્થાપી દીધી છે. સરકારની લોકશાળાની યોજનાથી અને ચાલુ સ્કૂલ બોર્ડની કેળવણી માટેની વ્યાપક યોજનાથી ઘણા વંચિત રહેલાં ગામોને શાળાઓ સાંપડી છે, પરંતુ પ્રાથમિક કેળવણી ગામડાંમાં ઘરઘર પહોંચી શકી નથી, અને ખાસ કરીને હળપતિઓમાં પગસંચાર બરાબર પામી નથી. આ બાબતમાં હું પહેલું પગલું હળપતિઓમાં એક લોકશાળા ખોલી ભરું. સરકારનો નિયમ સામાન્ય રીતે એવો છે કે જે ગામે શાળા હોય ત્યાં બનતાં સુધી લોકશાળા ન કાઢવી. પરંતુ એમાં પણ કેટલાક અપવાદો હોય છે. ગામના મુખ્ય ભાગથી એનું ફળીઉં દૂર હોય, વચ્ચે લાંબું અંતર, કોતર, ખાડી કે કોઈ બીજો મોટો પ્રવાહ વહેતો હોય તો તેવા સંજોગોમાં ગામના દૂર ફળીઆમાં વિદ્યાર્થીઓની સંખ્યા થતી હોય તો શાળા મંજૂર કરવામાં આવે છે અને તેને સરકાર વાર્ષિક ગ્રાંટ આપે છે. આનો હું લાભ ઉઠાવું અને હળપતિ અથવા પછાત કોમની કોઇ સારી શિક્ષિકા કે શિક્ષક હું એમાં મૂકું. સરકારી ગ્રાંટમાં માસિક રૂા. ૧૫માં જેટલો ખૂટકો પડે તેટલો હું પંચાયત પાસે ભોગવાવું.

નિરક્ષરતા ટાળવા પણ હું પગલાં લઉં જો કે સુરત ડીસ્ટ્રીક્ટ સ્કૂલ બોર્ડનો આ વિષે ખાસ કાર્યક્રમ છે પરંતુ તેનો અક્ષરશઃ અમલ કરવો અઘરો છે. તેમ છતાં સરકારનું અસલ ધોરણ-રૂા. ૫) માસિક આપવા તેમજ સાક્ષર થયેલા દીઠ રૂા ૨)ની ગ્રાંટ હું સ્વીકારું અને સરકાર પાસે જેટલી રકમ મળે તેમાં પડતી ખોટ પંચાયત પાસે ઉમેરાવું. ઘણી પંચાયતોએ નિરક્ષરતા નિવારણ માટે પંચાયતના બજેટમાં પ્રોવીઝન કર્યું હતું. બાળમંદિર તથા અંગ્રેજી કેળવણી વિષે પંચાયત કંઈ કરી શકે કે કેમ તે માટે બહુ વિચાર કરવાપણું છે. ખરી વાત તો એ છે કે જે ભાઇઓ બાળમંદિર કે અંગ્રેજી કેળવણી પોતાનાં બાળકોને

આમાં સ્થિતિ સંજોગો જોઈ યોગ્ય ફેરફાર કરી શકાય છે. આ તો આદર્શ છે. આ લક્ષ્ય ધ્યાનમાં રાખી ગ્રામ પંચાયતો તેમની મર્યાદામાં રહી પ્રવૃત્તિઓ આદરશે તો હું માનું છું કે ભવિષ્યનાં થોડાં વર્ષોમાં ઘણી પ્રગતિ સાધી શકાશે. ત્યારે ગામડાં રહેવા યોગ્ય થશે અને સારોય દેશ આવાં ગામો માટે મગરૂરી લેશે. પ્રભુ આપણને એ કરવા શક્તિ આપો.



# ગામપંચ એક પવિત્ર દષ્ટિએ

દુનિયા ગમે તેટલી બગડી હશે, માણુસ ગમે તેટલો નીચો પડયો હશે, પણુ તેને હમેશાં કોઇને કોઈ વખતે તેના સત્પુરૂષો વિષે માનની લાગણી ઊભરાયા વિના ભાગ્યે જ રહી હશે. આ ભાવને જાણુવાનું જો કોઇ માપ હોય તો તે એ છે કે, પ્રત્યેક જૂદી જૂદી જાતિમાં આવા પુરૂષોને માટે ભાષામાં જે જે શબ્દો વપરાય છે, તેને સાંભળતાં હ્રદયમાં જે ભાવ જન્મે છે તે અવર્ણુનીય હોય છે. દાખલા તરીકે, હિન્દુજાતિના હ્રદયમાં સંત, સાધુ વગેરે પ્રચલિત શબ્દો કોઈ અપૂર્વ ભાવ ખડો કરે છે, જ્યારે ખ્રિસ્તી જાતિમાં 'સેંટ', મુસલમાન જાતિમાં વલી, ઓલિયો વગેરે શબ્દોના ઉચ્ચારથી જે વાતાવરણુ જામે છે, તે સહેજે પવિત્ર લાગે છે. આવા પુરૂષો માટે પ્રત્યેક જાતિએ પોતપોતાની માનની લાગણી પ્રકટ કરીને તેને કાયમનું સ્વરૂપ આપવાને પણુ ઓછાં પગલાં નથી લીધાં. તેમને નામે મંદિરો, મસ્જિદો, દેવળ, પાળિયા, કબર, સ્થંભ વગેરે પ્રત્યેકે બાંધ્યાં છે. જો કે તેમને નામે જ જાતિ જાતિએ પોતપોતાની વચ્ચે, ટૂંકી નજરથી, સંસારમા કલેશમય વાતાવરણુ પેદા કરવાને પણુ મણુા રાખી નથી, છતાં યે, એ પુરૂષોએ પોતાનું નિઃસ્વાર્થ અને નિષ્કામ જીવન જીવીને જે અમર સંદેશા આજસુધી જગતને આપ્યા કર્યા છે, તેમાથી કોઇને કોઈ વખતે દુનિયાને પ્રમાણુમા વધારે ને વધારે રાહત મળતી રહી છે તેમજ લાભ જ થતો રહ્યો છે. ટૂંકમાં, સાચું કહીએ તો જગત, તેની વિચિત્રતાઓ વચ્ચે, ટકી રહ્યું છે, તે એવા સત્પુરૂષોના ધન્ય જીવનને લીધે જ.

જમાનાઓની કદાચ વાત હશે અને આવા સત્પુરૂષોએ દુનિયાનાં બધાં જ દુઃખોનો નાશ કેમ થાય તેનો વિચાર કરવાને કદાચ એકાદ પરિષદ પણુ બોલાવી હશે. સંભવ છે કે, આ પરિષદમાં એકે એક ઉપાય બતાવ્યો હશે, તો બીજાએ બીજો સૂચવ્યો હશે. આ ગમે તેમ બન્યું હશે તે સાથે આપણે લેવાદેવા બહુ ઓછી જ હોય, પણુ આ પુષ્કળ ચર્ચાના પરિણામે જે એક ઠરાવ એ પરિષદે સર્વાનુમતે પસાર કર્યો હશે, તે આજે પણુ સર્વમાન્ય થઇ રહ્યો છે. સેંકડો વર્ષ વીત્યા છતાં આજે પણુ તે એવો ને એવો છે. તેમાં એક અક્ષર કોઇથી ઓછો કે વધતો કરી શકાય તેમ નથી. તેને બધી જ ભાષામાં એક યા બીજી રીતે જીવતો રાખવાને એ સત્પુરૂષોની ગાદી પર બેસનારા, તેમના સાચા વારસોએ પોતે તેને અમલમાં મૂકી બતાવ્યો છે, અને બીજાને અમલમાં મૂકવાનો ઉપદેશ ડિમડિમ્ અવાજે આપેલો છે. એ પરિષદમાં ચર્ચાયેલો વિષય અને તેમાં પસાર થયેલો અને બધાં જ ઐહિક દુઃખોનો ધરમૂળથી

જોઇએ. હું તો પહેલાં એજ આનાનું ધોરણ પકડું. જે લોકો ઘરવેરો આપી ન શકે એવી સ્થિતિમાં હોય તેમની પાસે વર્ષ દહાડે એક બે મફત મજુરની યોજના કરું.

**જાત્રાવેરો**

કતારગામ જેવા જાણીતા જાત્રાના મથકવાળા ગામે હું જાત્રાવેરો જરૂર નાંખું. યાત્રાળુઓની સગવડ માટે સારા રસ્તાની જોગવાઇ કરવાની રહે છે. તેમજ ઘણાં માણસો ભેગાં થતાં ખાસ સેનીટરી ગોઠવણો પણ કરવી પડે, તે માટે જાત્રાવેરાનો લાભ લેવો એમાં કશું ખોટું નથી. માથાદીઠ બે પૈસા જેટલો કર યાત્રાળુઓને અઘરો ન લાગે. અને પંચાયતને મોટી આવક થાય. શરૂઆતમાં થોડી હોહા થાય પરંતુ તે સમયમાંથી પસાર થયે જ છૂટકો છે.

આ ઉપરાંત બોર્ડનો ફાળો, ઢોરડબાંની આવક તેમજ તળાવોમાંના ઝાડોની આવક, સમવેરો, જમણવેરામાંથી પણ આવક મળી રહે છે. તળાવમાં બાવળોનો ખાસ ઉછેર કરવો જોઇએ જેથી ગામના મોટા ભાગના લાકડાં એમાંથી મળી રહે. આથી પંચાયતને અમુક વર્ષે સારી આવક મળવા સંભવ છે.

ટૂંકમાં ઉપર પ્રમાણે આવક જાવક જોતાં નીચે પ્રમાણે હું બજેટ કરું. આ બજેટ કતારગામને લાગુ પડે છે. બીજાં ગામો તેમની સ્થિતિ પ્રમાણે ફેરફાર કરે.

| ઉપજ | ખર્ચ |
|---|---|
| રૂ | રૂ |
| ૧૨૦૦) ઘરવેરો તેમજ મફત મજુરી | ૭૫૦) રસ્તાઓ નવા તથા ખાસ મરામત |
| ૧૦૦૦) જાત્રાવેરો | ૧૦૦) રસ્તાઓ ચાલુ મરામત |
| ૩૫૦) લોકલસેસનો ⅓ ભાગ ડીસ્ટ્રીક્ટ લોકલ બોર્ડ તરફથી | ૧૦૦) કુવા-તળાવ રીપેર |
| ૫૦) ઢોરડબાંની આવક | ૪૦૦) વૈદકીય મદદ |
| ૧૦૦) દંડ તથા બીજી આવક ગામઅદાલત તરફથી | ૨૦૦) લાયબ્રેરી |
| ૨૦૦) દાન, બક્ષીસ. | ૨૦૦) બત્તીઓ માટે ગ્રાંટ |
| ૩૦૦) સરકારી મદદ સરકારી પ્રવૃત્તિ અંગે | ૧૨૫) વ્યાયામ અંગે |
| ૩૦૦) બીજી પરચુરણ ઉપજ. લગ્નવેરો, ખર્ચવેરો ઇ. | ૧૦૦) હળપતિ લોકશાળાની ખોટ તથા નિરક્ષરતા નિવારણ અંગે |
| કુલ્લે ૩૫૦૦) | ૩૦૦) ગામ સફાઈ |
| | ૪૦૦) સહકારી ભંડાર ખાતે ખોટના |
| | ૩૦૦) ઉદ્યોગો ખાતે ખોટ |
| | ૨૫૦) સેક્રેટરીનો પગાર |
| | ૨૫) પટાવાળો |
| | ૨૫) કંટીજન્ટ, તાર-ટપાલ વિ. |
| | ૧૦૦) બીજાં પરચુરણ કામો |
| | ૧૨૫) રીઝર્વ ખાતે |

સેવા નવ લે, પણ સેવા દે,
ક્યાં યે ન ચઢે કદિ દુર્વા દે;
દોડે દુઃખિયાં કેડે સાદે,
તે મારે મન પરમેશ્વર છે.
રંજાડે તો રંજાવા દે,
માથે થાયે તે થાવા દે;
વિષ પાયે તો પણ પાવા દે,
તે મારે મન પરમેશ્વર છે. (સ્વ૦ સર પટ્ટણી)

ઉપરનાં કદાચ બધાં નહીં, છતાં થોડાં ઓછાં વધતાં લક્ષણો જેનામાં તરી આવતાં હોય એવા પંચો પંચાયતમાં બેસે, તો ગામજનતાનું અનેક રીતે ભલું થઈ શકે. ગામજનતા આવા પુરુષોને પોતાનામાંથી પરખી કાઢે અને તેમને પંચના પદે સ્થાપે, તો જરૂર તેમનાં ગામડાં પરમેશ્વરને વસવાનાં ધામરૂપ બને. પંચાયતમાં ચૂંટાઇને પંચ બનવું એ કાંઈ હાંસી ખેલની વાત ન મનાવી જોઇએ. પંચના પદની જવાબદારીઓ પણ પંચ તરીકે ચૂંટાનારાઓ સમજે એ જરૂરનું છે; કેમકે, તેએ પંચ બનશે અને પરમેશ્વરનું કાર્ય કરશે. તેઓ વિચારે કે પોતાનું મન–કપડું મેલું તો નથી. જરાસરખું પણ તે પોતાને મેલું લાગે તો તેને ઉપર કહ્યા પ્રમાણે ધોવાનો પ્રયત્ન આદરતા રહે, અને એ રીતે કરતા રહી પોતાની હકુમતવાળી ગામજનતાને સાચા માર્ગે દોરે, એજ પ્રાર્થના !



# નવો ગામ પંચાયતનો કાયદો

## કેટલીએક વિશિષ્ટતાઓ અને ત્રુટિઓ

(લેખક: શ્રી. દુર્લભજી પરાગજી દેસાઇ બી. એ., પ્રમુખ, જિલ્લા લોકલ બોર્ડ, સુરત.)

સુરત જિલ્લા સ્થાનિક સ્વરાજ્ય માસિકનો ગામ પંચાયતનો અંક પ્રસિદ્ધ કરવામાં આવે છે તે ઉપરથી ગામપંચાયતની સંસ્થાને જિલ્લા લોકલ બોર્ડ અને તેના સંચાલકો કેટલી અગત્યતા આપે છે તે સ્પષ્ટ થશે. મહાસભાના મોવડીઓ જ્યારે પ્રાન્તિક સરકારના સત્તાના સ્થાન ઉપર હતા, ત્યારે તેમણે લોકહિતના અનેક કાયદાઓ કર્યા હતા. ગામપંચાયતનો નવો કાયદો પણ તેમની એક કૃતિ છે. આ કાયદામાં ગામડાંઓના વિકાસ અને પ્રગતિ માટેની ભરપૂર શક્યતાઓ રહેલી છે. પણ કોઈ એમ ન માની લે કે ફક્ત કાયદો ઘડવાથી જ આવી સંસ્થાના બધા લાભો આપોઆપ પ્રજાને મળી જાય છે. કોઇપણ સંસ્થા તેનું બંધારણ, ફરજો અને સત્તાઓ ગમે એટલાં સારા હોય પણ તેના સંચાલકો સેવાભાવી, નિસ્વાર્થી, પ્રમાણિક અને શક્તિશાળી ન હોય તો તે સફળ થઇ શકે નહિ. કાયદો તો સંસ્થાનું સ્થૂલ શરીર ઘડી શકે છે પણ તે શરીરનો આત્મા તો તેમાં દાખલ થએલા પ્રતિનિધિઓ છે. આ પ્રતિનિધિઓ જેટલા પ્રમાણમાં ઉપર દર્શાવેલા ગુણો ધરાવતા હશે, તેટલા પ્રમાણમાં આ સંસ્થા ફતેહમંદ બનશે. આ પ્રતિનિધિઓ ચૂંટવાનું કામ મતદારોનું છે. મતદારો મતની

મન-કપડા મેલા ભયા, તામેં બહોત વિકાર,
એ મન કૈસે ધોઇએ, સન્તો કરો વિચાર.
સદ્‌ગુરૂ ધોબી, જ્ઞાન-જળ, શાબુ—સરજનહાર,
સુરત-શિલા પર પટકીએ, નિકસે જ્યોતિ અપાર.

સમસ્ત જગત અને તેના વ્યવહારો જ્યાં સારી મનની જ મારામારી રૂપ છે, ત્યાં એ મન જો ધોયેલું હોય એટલે કે, તેના મૂળ રૂપતે-પોતાને વહ્વાર રહેવાને પ્રયત્ન કરતું હોય, તો પછી સંસારનો પ્રવાહ અબાધિતપણે વહેવાને કશી હરકત આવે ખરી?

સમાજના બાહ્ય તેમ જ ભીતર મનની પરિશુદ્ધિ અર્થે ગામપંચાયતનો કાયદો એ એક સાચી દિશામાં પ્રયત્ન છે. છતાં કાયદો ગમે તેટલો સરસ હોય પણ તેને અમલમાં મૂકનાર પંચ જ્યાં સુધી એ કાયદાની સુંદરતા-તેના ભાવને-પચાવીને પોતાનામાં ઉતારે નહીં, ત્યાં સુધી જોઇએ તેવો લાભ ગામજનતાને મળે નહીં. કદાચ, એ કાયદાને નામે ગામજનતામાં પરસ્પર કલેશનાં બીજ રોપાઈ જવાનો પણ ભય રહે.

માણસની રહેણીકરણીમાંથી પરિણમતા અંદર અંદરના કલહોને લીધે ભાષાના કેટલાક સુન્દરમાં સુન્દર શબ્દો પણ ગંદા બની જાય છે. આવો એક શબ્દ 'પંચાત' (પંચાયત) છે. વળી ભાષાની દૃષ્ટિએ 'પંચ' એ એક શબ્દને જેટલું માન આજસુધી મળ્યું છે, તેટલું બીજાને કદાચ ભાગ્યે જ મળ્યું હોય. 'પંચ' શબ્દ એ ખુદ પરમેશ્વરનો ઘોતક છે. "પંચ ત્યાં પરમેશ્વર" "પંચ બોલ્યા તે પરમેશ્વર બોલ્યા"—એ કહેવતમાં સમાયલી અને એવી બીજી માન્યતાઓ આ જમાનામાં જો કે ક્ષીણપ્રાણ થતી જાય છે, છતાં ગામપંચાયત જેવા કાયદા એ કહેવતોમાં રહેલું તથ્ય જોવાના અને તેને અમલમાં મૂકવાના સ્તુત્ય પ્રયાસરૂપ છે. પરમેશ્વર પરબ્રહ્મ-એ સહેજે કોઇનીયે કલ્પનામાં આવે તેમ નથી. પરબ્રહ્મને એક સાકરનો પહાડ કલ્પીએ તો, શ્રી શુકદેવજી જેવા પરમજ્ઞાની પુરૂષ પણ એ પહાડના ૮-૧૦ જેટલા કણો વહી જતી કીડી સમાન છે, એવું પરમહંસ શ્રીરામકૃષ્ણ કહે છે. આ વસ્તુસ્થિતિમાં, સામાન્ય મનુષ્યને પરમેશ્વરની કલ્પના ન આવે. પરમેશ્વર કલ્પનાતીત છે. આમ છતાં, વ્યવહારમાં પરમેશ્વર શું છે એ તો જાણવું જ જોઇએ. વ્યવહારમાં પરમેશ્વરની ઉપમા આપી શકાય એવા પુરૂષોને આપણે ઓળખીએ છીએ-ઓળખવા જોઇએ. વ્યવહારની દૃષ્ટિએ, પરમેશ્વરનાં ઓછાં વધતાં લક્ષણોને સંકલિત કરી તેમને આબાબદ કરવાનો સફળ પ્રયાસ નીચેના કાવ્યમાં થયો છે એમ સહેજે જણાશેઃ—

નાનાં મોટાંનું ભાન નથી,
મન માન નથી, અપમાન નથી;
મારા તારામાં તાન નથી,
તે મારે મન પરમેશ્વર છે.
જનના દોષોને માફ કરે,
પરના મેલોને સાફ કરે;
બળતાં હદયોની બાફ હરે,
તે મારે મન પરમેશ્વર છે.

કરી શકશે આવી વિશાળ સત્તાવાળી સસ્થાઓ મારફતે ગામડાઓની શિકલ ફેરવી નાખવાની કેટલીય શક્યતાઓ પડેલી છે તેનો ખ્યાલ કોઇને પણ સહેજે આવી શકશે

### (૩) પુખ્ત વયનો મતાધિકાર

મારી નમ્ર માન્યતા પ્રમાણે ગામ પચાયતના નવા કાયદામા કરવામા આવેલા ફેરફારોમા આ ફેરફાર મોગમા મોટો અને ભારે અગત્યનો છે આ ફેરફારથી ગામડામા રહેનાર કોઇ પણ પુખ્ત વયના પુરૂષ અને સ્ત્રીને જો તેનામા કાયદામા બતાવેલી અયોગ્યતાઓ ન હોય તો પચાયતના સભ્યો ચૂટવાનો મતનો અધિકાર આપવામા આવે છે એમ કહીએ તો ચાલે કે ગામમા રહેનાર પુખ્ત વયના દરેક પુરૂષ અને સ્ત્રીને શહેરીપણાનો હક આપવામા આવ્યો છે ગરીબમા ગરીબ ગામમા રહેતો મજૂર પણ હવે ગૌરવથી કહી શકશે કે તેના વસવાટનું ગામ પોતાનુ છે અને તે ગામના વહિવટમા તેનો હાથ છે નાગરિકપણાની તેની ભાવના આ મતાધિકારથી ધીમે ધીમે જાગ્રત થશે અને ક્રમે ક્રમે ગામના વિકાસમા પોતાનો નમ્ર ફાળો આપવામા ગૌરવ લેશે પુખ્ત વયના મતાધિકારના સબધમાયે પ્રમાણિક મતભેદો ચાલે છે એક વર્ગનુ કહેવુ એવુ છે કે અજ્ઞાન અને કાઇ પણ જવાબદારી વગરના માણસોને મતાધિકાર આપવાથી ફાયદો થવાને બદલે ગેરલાભ થશે, કારણ કે આવા મતદારોમા રાષ્ટ્રત્વની ભાવના હોતી નથી અને તેમને પોતાના મતની જવાબદારીનુ ભાન પણ હોતુ નથી આપણે કબૂલ કરવુ જોઇશે કે આ દૃષ્ટિબિંદુમા વાસ્તવિકતા રહેલી છે આ અભિપ્રાય ધરાવનારાઓની બીજી દલીલ એવી છે કે આવા અજ્ઞાન અને ગરીબ મતદારો સખ્યાબળો લઇને અજ્ઞાન અને આવડ વગરના સભ્યોને આ સસ્થાઓમા ચૂટી લાવશે અને તેથી ગામ પચાયતની સસ્થા બળવાન બનવાને બદલે નબળી અને બીનકાર્યસાધક બનશે આપણે કબૂલ કરવુ જોઇએ કે આ ભીતિઓ પાયા વગરની નથી આ પ્રશ્નનો યોગ્ય વિચાર કરવા માટે આપણે આપણા ગામડાઓની સમાજરચના જરા ઊંડાણથી સમજવી જોઇએ સામાન્ય રીતે આપણા ગામડાઓમા વસતા લોકોના બે ભાગ પાડી શકાય એક ભાગ કહેવાતી ઉચી કોમોનો બનેલો છે આ ભાગના લોકો ગામની જમીનના મોટા ભાગનુ માલકીપણુ ધરાવે છે. સામાન્ય રીતે આ વર્ગના લોકો વિશેષ કેળવણીવાળા હોય છે બીજો વર્ગ કહેવાતી પછાત પડતી કોમોનો બનેલો હોય છે આ કોમોના લોકો મોટે ભાગે મજૂરી કરનાર હોય છે તેમનામા દારૂ તાડીનુ વ્યસન હોય છે અને તેથી તેઓ અજ્ઞાન અને ગરીબ હોય છે. ગામડાની સમાજરચનાની આવી સ્થિતિમા ગામનો કારભાર સાધારણ રીતે પહેલા વર્ગના લોકો પાસે વર્ષોથી ચાલ્યો આવે છે અને એ કારભારમા બીજા ભાગની પાછળ પડતી કોમોને ભાગ્યે જ કઇ હાથ હોય છે આવી સમાજરચના લાબા કાળથી ચાલતી આવી હોવાથી બન્ને વર્ગોના લોકોમા Superiority complex (મહત્વતાની ભાવના) અને Inferiority complex (લઘુતાની ભાવના) દાખલ થઇ ગયા છે આ વીસમી સદીના પ્રજાશાસનવાદી યુગમા આ જાતની ભાવનાઓ લાબા કાળ સુધી ટકી શકે નહિ પહેલા વર્ગના ઉચ્ચ વર્ણના લોકોમા સમજદાર લોકોને ઉપરની ભાવનાઓની અયોગ્યતા સમજાવા લાગી છે અને એ દૂર કરવા માટે તેમના તરફથી કોશિષ કરવામા આવે છે બીજી બાજુએ પાછળ પડતી કોમોના લોકેમાં પણ જાગ્રતિનો જુવાળ આવવો શરૂ થયો છે અને આવી અવાસ્તવિક

જવાબદારી કેવી રીતે અદા કરે છે તેના ઉપર જ સંસ્થા સારી કે નબળી બનશે તેનો આધાર રહેલો છે. આજે તો આપણે કહી શકીએ નહિ કે આપણા મતદારોને પોતાના મતની જવાબદારીનું બરાબર ભાન થયું છે મતદારોને મતની જવાબદારીનું ભાન કરાવવું એના કરતાં વધારે દેશહિતનું બીજું કોઇ કામ મ્હારા લક્ષમાં આવતું નથી. કારણ કે પ્રજાશાસનવાળી કોઇપણ સંસ્થા મત મારફતે જ ઉભી થાય છે. મતનો અધિકાર એ પવિત્રમાં પવિત્ર અધિકાર છે અને તેનો ઉપયોગ ગામના, પ્રાન્તના અગર દેશના હિતને માટે જ થઇ શકે એ ભાવના દરેક મતદારમાં જાગ્રત કરવી જોઇએ! આ ફરજ રાષ્ટ્રીય મહાસભા અને અન્ય રાષ્ટ્રીય સંસ્થાના કાર્યકર્તાઓની છે એટલું જ નહિ પણ સરકારી અધિકારીઓની પણ છે. પ્રજાશાસન ફતેહમંદ બનાવવાની આ ચાવી છે. આટલા પ્રાસ્તાવિક વિવેચન પછી હું ગામ પંચાયતના નવા કાયદાના ગુણો અને દોષો ઉપર આવું છું. નવા કાયદાની અગત્યની વિશેષતાઓ અનુક્રમે નીચે બતાવવામાં આવી છે.

(૧) પંચાયતના બંધારણમાં સરકાર નિયુક્ત સભ્યનો અભાવ.

(૨) પંચયતની ફરજોની વિશાળતા.

(૩) પુખ્ત વયનો મતાધિકાર.

(૪) પંચાયતોને ન્યાય કરવાની આપવામાં આવેલી સત્તા.

## (૧) પંચાયતના બંધારણમાં સરકારનિયુક્ત સભ્યોનો અભાવ

નવા કાયદામાં પંચાયત સંપૂર્ણ પ્રજાશાસનવાળી બનાવવામાં આવી છે. ચૂંટાયા સિવાય કોઈ પણ માણસ પંચાયતનો સભ્ય થઇ શકતો નથી. અત્યાર સુધી સુધરાઇઓ, જિ. લો. બોર્ડો અને પંચાયતોમાં કેટલાએક સભ્યો સરકાર તરફથી નિમવામાં આવતા હતા. આ બધી સંસ્થાઓને લગતા કાયદાઓમાં યોગ્ય ફેરફાર કરી આવા સભ્યોને નિમવાનુ બંધ કરવામાં આવ્યું છે અને તેથી આ સંસ્થાઓને આપણે સંપૂર્ણ પ્રજાશાસનવાદી કહી શકીએ.

**ન્યાય કરવાની સત્તા**

પંચાયતના કાયદાના મુખ્ય બે વિભાગ કરવામાં આવ્યા છે. એક સામાન્ય વહીવટનો વિભાગ અને બીજો ગામ અદાલતનો વિભાગ. સામાન્ય વહીવટના વિભાગમાં ગામડાના રસ્તાઓ, જળાશયો, સ્વચ્છતા વિગેરે બાબતોનો સમાવેશ થાય છે. સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાની ફરજો અને સત્તા આ બાબતને લગતી હતી, પણ આપણું મહાસભાના પ્રધાનમંડળે ઘડેલા પંચાયતના કાયદામાં એક મોટો ક્રાન્તિકારી ફેરફાર કર્યો છે. આ ફેરફાર તે ગામડામાં અદાલતો સ્થાપવાનો. હાલની ન્યાયની પદ્ધતિમાં જે ભારે ખર્ચાળપણું તથા અસાધારણ વિલંબનાં તત્ત્વો રહેલાં છે તેથી ગરીબ અને અજ્ઞાન વર્ગને ન્યાય મેળવવો લગભગ અશક્ય હતો. ગામડાંમાં જે નાના નાના ફોજદારી ગુન્હાઓ બને છે તેનો ઇન્સાફ મેળવવા માટે પ્રજાને ભારે ખર્ચ અને બીજી અનેક હાડમારીઓ વેઠવી પડતી હતી; આ બધી ઉપાધિમાંથી પ્રજાને મુક્ત કરવા માટે ગામમાં અદાલત સ્થાપવાનો પ્રબંધ પંચાયતના કાયદાથી કરવામાં આવ્યો છે. સામાન્ય રીતે દરેક દેશમાં તેની સરકાર ન્યાય આપવાનું કામ પોતાના હાથમાં રાખે છે અને તે માટે કાયદાના જાણકાર અને સરકારના વિશ્વાસુ અમલદારોને ન્યાય આપવાનું સોંપવામાં આવે છે. કારણ કે દેખીતી રીતે ન્યાય કરવાનું કામ ભારે જવાબદારીવાળું છે અને જે ન્યાયાધીશો પ્રમાણિકપણે અંતઃકરણપૂર્વક આ સત્તાનો ઉપયોગ કરે તે સાચો ન્યાય આપી શકે. આવી મોટી અને જવાબદારીવાળી સત્તા ગામડાંની અદાલતોને પંચાયતના કાયદામાં આપવામાં આવી છે. એટલું ખરું કે નાના ગુનાઓ અને નાની રકમના દીવાની દાવાઓ પૂરતી આ અદાલતોની સત્તા મર્યાદિત રહેશે, છતાં જે અધિકાર આપવાનું ઠરાવવામાં આવ્યું છે તે ગામડાંની જરૂરિયાત માટે પૂરતો છે. આ ફેરફારની ખૂબી તો એ છે કે અદાલતના સભ્યોની નીમણુંક સરકાર તરફથી કરવામાં આવશે નહિ પણ પચાયતના સભ્યોમાંથી પંચાયત જ પાંચ સભ્યો ચૂંટી લેશે. આવી પ્રજાએ ચૂંટેલી અદાલતની કેટલી મોટી જવાબદારી રહેલી છે તેનો પૂરેપૂરો ખ્યાલ આપવો મુશ્કેલ છે. આ ક્રાન્તિકારી પગલું લઈ સરકારે પ્રજા ઉપર અપૂર્વ વિશ્વાસ મૂક્યો છે. સરકારે માની લીધું છે કે આ પ્રમાણે ચૂંટાયલી અદાલતના સભ્યોમાં પ્રમાણિકપણું, નિષ્પક્ષપાતપણું તથા ન્યાય કરવાની શક્તિ રહેલાં છે. આ વિશ્વાસને લાયક નીવડવાની ભારે જોખમદારી આ અદાલતો ઉપર રહેલી છે. વિશુદ્ધ ન્યાય કરવા માટે અદાલતના સભ્યોમાં અનેક પ્રકારની યોગ્યતા હોવી જોઇશે. ન્યાય કરવાનો અધિકાર એ પવિત્રમાં પવિત્ર અધિકાર છે, એ દરેક સભ્યે સમજવું જોઇશે. એનો સદુપયોગ કરવા માટે દરેક સભ્ય પ્રભુને જવાબદાર છે અને એનો દુરુપયોગ કરવાથી તે પાપ કરે છે અને સમાજનો પણ દ્રોહ કરે છે એ જાણી લેવું જોઇએ. આવી ઉંચી યોગ્યતા આપણી ચૂંટાયલી અદાલતોના સભ્યોમાં હશે કે કેમ તે માટે કોઇને પણ શંકા થાય એ સ્વાભાવિક છે. આ શંકા દૂર કરવાનું સભ્યોના હાથમાં છે અને આપણે આશા રાખીએ કે તેઓ તેમ કરવાને શક્તિમાન બનશે.

અને આપણી પંચાયતોની ચૂંટણીનો જે અનુભવ થયો છે તે સુખદ તો નથી જ. હજુ આપણા મતદારો મત પ્રત્યેની તેમની ફરજ તથા મતની પવિત્રતા બરાબર સમજ્યા નથી અને તેથી આ પહેલા પ્રયાસમાં આપણે ઇચ્છીએ તેવી ઉંચા પ્રકારની અદાલતો ઉભી કરી શક્યા ન હોઇએ, તેથી નિરાશ થવાની જરૂર નથી. રાષ્ટ્રત્વની ભાવના બધા મતદારોમાં જાગ્રત

સમાજરચના સાથે તેમણે બળવો કરવો શરૂ કરી દીધો છે. આ વર્ગના લોકોમાં પોતાના શહેરીપણાંના હકોનું ભાન થતું જાય છે અને તેમનામાં વર્ષો થયાં જામી ગએલી લઘુતાની ભાવના ધીમે ધીમે નાશ થતી જાય છે. જેમનામાં રાષ્ટ્રત્વની ભાવના બરાબર જાગ્રત થઇ છે. તેઓ આ સમાજરચનાની અવાસ્તવિકતા સમજી ગયા છે અને તે દૂર કરવા પ્રયત્ન કરે છે. જીવંત ગામડાંઓ બનાવવા માટે આ બન્ને વર્ગોને પોતપોતાનો ધર્મ બજાવવાનો છે. ઉચ્ચ કોમોએ Superiority complex (મહત્વતાની ભાવના) દૂર કરવી જોઇશે, અને પોતાના જ ગામના ભાઇઓ પોતાનાથી હલકા નથી એવું સમજવું જોઇશે, અને તેમને સુધારી આગળ લાવવા પ્રમાણિક કોશિષો કરવી પડશે. બીજી બાજુએ પાછળ પડતી કોમોએ પોતાનાં વ્યસનો અને બીજા દોષો છોડી, કેળવણી પ્રાપ્ત કરવી જોઈએ. એ પણ સમજવું જોઇએ કે એકલા સંખ્યાબળથી કંઈ થઇ શકવાનું નથી. કોઇ પણ સ્થાનની ફરજો અદા કરવા માટે યોગ્યતા પ્રાપ્ત કરવી પડે છે. ચારિત્ર્ય અને જ્ઞાનની શક્તિ સિવાય કોઇ જવાબદારીવાળું સ્થાન શોભાવી શકાય નહિ. કદાચ સંખ્યાબળને લીધે કોઇ જવાબદારીવાળું સ્થાન પ્રાપ્ત થાય તો તો પણ જો યોગ્યતા ન હોય તો તેમાં નિષ્ફળતા જ પ્રાપ્ત થશે. એટલે મીલકતવાળા અને કેળવાયલા વર્ગે ચારિત્ર્યવાન થઇ ગરીબ અને અજ્ઞાનવર્ગના લોકોને પોતાના ભાઇ માની તેમનો વિશ્વાસ સંપાદન કરવો જોઇએ. પાછળ પડતી કોમોએ પોતાના સંખ્યાબળ ઉપર નહિ ઝઝૂમતાં પોતાના દોષો દૂર કરી કેળવણી લઇ વિશેષ યોગ્યતાવાળા થવા કોશિષ કરવી જોઇએ. જ્યાં સુધી યોગ્યતા પ્રાપ્ત ન થાય, ત્યાંસુધી યોગ્યતાવાળા ભાઇઓની નેતાગીરી સ્વીકારી આગળ વધવા કોશિષ કરવી જોઇએ. હાલની આપણી ગામડાંની સમાજરચનામાં વર્ગ વર્ગ વચ્ચે જે અસમાનતા જોઇએ છીએ, તે જ્યાંસુધી ચાલુ રહે ત્યાં સુધી ગામડાંનું સાચું સંગઠન પેદા થઈ શકે નહિ. વ્યક્તિસ્વાતંત્ર્યના આ વીસમી સદીના જમાનામાં દરેકને સ્વમાનની લાગણી પેદા થઇ છે, અને તેથી કોઇ પણ ગરીબમાં ગરીબ વ્યક્તિ બીજાનું અયોગ્ય વડપણ ચલાવી લઈ શકે નહિ. જ્યારે જનતાના ઘણા મોટા ભાગમાં રાષ્ટ્રત્વ જાગ્રત થશે, ત્યારે આ મોટા નાનાની ભાવના તથા કોમીવાદનો વિનાશ પામશે. આ રાષ્ટ્રત્વ જાગ્રત કરવા માટે છેલ્લા પચાસ વર્ષથી આપણી મહાસભા કોશિષ કરે છે, છતાં દુખ સાથે કહેવું પડે છે કે કોમી-વાદનું ઝેર નાબૂદ થયું નથી. સમાજરચનાની આ અસમાનતા તથા કોમીવાદનું ઝેર આ પુખ્ત વયના મતાધિકારથી ક્રમે ક્રમે નાશ પામશે એવી આશા રાખીએ. આજે દરેકે દરેક સ્વરાજ્ય ઇચ્છે છે પણ તે સ્વરાજ્ય કોનું હશે તે બાબત હજુ મતભેદ રહેલો છે. ઉચ્ચવર્ણના લોકો પાછળ પડતી કોમોના લોકો ઉપરનું પ્રભુત્વ ચાલુ રહે એવું ઇચ્છતા હશે તો તેમને નાશીપાશ થવું પડશે, તેજ પ્રમાણે હિંદુઓ મુસ્લીમો ઉપર અગર મુસ્લીમો હિંદુઓ ઉપર વર્ચસ્વ ભોગવવાની ઇચ્છા રાખતા હશે તેમને પણ નિરાશ થવું પડશે ગામડાંની પંચાયતો હોય કે દેશની રાજવ્યવસ્થાની સંસ્થા હોય તે જે તે સંસ્થાની હદમાં રહેનાર દરેક ભાઇની હશે પછી તે ગમે તે ધર્મનો અગર વર્ગનો હશે. ગામડાના અગર દેશના કારભારમાં દરેકને સરખો ભાગ લેવાનો હશે. પુખ્તવયનો મતાધિકાર આજ બાબત સૂચવે છે અને આપણે આશા રાખીએ કે આ અધિકાર મારફતે આપણે સમાજરચનામાં પ્રવર્તતા ધર્મભેદો અને કોમી ભેદો સારા પ્રમાણમાં ઓછા કરી શકીએ.

આપવાનું ઠરાવવામાં આવ્યું હોત, તો દરેકે દરેક પંચાયત પોતાની ફરજો બરાબર અદા કરી શકત. આ બાબતમાં પ્રાંતિક સરકારોની મુશ્કેલી આપણે જાણીએ છીએ. મને તો લાગે છે કે જ્યાં સુધી કરો સંબંધી આખી પદ્ધતિમાં ધરમૂળથી ફેરફાર ન થાય ત્યાં સુધી પંચાયતોની મુશ્કેલી ચાલુ રહેશે. આવો ફેરફાર તો પ્રજાશાસનવાળી સ્વરાજ ભોગવતી સરકાર જ કરી શકે એટલે હાલ તુરત તો આટલેથી જ સંતોષ માનવો રહ્યો; પણ આ બાબતની પંચાયતોની જરૂરિયાત તથા માગણી સરકાર સમક્ષ વારંવાર લાવવાની જરૂર છે. ચૂંટણીની પદ્ધતિમાં પણ થોડો ફેરફાર કરવાની ખાસ જરૂર છે. ચૂંટણી હાથ ઉંચા કરી અગર બેલેટથી કરી શકાય છે. હાથ ઉંચા કરીને ચૂંટણી કરવામાં લઘુમતીને ગેરઇન્સાફ થાય છે માટે દરેક ચૂંટણી બેલેટથી જ થાય એ પ્રબંધ કાયદામાં થવો જોઇએ.

---

# જિલ્લાની ગ્રામપંચાયતોના સરપંચો ને સભ્યોનાં નામો

સુરત જીલ્લામાં જે જે ગામ પંચાયતોની ચૂંટણી થઇ છે તેના સભ્યોના અને સરપંચોના નામો નીચે આપવામાં આવ્યા છે. જ્યાં જ્યાં ગામ અદાલતો ચુંટાઇ છે તેના સભ્યોના નામો મોટા અક્ષરે આપ્યા છેઃ—

**ચોર્યાસી તાલુકા—ભાઠા**

**શ્રી. વલ્લભભાઇ ગોપાળજી (સરપંચ)**
" ભીખાભાઈ લાલભાઇ
" **માવજીભાઇ હરિભાઇ**
" **મોરાર પરસોતમ**
" દારબશા હોરમસજી
" મગનભાઈ બ્હાલાભાઈ
" **ભૂલાભાઈ રામાભાઇ**
" **પ્રેમાભાઈ નાથાભાઇ**
" વલ્લભ રામજી
" ભાણાભાઇ તળાવીઆ
શ્રીમતી ભાનુમતિ વલ્લભભાઇ

**ઇચ્છાપોર**

**શ્રી. નાગરજી કાલીદાસ (સરપંચ)**
" **કાલીદાસ ફકીરભાઇ**
" **કુબેરભાઇ નરસીંહભાઈ**
" **નાગર કાળા લાલા**
" નવરોજજી પીરોજશા
" **નરોતમ મંછા**
" ભાણા ઉકા
[illegible]

**મોટાવરાછા**

**શ્રી. મોહમદ દાવજી વોરાજી (સરપંચ)**
" **ગુલાબભાઇ રણછોડજી**
" **છગનભાઈ દલપતભાઇ**
" દયાળભાઇ ખુશાલભાઇ
" **ભીખાભાઇ રામજીભાઇ**
" ઇસમાઇલ મોહમદ બતાત
" **મોહમદ સુલેમાન વોરાજી**
" બેચર કેશવ
" ધુલાડ નારણ
" ધના વિઠ્ઠલ
શ્રીમતી ઇચ્છાબેન ઝીણાભાઇ ગોપાળજી

**કતારગામ**

**શ્રી. ત્રીભોવનદાસ પુરશોતમદાસ પટેલ (સરપંચ)**
" **મોતીરામ મોરારજી**
" છના કલ્યાણ
" જીણાભાઇ ગોવિંદભાઇ
" બીજલ બાવજી
" રઘુનાથજી લલ્લુભાઈ

ન હોવાથી; હજુ મતો કોમીવાદના ધોરણે અગર બીજી અનીચ્છનીય લાલચોને લઈને અપાય છે. આ ચૂંટણીનાં અનિષ્ટોનો આપણે સદંતર નાશ ન કરી શકીએ ત્યાં સુધી આપણે જેવી ઇચ્છીએ તેવી અદાલતો સ્થાપવાનું કામ મુશ્કેલ છે; પણ આપણે તો દરરોજ આત્મશુદ્ધિની કોશિષમાં પડેલા છીએ અને જ્યારે આમપ્રજાના ઘણા મોટા ભાગમાં આવી આત્મશુદ્ધિ થશે ત્યારે આપણે ઇચ્છીએ તેવી ઉંચા પ્રકારની અદાલતો ખડી કરી શકીશું.

આપણે આપણા દેશને માટે સ્વરાજ્ય મેળવવા કોશિષ કરીએ છીએ પણ તે સ્વરાજ્ય પ્રજાશાસનવાદી તેમજ સુરાજ્ય પણ હોવું જોઇએ એવું આપણે ઇચ્છીએ છીએ. કોઇ પણ સુરાજ્યમાં પ્રજાની ત્રણ જરૂરિયાતો મફત પૂરી પાડવી જોઇએ. ન્યાય, વૈદકીય મદદ અને કેળવણી બધી પ્રજાને મફત મળવાં જોઇએ એવી આપણી માન્યતા છે. ગામ પંચાયતનાં કાયદા અનુસાર ગામ પંચાયતો મારફતે ન્યાય અને વૈદકીય મદદ બધાને મફત મળી શકે એવો પ્રબંધ થઈ શકે છે. કેળવણી મફત કરવાનું કાર્ય તો ભવિષ્યની રાષ્ટ્રીય સરકાર જ કરી શકે; પણ ન્યાય અને વૈદકીય મદદનો પ્રબંધ કરવાથી ગામડાંની પ્રજાની મોટી સેવા થશે. આ સેવા કરવાની તક કોઇ પંચાયત ગુમાવે નહિ એવું આપણે ઇચ્છીએ.

## નવા પંચાયતના કાયદાની ત્રુટિઓ

કોઈ પણ કાયદાના દોષો કાઢવાનું કામ સહેલું હોય છે; પણ પ્રજાનું પ્રતિનિધિત્વ ધરાવનાર ધારાસભ્યો અને પ્રધાનમંડળે અનેક દૃષ્ટિબિંદુથી વિચાર કરી આ કાયદો ઘડયો છે, એટલે આ કાયદાના દોષો સંબંધી વિવેચન કરવાનું કામ વાસ્તવિક રીતે કાયદાનો થોડો અનુભવ લીધા પછી કરવું જોઇએ; છતાં એક બે મહત્વની બાબતો સંબંધે ઉલ્લેખ કરવાની જરૂરિયાત લાગે છે. પહેલી બાબત પંચાયતના મંત્રીની નીમણૂંક સંબંધી છે. કાયદા પ્રમાણે આ નીમણૂંક જિલ્લાના કલેકટર કરશે. ગામ પંચાયત જેવી પ્રજાકીય સંસ્થાને પોતાનો મંત્રી નીમવાની સત્તા ન હોય તે સમજવું મુશ્કેલ છે. પંચાયતની અદાલતો ન્યાય જેવી જવાબદારીવાળું કામ કરશે અને તેથી સારી યોગ્યતા ધરાવનાર અને તાલીમ પામેલા મંત્રીની આવશ્યકતા રહે છે. આવા જ મંત્રી આવી શકે તે માટે આ સત્તા પંચાયતને નહિ આપતાં જિલ્લાના કલેકટરને આપવામાં આવી હોય એ સંભવિત છે. આ સંબંધમાં સુરત જિલ્લા લોકલ બોર્ડે ઠરાવ કરીને સરકારને વિનતિ કરી હતી કે મંત્રી નીમવાની સત્તા કાયદામાં ફેરફાર કરી પંચાયતોને જ આપવી જોઇએ. પણ બોર્ડની આ માગણીનો અસ્વીકાર કરતો સરકારનો ઠરાવ થઈ ગયો છે. આ સંબંધમાં સમાધાન લેવા જેવી કાયદામાં એક કલમ છે તે જાણી લેવી જોઇએ. એ કલમ પ્રમાણે પંચાયતના બે તૃતીયાંશ જેટલા સભ્યોના મતથી કોઇ પણ મંત્રીને કમી કરી શકાય છે, એટલે જો મંત્રી પંચાયતની હકુમતની અવગણના કરી કામ કરવા તજવીજ કરે, અગર પોતાની ફરજ બજાવવામાં નિષ્ફળ નિવડે તો પંચાયત આ કલમના અધિકારનો ઉપયોગ કરી શકે છે.

કાયદા સામે બીજો વાંધો એ છે કે જો કે પંચાયતને કરો નાંખવાની સત્તા આપવામાં આવી છે, છતાં ગામડાંની આર્થિક સ્થિતિ એવી છે કે આ કરો મારફતે જરૂર પૂરતા પૈસા ભેગા કરવાનું મુશ્કેલ છે. જો પંચાયતોને જમીન મહેસુલના દશ ટકા જેટલી સીધી મદદ

,, મોરારભાઇ દેવજીભાઈ
,, પરાગભાઇ નાનાભાઇ
શ્રીમતી અંબાબેન મગનભાઇ વલ્લભભાઇ

### માંડવી તાલુકા—બૌધાન

શ્રી. ગમલદાસ દલપતરામ (સરપચ)
,, ચુનીલાલ ભૂરાભાઈ
,, ઠાકોરભાઇ વિઠલદાસ
,, નવરોજ ખરસેદજી
,, લાલભાઈ લલ્લુભાઈ
,, નગીનદાસ ડાહ્યાભાઈ
,, ત્રિકમ વલ્લભ સુથાર
,, મહમદ ઇસફ કોટવાલ
,, અહ્મદ મુસાજી બદાત
,, ભંગડો કાલીઓ
શ્રીમતી કુંવરબાઇ જમશેદજી ઊસાભાઇ

### માંડવી

શ્રી. હરીસીંહજી ખુશાલસીંહજી (સરપચ)
,, ઇચ્છાશંકર ધનેશ્વર શુકલ
,, નરોત્તમદાસ નારણદાસ ધાયલ
,, ચંદ્રસીંહ શુભાનસીંહ
,, ગોપાલભાઈ રામાભાઇ પટેલ
,, છોટાલાલ મથુરદાસ શાહ
,, જેશંકર તુલજારામ
,, ડાહ્યાભાઇ રામશંકર વૈદ્ય
,, રામજીભાઈ ગીરધરભાઇ
,, બીજલુખણદાસ ભગવાનદાસ
શ્રીમતી કમલાગીરી રાજારામ

### ઉન

શ્રી. વીસરામભાઇ પાચુભાઈ
,, છીબાભાઈ ભગુભાઇ
,, લલ્લુભાઇ જીવણભાઈ
,, વનમાલી બેચર
,, બેચર છીબાભાઇ
,, ઉકાભાઈ ભંગડભાઈ
શ્રીમતી બાઇ કંકુ તે મોરાર લીબાની વીધવા

### ગોદાવાડી

શ્રી. ભીખાજી હોરમસજી (સરપંચ)
,, કેખશરૂ હોરમસજી

શ્રી. છીમુભાઇ કાનજીભાઇ
,, મંછારામ પ્રાણજીવનદાસ
,, ચોગડ કુમીઆ ચોધરી
,, હાંસજી દુલભ
,, ભવાન લાલા
,, નાનીઆ રણછોડીઆ
શ્રીમતી ગંગાબેન તે પરભુદાસ ભારતદાસની વીધવા

### બારડોલી તાલુકા—સરભણ

શ્રી. ડાહ્યાભાઈ લલ્લુભાઈ (સરપંચ)
,, છગનલાલ તારાચંદ શાહ
,, મગનલાલ વજેચંદ શાહ
,, રમણીકલાલ ડાહ્યાભાઇ વ્યાસ
,, વસનજી નાથુભાઇ પટેલ
,, દુર્લભભાઇ નાથુભાઇ રાણા
,, દુર્લભભાઇ કાલાભાઈ
,, દયાલભાઇ કુંવરજી
,, છગનભાઈ ભંગીઆભાઇ
,, હીરજીભાઇ માવાભાઇ
શ્રીમતી સવીતાબેન છોટુભાઇ દેશાઇ

### મોતા

શ્રી. કેશવલાલ શીવપ્રસાદ (સરપંચ)
,, રઘાભાઈ રણછોડજી
,, નરસીંહભાઈ પરસોતમભાઇ
,, રામભાઇ ભીખાભાઇ
,, વલ્લભભાઇ અંબારામ
શ્રી હરગોવિંદ હરિભાઇ
,, નાગરભાઈ બેચરભાઇ
,, રેવજીભાઇ ગોપાળભાઇ દળપતિ
શ્રીમતી બાઇ મનુબેન તે ત્રિપુરાશંકર ચીનામણીની વીધવા

### અંભેટી

શ્રી. જેરામભાઇ વનમાલીભાઈ (સરપંચ)
,, મકનભાઈ ઉકાભાઇ
,, લાલભાઇ મકનજી
,, ડાહ્યાભાઈ દુર્લભભાઇ
,, તુલસીભાઈ ભૂલાભાઇ
,, દીપારજી પૂનાભાઇ

શ્રી. ડાહ્યાભાઇ વલ્લભભાઇ
„ ભીખાભાઇ કાલીદાસ
„ અંબારામ ગોવન
શ્રીમતી દુર્ગાબેન છોટુભાઈ મહેતા

અડેવા

શ્રી. મણીભાઇ લલ્લુભાઇ (સરપંચ)
„ સાકેરલાલ પ્રેમચંદ જરીવાળા
„ અમીરૂદીન ફેજુલાભાઈ
„ અંબારામ ફકીરભાઈ
„ બાલુભાઇ શંકરભાઇ
„ જસમતભાઇ સામુભાઇ
„ મોહ્યઝ એગ. મુગલ
„ કરસન કાળા ઢોડિયા
„ રમતા વલ્લભ
„ બાલુ છીબા
શ્રીમતી ગજરાબેન ગુલાબભાઈ

ઓલપાડ તાલુકા—ભગવા

શ્રી. રતનજી જીવણજી (સરપંચ)
„ દારબશા માણેકજી
„ જીવાભાઇ નારણભાઇ
„ રામાભાઇ મકનભાઇ
„ જોગીભાઇ ભાણાભાઇ
„ લાલભાઇ ગીદાભાઈ
„ અબ્દેરહેમાન અહમદ
„ નાથાભાઇ છીબાભાઇ
„ ગોવનભાઇ મકનભાઇ
શ્રીમતી નાની તે વાલા ધનાની છોકરી

ઓલપાડ

શ્રી. હરગોવનદાસ કરસનદાસ (સરપંચ)
„ મણીશંકર ઉમેદરામ દેસાઇ
„ નાથુભાઇ ઉર્ફે હીરાચંદ ભીખાભાઈ
„ નારણભાઇ ડાહ્યાભાઇ
„ મણીલાલ નરહરીશંકર મહેતા
„ જીભાઇ અંબારામ
„ મગનભાઇ હરીભાઇ
શ્રીમતી [illegible]

સાંધીએર

શ્રી. જીવણજી લલ્લુભાઇ (સરપંચ)
„ ગોપાળભાઇ ગોવનભાઇ
„ રામભાઈ નાથુભાઇ
„ પરભુભાઈ દયાળજી દેસાઇ
„ નારણભાઇ બાબરભાઈ
„ પરભુભાઇ ડાહ્યાભાઇ
„ દુર્લભભાઈ વિઠ્ઠલભાઇ
„ પરભુભાઈ કેશવભાઇ
શ્રીમતી ઇચ્છાબેન પરભુભાઇ

મુલદ

શ્રી. ગોવનભાઇ નાથાભાઈ (સરપંચ)
„ પરભુભાઇ રામભાઈ
„ જીવણજી રેવાભાઇ
„ હીરાભાઇ પરસોતમ
„ ભગુભાઇ લાલભાઇ
„ ધનજી ખોડાભાઈ
શ્રીમતી ડાહીબેન નાથાભાઇ ભગાભાઇ

સાયણ

શ્રી. સરદારખાન મુરાદખાન (સરપંચ)
„ અંબારામ લક્ષ્મીદાસ
„ નેરામભાઇ ઇચ્છાભાઇ
„ રમીલસીંગ ડાહ્યાભાઇ
„ ઠક્કર અમરસી જેઠાભાઇ
„ મણીલાલ ખંડુભાઇ
„ હાજી ગુલામઅહમદ ઇસમાઇલ માસ્તર
„ ઇબ્રાહીમ મહમદ દાઉદ
„ મુલજીભાઈ લીંબાભાઇ
„ મકનભાઇ ગોવનભાઈ

કરંજપારડી ગાંબરીનેસ

શ્રી. નવરોજજી રૂસ્તમજી (સરપંચ)
„ નસરવાનજી બેજનજી
„ બાવજીભાઈ ભવાનભાઈ
„ નાથુભાઇ પરસોતમ
„ મગનભાઇ વલ્લભભાઈ

વાલોડ

શ્રી. મયાશંકર ગણપતરામ (સરપંચ)
,, સુમનલાલ હરકીસનદાસ
,, બાલુભાઈ જીવણચંદ
,, ભૂખણદાસ માણેકલાલ
,, રમણીકલાલ ગીરજાશંકર
,, છોટાલાલ હરીપ્રસાદ
,, પ્રેમાભાઇ મોતીચંદ
,, નાનુભાઇ ભગાભાઇ
,, છગનભાઇ ઘેલીઆભાઇ

શ્રીમતી પુષ્પાબેન રમણીકલાલ વ્યાસ

જલાલપોર તાલુકા—કછોલી

શ્રી. છોટુભાઈ લલ્લુભાઇ (સરપંચ)
,, રણછોડજી લલ્લુભાઇ
,, દુર્લભભાઈ પરાગજી
,, જીણાભાઈ હરીભાઈ
,, મગનલાલ મોતીચંદ
,, નાનાભાઈ ગાંડાભાઇ
,, અસમાલ કાસમ દુલા
,, મનજી જગા સોલંકી
,, મંગા હરી
,, છનીઆ દીઆર

શ્રીમતી ગજરાબેન કીકુભાઈ

અમલસાડ

શ્રી. મગનલાલ કાશીદાસ
,, રણછોડજી ડાહ્યાભાઇ
,, ભીખાભાઈ જીવણજી
,, જીવણજી નીછાભાઇ
,, લાલભાઇ ભીમભાઇ
,, સુસેજી વલીજી
,, છના ખાલપા
,, સોમલા હરીઆ
,, હાંસજી રવજી
,, છના કરસન

શ્રીમતી શાંતાગૌરી રણછોડજી દેસાઇ

અજરાગામ

શ્રી. નાયુભાઈ કલાભાઇ (સરપંચ)
,, જીણાભાઇ ગોવિંદજી

શ્રી. બાબુલાલ ઉકાજી
,, પરસોતમ રતનજી
,, કેશવલાલ ગોવિંદભાઈ
,, ગોવનભાઇ બાવાભાઇ
,, ઉકાભાઈ નાયુભાઇ
,, ડેડીઆ રવજી
,, સુખા દુર્લભ
,, વલ્લભ ધના

શ્રીમતી બાઇ રેવા તે ઠાકોરદાસની મા

ખરસાડ

શ્રી. દોલતરાય નારણજી દેસાઇ (સરપંચ
,, ભાષ્કરરાવ રણછોડજી દેસાઇ
,, મોરારજી રામભાઇ
,, ઈશ્વરલાલ રણછોડજી
,, ધનીઆ કીકીઆ
,, વસનજી કસનજી
,, પેમા પરાગ

સરીભુજરંગ

શ્રી. ડાહ્યાભાઈ લાલભાઇ (સરપંચ)
,, વાડીલાલ હીરાચંદ
,, ડાહ્યાભાઇ લાલભાઇ
,, ગુલાબભાઈ રણછોડજી
,, સુખાભાઇ બાબુભાઈ
,, સોમા ઉકા
,, ભીખાભાઇ બાવાભાઇ
,, મોરાર ભગવાન
,, મગનલાલ કીકાભાઇ
,, અલીમહુમદ અહુમદભાઇ મેમણ
,, કારીઆ કીકલા
,, શ્રીમતી મણીબેન નાયુભાઈ

જલાલપોર

રા. સા. ગુલાબભાઇ ગોપાળજી (સરપંચ)

શ્રી. વસનજી નાયુભાઇ
,, વલ્લભભાઇ ભીમભાઇ
,, સોમભાઇ મકનજી
,, નાગરભાઇ જેરામભાઇ
,, મોતીચંદ જીવણજી શાહ

શ્રી. નાથુભાઈ સુકરભાઈ
" છગનભાઈ છીબાભાઈ
શ્રીમતી રામીબેન બેચરભાઈ

અકોટી-કલસદ

શ્રી. માધવભાઇ વલ્લભભાઈ
" ડાહ્યાભાઇ માવજીભાઈ
" બોઘવભાઇ ખુશાલભાઇ
" ડાહ્યાભાઈ દુર્લભભાઇ
" લલ્લુભાઈ મોતીઆભાઈ
" છીતાભાઇ સરધભાઇ
શ્રીમતી ભુલીબેન છોટુભાઇ

રૂવા-ભરમપુર

શ્રી. કીરપારામ રતનજી (સરપંચ)
" ઇચ્છાભાઇ ભગાભાઇ
" પ્રેમાભાઈ ગોવનભાઇ
" વિઠુલભાઇ નારણજી
" મંગા રડગા
" છોટુભાઇ ઘેલાભાઇ
શ્રીમતી મણીબેન વિઠલભાઇ નારણભાઇ

બારડોલી

શ્રી હીરાચંદ ઝવેરચંદ (સરપંચ)
" કપીલરામ સનમુખરામ વ્યાસ
" વનમાલીભાઇ બેચરભાઈ
" છગનલાલ કેસુરચંદ
" ઇબ્રાહીમ અહમદ
" સુલેમાન મહમદ કલેક્ટર
" વનમાલીભાઈ ડાહ્યાભાઇ
" રતીલાલ જીવણરામ
" વિઠુલભાઇ મંગુભાઈ
" નાથા બ્હાલા
શ્રીમતી મંજુકેશાબેન ઇશ્વરદાસ મશરૂવાલા

માણેકપોર

શ્રી. લાલસીંગ ડાહ્યાભાઇ (સરપંચ)
" રામસીંગ કાળાભાઇ
" કાનજીભાઇ નારણભાઈ
" વનમાલીભાઇ ભગાભાઇ
" વનમાલીભાઈ સોમાભાઇ

શ્રી. ગુમાનભાઇ ભાણાભાઇ
શ્રીમતી જેલીબેન વનમાલીભાઈ ભગાભાઇ

મઢી

શ્રી. પ્રેમશંકર કૃષ્ણરામ (સરપંચ)
" વસાવા રાયસીંગ
" વસીઆ નરસીઆ
" ગુરજી જેસલા ઉર્ફે મુલજીભાઇ જેસીંગ
" રતીલાલ રણછોડદાસ
" છોટાલાલ જીવાભાઇ
" રણછોડભાઈ લખાભાઇ
" વનમાલીદાસ ભગાભાઇ
શ્રીમતી વસુમતી રતીલાલ રણછોડદાસ

વાલોડ મહાલ—કમાલછોડ

શ્રી. કાલીદાસ જોવાજી શાહ (સરપંચ)
" ભીખાભાઇ રણછોડ
" વિક્રમલાલ દામોદરદાસ
" વનમાલીભાઈ રતનજી
" ફકીર મહમદ
" મગનલાલ દેવલચંદ
" કાલીદાસ લખાભાઇ
" સુખાભાઇ રણછોડજી
શ્રીમતી લક્ષ્મીબેન નેમચંદ શાહ

સ્યાદલા તીતવા બેલધા

શ્રી. મોરારભાઈ કસનભાઈ M. L. A. (સરપંચ)
" રણછોડભાઈ ગોવનભાઇ
" વલ્લભભાઈ નરસીંહ
" છીતારામ રણછોડ
" ખાવાભાઈ વૈરાગીભાઇ
" બાવાભાઇ ઉકડીઆભાઈ
શ્રીમતી મણીબેન મોરારભાઇ કસનભાઇ

જામણીઆ-અધ્યાપોર

શ્રી. ભગાભાઇ મોરારજી (સરપંચ)
" નાના સુધીઆ ચોધરા
" રામસીંગ ભાદા ચોધરા
" દયાળજી વસનજી
" સુખાભાઇ મકનજી
" ભીખાભાઈ ભગાભાઇ
શ્રીમતી અંબાબેન રણછોડભાઇ કુબેરભાઈ

શ્રી. ભગા કાળા
„ ભાણીઆ ડાયલા
શ્રીમતી કેસર તે કાલીઆ ફીકલાની ધણીઆણી

એંધળ

શ્રી દાજીભાઇ રૂદરજી (સરપંચ)
„ ભાણુભાઇ ભીખાભાઇ
„ મગનલાલ લલ્લુભાઇ
„ વસનજી પરાગજી
„ નાથુભાઇ ભીમભાઇ
„ રણછોડજી મગાભાઇ
„ નારણભાઇ રામભાઇ
„ ભગાભાઇ પરાગજી
„ ખંડુભાઇ લાલભાઇ
„ દુલ્લભભાઇ પરાગજી
શ્રીમતી અંબાબેન દયાળજી

આમધરા

શ્રી. અંબેલાલ ખંડુભાઇ (સરપંચ)
„ ભૂલા રંગજી
„ નરભઇ પરસોત
„ ધનીઆ ખાલપા
„ રણછોડજી સુખાભાઇ
„ નારણજી મોરારભાઇ
„ નગીનચંદ પ્રેમચંદ
„ જીવણ છીબા
શ્રીમતી લખીબેન તે નારણજી નીઢાભાઇની છોકરી

વલસાડ તાલુકા—ભીગરી

શ્રી નારણા રતનજી (સરપંચ)
„ ભગાભાઇ હરીભાઇ
„ ગોવનભાઇ ભુલાભાઇ
„ ગોવિંદજી નાગરજી
„ ગાધરા ભગાભાઇ
„ મેકલભાઇ સુખાભાઇ
„ ગાંડાભાઇ મંગાભાઇ
„ નાગભાઇ ગણેશભાઇ
„ રણછોડભાઇ રામાભાઇ
„ છીબાભાઇ નીઢાભાઇ

ભદેલી-જગાલાલા

શ્રી ખંડુભાઇ વલ્લભભાઇ (સરપંચ)
„ કલ્યાણજી ડાહ્યાભાઇ
„ ભીખુભાઇ કુંવરજી
„ તુલસીદાસ ગોપાળ
„ લાલા પેમા
„ ડાહ્યા ગોવન
„ માયા દુગર
„ લલ્લુ રામજી
„ માવન રાધુ
„ દુર્લભ દુંદા

પારડીમલ્લાસ—અંબાચ

શ્રી. રણછોડજી પરસોતમભાઇ (સરપંચ)
„ ખુશાલભાઇ દયાળજી
„ ભગુભાઇ નાગરજી
„ દેવચંદ ખીમચંદ
„ મોતીચંદ જેચંદ
„ નગીનચંદ પ્રેમચંદ
„ મનજી મોટલા
„ જેરીઆ સુખડીઆ
„ ભાવલા કાલીઆ
„ નવસા રતીઆ
શ્રીમતી દેવીબેન દેવચંદ ગંભનાજી

વાપી

શ્રી. નાગરજી ભુલાભાઇ (સરપંચ)
„ કસના છગા
„ ચીમનલાલ હુરખચંદ
„ નાગરજી વસનજી
„ અમરચંદ મગનીરામ શાહ
„ ઉત્તમલાલ દ્વારકાદાસ
„ રમણલાલ પ્રાણલાલ
„ છગનલાલ પ્રેમચંદ
„ વલ્લભ છીબાડ પટેલ
શ્રીમતી નવાજબાઇ પીરોજશા પેસ્તનજી મેદોરા

" યશવંતરાવ માધવરાવ દેશમુખ
" મોતીચંદ રામજી
" અહમદ હાજી સુલેમાન
" ગોપાળ હીરા
શ્રીમતી ઇચ્છાબેન છોટુભાઇ દેસાઇ

આટ

શ્રી. ઉકાભાઈ ઇસમાઇલ (સરપંચ)
" ખુશાલભાઇ કેશવભાઇ
" છીતાભાઇ પ્રેમાભાઇ
" કેશવભાઇ ભગવાન
" લાલભાઇ કેશાભાઇ
" દેવાભાઇ છીબાભાઇ
" લાલુભાઈ ખુશીઆભાઇ
" ભાણાભાઈ કાલાભાઈ
" વજાભાઈ મીરજાભાઈ
" સુકર વેસ્તા

ચીખલી મહાલ—દેગામ

શ્રી. હરીભાઇ લલ્લુભાઇ (સરપંચ)
" પરસોત સોમલ
" ગોવન લખમા
" નીછાભાઇ નારણજી
" રૂદરજી રણછોડજી
" મણીભાઇ ખંડુભાઈ
" નારણજી મોહનભાઇ
" મીઠાભાઇ લલ્લુભાઇ
" ભગવાનજી રઘુનાથજી
" અહમદ આકુજી સીધત
શ્રીમતી બાઇ શાન્તાબેન તે અંબેલાલ ભીમભાઇની વીધવા

ગણદેવા

શ્રી. ભીમભાઇ મકનજી (સરપંચ)
શ્રી. સુલજી ખુશાલ
" ડાહ્યાભાઇ નીછાભાઈ નાયક
" મગનલાલ નીછાભાઇ
" કસનજી ડાહ્યાભાઈ
" સુનીલાલ ડાહ્યાજી
" લાલભાઈ હરીભાઈ

" દુલ્લભભાઇ જગાભાઈ
" નીછાભાઇ ડાહ્યાભાઇ
" કલ્યાણભાઈ મોહનભાઇ
શ્રીમતી આશાબાઈ ફકીરજી

સાદકપોર

શ્રી. કાળાભાઇ ઉકાભાઇ
" સુખાભાઈ નારણ
" બાબરભાઇ સુકર
" ગાંડાભાઇ રામજી
" અત્યા ચમારીઆ
" ઉકાભાઈ કાળાભાઇ
" હરીભાઈ નારણજી
" ડાહ્યાભાઇ પરસોતમ
" સુખાભાઈ કેશવ
" રવજી ભવાન
શ્રીમતી દુધીબેન કાલાભાઈ ઉકાભાઈ

ચીખલી-સમરોલી

શ્રી. છોટુભાઇ ગુલાબભાઇ (સરપંચ)
" ઇશ્વરાવ ગોવીંદરાવ
" કુંવરશા હોરમસજી
" રઘનાથજી ગોવિંદજી
" નગીનદાસ છીબાભાઇ
" ઇશ્વરલાલ દ્વારકાદાસ
" ભગવાનદાસ હરગોવનદાસ
" નરહરીશંકર જયશંકર
" મહમદમીંઆ ઉર્ફે શેરઅલી ગુલાબમીંઆ
" નારણ વિઠલ દુબલા
શ્રીમતી જીણીબેન દુર્લભજી દેસાઇ

દાણજા

શ્રી. હીરાભાઇ દુલ્લભભાઇ (સરપંચ)
" ભાણીઆ લાલીઓ
" ઘેલાભાઇ નારણજી
" કાનભાઇ મંછારામ
" લાલભાઇ વલ્લભભાઇ
" ડાહ્યાભાઇ ગોવનભાઇ ભાણાભાઇ

**મરીઓ**

શ્રી. હીરાચંદ રાયચંદ (સરપંચ)
" જગલો છીમલો
" બાબર મંડીઓ
" હીરાલાલ રાયચંદ
" મણીલાલ લલ્લુભાઇ દેસાઇ
" નારણજી ખંડુભાઈ દેસાઇ
" જગનજી વસનજી દેસાઈ
" નાગરજી જગનજી
" મંજુભાઇ કલ્યાણજી
" ઝીણીઆ રતીઆ દુબલા
" છગન ભૂલીઆ ધોડીઆ

**ઉદવાડા**

શ્રી. પારસીજી પેસ્તનજી (સરપંચ)
" બાબુ હરી
" માવજી જીવા
" લલ્લુ ભાણીઆ
" ભીખલા સુકર
" કૈકોબાદ હોરમસજી રીધવા
" સોરાબજી માણેકજી
" વીસરામભાઈ છીમાભાઇ
" નારણજી રામભાઈ
" ભીખુ લીખા
શ્રીમતી માનીબેન દેરાબજી મીરઝા

**પારડી**

શ્રી. વૃંદાવન વલ્લભદાસ (સરપંચ)
" સાપુર ભંગીઆ
" સુખા ભંગીઆ
" રામલા બાણીઆ
" રાણુજી ન જીવનદાસ
" બાબુભાઈ ચીમનલાલ
" નીછાભાઈ ગુલાબભાઈ
" ફેરામરોજ એદલજી પારડીવાલા
" કાન્તીલાલ મગનલાલ શ્રોફ
શ્રીમતી સુરજબેન મગનલાલ શ્રોફ

**ઉમરસાડી**

શ્રી. જેરામભાઇ લીખાભાઈ (સરપંચ)
" ભાણા જીવણ
" પરાગ સોમા
" ધનજી વસરામ
" બાલુ ફેકીર
" ખાલપાભાઈ જીણાભાઇ
" ભગવાન જીણાભાઇ
" ખંડુભાઇ રણછોડભાઇ
" નારણજી ગાંડાભાઇ
" ડાહ્યાભાઇ લલ્લુભાઇ નારણજી
શ્રીમતી મણીબેન નારણજી

જે જે ગામ પંચાયતોની ચૂંટણી થઇ છે પણ સરપંચની ચૂંટણી કરવાની બાકી તે તે પંચાયતોના સભ્યોના નામો નીચે પ્રમાણે છેઃ—

**ઓરપાડ તાલુકા—ગોથાણ**

શ્રી. ઠાકર પ્રભાતસીંગ છીતાભાઇ
" રણછોડભાઈ કાલીદાસ
" પરભુભાઇ ખુશાલભાઈ
" નરોતમભાઇ ખુશાલભાઇ
" છગનલાલ કસનજી
" કસનભાઇ નરોતમભાઈ
શ્રીમતી રતનબેન ખુશાલભાઇ

**માધર**

શ્રી. છોટુભાઇ કોલાભાઇ વશી
" મગનલાલ ભગવાનજી વશી

શ્રી. કલ્યાણજી કાળાભાઇ દેસાઇ
" દોલતભાઇ નીછાભાઇ વશી
" ગુલાબભાઇ રતનજી દેસાઇ
" દયાળ જીવા પરમાર
શ્રીમતી ગજરાબેન છોટુભાઈ કાળાભાઈ

**જલાલપોર તાલુકા—અબ્રામા**

શ્રી. ઇશ્વરલાલ ડાહ્યાભાઇ
" અંબેલાલ લલ્લુભાઈ
" મકનજી કોલાભાઇ
" દયાળજી દાજીભાઇ

# સૂરત જિલ્લા સ્થાનિક સ્વરાજ્ય

[ માસિક ]

વર્ષ ૨ ]    ફેબ્રુઆરી ૧૯૪૨    [ અંક ૭


## માનવી માનવ

એક ને અનુપ એ પૃથ્વીનો માનવી!
સૃષ્ટિના નીતર્યા સત્ત્વનો એ માનવી!

માટીના માળખાંનો સાદો એ માનવી!
ભારતના ગૌરવ શો માનવ એ માનવી!

પારિજાતકના ફુલથી યે કુમળું
કુમળું એનું હૈયું!
વજ્રથી યે કઠીન તોય એ હૈયું
વજ્રથી એ કઠીન હૈયું!

સૃષ્ટિના નીતર્યા સત્ત્વનો એ માનવી!
એક ને અનુપ એ પૃથ્વીનો માનવી!

શરદના ચંદ્ર સમી અમી ભરી છાયા,
સૂર્ય સમી ઉગ્ર તોય જ્વાલા!
મીઠી વિનય ભરી વાણીમાં પીરસે,
કો દીક ધીકતા અંગારા!

સૃષ્ટિના નીતર્યા સત્ત્વનો એ માનવી!
એક ને અનુપ એ પૃથ્વીનો માનવી!

શિખર ને ઘુમ્મટ સહુ કોઈ પૂજતા,
પાયાના પથરા એ પોષતો,
ભારતનું નવતર એ સર્જન કરતો
દૃષ્ટિથી સૃષ્ટિને માપતો.

સૃષ્ટિના નીતર્યા સત્ત્વનો એ માનવી!
એક ને અનુપ એ પૃથ્વીનો માનવી!

માટીના માળખાનો સાદો એ માનવી!
બળતા જગતને તારનારો માનવી!

જ્યોત્સ્ના શુક્લ

# અનુક્રમ


| વિષય | | પૃ૦ |
|---|---|---|
| ૧ માનવી માનવ | શ્રીમતી જ્યોત્સ્ના શુક્લ | ૧૯૫ |
| ૨ સાચી સમાજવિદ્યા | શ્રી. છગનલાલ જોષી | ૧૯૬ |
| ૩ રમતોના નિયમો વિષે શંકાસમાધાન | શ્રી. મણિભાઇ પટેલ | ૧૯૮ |
| ૪ શિક્ષણમાં હાથપગનું સ્થાન | શ્રી. મણિભાઇ પટેલ | ૧૯૯ |
| ૫ ખરસાડ ગ્રામપંચાયતનું સ્તુત્ય પગલું | શ્રી. દુર્લભજી પરાગજી દેસાઇ | ૨૦૦ |
| ૬ આપણાં ઢોર ને ઘાસચારો | શ્રી. એ. એમ. પટેલ | ૨૦૨ |
| ૭ આજીવન શિક્ષણ | શ્રી. ગોપાળજી દેસાઇ | ૨૦૬ |
| ૮ રમતો ઇ. ની હરિફાઇ અને ઇનામો ઇષ્ટ છે? | શ્રી. કલ્યાણજી મહેતા | ૨૧૨ |
| ૯ શાળાનાં મકાનો વિષે સૂચના | શ્રી. કલ્યાણજી વિ. મહેતા | ૨૧૪ |
| ૧૦ ચર્ચાપત્ર | શ્રી. મણીભાઇ હરિભાઇ દેસાઇ | ૨૧૪ |
| ૧૧ શાળા—સમાચાર | | ૨૧૭ |
| ૧૨ જિલ્લા સ્કૂલબોર્ડની કાર્યવાહી | | ૨૧૮ |
| ૧૩ આજની રમતોની રીધી હરિફાઇને બદલે | શ્રી. મણિભાઇ નાયક | ૨૨૩ |
| ૧૪ આપણી પ્રાથમિક કેળવણીનો બગાડ | શ્રી. હિંમતુર દિવાનજી | ૨૨૫ |




## ગ્રાહકોને

જેમના લવાજમના પૈસા બાકી હોય તેમને તે તાકીદે મોકલી આપવા વિનંતિ છે.


તંત્રીમંડળ

શ્રી. દુર્લભજી પરાગજી દેસાઈ
શ્રી. કલ્યાણજી વિઠ્ઠલભાઈ મહેતા
શ્રી. જ્યોત્સ્નાબ્હેન શુક્લ
શ્રી. મકનજી પુરુષોત્તમ પટેલ
શ્રી. લલ્લુભાઈ હરિભાઈ પટેલ

• વ્યવસ્થાપક •
શ્રી. ઠાકોરભાઈ મણિભાઈ દેસાઈ
ચિફ્ ઓફિસર
સુરત જિલ્લા લો. બોર્ડ

• મુદ્રક •
કાશિદાસ કૃપાશંકર શેલત,
'પ્રતાપ' પ્રી. પ્રેસ
ઝણપીઠ, સુરત

આ માસિક દર મહિનાની ૧૫ મી તારીખે પ્રગટ થાય છે.

વાર્ષિક લવાજમ રૂા. ૧–૦–૦

મને દાડમનો રસ કાઢવાનું સોંપ્યું, તો કેમ કાઢવો તે આવડે નહિ, છેવટે મને સરદારે તે કાઢી આપ્યો. મોસબી કાપવાનું સોંપ્યું તો મેં ઊભો કાપ મૂક્યો. "કલમ ઘડો," એકવાર બાપુજીએ કહ્યું, મને આવડે નહિ. બાપુજીએ પોતે ઘડી દેખાડી. પછી કહે "કાપ મૂકો." આમ કે તેમ કાપ મુકવો તે મને કયાંથી આવડે? તે પણ બાપુએ જ પાડી બતાવ્યો.

સવારે પ્રાર્થનામાં ગીતાપાઠ થતો. રોજ મહાદેવભાઇ મધુર સ્વરથી શ્લોકો બોલતા. સરદારે પણ ગીતા શીખવા માંડી હતી. ગાંધીજીએ હવે મને બોલવાનું કહ્યું. હું એમ. એ. થયેલો, પણ મારું ઉચ્ચારણ નાપાસ થયું. યુક્તાક્ષર પહેલાંના સ્વર પર થડકો આવવો જોઇએ તે મને કેમે કરતાં આવડે નહિ. બાપુએ નાના વિદ્યાર્થીને શીખવે તેમ મને શીખવી મારું ઉચ્ચારણ સુધાર્યું. મારા અક્ષર પણ તેમણે ઘણો પ્રયત્ન કરી સુધાર્યા, એ શિક્ષણનું વધારે વર્ણન શું કરું? એમણે મને સીધા ચાલતાં પણ શીખવ્યું. મને આકાશની ભવ્યતા ઓળખતો કર્યો.

વર્ધા યોજનાની શોધ થઈ તે પહેલાં બાપુએ મને ઝીણાં મોટાં કામો મારફત આ રીતે અમૂલ્ય શિક્ષણ આપ્યું. તેમણે મારી પાસે કામ જ લીધું એમ નહિ, તે તો એક મહાન કેળવણીકાર રહ્યા એટલે એમણે કામદ્વારા મારી કેળવણી કરી. સવારે ફરવા જવાથી માંડી-સાંજના આરામ સુધીમાં પ્રેમને પ્રેમ અને હુકમને હુકમથી કામ કરાવી મને ગાંધીજી શિક્ષણ આપતા.

તમને એક સૂચના કરું. તમે સૌ ગામડાંમાં રહેનારા શિક્ષકો છો, તમે ગામડાંમાં રહો ત્યાં ત્યાં ૮૦–૯૦ ટકા લોકો અભણ રહે તો તમને શિક્ષક કેમ કહેવા? તો તો તમને શિક્ષકનું કામ આવડતું નથી. તમે તમારી આગ ચારે તરફ લગાડી શકતા નથી એમ કહેવાય, તમે અહિંથી જઇને એક વર્ષમાં તમારા ગામમાં બધાને ભણતા કરી દો તો તમે મહાત્મા ગાંધીજીનું એક મોટું કામ કર્યું એમ કહેવાશે.

જેમ બધા પાસેથી તેમ તમારી પાસેથી મહાત્માજી મોટી આશા રાખે છે. તમે બધા આજે ચાલી રહેલી આપણી સ્વાતંત્ર્યની લડતમાં તમારી આહુતિ આપો, એ આહુતિનો અર્થ તમે બધા જેલમાં જાઓ એ નથી પણ તમે રચનાત્મક કામ કરો, કારણ કે રચનાત્મક કામ ન થાય તો સ્વરાજ મેળવવાનું કામ પાર ન પડે.

મારી એવી આશા છે કે તમે જે શિક્ષણ અહિ મેળવ્યું છે તે સમજીને પચાવશો, અને રોજના આચરણમાં-જીવનમાં ઉતારશો. તમે જે ગામડામાં હો તે ગામમાં રચાનાત્મક કામ કરજો, અને તમે રહેવા છતાં ગામમાં રચનાત્મક કામ ન થયું તો તમે અહિં પ્રથમ શ્રેણીમાં આવ્યા હશો તે છતાં હવે તમે છેલ્લી શ્રેણીના થઇ જશો. તમારી હાજરી હોય ત્યાં ગંદકી કેમ હોય! રેંટિયો એ બાહ્ય ચિહ્ન નથી પણ અંદરનું છે.

મહાત્માજી અને સરદાર જે જાતની આશા તમ.રી–શિક્ષકોની પાસે રાખે છે તે પાર પાડવાની શકિત તમને ઇશ્વર આપે એજ પ્રાર્થના.



# સાચી સમાજવિદ્યા

## વેડછી અધ્યાપન વર્ગમાં શ્રી છગનલાલ જોષીનું પ્રવચન

વેડછી આશ્રમમાં ચાલતા સુરત જિલ્લા બોર્ડના શિક્ષકોનો પાંચમો અધ્યાપન વર્ગ, ઑક્ટોબર માસમાં શરૂ થયો હતો, તેની પૂર્ણાહુતિ ગઈ તા. ૧૮-૧-૪૦ ને રોજ થઈ, દાયતું પ્રવચન કરવા કાઠિયાવાડ હરિજન સેવક સંઘના મંત્રી અને ગુજરાતના જૂના કાર્યકર્તા શ્રી છગનલાલ જોષી પધાર્યા હતા.

બોર્ડ તરફથી ૩૬ અને ૧ સુરતના આયરિશ મિશન તરફથી મળી વર્ગમાં ૩૭ શિક્ષકોને મોકલવામાં આવ્યા હતા. તેમાંથી પરીક્ષાને અંતે નીચે પ્રમાણે પરિણામ આવ્યું હતું.

પ્રથમ શ્રેણી ૧ દ્વિતીય શ્રેણી ૬ પાસ ૩૦

શ્રી. જોષીએ વિદાય થતા શિક્ષકોને પ્રમાણપત્રો વહેંચ્યાં હતાં, બાદ તેમણે ઘણુંજ રસપૂર્ણ પ્રવચન કર્યું હતું, જેનો સાર નીચે આપવામાં આવે છે.

હું પ્રો. ગેડીસ જેવા સુપ્રસિદ્ધ પ્રોફેસર પાસે સમાજવિદ્યા ભણેલો માણસ છું. ત્યાર પછી બાર વર્ષ ગાંધીજીના આશ્રમમાં રહીને તેમજ ગામડાંઓમાં ભ્રમણ કરીને મેં એ વિષયનો ખૂબ અનુભવ લીધો છે. પરંતુ સાચી સમાજવિદ્યા તો જ્યારે પૂ. ગાંધીજી સાથે મને યરવડા જેલમાં રહેવાનું ભાગ્ય મળ્યું ત્યારે તેમણે મને શીખવી.

ત્યાં મને તેમણે શું ભણાવ્યું હશે? આજને પ્રસંગે હું એજ તમને કહેવા ઇચ્છું છું. હું તો હૈદરાબાદની જેલમાં હતો, એક દિવસ મને ખબર પડી કે મને બાપુજીની પાસે લઈ જાય છે. એ જાણી હું ખુબ રાજી થયો. બાપુજી પાસે એ વખતે સરદારશ્રી અને મહાદેવભાઇ તો હતા જ. તેમાં હવે હું ભળ્યો. હું સૌથી નાનો એટલે મને ઘડાવાનું મળ્યું. મને ત્યાં સાચી કેળવણી મળી.

મેં ઘણા ઉદ્યોગનાં કામો કર્યાં છે, પણ મને એમાં કેળવણીનો કકકો પણ ન હતો આવડયો. ગાંધીજીએ યરવડામાં મારી ૩૨ વર્ષની ઉંમરે એનું મને ભાન કરાવ્યું. સરદારશ્રી અને મહાદેવભાઇ બાપુના પગ લુછતા, આગળ જતાં એ સેવાનું માન મને પણ મળ્યું. પણ મને પગ લુછતાં ન આવડયું, બાપુએ પોતે પગ લુછી બતાવી મને શીખવ્યું. એકવાર એમનાં ચંપલ સાફ કરવાનું કામ મને મળ્યું, મેં માન્યું કે મેં બહુ કાળજીથી એ સાફ કર્યાં છે, પણ બાપુએ શોધી કાઢયું કે તળિયામાં છાણ રહી ગયું હતું. બાપુએ એ જાતે સાફ કરી લીધું અને મને પદાર્થપાઠ આપ્યો.

એકવાર મને ચમચો ધોવા આપ્યો. મેં બહુ સારી રીતે ધોયો અને આ વખતે પાસ થવાની આશા રાખી, ત્યાં બાપુ કહે "અરે! આ શું કરે છે?" હું બાધા જેવો જોઇ રહ્યો. તેમણે મને બતાવ્યું કે હું મારાં ધોતિયાના છેડાથી તેને લુછી ગંદો બનાવી રહ્યો હતો. ફરીથી ધોઇ લાવી મેં ચમચો બાપુની ગાદી પર મૂકયો, ત્યાંયે હું નાપાસ થયો, બાપુએ કહ્યું "ગાદી ઉપર તો મારા પગ પડયા હોય!" મેં ત્રીજીવાર ચમચો માંજી આપ્યો.

# રમતોના નિયમો વિષે શંકા સમાધાન

રમતોના નિયમો વિષે વધુ શંકાઓ આવી છે. તેનું સમાધાન બધી શાળાઓની જાણ માટે નીચે આપવામાં આવે છે.

**હુતુતુ**

" એક પક્ષનો ખિલ્લુ હુતુતુ કરતો સામા પક્ષ પર ચઢાઈ કરે. સામા પક્ષના તેને પકડે. ચઢાઈ કરનાર છોકરો સપ જઈ કે કોઇ રીતે મધ્યરેખાને સ્પર્શ કરે. સ્પર્શ કર્યા પછી સામાવાળા છોકરા તેને પકડવા જાય અને પકડે તો તે પકડનારા બાદ ગણાય કે નહિ ? "

**જવાબ**

હુતુતુ કરીને પાણી પાવા જનાર છોકરાને સામા પક્ષના ખિલ્લુઓ પકડે અને તે વખતે તે મધ્યરેખાને સ્પર્શ કરે તો સૌથી પહેલો અડકનાર અથવા પકડનાર બાદ ગણાય અને જો પાણી પાવા જનાર પોતાનું આખું શરીર પોતાની હદમાં આવી જાય તો જેટલા અડકનારા હોય તે બધા બાદ ગણાય. આ પ્રમાણેનો ૧૦મો નિયમ આપેલો છે. તે મુજબ નિર્ણય કરવો.

સ્પર્શરેખાને સ્પર્શ કર્યા પછી પકડનાર હોય કે સ્પર્શરેખા સ્પર્શ કર્યા પહેલાં પકડનાર હોય બંનેને માટે એક સરખો નિયમ લાગુ પડે એટલે કે પાણી પાવા જનાર પોતાનું આખું શરીર પોતાની હદમાં લઈ જાય તો પહેલાં પકડનાર કે પછીથી પકડનાર હોય તે બધા બાદ ગણાય. અને માત્ર સ્પર્શરેખાને અડકેલો હોય તો સૌથી પહેલો જે અડકયો હોય અથવા સૌથી પહેલો પકડવા ગયેલો હોય તે એક જ જણ બાદ થાય.

**આટાપાટા**

નિયમ ૨૧ લૂણ લઈને આવનાર છોકરો મુખ-મોઢું કહે અને મોં ફેરવે ત્યારપછી તેને લાગુ પડે છે કે કોઈ સામાવાળો ન હોવાથી પરવારતો રહેલો પાટીવાળો રમત જોવા પાછળ જુવે અથવા ફરી જાય તેને માટે પણ લાગુ પડે છે ?

" લૂણ લઈ આવનાર મુખ-મોઢું કહે અને છોકરો મુખ આપે તેને માટે તો એ નિયમ બરાબર સમજાય એમ છે. પણ ધારો કે બીજી પાટી ઉપર બે છોકરાની ચડસાચડસી ચાલુ છે. પાંચમી પાટીવાળાનો દુશ્મન નથી એટલે તે ઉભો છે. તેને એકદમ દુશ્મન આવી રહેશે એવો ડર નથી. પાછળ ૭-૮-૯ પાટી ઉપર તુમુલ યુદ્ધ ચાલી રહ્યું છે. પાંચમી પાટીવાળાને તે જોવાનું મન થયું, અને જરા ફરી તે જોવા લાગ્યો; હવે તેનું મોં-કપાલપાટી તરફથી બલ્લાઇ લૂણ પાટી તરફ થઈ ગયું છે. બીજી પાટી આગળ જે સામાવાળો હતો તે ૨-૩-૪ પાટી ઓળંગી પાંચમી પાટી પર આવે છે અને તે પાટીવાળો ચેતે છે અને રમત જોવા ફેરવેલું મોં પાછું કપાલપાટી તરફ કરી પેલા સામાવાળાને રોકે છે. તો એ નિયમસર કહેવાય કે નહિ ? "

નિયમસર ન કહેવાય. એ રીતે મોં ફેરવી શકાય નહિ.

મણીભાઈ પટેલ
મંત્રી, ગૂજરાત વ્યાયામ પ્રચારક મંડળ

૧૯૪૦-૪૧ ના વર્ષમાં ખર્ચાશે અને બાકીની રૂા. ૧૫૦૦ ની રકમ સને ૧૯૪૧-૪૨ માં ખર્ચાશે. આ રસ્તાની લંબાઈ સાતેક ફર્લાંગ છે. **આ રકમ કર મારફતે ઉઘરાવવામાં આવી નથી પણ ગામલોકોએ ગામમાંથી નોકરીએ ચઢેલા વર્ગમાંથી તથા ગામના ગૃહસ્થો પાસેથી ઉઘરાણું કરીને** મેળવી છે. રસ્તો જીલ્લા લોકલ બોર્ડ હસ્તક હોવા છતાં આવી મોટી રકમ રસ્તાની દુરસ્તી માટે ભેગી કરવામાં આવી છે તેનું કારણ એટલું જ કે લોકો સારી રીતે જીલ્લા લોકલ બોર્ડની સ્થિતિ જાણી ગયા છે અને તેમને ખાત્રી થઈ છે કે આ સુધારા માટે જી, લો. બોર્ડ ઉપર આધાર રાખવો યોગ્ય નથી. જી. લો. બોર્ડ ઉપર આધાર નહિ રાખતાં આ રીતે સ્વાશ્રયથી પોતાની એક અગત્યની સગવડ માટે ખરસાડ ગામે જે ભોગ આપ્યો છે તે બદલ હું ખરસાડ ગામના લોકોને તથા ખરસાડ ગામ પંચાયતને અભિનંદન આપું છું. ખરસાડ ગામ મારૂં પોતાનું હોવાથી એક રીતે હુ આત્મપ્રશંસા કરી રહ્યો છું. આ દોષ વ્હોરી લઇને પણ આ કામને માટે ગામ લોકોને હું ધન્યવાદ આપ્યા વિના રહી શકતો નથી.

ઉપર બતાવ્યા પ્રમાણેનાં કામો બીજા પણ ઘણાં ગામોએ થાય છે. આવો બીજો દાખલો અબ્રામા ગામનો છે. અબ્રામા ગામથી અબ્રામાં હાઈસ્કૂલ સુધીનો રસ્તો જી. લો. બોર્ડને સ્વાધીન હોવા છતાં એ રસ્તાને સારી સ્થિતિમા લાવવા માટે અબ્રામા ગામે સારી જેવી રકમ ખરચી છે. રકમની ખબર ન હોવાથી તે આપી શકતો નથી, તે માટે દીલગીર છુ. એજ ગામના ગામ પંચાયતના ઉત્સાહી પ્રમુખ વેડછા અબ્રામા રસ્તો જે જી. લો બોર્ડને સ્વાધીન છે તેની સુધારણામાં બોર્ડ જેટલાં નાણાં ખર્ચે છે તેટલોજ લગભગ ફાળો ગામ લોકો તરફથી મેળવી આપી તેઓ રસ્તાને દુરસ્ત કરાવે છે. આ ગામના લોકોને તથા ત્યાંની ગામ પંચાયતને હુ ધન્યવાદ આપું છું.

ઉપર જણાવ્યા પ્રમાણે ઘણા ગામના લોકો સ્વાશ્રયથી પોતાના રસ્તા સારી સ્થિતિમાં મૂકી શકે છે. કદાચ દલીલ કરવામાં આવશે કે આ બે ગામો સાધનસંપન્ન છે પણ આવાં કામો જાનમહેનતથી પણ થઈ શકે છે અને એકજ વર્ષમાં ગામ સુધારણા સપ્તાહની યોજના અનુસાર જીલ્લાના લોકોએ લગભગ એક લાખ ત્રીશ હજાર રૂપીઆની કિંમતનાં કામો કર્યા હતાં.

અબ્રામાની પાસેના મંદિર તથા હાંસાપોરના ગામ લોકોને પોતપોતાની હદમાં આવેલો જી. લો. બોર્ડને હસ્તકનો રસ્તો સુધારી લેવા મારી વિનતિ છે.

અબ્રામા ગામ પંચાયતના સરપંચ શ્રી. ઇશ્વરલાલે પોતાના ગામની હદમાંનો કણાઇ ખાડી સુધીનો રસ્તો સારી સ્થિતિમાં મૂકી આપવાની મને ખાત્રી આપી છે. આ કામ થશે એટલે બીજા ગામોના લોકો પણ તેનું અનુકરણ કરશે એવી મને ખાત્રી છે.

દુર્લભજી પરાગજી દેસાઈ

હાથ છે, છતાં તેમના હાથ ભાંગી ગયેલા જેવા છે. તેમનાથી કશું કામ થતું નથી. રાષ્ટ્રીય ચળવળ શરૂ થયા પછી છેલ્લાં વીસ વર્ષમાં કંઈક ફેર પડ્યો છે, પણ એ ફેર તો એટલો બધો ઓછો છે કે દરિયામાં ટીપા જેવો.

આપણી પ્રાથમિક શાળાઓની રચનામાં પણ હાથપગને વાપરવાનું સ્થાન મળે તેવી ગોઠવણ નથી. વર્ધા યોજનાને લીધે હવે તેને વધારે વેગ મળશે એ નક્કી વાત છે. વળી પ્રાથમિક શાળામાં બાળકોને વગર કામે પણ અદબ વાળીને બેસાડી રાખવાની કે અદબ વાળીને ઉભા રાખવાની પદ્ધતિ છે, તે ઘાતક છે. તેના હાથપગના હલનચલનને જે છૂટ મળવી જોઈએ, એ છૂટ આથી ખૂંચવી લેવાય છે એક જમાનો એવો હશે કે જેમાં વિદ્યાર્થીઓ ખૂબ તોફાન કરતા હશે, શિક્ષકોને મારી મારીને નાસી જતા હશે અથવા તો વર્ગમાં શિક્ષક કંઈ પ્રવચન કરતો હોય ત્યારે હાથ પગ હલાવીને બીજી ક્રિયામાં જોડાતા હશે, તેવે વખતે તેમને બેધ્યાનમાંથી બચાવવા હાથની અદબનો ઉપયોગ થતો હશે. પણ આજે તો બધી રીતે વિચારતાં આજનું શિક્ષણશાસ્ત્ર અને શિક્ષકોનું માનસ આગળ ધપતું જાય છે. એ સંજોગોમાં એ હાથની અદબ રાખવાની પદ્ધતિ બહુ કઢંગી લાગે છે.

માણસના હાથની અંદર દૈવી કરામત રહેલી છે. ગમે તેવી ગંધાતી જગાને તે જરાવારમાં ફેરી બદલી નાંખે છે! ઘરઆંગણામાં સાવરણા ફેરવીને તે ચોકને કેવા ચોકખા ચાંદી જેવા કરી મૂકે છે! છાણને માટી સાથે મેળવીને અણઘડ જગાને કેટલી સુઘડ બનાવી દે છે, હાથપગ વાપરીને જંગલમાં મંગળ કરવાની કળા એ મોટામાં મોટી મિલ્કત છે. એ મિલ્કતને સાચવી રાખી તેને ઉત્તરોત્તર વધારતા જવી અને તેને યોગ્ય શિક્ષણ આપવું, તેને યોગ્ય પ્રસંગો અને તકો ઉભાં કરવાં એ શિક્ષણનું અને શિક્ષકોનું કામ છે. વિદ્યાર્થીઓનું શાળાજીવન એ એક મહામૂલું જીવન છે, અને તે જીવન દરમિયાન એવા પ્રસંગો અને તકો ઉભાં કરી આપવાં જોઈએ કે જેમાં વિદ્યાર્થીઓની હાથપગ વાપરવાની વૃત્તિ સતેજ થાય, પોષાય અને તેમના જીવનનો વિકાસ થાય આનો મુખ્ય આધાર વિદ્યાર્થીઓ સાથે કામ કરતા શિક્ષકો ઉપર છે. શાળાજીવનમાં એવા પ્રસંગો કે તકો કેવાં કેવાં મળી શકે એમ છે તેનો વિચાર બીજી વખતે કરીશું.

મણિભાઈ પટેલ
આચાર્ય, ભારત વિદ્યાલય, કરાડી



## ખરસાડ ગામ પંચાયતનું સ્તુત્ય પગલું

ખરસાડ ગામ જલાલપોર તાલુકામાં કેળવણીમાં આગળ પડતું ગણાય છે. વેડછ સ્ટેશનેથી તે ત્રણથી સાડાત્રણ માઈલ દૂર આવેલું છે, અને વેડછા સ્ટેશનેથી અભ્રામા થઈને ત્યાં જવાય છે. વેડછ સ્ટેશનથી અભ્રામા–ખરસાડ–પનાર રસ્તો જી. લો. બોર્ડને સ્વાધીન છે. આ રસ્તો નાણાંના અભાવે બોર્ડ સારી સ્થિતિમાં રાખી શકતી નથી. તેથી ખરસાડ ગામ ... અભ્રામા હાઈસ્કૂલથી ખરસાડ ગામ સુધીનો રસ્તો દુરસ્ત કરવા માટે રૂા. ૩૦૦૦

તેમ કરવાથી ઢોરની ઓલાદ ઉતરતી જતી આપણે અટકાવીએ છીએ, અને સારા સાંઢના ઉપયોગથી સારી ઓલાદ નિપજાવીએ છીએ. એ રીતે ખેતી અને જનસમૂહને ઉપકાર કરીએ છીએ. (૩) કેટલાક લોકોને દુબળાં, હલકાં પ્રકારનાં અશેર પાંચશેર દૂધ આપે તેવાં ઘણાં ઢોર રાખવાની ટેવ હોય છે. આ ટેવ નુકસાનકર્તા છે. ઘાસચારો, દાણો વગેરે બગડે છે, અને ઉપજ કાંઇજ મળતું નથી. માટે ઢોર સંખ્યામાં થોડાં પાળવાં, પણ વધુ દૂધ આપતાં ઉત્તમ પ્રકારનાં પાળવાં જોઇએ. (૪) ઢોરને દૂધના પ્રમાણમાં દાણો-કપાસ, ગુવાર, બાજરી, ખોળ વગેરે આપવાં, જેથી દૂધ, ઘી જેટલાં મળવાં જોઇએ તેટલાં આપણને મળે. ગમે તેટલું સારૂં ઢોર હોય, પણ દાણો આપીએ નહિં તો તે દૂધ ઘી બરાબર આપી શકે નહિં. (૫) દાણામાં મીઠું ભેળવીને આપવું. ઉછરતા ઢોરને પણ મીઠું આપવું. મીઠું ઢોરને ઘણુંજ ઉપયોગી છે. (૬) ઢોર ઉછેરમાં ઘાસચારો ઘણોજ અગત્યનો ભાગ ભજવે છે. ઉછરતાં ઢોર માટે, તેમજ ખેતીમાં કામકાજ કરતાં ઢોર માટે ઘાસચારો આવશ્યક વસ્તુ છે. ઘાસચારા ઉપર ઢોરનું બંધારણ, કદ, વગેરે અવલંબે છે. માટે આ બાબત ઉપર આપણે લંબાણથી વિચાર કરીશું. આપણાં ઢોરની સંખ્યાના પ્રમાણમાં "ચરણ" નહીં જેવાંજ છે. અને જે ઘાસચારો થાય છે, તે પણ ઘણોજ થોડો છે; જેથી આપણાં ઢોર મોટે ભાગે અર્ધાં ભૂખ્યાં જ રહે છે. આ પ્રમાણે ભૂખ્યાં રહેતાં ઢોર પાસેથી દૂધ અને કામકાજની આશા શી રીતે રાખી શકીએ? એ બાબત સહેજે સમજી શકાય તેવી છે. હવે આપણી પાસે જમીન તો જેટલી છે તેટલીજ રહેવાની, તેમાં કંઈ વધારો થઇ શકે તેમ નથી માટે (૧) આપણે વધ રે ઘાસચારો ઉત્પન્ન કરવા પ્રયત્ન કરીએ, તેને સુધારવા પ્રયત્ન કરીએ અને તેનો (૩) કરકસરથી ઉપયોગ કરવા પ્રયત્ન કરીએ. આ ત્રણ મુદ્દા આપણી સમક્ષ ઉભા થયા છે.

ઘણી વાર જુવાર, બાજરી, મકાઇ વગેરેની કડબ કાપ્યા સિવાય ઢોરને નીરવાથી ઓગાટ વધુ પડે છે, રાડાં નકામાં ઉકરડામાં જાય છે અને તે બચાવ કરવા માટે આપણે કડબ કાપવાના સંચાનો ઉપયોગ કરવો ઘટે છે અને એ રીતે બગડતી કડબનો આપણે બચાવ કરી શકીએ છીએ. ઘણાં ખરાં ઢોરને એક કે બેવાર કડબ નીરે છે અને એકી વખતે આખી ગભાણ ભરી કાઢે છે. આમ કરવાથી ઓગાટ ઘણો પડે છે અને બગાડ થાય છે, જેથી થોડું થોડું વારંવાર નીરવું. તેમ કરવાથી નીરેલી કડબ ઢોર ખાઇ જશે અને બગાડ થતો અટકશે. ઘાસીઆમાંથી બોર, બાવળ, કરમદી, આવળ, વગેરે ઝાડવાંનાં ખાંટવાં ઉગેલાં હોય, તે જેઠ મહીને ખોદી કઢાવવાં અને ઘાસીઆ ચોકખાં સાફ રાખવાં; જેથી ઘાસ વધુ થશે, એક સરખું થશે અને કાપવામાં સરળતા થશે. જે ઘાસીઆમાં જાડું, પોચું, હલકા પ્રકારનું ઘાસ થતું હોય ત્યાં સારી જાતનાં ઘાસનાં બી વરસાદ અગાઉ છંટાવવાં. જ્યાં જડ ન હોય ત્યાં પણ બી છંટાવવાં. તેમ કરવાથી બે ત્રણ વરસે સારી જાતનું ઘાસ ચાલુ થશે.

ઘાસચારાના મુખ્ય ત્રણ વિભાગ પાડી શકાય. (૧) કડબ-સૂકી અને લીલી, (૨) ઘાસ (ખસલી) પરાળ વગેરે. (૩) ગોતર.

**(૧) જુવારની કડબ :** જુવારની ઘણી જાતો છે. તેમાં કેટલીક ફક્ત કડબ માટે વવાય છે, અને કેટલીક ખાવા માટે, દાણા ને કડબ બંને હેતુ માટે વવાય છે. ઉત્તર ગુજ-

# આપણાં ઢોર ને ઘાસચારો*

(લેખક : શ્રી. એ. એમ. પટેલ, સભ્ય ડીસ્ટ્રીક્ટ ફોડર એન્ડ ગ્રેઝિંગ કમિટી.)

**ઢોરની અગત્યતા:**—આખી દુનિયાની ઢોરની સંખ્યા ૬૯ કરોડની છે, તેની ૧/૪ સંખ્યા હિંદુસ્તાનમાં છે. પછીથી ૧/૬ ભાગ અમેરિકા અને રશીઆમાં છે. અને ગ્રેટબ્રિટનમાં ૧/૬૦ ભાગ છે. આ ઢોરની જબરી સંખ્યા બતાવી આપે છે કે ઢોર ઉછેર અને તેને લાગતા ધંધાઓ માટે હિંદુસ્તાનમાં વિશાળ ક્ષેત્ર પડેલું છે, તેમ છતાં સંખ્યાના પ્રમાણમાં આપણને જેટલો લાભ મળવો જોઇએ તેટલો મળતો નથી, જેનાં કારણો ઘણાં છે, તે આપણે એક પછી એક તપાસીશું; હાલમાં દૂધ, ઘી વગેરે પદાર્થોની વાર્ષિક આવક આશરે રૂપીઆ ત્રણસો કરોડની થાય છે. જે આખા દેશના ભાત (ડાંગર)ના જેટલી ગણી શકાય; તે ઉપરાંત ૪૦ કરોડ રૂપીઆ ચામડામાંથી મળે છે. ખેતીમાં ઢોરની જરૂરીઆત અનિવાર્ય છે. ખેતી માટે બળદો જોઈએ, તે ગાયો પૂરા પાડે છે, તે સિવાય ખેતી કરવી અશક્ય બને છે. વળી માલ લઈ જવા લાવવામાં બળદો ઘણો અગત્યનો ભાગ ભજવે છે. બળદો સિવાય ખેતી અને વાહનવ્યવહાર અશક્ય બને છે. ખેતીમાં બળદોની મજુરી ૧૫ થી ૨૦ ટકા ગણીએ, તો દર વરસે ૩૦૦ થી ૪૦૦ કરોડ રૂપીઆની મજુરી બળદોને ફાળે જાય છે. છેલ્લો અને સૌથી અગત્યનો લાભ ખાતરનો મળે છે. દર વરસે કરોડો ટન ખાતર આપણને ઢોર મારફત મળે છે, જે આપણી જમીનમાં ભળે છે, અને જમીનની ફળદ્રુપતા ટકાવી રાખે છે. તે વિના મહેનત કરવા છતાં ખેતીમાંથી કંઈજ ઉત્પન્ન મળવું અશક્ય બની જાત.

હવે આ ઢોર જે આપણને ખાવા માટે ઘી, દૂધ, આપે છે, રોકડા પૈસા આપે છે, આપણી ખેતી ચલાવે છે, ખાતર આપે છે, બલકે આપણા જીવનનિર્વાહ અને વ્યવહારની સઘળી ચીજો પૂરી પાડે છે, એ કામધેનુ માટે સારો ઘાસચારો, દાણો, તેની માવજત, તંદુરસ્તી અને ઓલાદ સુધારણા માટે આપણે શું શું કરવું જોઇએ, તે વિષે આપણે વિચાર કરીશું. આપણી તંદુરસ્તી, આપણો ખોરાક, આપણો વેપાર, વગેરે વગેરે ઉત્પાદક આપણાં ઢોર છે, તે સિવાય આપણી હસ્તી જ અશક્ય બને છે, તો એવા અમૂલ્ય પશુ ધન માટે આપણે જેટલું કરીશું તેટલું ઓછું છે.

**પશુધન સુધારણા અને ઉછેર માટે** કેટલીક અગત્યની બાબતો એક પછી એક એક આપણે અહિં વિચારીશું. ( ૧ ) સારી ઓલાદના સાંઢ અને પાડા ગામે ગામ અવશ્ય પાળવા જોઇએ, જો ખુંટ મજબૂત, ખોડ વગરનો અને વધારે દૂધ આપતી ઓલાદનો હશે, તો તેની પ્રજા પણ તેવીજ સારી તૈયાર થશે; માટે નબળા સાંઢ કે પાડાં કદાપિ રાખવા નહિં, "બાપ તેવા બેટા" એ કહેવત અક્ષરે અક્ષર સત્ય છે. ( ૨ ) સાંઢ માટે બિન ઉપયોગી તેટલા બધા વાછરડા નાનપણથી જ ખસ્સી કરાવી દેવા જોઇએ. આ પ્રથામાં આપણા લોકો પાપ માને છે, તે ખાલી વ્હેમ છે. ઉલટું તેમાં મોટો ઉપકાર ને પુણ્ય સમાએલું છે કારણ કે

* આ લેખ સૂરત જીલ્લાની ફોડર એન્ડ ગ્રેઝિંગ કમિટીના ચેરમેન અને કલેક્ટર શ્રી. જોષી તરફથી પ્રસિદ્ધિ માટે મળ્યો છે. ખેડૂતો માટે એ ઘણો ઉપયોગી હોવાથી અમે તે તરફ સૌનું ધ્યાન ખેંચીએ છીએ.

તંત્રી.

મેથી જેવું થાય છે, તે અમેરિકા દેશની પેદાશ છે આસો માસમા વવાય છે. એક એકર વાવેતર માટે ૧૦ રતલ બી પૂરતું છે. વાવ્યા પછીથી દોઢ માસે પ્રથમ કાપણી માટે તૈયાર થાય છે. ત્યાર પછીથી દર ૨૫ દિવસે કાપવા લાયક બન્યા જ કરે છે. એ રીતે આવતા ચોમાસા સુધીમા ૮ થી ૧૦ કાપણી આપે છે. જ્યા વરસાદ વધુ પડનો હોય, ત્યા દર વરસે આસો માસમાં ફરીથી વાવવું પડે છે, અને જ્યા ૩૦ ઇંચથી કમી વરસાદ પડનો હોય, ત્યા બે-ત્રણ વરસ સુધી એનું એજ વાવેતર કાયમ રહી શકે છે, પણ ખાતર આપવું પડે છે.

**ગીની ઘાસ**—આ ઘાસ આફ્રીકાનુ વતની છે. તે લીલી ડાભીઆ ચા જેવું થાય છે. તેની જડ બધાય છે. ત્રણથી ચાર ફુટ ઉંચુ વધે છે. હાળીઆ અને પાણીની નીકો ઉપર રોપી મૂકવાથી વગર ખર્ચે કાયમનો લીલો ચારો ઢોરને મળી રહે છે. ખોરાક તરીકે ઉત્તમ છે. છાંયાવાળી જગામાં પણ થાય છે તેને ફુલ આવે છે, તે પહેલાંજ તેને કાપવુ. ફૂલ આવી ગયા બાદ કાપવાથી બરછટ થઈ જાય છે. અને ખોરાક તરીકેનાં તત્ત્વો કમી થઈ જાય છે.

**ઘાસ વગેરે**—સુરત જીલ્લામા ફુલ, બરડી ને મોસી એ ત્રણ જાતના ઘાસ થાય છે ફુલ હલકુ ને પોચું હોય છે. બરડી જાડુ અને વજનદાર ચારથી પાચ ફુટ ઊંચુ વધે છે મોસી ઘાસ ટૂંકુ, પાતળી સળીનું ને કસદાર હોય છે. તે બે ફુટનું થાય છે મોસી જાત ઘણીજ ઉત્તમ છે. તે અમુક સારી જમીનમા જ થાય છે વીરમગામ અને ઢાસરા તરફ ઝીઝવો અને મોસીના બી તેમજ સારી જાતના ઘાસનાં બી, જ્યા ઘાસ ન બેસતુ હોય ત્યા ચોમાસા અગાઉ જમીનમા વેરવાથી ઘાસની જાત સુધરે છે. આ ઉપરાન્ત કોદરા, ડાંગર (ભાત)ના પરાળ સુકા ઘાસને બદલે ઢોરને નીરવામા આવે છે. વસુકી ગએલાં ઢોરને માટે પરાળ (પુળો) ઠીક ગણાય છે.

**ગોતર**:—બધા ગોતરોમા મગફળીનું ગોતર સૌથી વધુ પૌષ્ટિક હોય છે મગફળી (ભોયસીંગ)નુ ગોતર દાણા માફક ગુણ આપે છે. તેમા પાદડીનો ભાગ વિશેષ હોય છે વળી આ પાંદડીમા નાઈટ્રોજન નામનુ પોષક તત્ત્વ વધુ પ્રમાણમા હોય છે. કેટલાક કાળજીવાળા ખેડુતો મગફળીનુ ગોતર સઘરી રાખે છે અને ચોમાસામા હળે ફરતા બળદોને દરરોજ સવારના ટોપલી-ટોપલી ખવરાવે છે. બીજે નબરે તુવેરનુ ગોતર આવે છે, તેમા સહેજ તુરાશનો ભાગ હોય છે, જેથી ઢોરોમા 'મેવામા'નો રોગ ફાટી નિકળે છે ત્યારે એક ઉપચાર તરીકે ખવરાવાય છે. ઉત્તર ગુજરાતમા તુવેર અને દક્ષિણ ગુજરાતમા વાલ, ગોતરમાં અગ્રસ્થાન ભોગવે છે. સુરત જીલ્લામા વાલ ન પાકે તો માણસ તેમજ ઢોર માટે ગહા આફત તરીકે ગણાય છે. વાલના ગોતર ડાખળી ઉપર ઢોરોનો મોટે ભાગે ગુજરો થાય છે. આ સિવાય અડદ, મગ, લાંગ, ચણા વગેરેનું પણ ગોતર શિયાળામા થાય છે અને ઢોરને ખવરાવાય છે

ઉપર પ્રમાણે આપણે ઢોરના ઘાસચારાનું વર્ણન કર્યું, તેમાં મુખ્ય બાબત એ છે કે ઘાસ, ગોતર વગેરે એકદમ સુકાઈ ગયા બાદ કાપવા નહિ. તેમ કરવાથી તેમાનો કસ મોટે ભાગે ઉડી જાય છે અને ઢોરના ખોરાક માટે તે હલકી પંક્તિના બની જાય છે માટે પાદડી લીલી હોય તેવી અવસ્થામા કાપી તાપે સુકવી સંઘરી રાખવા

રાનમાં "સુંઢીઉં" નામે એક જુવારની જાત થાય છે, તે કડબ માટે જ વવાય છે. બધી જુવારની જાતોમાં આ જાત કડબ માટે સૌથી ઉત્તમ છે. તેની સળીઓ પાતળી, નક્કર અને વધુ મીઠી થાય છે, જેથી ઢોર હોંસે ખાય છે અને ઓગાટ બિલકુલ પડતો નથી. આ જાત શ્રાવણ માસ ઉતરતાં વવાય છે. કડબ માટે 'બી' એકરે ૪૦ રતલ વાવે છે. જાડું બી વાવવાથી કડબ સારી ને પાતળી બને છે. અઢી મહીને જુવાર તૈયાર થઇ જાય છે. એકરે એક હજાર પૂળા પડે છે. સુંઢીઆ જુવાર શીયાળા (ઠંડી)માં થતી નથી. પાછળના વરસાદે વરાપે વવાય છે. તેને પાણી આપવું પડતું નથી. ઉનાળામાં પાણી પાઇને પણ તૈયાર કરાય છે. ફાગણમાં વવાય છે અને વૈશાખમાં તૈયાર થાય છે. ત્રણથી ચાર પાણી આપવાં પડે છે. આ જુવાર વાવ્યા પછીથી ગમે ત્યારે ઉપાડીને ઢોરને ખવરાવી શકાય છે. તેમ કરવાથી ઢોરને મીણો (ઝેર) લાગતો નથી.

**શિયાળુ જુવારઃ**—ભરૂચ જિલ્લામાં ભાદરવા માસમાં ખેડ કરી વરાપે શિયાળુ જુવાર વવાય છે. તે ત્રણ મહિને પાકે છે. તેનો દાણો પાકે છે અને કડબ પણ થાય છે. આ કડબ જાડી બને છે. આ જુવાર કણસલાં આવ્યા પહેલાં ઢોરને ખવરાવી શકાતી નથી. જો ખવરાવવામાં આવે તો ઢોરને ઝેર (મીણો) ચઢે છે. એકરે ચારસો પૂળા કડબ થાય છે અને આશરે દસ મણ જુવાર પાકે છે.

**સુરતી જુવારઃ**—સરત જીલ્લામાં જુવાર દાણા અને કડબ બને માટે વવાય છે. આ જુવાર સુરત જીલ્લાનો મુખ્ય ખોરાક છે. એકરે ૧૬ થી ૨૦ મણ પાકે છે. અને ૪૦૦ પૂળા કડબ થાય છે. તે ઓગસ્ટ મહિનામાં વવાય છે. પાકી તૈયાર થતાં ૪ માસ લાગે છે. કડબ જાડી થાય છે.

**નિલવા ને ઉતાવળીઃ**—આ બે જુવારની જાતો દક્ષિણની છે. નિલવા ત્રણ મહિને અને ઉતાવળી અઢી મહિને તૈયાર થાય છે. બી દર એકરે ૪૦ રતલ જોઇએ છે. એકરે હજારથી પંદરસો પૂળા પડે છે.

**બાજરીઃ**—ખેડા, અમદાવાદ જીલ્લાઓમાં બાજરીની જે જાત વવાય છે, તેની કડબ પાતળી સળી જેવી થાય છે. જ્યારે કાઠિયાવાડમાં જે બાજરો પાકે છે, તેનાં રાડાં પોલાં ને જાડાં થાય છે; તેથી કડબ તરીકે હલકાં ગણાય છે. એકરે પંદર શેર બી ચોમાસામાં વવાય છે. ત્રણ મહિને પાકી તૈયાર થાય છે. એકરે ૨૦ થી ૨૫ મણ દાણા અને ૬૦૦ થી ૮૦૦ પૂળા કડબ થાય છે.

**મકાઈઃ**—પંચમહાલ જીલ્લામાં મકાઇની કડબ ઢોરના ચારા તરીકે વપરાય છે. ચોમાસામાં સારી ખેડ કરીને એકરે ૧૨ થી ૧૫ શેર બી ઓરે છે. સાડા ત્રણ મહિને પાકીને તૈયાર થાય છે.

**લીલો ચારોઃ**—લીલા ચારા તરીકે મકાઈ સૌથી ઉત્તમ છે. તે ઝપાટાબંધ વધે છે. વાવ્યા પછી દોઢ મહિને ખવરાવવા લાયક બને છે. તે વજનમાં પણ વધારે ઉતરે છે. સુંઢીયું જુવાર પણ લીલા ચારા તરીકે ઉત્તમ છે. લ્યુસર્ન (ગદબ) ઘાસ ઘોડા, કામ કરતાં ઢોર તેમજ દૂબળાં ઢોર માટે ઉત્તમ લીલો ચારો છે. તે ઘણુંજ પૌષ્ટિક છે. લ્યુસર્ન ઘાસ

વિજ્ઞાન, તત્ત્વજ્ઞાનના પાઠ આપણી સંસ્કૃતિદ્વારા આપવા પાછા શક્તિમાન થઈશું એવી મને આશા છે. આમજનતાને કેવળ વાંચનાં લખનાં શીખવવા કરતાં સારૂં જીવન જીવતાં શીખવવું વધારે યોગ્ય છે. તેઓ વધુ ઉત્પન્ન કરી શકે, પોતાના મરેવૈયાંના પામાં કેમ મેળવી શકે અને તેમણે શું શું ખરીદવું અને શા માટે એ બરાબર જાણવું જોઈએ. **સુંદરમાં સુંદર ઉત્પાદન કરવું અને જરૂરીયાત કરતાં વધારે વાપરવું નહિ એ કળા શીખવવાની ખાસ આવશ્યકતા છે.** ટુંકમાં નક્કી કરેલાં પાઠ્યપુસ્તકો, વર્ગધોરણો વગેરેથી બંધાઈ જઈને પરીક્ષાઓ પાસ કરવાના ધોરણને વરેલી કેળવણી તરફ ખાસ લક્ષ ન આપતાં આપણે કેળવણીનું ક્ષેત્ર વિસ્તૃત બનાવી પ્રજાને સાચા શહેરી તરીકે જીવતાં શીખવનારી અને સમાજનો ઉત્કર્ષ થાય એવી કેળવણી દાખલ કરવી જોઈએ.

આપણે હિંદીઓ મહાન પ્રજા છીએ. આપણને ઉચ્ચ સંસ્કૃતિનો વારસો મળેલો છે. આપણામા ઘણી શક્તિઓ રહેલી છે એટલું જ નહિ પણ આપણો દેશ સર્વ પ્રકારની સમૃદ્ધિઓથી ભરપૂર છે. પરંતુ એ બધી શક્તિઓનો ઉપયોગ સાચી ઉદ્દેશપૂર્ણ કેળવણીના અભાવે થઈ શકતો નથી. કારણ કે આપણને સંકુચિત ક્ષેત્રમા માત્ર ભાષાજ્ઞાન જ આપવામાં આવે છે.

પ્રાથમિક કેળવણી સર્વથી અગત્યની વસ્તુ છે. કારણ કે ભારતના ભાવિનો આધાર તેનાં કુમળાં બાળકો જે પ્રકારની કેળવણી મેળવે તેના પર રહેલો છે. એટલે કે બાળકોને રસ પડે એવી ક્રિયાઓદ્વારા તેઓ તાત્ત્વિક જ્ઞાન મેળવે એ ખાસ જરૂરનું છે. જો આ પ્રમાણે ક્રિયાઓ દ્વારા શિક્ષણ અપાય તો બાળકનું ધ્યાન દરેક કામ કરતી વખતે ઉદ્દેશ તરફ રહેશે, અને ઉદ્દેશને લક્ષમા રાખીને વિચારો તથા કાર્ય કરશે જેથી વિચારશક્તિ ઉત્પન્ન થશે. આને માટે શરૂઆતથી જ બાળકોને અમુક પ્રશ્નો ઉકેલવા માટે આપવા જોઈએ આમ કરવાથી તેમનામાં નિશ્ચિત ઉદ્દેશપૂર્વક વિચાર કરવાની શક્તિ આવશે આને માટે એકલા શિક્ષકો જ જવાબદાર છે એમ નથી. સરકારી કેળવણીખાતું તથા દેખરેખ રાખનાર, તપાસ કરનાર અધિકારીઓ, કેળવણી કાર્યક્રમ, વટ હુકમો, પરીક્ષાની પદ્ધતિ, ખોટી હરીફાઈ વગેરે મોટે અંશે જવાબદાર છે. કારણ કે એ બાબતમાં ખાતા અગર અધિકારીઓ તરફથી ઘણીવાર ખોટી રીતો ગ્રહણ કરવામા આવે છે.

વિદ્યાર્થીઓને કયાં કામોમાં રસ પડે છે, અગર જે શીખવવામાં આવે છે તેમાં રસ છે કે નહિ તે બાબત પર લક્ષ ન આપતાં અધિકારીઓ અગર કેળવણી ખાતું પોતાની નેમ અગર મહત્તા પોષવાને ખાતર અરસિક-નિરૂપયોગી વિષયો પણ છોકરાઓ પાસે ઇનામ, નંબર વગેરેની લાલચો આપી કરાવે છે. આવી લાલચો તથા ઇનામો વગેરેની પદ્ધતિ બાબત સામાન્ય રીતે અધિકારી વર્ગ એમ માનતો થઈ ગયેલો છે કે વિદ્યાર્થીઓને સ્વાભાવિક રીતે સારું કામ કરવાની વૃત્તિ જ થતી નથી. અથવા ખોટું કામ કરતાં તેમને અટકાવી શકાય એમ નથી. એટલે એમના ધોરણે સારૂં કામ કરાવવાને ખાતર ઇનામ અને ખોટું કામ કરનારને શિક્ષા આપવાની પ્રથા શાળામાં દાખલ કરેલી જોવામાં આવે છે. પરિણામે બાળકો પોતાનું તમામ લક્ષ ઇનામ મેળવવા તરફ અને શિક્ષામાંથી બચી જવા તરફ રાખે એ

# આજીવન શિક્ષણ

( અંક ૪ થી ચાલુ )

બાળકેળવણી વખતે બાળકને લક્ષમાં રાખવામાં આવતું નથી. ખરું જોતાં બાળક જ મુખ્ય વસ્તુ છે અને તેને અનુલક્ષીને જ કેળવણી અપાવી જોઇએ. બાળકને સ્વાભાવિક રીતે આકાર, રંગ, વસ્તુ વગેરેમાં રસ પડે છે, તેને સમજવા પ્રયત્ન કરે છે અને છેવટે કાર્યકારણમાં ઉતરે છે અને તે પ્રમાણે કરવા કોશીષ કરે છે એટલે રમતથી શરૂ કરી શોધખોળ-પૃથક્કરણ કરી કાર્યકારણ જાણી સમાલોચનાને અંતે તેવું સૃજવા પ્રયત્ન કરે છે એટલે બાળકના આ સ્વાભાવિક માનસનું નિરીક્ષણ કરી તેને રૂચે તે પ્રકારે સ્વતંત્ર રીતે રસમય શિક્ષણ આપવું જોઈએ. કેળવણી સર્વદેશીય હોવી જોઇએ, જો એકલા દેહવિકાસ તરફ લક્ષ આપવામાં આવે તો તે માણસને પશુ બનાવે છે. એકલો બુદ્ધિ વિકાસ માણસને પોપચો અને તાર્કિક બનાવે છે. એકલો કલ્પનાવિકાસ માણસને ઘેલો અને અવ્યવહારૂ બનાવે છે. કેવળ લાગણીવિકાસ વેવલો અને નિર્માલ્ય બનાવે છે; એટલે કે નિરોગ શરીર, પ્રબળ બુદ્ધિ, ઉચ્ચ કલ્પના-સ્થિર લાગણી એ સર્વેનો પ્રવાહ એકી સાથે જ વહેતો હોવો જોઇએ. આ બધી બાબતોને લક્ષમાં રાખીને શિક્ષણ અપાવું જોઈએ. અને તે માટે પૂરા કેળવાયલા શિક્ષકની ખાસ આવશ્યકતા છે. તે બાળમાનસને સુંદર રીતે પીછાણી તેની જરૂરીઆતોનો તથા સ્વભાવનો અભ્યાસ કરી સર્વદેશીય બાળકના સ્વભાવને અનુકૂળ ઉદ્દેશપૂર્ણ કેળવણી આપી શકે. આને માટે સર્વ રીતે અનુકૂળ સ્ત્રી શિક્ષિકાઓ થઇ પડે. પરંતુ દીલગીરી સાથે જણાવવું પડે છે કે એ કાર્ય માટે જોઇતી યોગ્યતાવાળી શિક્ષિકાઓનો અભાવ છે એટલે આ બાબતમાં સૌથી પ્રથમ વાત એ ધ્યાનમાં રાખવી જોઇએ કે આપણે બાળાઓ અને યુવાન બ્હેનોને શિક્ષણ આપી લાયક શિક્ષિકાઓ તૈયાર કરવી જોઇએ. કારણ કે માતાઓ અને બ્હેનોજ બાળમાનસને સુંદર અને સ્વાભાવિક રીતે પીછાની શકે એમ છે.

એ'લા ધંધાદારી શિક્ષણને કોઇ પણ જાતની કળા સાથે નિયોજીત કરવામાં આવે નહિ ત્યાં સુધી એ શિક્ષણ સંપૂર્ણ ગણી શકાય નહિ. આ જાતની યોજના કવિવર (ગુરૂદેવ) રવિન્દ્રનાથ ટાગોરના શાન્તિ નિકેતનમાં અમલમાં મુકાયલી જોવામાં આવે છે. સંગીત, ચિત્રકામ, (લોક) ગીતો, ગરબા વગેરે પણ દરેક ગામની શાળામાં દાખલ કરેલાં હોવાં જોઇએ એટલે કે ધંધાદારી શિક્ષણની સાથે કળાનો સુમેળ સાધી જો શિક્ષણ આપવામાં આવે તો તેના પરિણામે ભારતમાં એવાં સ્ત્રી પુરૂષો ઉત્પન્ન કરી શકાય કે જે ચારિત્ર્યશાળી, ભાવનાશીલ, સ્વમાનવાળાં અને સ્વાશ્રયી બનશે. તેઓ ખોટી મોજમજાહ અને જડ ક્ષુલ્લક અભિલાષાઓને પોતા ખાતર ખુશામત કરી પરદેશી સાહેબોને પગે પડશે નહિ, પરંતુ માથું ઉંચું રાખીને સમાજમાં સ્વતંત્ર રીતે સાચું જીવન જીવતા થઇ જશે. જે રાષ્ટ્ર પોતાની સંસ્કૃતિને ઉચ્ચ બનાવે નહિ, સાચાં ચારિત્ર્યશાળી, સ્વમાની અને સ્વાશ્રયી માનવ ઉત્પન્ન કરે નહિ તે દુનિયાના કોઇ દેશની હરોળમાં ઉભું રહી શકે નહિ, એટલું જ નહિ પણ જગતમાં તેની કિંમત કોડી સરખી પણ રહેતી નથી. આપણે જગતને આપણાં સાહિત્ય, કળા, સંગીત

શાળાએ એમ નથી. એટલે આપણે બહુ વિચારપૂર્વક અને સંસ્કૃતિને અનુકૂળ શિક્ષણ આપવું જોઇએ. ભવિષ્યનો યોગ્ય રીતે સામનો કરી શકે તેવી રીતે બાળકોને કેળવવાં જોઇએ.

સામાન્ય રીતે બાળકોને એટલે ભાવી ઉગતી પ્રજાને એવી રીતે ઉછેરવી (કેળવવી) જોઇએ કે દેશના મહાન સામાજિક, રાજકીય અને આર્થિક પ્રશ્નોનો તેઓ સફળતાપૂર્વક નીકાલ લાવી શકે. તેમના જીવનમાં ઉપર જણાવેલા પ્રશ્નો ઉકેલવાના અનેક પ્રસંગો આવશે એટલે.આપણે ત્યાંની શાળાઓમાં આવા પ્રશ્નો રજુ કરવા જોઇએ. સમબાજુ ત્રિકોણ કે વિષમ બાજુ ત્રિકોણની વાતો જવા દઇ અંતજ્યોદ્ધાર, ખાદી, જ્ઞાતિ વ્યવસ્થા વગેરે સળગતી રાજકીય, સામાજીક અને આર્થિક સમસ્યાઓના નિકાલ કરવાનું આપણે વિદ્યાર્થીઓને નાનપણથી જ શીખવવું જોઇએ.

સાચું શું અને ખોટું શું તેનું શબ્દદ્વારા જ્ઞાન આપવું નિરર્થક છે કારણ કે જે ધ્યેય આજે સાચું લાગે તે પરિસ્થિતિ ફરતાં કાલે ખોટું જણાય. એટલે સામાન્ય રીતે વિદ્યાર્થીઓને વર્તમાન તેમજ ભવિષ્યમાં સ્વતંત્ર રીતે વિચાર કરી વર્તન કરતાં શીખવવું જોઇએ. ટુંકમાં શાળાએ હવે સિદ્ધાંતોના સંગ્રહસ્થાન મટી જવું જોઇએ. દુનિયા એટલી ઝડપથી આગળ વધે છે કે ગઇ કાલના તાજા અને ઉપયોગી મનાતા સિદ્ધાંતો આજે વાસી થઇ નકામા નીવડે છે. શિક્ષકોએ પરિવર્તનને અનુકુળ ફેરફાર કરવા જોઇએ. હિંદુસ્તાનનું ભવિષ્ય ઘડવાનું કામ તેની અત્યારની ઉગતી પ્રજાના હાથમાં આવવાનું છે. એટલે સૌ શિક્ષકોનો ધર્મ છે કે તેમણે હિંદનું ભાવી ઉજ્જવળ બનાવી શકે એ જાતના સંસ્કાર પોતાના વિદ્યાર્થીઓમાં રેડવા.

પ્રજાનું ઘડતર અભ્યાસક્રમથી-પાઠ્યપુસ્તકોની ગોખણપટ્ટીથી કે પરીક્ષાઓથી થતું નથી. કારણ કે એ નિર્જીવ પ્રવૃત્તિઓથી પ્રજાના જીવન પર કશી અસર થતી નથી, તે વાત સાચી છે; પરંતુ અધિકારીઓ તો માત્ર કાર્યક્રમ, અભ્યાસક્રમ, પરીક્ષા વગેરેનેજ માત્ર શિક્ષણનાં માપનાં કાટલાં તરીકે લેખીને તેની સાર્થકતા નક્કી કરી શકે છે એટલે આમાં શિક્ષકો કરતાં તેના ઉપર દેખરેખ રાખનાર અધિકારી વર્ગો વધારે જવાબદાર છે. ઉપર જણાવ્યું તેમ શાળાએ સિદ્ધાંતોના સંગ્રહસ્થાન મટી જવું જોઇએ. તેવીજ રીતે અધિકારીઓએ પણ ઉપદેશક મટી સાચા શિક્ષક બનવા પ્રયત્ન કરી શિક્ષકોની શી મુશ્કેલી છે તેનો જાતે અનુભવ કરી તે દૂર કરવા, ભાવી પ્રજા કયે રસ્તે ઉન્નત જીવન ગાળી શકે તેને માટે તન મનથી ભગીરથ પ્રયત્ન કરવા ઘટે. **સૌથી સહેલી વસ્તુ કોઇને ઉપદેશ કરવો તે છે. સૌથી ભારે બાબત તેનો અમલ કરવો તે છે.** (સ્વામી રામ)

શિક્ષણ એ સંપાદન કરેલું ચારિત્ર છે અને તે જીવનની સાથે સચોટ રીતે જડાઇ જાય છે. આવું સારું શિક્ષણ માત્ર નિશાળના સંકુચિત ક્ષેત્રમાંજ મળી શકતું નથી. યોગ્ય રીતે જીવન ગાળવાથી એ શિક્ષણ શાળામાં તેમજ શાળા બહાર હંમેશાં મળ્યું છે. સાચુ અને ઉપયોગી શિક્ષણ તો વિદ્યાર્થી નિશાળનું નામ સાંભળે તે પહેલાં શરૂ થયેલું હોય છે. તે અભ્યાસ પૂર્ણ કર્યા, કોલેજ છોડયા પછી પણ આખા જીવનપર્યંત ચાલુ રહે છે. જીવનને હમેશા નવા નવા શિક્ષણની જરૂર પડે છે. જીવનના ઘડતરમાં શિક્ષણ ઘણો અગત્યનો ભાગ ભજવે છે. શિક્ષણ અને અભ્યાસ એ જીવનનાજ ભાગો છે. જેટલે દરજ્જે શિક્ષણથી વ્યક્તિનું જીવન વિશાળ અને સુંદર થાય તેટલે દરજ્જે શિક્ષણ ઉપયોગી ગણી શકાય.

સ્વાભાવિક છે અને પરિણામે વિદ્યાર્થીઓ અભ્યાસ પુરો કર્યા પછી કદી કોઈ પણ દિવસ પુસ્તક ઉઘાડતા નથી. પરીક્ષા પુરી થયા પછી તેજ દિવસે પુસ્તકોને એવી નિરાંતે મુકી દે છે કે પ્રભુ કરીને ફરી એ જોવા ન મળે તો સારૂં ! એ પુસ્તકો અને શિક્ષણ પ્રત્યે બાળકોને એટલો બધો પ્રેમ અને લાગણી રહે છે ! પરીક્ષાઓ પાસ કરી એટલે જીવનનું મોટામાં મોટું ઈનામ મળી ગયું એમ માને છે, એટલે ગમે તે સંજોગોમાં ગમે તે ઠેકાણે, ગમે તે કારણોમાં પણ ઇનામ આપવાની પ્રથા ખોટી છે, એટલું જ નહિ પરંતુ અવળે માર્ગે દોરવનારી છે. શાળાની પ્રવૃત્તિમાં બાળકોના મનમાં સ્પર્ધાની વૃત્તિ કેળવવી એ ઠીક છે કે નહિ તેનો વિચાર કરીએ. કેટલેક ઠેકાણે સ્પર્ધા ખુબ ઉપયોગી થઈ પડે છે. પરંતુ સ્પર્ધાનું હંમેશાં ગૌણ સ્થાન રહેવું જોઇએ. સ્પર્ધાનો અતિરેક ન થાય તેની ખાસ કાળજી રાખવી જોઇએ. વિદ્યાર્થીઓ બીજાની સાથે સ્પર્ધા કરે તેના કરતાં પોતાની જાત સાથેજ સ્પર્ધા કરે એ ઇચ્છવા યોગ્ય છે, એટલે પોતાના દોષો-ખામીઓનો વિચાર કરી તેને કાઢવા પ્રયત્ન કરે એમાંજ સાચી કેળવણી સમાયલી છે. સામાન્ય રીતે મનુષ્યો પોતાના દોષો-ખામીઓ જોવા કરતાં સામાના દોષો-ખામીઓ જ જોવામાં પોતાની બુદ્ધિ અને શક્તિનો ઉપયોગ કરે છે. આપણે કહીએ છીએ કે 'ખુરશી વાગી'-પણ ખુરશી તો બિચારી જડ છે. હાલ ચાલી શકતી નથીઃ એટલે 'ખુરશી સાથે હું અથડાયો' એમ કહેવાને બદલે 'ખુરશી વાગી' એમ કહીએ છીએ. બાળક પડી જાય અગર તેને વાગે તો ભોંયને કે જે વાગ્યું હોય તેને બાળકનું મન મનાવવા આપણે મારીએ છીએ. કેવી વિચિત્ર વાત ! અને આની બાળક પર કેવી અસર થાય ? શિક્ષણનો ઉદ્દેશ બાળકોમાં સ્પર્ધા અથવા ચડસાચડસીની ભાવના ઉત્પન્ન કરવાનો ન હોઇ શકે; પરંતુ સાચું કામ કરવામાં વિદ્યાર્થીઓને રસ પડે તે છે. નીતિ શિક્ષણમાં ભય કોઇ પણ રીતે ઉપયોગી થઇ શકે તેમ નથી. ભયનો વગર વિચારે ઉપયોગ કરવાથી બાળક અને માણસની સારૂં નરસું પારખવાની વિવેક બુદ્ધિ-શક્તિ-બ્હેર મારી જાય છે. તેથી ભય-લાલચને બદલે બુદ્ધિપૂર્વક સત્યનો નિર્ણય બાળકો પોતે પોતાની મેળે કરી શકે તે જાતની શક્તિ શાળાએ તેમનામાં ખીલવવી જોઇએ. જીવન અને શિક્ષણ વચ્ચે ગાઢ સંબંધ છે એટલે કાળ સાથે જે જે ફેરફારો થાય તેને બંધ બેસતો કેળવણીનો કાર્યક્રમ યોજવો જોઇએ. હિંદુસ્તાનનાં ગામડાંમાં રહેલાં બાળકોનાં જીવન ઘણી દૃષ્ટિથી પછાત ગણાય. હજારો વર્ષ ઉપર તેના પૂર્વજો જે રીતે ખેતી કરતા હતા તેજ રીતે આજે પણ લોકો ખેતી કરે છે. સમયાનુસાર કોઇ પણ જાતના ફેરફાર વિનાની સ્થિતિ શું હંમેશને માટે ચાલુ રાખવી યોગ્ય છે ? શું એ ચાલુ રહે એમ આપણે ઇચ્છીશું ? નહિજ. એ પ્રમાણે ચાલુ રહે એ અશક્ય છે એટલે જે પ્રમાણે દુનિઆ અને સંસ્કૃતિ ઝડપથી આગળ ધપતી જાય છે તે પ્રમાણે શિક્ષણે પણ આગળ ધપવું જોઇએ. સંસ્કૃતિ જેમ વધે તેમજ શિક્ષણના વિષયો પણ વધે કારણ કે શિક્ષણ એટલે સંસ્કૃતિનું સાચું જ્ઞાન.

હું આગળ જણાવી ગયો તેમ પ્રાચીન સમયમાં શિક્ષકો નિશ્ચયપૂર્વક જાણતા હતા અને કહી શકતા હતા કે તેમના વિદ્યાર્થીઓને કેવી જાતનું જીવન ગાળવું પડશે તથા કેવું શિક્ષણ તેમને આપવું તેની ચોક્કસ માહીતી હતી. આપણે અત્યારે સંક્રાંતિકાળમાં વસીએ છીએ, તેથી આપણું જીવન ભવિષ્યમાં કેટલા વખતમાં ફરી જશે તેનો ચોક્કસ ખ્યાલ કરી

[પાના ૨૧૦ ઉપર 'અપૂર્ણ' ભૂલથી છપાઈ ગયું
છે એટલે આ લેખ ત્યાંથી ચાલુ ગણવાનો છે.]

પ્રાથમિક કેળવણીમાં બાળક એ મુખ્ય વસ્તુ છે. એ મૂળ વસ્તુને ભૂલીને અભ્યાસક્રમ, પરીક્ષાઓ, પરીક્ષકો, અધિકારીઓ વગેરે બધું યંત્રવત અધિકારની રૂએ થવું જ જોઈએ એમ ધારીને ચાલ્યું આવે છે. જ્યાં અધિકાર ને સત્તાને આધારેજ ચાલવાનું છે ત્યાં શિક્ષક એટલું તો જરૂરજ યાદ રાખે કે બીજો ઉપાય ન હોય ત્યાં આ બધું હોવા છતાં તેઓ બાળકો પ્રત્યે સંપૂર્ણ આદર અને પ્રેમથી જુએ. શિક્ષક ગમે તેટલો વિદ્વાન હોય, પંડિત હોય, પરંતુ બાળકો પ્રત્યે આદર તથા પ્રેમ ધરાવતો ન હોય તે બાળકને કશું શીખવી શકે અગર જીવનને જરૂરી એવું કંઈ આપી શકે એ આશા વ્યર્થ છે. સરકારે પણ બાળકને અનુલક્ષીનેજ, અભ્યાસક્રમ, કાર્યક્રમ, યોજવા જોઈએ. જે શિક્ષકમાં બાળકો પ્રત્યે આદર અને પ્રેમ છે તે કોઈ દિવસ બાળકને અમુક રીતે અમુક ઢબે તયાર કરવાની વાત કદાપિ કરે નહિ, કારણકે બાળકો અમાપ શક્તિ, પવિત્રતા, વ્યક્તિત્વ, વગેરે ગુણોથી ભરપૂર હોય છે, એટલે બાળક પ્રત્યે આદર રાખી તેમનામાં રહેલા આ ગુણોને વિકસાવવા હૃદયપૂર્વક સાચો પ્રયત્ન કરવો જોઈએ.

ગાંડાં-અમરેલાં, ફોજદારી ગુન્હો કરે એવાં બાળકોને માટે કદાચ સત્તાની જરૂર પડે એમ માની શકાય અને કાબુ રાખવાની પણ જરૂર જણાય પરંતુ શાળાને જેલખાનું બનાવી બાળકોને કેદી, શિક્ષકોને વૉર્ડર તથા કેળવણી ખાતાના અધિકારીઓ જેલ સુપ્રીન્ટેન્ડન્ટ બને એ શું કેળવણી મંદિરને શોભે એવું છે? જે સંસ્થા માત્ર ભય અને ત્રાસ ઉપર જીવતી હોય તેમાંથી જીવન વિકાસનો મંત્ર સાધી શકાય એવી આશા રાખવી વ્યર્થ છે. માનવ જાતની ઉન્નતિ આશા અને પ્રેમ પર અવલંબે છે, નહિ કે ભય અને ત્રાસ ઉપર. ખરાબ છે તેને ભયથી ટાળીને માનવજાત પ્રગતિ કરી શકાય નહિ પરંતુ સારૂ છે તેટલું મેળવી તેની પાછળ પ્રયત્ન કરવાથી ઉન્નતિ કરી શકાય છે. બાળકોને જેમની પાસે કેળવણી લેવાની છે તેઓ અને કેળવણીના સૂત્રધારો જૂનાને વળગી રહેવા માગે છે. અને ભવિષ્યને માટે કંઈ કરવા તૈયાર નથી. નવું સરજવાની આશા શુદ્ધાં સેવતા નથી. એટલે આ બધી મુશ્કેલીઓ છતાં સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ પોતાની મર્યાદાઓનો ખ્યાલ રાખીને શાળાઓ ચલાવે છે આધુનિક સમયને અનુકૂળ વર્ધા યોજનાની શરૂઆત કરે છે ને શિક્ષકોને નવી દૃષ્ટિ આપવા તાલીમ વર્ગ ચલાવે છે. આ પ્રમાણે શિક્ષણના આદર્શને ઉચ્ચ બનાવવા શક્ય એટલો પ્રયાસ કરે છે અને જો એના હાથ છૂટા હોત તો હજુ એના કરતાં વધુ વેગથી કાર્ય કરી શકી હોત.

શિક્ષકો માત્ર ચાર દિવાલની બનેલી શાળામાં શાળાના નક્કી કરેલા વખત માટેના જ માત્ર શિક્ષક નથી. તેઓ માત્ર શાળામાં બાળકોને અક્ષરજ્ઞાન આપવા માટે જ સરજાયલા છે એમ ન માને. તેમની જવાબદારી બાળક અને સમાજ પ્રત્યે મોટી છે. ગામડામાં જો કોઈ વ્યક્તિ ભણેલી હોય તો તે શિક્ષક છે, એટલે ગામજીવનમાં ઉત્સાહ આણી કેળવણીને વ્યવહારૂ વલણ આપી પોતાના વર્તનથી ગામને પદાર્થપાઠ આપી ગામજીવનને ઉન્નત કરી શકે એમ છે.

"બાળકોને સુખી કરવાં એ માનવજાતની મુખ્ય ફરજ છે તેમને જો આપણે સુખી ન કરી શકીએ તો આપણે તેમનું બુરૂં કર્યું છે. અને એ બુરાઈનો બદલો બીજે કોઈ રસ્તે વળી શકે નથી." (બક્ષ્ટન) શિક્ષકો બાળકોને ઉપર જણાવ્યા પ્રમાણે સાચા શહેરી ન

શિક્ષણથી માત્ર તેનું વર્તમાન જીવનજ ઉન્નત બને છે એમ નથી પરંતુ તેના ભવિષ્યના જીવનની ઉન્નતિનો પણ પાયો નંખાય છે.

જે શિક્ષણથી વર્તમાન અગર ભવિષ્યમાં કંઇ પણ લાભ થાય નહિ તે શિક્ષણ કનિષ્ઠ પ્રકારનું ગણી શકાય. બધા ઉચ્ચ શિક્ષણ મેળવ્યું હોવાનો દાવો કરનારાઓની શું એ પવિત્ર અને ધાર્મિક ફરજ નથી કે તેમણે પ્રાથમિક શાળાઓનાં શિક્ષકો અને છોકરા છોકરીઓનાં જીવન ઉન્નત કરવાના કામમાં મદદ કરવી? અત્યારે હિન્દુસ્તાનની પરિસ્થિતિ જોતાં તેના કેળવણીના મહાન પ્રશ્નનો ઉકેલ નીચે પ્રમાણે થઇ શકે એમ છેઃ—

કેવા પ્રકારના ગ્રામશિક્ષણથી ભવિષ્યમાં ગામડાનું પ્રજાજીવન ઉન્નત થાય. ગામડાંઓની પુનર્ઘટનાનું શિક્ષણ આપવા મંડી પડવું એ પ્રથમ ફરજ છે. બાળકોના અનુભવનું ક્ષેત્ર વધારવું કે જેથી તેમને વધુ વિચાર કરવાનો અવકાશ મળે અને તેમનામાં જ્ઞાનની વૃદ્ધિ થાય. એટલે જેમ જેમ ગ્રામજનતાનું દૃષ્ટિબિંદુ વિશાળ થતું જશે તેમ તેમ તેમને પોતાના જ્ઞાનથી અસંતોષ થશે અને તેથી તે વધારે ને વધારે જાણવા માટે ઉત્સુક થશે.

જીવન, શિક્ષણ, અને ચારિત્ર્ય આ ત્રણ બાબતોમાંથી કઇ બાબત સૌથી વધારે ઉપયોગી છે-તેમનામાં કેટલે દરજ્જે એકતા રહેલી છે તેમજ ચારિત્ર્ય અને જીવન વચ્ચે શો સંબંધ છે અને તેમાં શિક્ષણ કેવો ભાગ ભજવે છે વગેરેનો સમાવેશ શિક્ષણમાં થાય છે.

**ચારિત્ર્ય એટલે એક માણસના સર્વ પ્રકારના આચાર વિચારનો સરવાળો.** જો આ પ્રમાણે અર્થ કરવામાં આવે તો એમ કહી શકાય કે ચારિત્ર્ય એ જીવનના જેટલું વિશાળ છે. જીવન અને ચારિત્ર્ય એ છુટાં ન પડી શકે. ચારિત્ર્ય કેટલેક અંશે માણસના સ્વાભાવિક વલણમાંથી અથવા પૂર્વના સંસ્કારમાંથી ઉદ્ભવે છે, અને કેટલે દરજ્જે તે શિક્ષણ એટલે નવા મેળવેલા સંબંધોને પરિણામે પણ ઉત્પન્ન થાય છે. તદ્દન નાનાં બચ્ચાંઓમાં પણ શિક્ષણની ક્રિયા કામ કરી રહી હોય છે. શિક્ષણ જીવનની પ્રગતિવાળી બાજુ સાથે સંબંધ રાખે છે. શિક્ષણની જરૂર એટલા માટે છે કે જીવન અને ચારિત્ર્ય બંન્નેમાં હંમેશાં સુધારા માટે પુષ્કળ અવકાશ રહે છે. શિક્ષણની જરૂર સૌને સદાકાળ રહેવાની એ નક્કી છે. માણસનું ચારિત્ર્ય ઉચ્ચ અભિલાષા અને ઉચ્ચ લાગણીઓ તથા મનના ઉચ્ચ વલણથી સુધરે છે. આ પ્રમાણે ખરું જીવન જીવવાને માટે હંમેશાં નવું નવું આચરવાની નવું નવું શીખવાની અને નવા નવા અનુભવો મેળવવાની જરૂર રહે છે. જીવનને વધુ વિશાળ અને ઉન્નત કરવાને માટે વધારે ને વધારે જ્ઞાન મેળવવાની જરૂર પડે છે. જો જગતની શાળાઓ તપાસીએ તો સ્હેજે જણાશે કે જે શાળાઓમાં જીવન સાથે સંબંધ રાખતું શિક્ષણ આપવામાં આવે છે તે શાળાઓજ મહાન પરિણામ લાવી શકે છે અને જે શાળાઓ વિદ્યાર્થીઓ પાસ જેને જીવન સાથે સંબંધ નથી એવી બાબતોની ગોખણપટ્ટી કરાવી અભ્યાસક્રમ અને કાર્યક્રમ પ્રમાણે અધિકારીઓની ધૂન અને મહત્તાને પોષે છે અને તે પણ તેમને ખુશ કરીને પોતાનો સ્વાર્થ સાધી લેવાને ખાતર જ—તેવી શાળાઓનો દરજ્જો સૌથી અધમ છે. એટલે સૌથી શ્રેષ્ઠ પ્રકારની શાળાઓ તો તેજ કહેવાય જે ઉચ્ચ આદર્શોનું આચરણ વિદ્યાર્થીઓ પાસે કરાવે છે અને તે રીતે બાળકોનું શુદ્ધ અને સર્વોત્તમ ચારિત્ર્ય ઘડવામાં અગત્યનો ભાગ ભજવે છે, અને આવી શાળાઓમાં ભણતા વિદ્યાર્થીઓજ માત્ર નવજીવનને પામે છે અને આવી રીતે સાચું શિક્ષણ મેળવે તોજ વિદ્યાર્થીઓ ઉચ્ચ અને વિશાળ જીવનનો અનુભવ મેળવી શકે છે.

(અપૂર્ણ)

છોકરાઓને માટે જેટલી આવશ્યક છે એટલીજ છોકરીઓ માટે પણ છે એટલે છોકરીઓ માટે પણ યોગ્ય રમતોની હરિફાઇઓ યોજવી અને તેને માટે જૂદાં પ્રતિકો રાખવાં, આ અનુસાર હાલ 'લંગડી' અને 'ખોખોની' રમત પસંદ કરવામાં આવી અને તે માટે 'લંગડી' અને 'અશ્વ'ના પ્રતિકો નક્કી કરવામાં આવ્યાં. (૩) ગરબા, શિવણ અને સાથિયા એ ત્રણે પ્રવૃત્તિમાં સરવાળે વધુ ગુણ મેળવનાર શાળા વિજેતા ગણાતી હતી. પરંતુ એ દરેક પ્રવૃત્તિમાં વિશિષ્ટતાઓ રહેલી હોવાથી એ દરેક પ્રવૃત્તિમાં હાલના પ્રતિક ઉપરાંત, વધુ કુશળતા બતાવનાર શાળાની તે તે વિષયમાં કદર કરવા માટે વિષયવાર 'દીપમાળ' 'કળાધર મોર' અને 'સ્વસ્તિક'નાં પ્રતિક અનુક્રમે યોજવામાં આવ્યાં છે. (૪) કળા અને ઉપયોગિતાની દૃષ્ટિએ કાંતણકામ મહત્ત્વનું હોવાથી કળાપ્રવૃત્તિમાં એ કામ ઉમેરવામાં આવ્યું છે, અને એમાં કુશળતા બતાવનાર શાળાને 'સુદર્શન ચક્ર'નું પ્રતિક આપવાનું ઠરાવ્યું છે. (૫) ખાસ હરિફાઇના સમારંભો તે તે વિષયની લોકરુચિ કેળવવા માટે વિશાળ પાયા ઉપર થવાની આવશ્યકતા હોવાથી એવા પ્રસંગે વિદ્યાર્થીઓ વગેરે માટે ગામ લોકો તરફથી કે શાળા ફંડમાંથી ભોજન આપવાની પ્રથા બંધ કરવામાં આવે છે, દરેકે પોતપોતાનું ભાથું સાથે બાંધી લાવવાનું ઇચ્છવા યોગ્ય ઠરાવ્યું છે. આથી ભોજનપ્રબંધની ક્લામણ, અને વધતી જતી આર્થિક જવાબદારીનો છેદ ઉડવા સાથે બાળકોને સૈનિક જીવનના અનુભવનો પણ લાભ મળશે એવો ખ્યાલ રાખવામાં આવ્યો છે.

આ તો સામાન્ય સુધારા વધારાની વાત થઇ. પણ આ હરિફાઈઓમાં ઇનામની પ્રથા વિષે કેળવણીકારોમાં મતભેદ પ્રવર્તે છે. જેમ શાળાઓમાંથી ભય અને સજાનું તત્ત્વ નાબૂદ કરવા જેવું છે તેમ લાલચ અને ઇનામની પ્રથાને પણ તિલાંજલિ અપાવી જોઈએ. તંદુરસ્ત સ્પર્ધાથી કોઈ પણ બાબત ઉત્તમ બની શકે છે પણ તેની સાથે ઇનામની પ્રથાનાં દૂષણો પણ છે. કામની ઉત્તમતાને ખાતર ઉત્તમતા લાવવાની વૃત્તિ કેળવવાને બદલે ઇનામ કે પ્રતિક જીતવા માટે ઉત્તમતા મેળવવાનો જુસ્સો કેળવાતો જોવાય છે. આમાં વિજેતાને ગર્વ અને હરિફને લજ્જા અથવા હીનતા લાગે છે અને પરિણામે ખેલદીલી કેળવવાને બદલે દ્વેષ અને કજીયા વધવા પામે છે. આ દૃષ્ટિએ રમતોની હરિફાઇનાં ઇનામો દૂર થવાં જોઇએ. એવું એક વર્ગનું ભારપૂર્વક કહેવું છે. અમને પણ એમાં ઘણું વજુદ લાગે છે. છતાં આ બાબતોનો રસ જરા પણ ઓછો નહિ થતાં ઉલટો વધે અને આખા જીલ્લાની દરેકે દરેક શાળામાં આ વિષયો વિષે ખૂબ ઉત્સાહ પ્રકટે એવી યોજના રજુ કરવા અને ચાલુ પ્રથાના ગુણદોષ પર ચર્ચા કરવા આથી અમે કેળવણીમાં અને ખાસ કરીને આ વિષયોમાં રસ લેનાર ભાઇબ્હેનોને આમંત્રણ આપીએ છીએ. વેડછી શિક્ષક તાલીમ વર્ગના અધ્યાપક શ્રી મણિભાઇ નાયકે આ વિષેની એક યોજના અમારી વિનંતિ ઉપરથી મોકલી છે તે આ અંકમાં અન્યત્ર પ્રકટ કરી છે. બીજાં ભાઈ બ્હેનો પણ એ વિષયની છણાવટ કરવામાં રસ લે અને પોતપોતાની યોજના કે સૂચના મોકલી આપે એવી વિનંતિ છે.

કલ્યાણજી મહેતા
પ્રમુખ, જિલ્લા સ્કૂલ બોર્ડ, સુરત.

બનાવે તો બાળકનું બુરું કર્યા બદલ જે પાપ હશે તે સઘળાંની જવાબદારી શિક્ષકોને શીર છે, એ પ્રત્યેક શિક્ષક લક્ષમાં રાખીને પોતાની ફરજ બજાવે એવી આશા છે.

સવિચાર કાર્ય અને વિચાર રહિત કાર્ય સંબંધમાં મહાત્મા ગાંધીજી જણાવે છે કે "વિચાર સમાજપોષક હોય અને નાશક હોય, દૈવી હોય અને આસુરી પણ હોય એટલે પ્રત્યેક ક્રિયા કરતાં આપણે વિચાર કરવો એટલુંજ બસ નથી પણ તે વિચાર બધાંના હિતનો હોય, માત્ર પોતાનાજ સ્વાર્થનો નહિ એ પણ જોવું જોઇએ. ખરું જોતાં તો જે કેવળ પોતાનો સ્વાર્થ સાધવા મથે છે તે બીજાનું નુકસાન તો કરેજ છે પણ પોતાનો સ્વાર્થ પણ અંતે સાધી શકતો નથી. જો પ્રત્યેક વ્યક્તિ પોતાની વૃત્તિ વિષે (આ દૃષ્ટિબિંદુ નજર આગળ રાખીને) વિચાર કરે ને સમજપૂર્વક કામ કરે તો તે ઉત્તમ કેળવણી લે છે, પોતાના કામને રસિક બનાવે છે, પોતાની બુદ્ધિને ખીલવે છે, પોતાનું હૃદય વિશાળ અને શુદ્ધ કરે છે, કાર્યમાં કુશળતા મેળવે છે અને સમાજનું કલ્યાણ થાય એવી શોધો કરે છે ને સુધારા કરે છે: પછી ભલે તે કામ પાયખાના સાફ કરવાનું હોય, રસ્તાની સફાઇનું હોય, શાક સમારવાનું હોય કે ગૌશાળાનું હોય અથવા ચોપડા લખવાનું કે ગમે તે બીજું હોય. જેની દૃષ્ટિ પરમાર્થી બને છે તેને એક પણ કામ હલકું કે શુષ્ક નથી લાગતું. જે આવે તેમાં તે ઇશ્વરને જોશે. તેનીજ સેવા માનશે. તેનો રસ કાર્યની જાત અગર ભાત ઉપર નિર્ભર નથી, અંતરમાંથી નીકળે છે. કર્તવ્યપરાયણતામાંથી નીકળે છે." (ગાંધીજી)

શિક્ષકો ઉપરના સિદ્ધાંતોનો વિચાર કરી, અમલ કરી દેશના ભાવી જીવનના સાચાં વિધાતા બને એવી આશા છે.

ગોપાળજી દેસાઇ

---

# રમતો ઈ.ની હરિફાઈ અને ઈનામો ઈષ્ટ છે?

સુરત જિલ્લાની લો. બો. શાળાઓના વિદ્યાર્થીઓમાં દેશી રમતોનો શોખ ઉત્પન્ન થાય, નિયમિત રીતે રમતો રમવાની અને વ્યાયામ કરવાની તેમને ટેવ પડે અને તે રીતે તેમનાં શરીર બળવાન અને કસાયલાં બને તે હેતુથી રમતગમતોની તાલુકાવાર હરિફાઇઓ યોજવામાં આવેલી છે, અને તેમાં જીતનાર વિદ્યાર્થીઓને અને સાંધિક રમતોમાં વિજેતા શાળાઓને રોકડ ઇનામ અને ચાંદીનાં કપ કે પ્રતિકો આપવામાં આવે છે. તેમજ કન્યાશાળાઓમાં ગરબા, શિવણ, સાથિયા વગેરે કળા પ્રવૃત્તિનો રસ ઉત્પન્ન થાય તે માટે તે તે કામની પણ હરિફાઇ યોજવામાં આવી છે અને વિજેતાશાળા માટે પ્રતિકોની ગોઠવણ કરવામાં આવેલી છે.

વ્યાયામ અને કળાની આ બન્ને પ્રવૃત્તિઓ વધારે વ્યાપક બને તે માટે અને એને અંગે ઉભી થતી નાની મોટી તકરારો ટાળી શકાય એ હેતુથી સ્કૂલબોર્ડે એક ખાસ સમિતિ નીમી તેની ભલામણો અનુસરના નીચેના સુધારાઓ તત્કાળ દાખલ કર્યા છે. (૧) રમતોમાં સરપંચ બને ત્યાં સુધી બહારના પસંદ કરવા અને તેના નિર્ણયો જેમ બધે હોય છે તેમ આખરી ગણાય. એના ઉપર એ. ઓ. કે સ્કૂલબોર્ડને અપીલ થઈ શકે નહિ. (૨) રમતગમતો

અમે સ્થળ સંકોચથી વેળાસર પ્રકટ કરી શક્યા નહતા, તે માટે દીલગીર છીએ. આ ચર્ચાપત્રના બધા વિચારો સાથે તંત્રીમંડળ સંમત છે એવો અર્થ કોઈ નહિ કરે. પંચાયત કાયદો સ્વયં સંપૂર્ણ છે એમ તો કોઈ માનતુંજ નથી, પણ જેવા સ્વરૂપમાં છે તેવા સ્વરૂપમાં પણ જો એનો પ્રામાણિકતાથી લાભ લેવામાં આવે તો ગામડાની ઉન્નતિ માટે તેમાં ઘણી શક્યતાઓ રહેલી છે અને તેથીજ તેનો લાભ લેવા અને તેનો સફળતાથી અમલ કરવા તંત્રીમંડળનો પ્રજાને આગ્રહ છે. તંત્રી ]

(૧) ગામડાંના ખેડુતો અને રહેવાસીઓનાં હિતો સંભાળવા અને ઉન્નતિ કરવા દરેક ગામે એક સંગીન સંસ્થા, પંચ અથવા પંચાયત હોવી જોઇએ એ સાચું છે. અને તેમાં સાચા સેવાભાવી પંચો સેવા કરે તો કંઇક થઇ શકે એ પણ સાચું છે. એટલે પંચાયતો સામે શ્રી લલ્લુભાઈ કહે છે તેવો તરંગી, દ્વેષરૂપ, અહંભાવી, હરીફાઈરૂપ, અતૂલનાત્મક વિરોધ હોય તો તે દુઃખદ કમનશીબી ગણાય... (૨) ...પરંતુ હાલનો પંચાયત કાયદો અને તેનાથી સ્થપાતી સંસ્થાઓથી ગામડાંઓની ઉન્નતિ થઈ શકેજ તે સાચું નથી. (૩) પંચાયતોનો અનુભવ લીધા પછી તેની સામે મારો વિરોધ એટલા માટે છે કે "હાલનો કાયદો માત્ર એક કર લો."રૂ. સેસની આવકમાંથી ૄ ફાળો આપી લોકો પર ઘરવેરો વગેરે નવા કરો ફરજીઆત નાંખવાની અને **પંચાયતને બેજવાબદાર સરકારનો મંત્રી રાખવાની ફરજ પાડે છે.** તે બિલકુલ ગેરવાજબી છે." શા માટે બીજા અનેક ચાલુ કરોમાંથી ગામડાંઓના હિત માટે કાંઇ ફાળાઓ નહીં અપાય! એ બીજા કરો પ્રજાહિત માટે નહીં તો શા માટે લેવાય છે? કાયદાનો વહીવટ કરતાં તે અન્યાયી પ્રજાને કનડગતરૂપ અને અહિતકર હોય તો તેમાં સુધારો શા માટે નહી કરાય? આ મુશીબતનો સુધારાય તો સેવા થઈ શકે એ સાચું છે. (૪) પ્રજાકીય કારભાર અથવા પ્રજાહિતનો કારભાર તે કરનાર સંસ્થા અથવા સરકારની વ્યાખ્યા સમજવાની જરૂર છે. મારા અભિપ્રાયે "પ્રજામાંથી ચુંટાયેલા પ્રામાણિક વિશુદ્ધ સેવાભાવી, જવાબદાર લાયક સજ્જનોનાં મંડળથી પ્રજાનાં દુઃખો ટાળીને ન્યાયયુક્ત ઉન્નતિ સાધવાના પ્રયત્નો કરે તેવી સંસ્થા." (૫) દૂરદૂરની એકાકી એકહથ્થુ વરિષ્ઠ સંસ્થાઓ અને સત્તાથી આ દેશી કાર્યો દેવી ધર્મ સુયોગ્ય રીતે થઇ શકતા નથી. માટે આવી સત્તા અને આવકની પ્રાન્ત, જીલ્લા અને ગામ આગળે સુયોગ્ય વ્હેંચણી કરી સુવહીવટ કરવાની, સાથે રહી કરતાં શીખવવાની આ શુભ યોજના છે. (૬) તેને બદલે એક આનાનાં બોર આપીને એક સો રૂપીઆની સોનાની કંઠી લઈ લેવા જેવી માત્ર લો. ફંડમાંથી ફાળો આપી બેજવાબદાર અને સરમુખત્યાર મંત્રીથી નવા કરો નાંખવાની આ ઝાંઝવા જેવી જાદુગરી બનાવાઇ છે. તેમાં આપણે લોભાઇએ તે આપણું ગેરડહાપણ, ગેરલાયકાત કે કઠોર કમનશીબી ગણાય! (૭) બધા ચાલુ કરોમાંથી યોગ્ય ફાળા આપી કરકસર અને કાળજીથી ગામ ઉન્નતિનાં કામો શરૂ કરી. સફળ કરી અડધો રોટલો છે, તેને બદલે આખો મળવા જેવી સેવા કરતાં પ્રગતિ કરતાં નાણાં ઘટે તો લોકોની શકિત પ્રમાણે કર નાંખી શકાય. જાત્રા વગેરે જલસાથી કાંઇ મેળવવાની અને જે કરોમાંથી સો રૂ. સેસ નહિ મળતો હોય તેમાંથી મેળવવાની સૂચના બીલકુલ વાજબી છે. (૮) ગામડાંના તમામ કરો પ્રજાની શકિત સ્થિતિની કશી ગણત્રી સિવાયના, અતુલનાત્મક, બીનપરવડતા અને

# શાળાના મકાનો વિષે સૂચના

સૂરત જિલ્લાની શાળાઓના મુખ્ય શિક્ષકો અને ગામશાળા સમિતિનાં પ્રમુખ સાહેબોને પોતપોતાના ગામની શાળાનાં મકાન સંબંધી નીચેની વિગતો તા. ૨૫–૨–૪૧ સુધીમાં જિલ્લા સ્કૂલબોર્ડ કચેરીમાં મોકલી આપવા વિનંતિ છે. થોડા દિવસ પછી સૂરત જીલ્લા લો. બોર્ડની ત્રણ વર્ષની કારકીર્દી પૂરી થાય છે. એ ત્રણ વર્ષનાં કામનું ટુંકું નિવેદન 'સ્થાનિક સ્વરાજ્ય' માટે તૈયાર કરવાનું હોવાથી, તેમજ 'શ્રી તુળસીદાસ અને તાપીદાસ વરજદાસ' ટ્રસ્ટના ચેરમેન સાહેબને શાળાના મકાનની જરૂરિયાતવાળાં ગામોની યાદી મોકલવાની હોવાથી આ હકીકતો જરૂરી છે.

**(અ) ૧૯૩૮, ૩૯, અને ૪૦ માં બંધાયલાં મકાનો વિષેઃ**–(૧) મકાન કોના તરફથી અને કયારે બંધાયું, (૨) દાનાની કે સરકારની મદદ કેટલી ? (૩) ગામ મદદ કેટલી (૪) કેટલા વિદ્યાર્થી માટેનું મકાન ? (૫) બોર્ડને સોંપાયું કે નહિ ? (૫) વિશેષ હકીકત.

**(બ) મકાનની જરૂરિયાતવાળાં ગામો વિષેઃ**–(૧) ગામનું નામ, તાલુકો, વસતિ, મુખ્ય જાતો. (૨) હાલ મકાનની શી વ્યવસ્થા છે ? (૩) શાળાની સ્થાપન તારીખ. (૪) હાલની વિદ્યાર્થીસંખ્યા ? (૫) મકાન ભાડાનું હોય તો કેટલું ભાડું આપવું પડે છે ? કોણ ભાડું આપે છે ? (૬) કેટલા વિદ્યાર્થી માટેનું મકાન બાંધવાની જરૂર છે ? (૭) મકાન માટે દાન કે મદદ મળે તો ગામ લોકો– અ વર્ગના મકાન માટે (વિદ્યાર્થી દીઠ ૪૧* રૂ. ના ૫૦ ટકા) બ વર્ગના મકાન માટે (વિદ્યાર્થી દીઠ ૩૩ રૂ. ના ૪૦ ટકા અને ટ્રસ્ટની યોજનામાં ગરીબ ગામો એજ રકમના ૩૩ ટકા આપવા રાજી છે કે ? જે તદ્દન ગરીબ ગામ રોકડ મદદ આપી શકે એમ ન હોય તે મજુરી કે ગાડાની મદદના રૂપમાં કેટલી મદદ આપવા રાજી છે ? ). (૮) ગામમાંથી કોઈ દાતા મકાન સાથે પોતાનું નામ જોડી બંધાવી આપવા રાજી છે ? (૯) મકાન માટે મદદ મળે તો ગામ લોકો મફત જમીન આપવા તૈયાર છે ? યા ગામે સરકારી જમીન મળી શકે એમ છે ? (૧૦) જણાવવા જેવી બીજી હકીકત.

તા. કઃ આ ઉપરાંત દરેક શાળામાં કે ગામમાં જે વિશેષ કામો થયાં હોય તેની પણ ટુંકી નોંધ નિવેદન માટે મોકલી આપવા વિનંતિ છે.

સૂરત<br>
તા. ૫–૨–૪૧

કલ્યાણજી વિ. મહેતા<br>
પ્રમુખ, જિલ્લા સ્કૂલ બોર્ડ.

---

* લડાઇને લીધે થયેલી મોંઘવારી ધ્યાનમાં લઈ આ આંકડા મૂકયા છે.

---

## ચર્ચાપત્ર

### ગામપંચાયત કાયદાની ત્રુટી

[અટગામ ગામપંચાયતના સરપંચ શ્રી મણિભાઇ દેશાઇ એક અનુભવી અને ઉત્સાહી ગામઅગ્રણી છે. તેઓ પોતાના પંચાયત મારફત ગામમાં સારાં કામો કરી રહેલા છે. હાલના પંચાયત કાયદાની ત્રુટીઓ વિષે તેમણે એક લેખ પ્રસિદ્ધિ માટે મોકલ્યો હતો. તે

કરે તેમને સત્કાર આપીને કદર કરીને વધુ સેવા મેળવવી જોઇએ. થોડી મજુરી કે થોડા પૈસા આપવા પડે તે સામે સ્વાર્થીઓ અને લડાવીને લાભ ખાટનારાઓ હિનેષી થવા આવે તેને ઓળખીને યોગ્ય જવાબ આપતાં શીખવું જોઇએ!! (૧૫) બધેજ એકદમ પંચાયતો સ્થાપવાની ઉતાવળ હોવી નહિ જોઇએ. થોડાને ખૂબ કાળજીથી સાચી દોરવણી આપી દાખલા રૂપ બનાવવાથી તેનું અનુકરણ થશેજ. ગામડાંના લોકોમાં પણ સામાજિક અને નૈતિક ખામીઓ છે તે મે અગાઉ અને આ લેખમાં પણ સ્વીકારેલું છે. દુઃખો પણું ઘણાં છે અને તેનાં કારણો પણ ઘણાં છે. અહીં વિષયને અનુરૂપ ટુંકમાંજ લખવાની ઇચ્છા છતાં લંબાણ થયું છે તે ક્ષમ્ય ગણાશે. (૧૬) શરીરમાં સડો કે ચાંદું હોય તેની દવા નહિ કરાય તો સમય જતાં શરીર સડી જાય છે. ગામડાઓરૂપી શરીરમાં સડો છે તે કડુ સત્ય જલદી જાણી કોઈ દૈવી વૈદો, દવા કરવા તૈયાર થાય. અને ઝઝવામાં ન લોભાતાં સાચી સહાય અને દોરવણી આપી ફરજ બજાવવા કોઈ કર્તવ્યયોગીઓ પ્રેરાય એવા શુભ હેતુથી આ અનુભવની વાત લખી છે. તેનો શુભ અર્થ કરવાની વિનતીસહ વિરમું છું.

મણીભાઇ હરિભાઇ દેસાઇ
સરપચ અટગામ પંચાયત, તાલુકા વલસાડ

## શાળા—સમાચાર

**પ્રતિકોની ભેટ:**—સુરત જિલ્લાની લો. બો. શાળાઓમાં ભણતી કન્યાઓની રમતગમત તથા કળાની તાલુકાની છેવટની હરિફાઇમાં આપવાનાં પ્રતિકો માટે નીચેના ગૃહસ્થો તરફથી તેમના નામ સામે જણાવેલી રકમ મળી છે, તે બદલ તેમનો આભાર માનવામાં આવે છે. (૨૪ પ્રતિકો ઑકટોબર તથા નવેમ્બરના અંકોમાં સ્વીકારાયા મુજબના) ૨૫. શ્રી જયંતીલાલ કાળાભાઇ મહેતા તથા શ્રી કાન્તીલાલ કાળાભાઇ મહેતા સુરત હા. શ્રી મણિભાઇ ગાંડાભાઈ નાયક-રૂા. ૩૦). ૨૬. શ્રીમતી લીલાવતી જયંતીલાલ મહેતા તથા શ્રીમતી તારાબ્હેન કાંતીલાલ મહેતા, સુરત. હા. શ્રી મણિભાઇ ગાંડાભાઇ નાયક-રૂા. ૩૦). ૨૭. શ્રી બાવાભાઈ દુર્લભભાઈ દેશાઇ, ઉમરસાડી-રૂા. ૩૦). ૨૮. શ્રી પરસોતમ દયારામ તથા શ્રીમતી રેવાબેન ભકત બાજીપરા-રૂા ૩૦). ૨૯. શ્રીમતી અંબાબ્હેન તે સ્વ. વિનાયક નરભેરામનાં વિધવા, સુરત. હા. શ્રી આર. આર. શુકલ-રૂા. ૩૦) ૩૦. શ્રી મોતીભાઇ હીરાભાઇ પટેલ, વાઘછીપા. રૂા. ૩૦).

વાઘછીપા તા. પારડીની લો. બો. શાળાના પહેલા આસિસ્ટંટ શ્રી. પ્રાણભાઈ શંકરજી દેસાઇને પી. આર. ટ્રેનિંગ કોલેજની બીજા વર્ષની વાર્ષિક પરીક્ષામાં સારા માર્કે પાસ થવાથી ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી રાવસાહેબ મહીપતરામ રૂપરામ નીલકંઠ રૂપક ચંદ્રકનું રૂા. ૧૦)નુ ઇનામ મળ્યું છે.

સેજવાડ (તા. બારડોલી) ની શાળામાં શા. જેઠાલાલ શમનાજીનાં વિધવા શ્રી. રૂક્ષ્મણીબાઈ તરફથી હળપતિના ૧૪ વિદ્યાર્થીઓને પહેરણ તથા ચડ્ડી ભેટ આપવામાં આવ્યા છે.

પ્રજાની સંમતિ વિના નંખાયેલા છે. તેથી તેઓ દેવાદાર અને અર્ધા ભુખ્યા છે એવી આપણી વરસોથી બુમ છે, ફરીઆદ છે, તેનું કાંઇ પણ નિરાકરણ થવા સિવાય અર્ધા રોટલામાંથી માંગવું તે વિચિત્ર ગેરન્યાય નથી કે? (૯) ગામડે સાચો સહકાર મળતો નથી એ સાચું છે. જે સમજુ લોકો સહકાર આપે છે તેમને માથેજ બધો બોજો પડે છે તે પણ સાચું છે. બલકે કામ કરનારને ગાળો અને અપજશ મળે છે..હરેક ગામે કેટલાક સ્વાર્થી અને ઢાંડ લોકો હોય છે તે મદદરૂપ નહિ પણ વિઘ્નરૂપ થાય છે તે પણ સાચું છે. વળી ભાગ્યશાળીઓનો દુઃખીઓ અને અપંગો તરફ કાંઈ ધર્મ અથવા ફરજ છે એવું સમજીને સર્વજન હિતનાં કામોમાં ભાગ લેનારા કોઈ વીરલજ નીકળે છે એ પણ સાચું છે. (૧૦) આ પંચાયત કાયદો અથવા બીજો કોઈ કાયદો એવાઓ અને શ્રીમંતો પાસેથી તેમની શક્તિ અને સ્થાન પ્રમાણે કરવેરા, અગર દાન, અગર સત્કામોમાં સહકાર મેળવવાની કોઈ સત્તા નો આપતો નથી. એટલે માંહોમાંહે કોઇના પર પૂર્વગ્રહી કટાક્ષરૂપ દોષો ઢોળવાને બદલે પરિસ્થિતિનાં સાચાં કારણો તપાસી તેને અદૂપી, સાત્વિક ભાવે ઘટાડીને સ્નેહ સમભાવ એકતા મેળવવાના પ્રયત્નો કરવા જોઇએ. લગભગ અડધી સદીના મારા ગામ અનુભવનો સાર એવો છે કે (૧૧) બધેજ અપવાદરૂપ જ્ઞાનીઓ અને થોડા ધર્મભિરૂ ઈશ્વરભિરૂ સજ્જનો સિવાય સામાન્ય જનસમાજના બધાજ વરગના માણસો ગરજમતલબી દ્વેષી, મિથ્યાભિમાની, લોભી અને નકલીઆ સ્વભાવનાં હોય છે અને મોટી માછલી,, નાની માછલીને ખાઇને જીવે છે તેમ બધાજ વર્ગમાં સબળ અને સધન હોય તે નિર્બળ અને નિર્ધન પર શીરજોરી કરે છેજ, તેના પુરતા દાખલા મળી શકે છે અને વળી કાંઈ પણ સેવા કર્યા વિના, લાયકાત, બિન લાયકાતની ગણત્રી વિના કાંઈ લાભ ખાટવા અથવા મોટાઇને ખાતર કારભારમાં પડવાની હોંશ, *હરીફાઈ અને આતુરતા પણ બધા વર્ગમાંજ છે. મનુષ્ય સ્વભાવની એ દયાજનક ખામી છે.* તેને શાન્તિ અને સમાધાનયુક્ત રીતે જવાબદારી અને જોખમદારીનું ભાન કરાવી સુધારવાને બદલે દ્વેષરૂપ ઉત્તેજન અપાય છે. તે ખરેખર આત્મઘાતી અનિષ્ટ છે. તે ટાળવાના યત્નો કરવા જોઇએ. (૧૨) સંસ્થાઓમાં ભદ્ર અભદ્ર લોકો પેસી જવાનો વર્ગીય ડર રાખવાને બદલે ઢાંડ અને નાલાયકો પેસી નહિ જાય તેની કાળજી રાખવી જોઇએ. મતના જોરવાળા અગર પૈસાની કે બીજી લાલચ આપી શકનારા ઢાંડો અને નાલાયકો પણ ફાવી જાય છે. (૧૩) બધી કોમો અને વર્ગનાં બોલતાં અને અબોલ પ્રાણીઓને, ન્યાય, ઉન્નતિ અને દુઃખનું નિવારણ......નિસ્વાર્થી સેવકો, અને સ્વાર્થ સાચવીને પણ પરમાર્થમાં સાથ આપતા સેવકોજ કરી શકે. દંભી સ્વાર્થીઓ કે કોમવાદ અને વર્ગવાદથી નહી થાય. "રાષ્ટ્રહિત" શબ્દજ કોમો, વર્ગો અને અબોલ પ્રાણીઓ સહિતના દેશનો હિતદર્શક છે. માટેજ (૧૪) બધાં મંડળોમાં લાયક માણસો ચૂંટાવા જોઇએ અને તેથી ઉમેદવારો માટે શુદ્ધ પૂર્વસેવાના પુરાવારૂપ કસોટી હોવી જોઇએ. ચુંટાયેલાં મંડળો અને ચુંટણી બેજવાબદાર, મોટાઇ દ્વેષ હરિફાઈ કે વિવાદનાં પ્રદર્શનો અગર ધંધા બનવાં નહિ જોઇએ. તેથી "હું ગામડાંના બંધુઓને વિનંતી કરું છું કે જે જવાબદારી અગર ધર્મ આપણાથી બજાવી શકાય નહિ તેની ઉમેદવારી માટે પડાપડી અને હરીફાઇ નહિ કરતાં લાયકોને સમજાવીને પણ આગળ કરવા જોઇએ અને ચુંટવા જોઇએ. અને જે સાચી સેવા

# જિલ્લા સ્કૂલ બોર્ડની કાર્યવાહી

**નવેમ્બર:**—સુરત જિલ્લા સ્કૂલ બોર્ડની સભા તા. ૧૬-૧૧-૪૦ને રોજ શ્રી. કલ્યાણજીભાઈના પ્રમુખપદે મળી હતી. તેમાં પસાર થયેલાં કામોની ટૂંકી નોંધઃ—

(૧) સ્થાનિક સંસ્થાઓનાં કામોની પ્રસિદ્ધિ બાબતમાં જનરલ ડીપાર્ટમેન્ટનો સરકારી સરક્યુલર નં. ૪૧૭૯/૩૩ તા. ૭-૧૦-૪૦નો નોંધ લઈ દફતરે. (૨) આ સ્કૂલ બોર્ડની લાંબા વખતની ખૂટતા શિક્ષકોની જરૂરિયાતનો સ્વીકાર કરીને સરકારે અત્યાર પહેલાં ૫૦ શિક્ષકોને માટે રૂ. ૬૦૦૦)ની બ્લોક ગ્રાંટ આપી હતી. અને આ પત્રથી બીજા ૧૫૦ શિક્ષકોની માંગણી મંજૂર રાખી છે. તેની આભાર સાથે નોંધ અને સરકારને આ જગ્યાઓને કાયમની મંજૂર કરવા વિનંતિ. (૩) એ. ઓ.ની ઓક્ટોબર ૧૯૪૦ની ડાયરી દફતરે. (૪) કાપરીઆ તા. વલસાડ ગામની વસ્તી ૭૪૫ માણસની હોવાથી ત્યાં ચાલતી. લોકશાળા ચાર્જમાં લેવાની ખાતાની મંજુરી મેળવવા લો. ઓ. ને ભલામણ (૫) ઉમરસાડી પટેલ ફળીઆ તા. પારડીની લો. બો. શાળાનાં ઉપલાં ધોરણો ઉમરસાડી મુખ્ય તા. પારડીની શાળાનાં ઉપલાં ધોરણો સાથે જોડી દેવામાં આવેલાં તે પાછાં ચાલુ કરવા મે. ચેરમેન સાહેબે આપેલી પરવાનગીને બહાલી. (૬) વાલોડ ઉર્દુ તથા ઉર્દુ કન્યાશાળામાં દાખલ કરવામાં આવેલા વર્ધા શિક્ષણ માટે જોઈતી સગવડ આપવા છતાં પાછળથી આ પદ્ધતિ સામે વિરોધ ઉભો કરવામાં આવ્યો છે. તેથી બીનજરૂરી ચળવળ ટાળવા ખાતર અને લોકોના સહકાર અને શ્રદ્ધા વિના આ પદ્ધતિને સફળતા મળી શકે નહિ જેથી સદર્હુ ઉર્દુ શાળાઓમાં વર્ધાશિક્ષણ બંધ કરવામાં આવે તો આ બોર્ડને વાંધો નથી. એમ લો. ઓ. મારફત મે. સ્પેશીઅલ ઓફીસર ફોર બેઝીક એજ્યુ. ને જણાવવું. (૭) આ બોર્ડના ઠરાવ નં. ૧૬ તા. ૨૯-૮-૪૦ અન્વયે લો. બો. શાળાઓ માટે વધારાનાં માસિકો મંગાવવાની મંજુરી આપવા તેમજ તે અંગેનો ખર્ચ સરકારી ગ્રાંટ માટે મંજુર કરવા બાબતનો મે. ડી. પી. આઈ સાહેબનો નન્નો સંભળાવતો પત્ર દીલગીરી સાથે દફતરે. (૮) છેલ્લાં બે વર્ષથી કઠોલી તા. જલાલપોરની લો. બો. શાળાની ફીની આવક સરેરાસ રૂ. ૬૦)ની આસપાસ હોવાથી તેમજ ભવિષ્યમાં વિદ્યાર્થીઓની સંખ્યા અને ફીનો દર વધે એ વસ્તુઓ ધ્યાનમાં લેતાં વાર્ષિક રૂ. ૧૦૦)ની આસપાસ વ્યાજ ઉત્પન્ન થાય એટલી રકમની ફેઈસ વેલ્યુની ૩॥ ટકાની લોન ખરીદવા માટે જોઈતા રૂ. ૩૦૦૦) જો દાતા આપે તો તેમની માગણી સ્વીકારવામાં આવશે એમ જણાવવા મે. ચેરમેન સાહેબને સત્તા. (૯) જે વખતે ઉત્તર વિભાગમાં પ્રાંતિય બોર્ડની સભા મળે તે વખતે કેળવણી વિષયક પ્રશ્નો ચર્ચવા માટે આ બોર્ડના એક પ્રતિનિધિને મોકલવાની મે. ચેરમેન સાહેબને સત્તા (૧૦) જિલ્લા લોકલ બોર્ડની ડેટમલાઈન ગ્રાંટમાં ફેરફાર કરવા બાબતનો કેળવણી ખાતાનો સરકારી ઠરાવ નં. એસ. ૯૮ તા. ૪-૧૦-૪૦નો દફતરે. અને એ. ઓ. તથા સુપરવાઈઝીંગ સ્ટાફને સરકારી નોકરીમાં લઈ લેવાને કારણે ડેટમ લાઈન ગ્રાંટમાં જે ઘટાડો કરવામાં આવ્યો છે તેમાંની (૧) બથ્થા અને (૨) કન્ટીજન્ટ બાબતમાં આ બોર્ડને વાંધો રજુ કરવા જેવો હોવાથી તે સંબંધી પત્રવહેવાર કરવા મે. ચેરમેન સાહેબને સત્તા. (૧૧) રાંદેરની મ્યુનિ. રાંદેર મુખ્ય સ્કૂલના આસી. નરહરિશંકર છોટુભાઈ નાયકની રાંદેર મ્યુનિ.માં કરેલી નોકરી દરમ્યાન રૂ. ૧૭૧-૬-૦ નો ફાળો આપવા રાજી ન હોવાથી જો એ રકમ સદર્હુ શિક્ષક પોતે આપવા રાજી હોય તો તેમને પેન્શન ફંડમાં દાખલ કરવા મંજુરી આપવા લો. ઓ. ને ભલામણ કરવા મે. ચેરમેન. સાહેબને સત્તા.

(૧૨) નીચે જણાવેલી શાળાનાં મકાનોને ચાલુ મરામત કરાવવા માટેની તેના નામ સામે જણાવેલી વધારાની રકમ માટેનું ચાલુ વર્ષનું ૧૯મું પુરવણી બજેટ મંજુર કરવા લો. ઓ.ને ભલામણ.

વિદ્યાર્થી માટે (૨) સોંસક તા૦ ઓલપાડ (વધારો) ૬૦ વિ. મા. (૩) કુંભારફળીયા તા૦ જલાલપોર (વધારો) ૬૦ વિ૦ મા૦ (૪) ખેરગામ તા૦ ચીખલી (વધારો) ૮૦ વિ૦ મા૦ (૫) અમલસાડ તા૦ જલાલપોર (વધારો) ૫૦ વિ૦ મા૦ (૬) કેમત તા૦ જલાલપોર (વધારો) ૧૨૦ વિ૦ મા૦ વધુમાં નીચેના બીજા ગામો ઉમેરી મંજુર કરાવવા લોકલ બોર્ડને વિનતિ. (૧) દાંતેજ તા૦ જલાલપોર ૬૦ (૨) સુખલાવ તા૦ પારડી ૮૦ (૩) કોથમડી તા૦ જલાલપોર ૮૦ (૪) ડુંગરી ભેરવાડ તા૦ પારડી ૮૦. ૧૭ પારડી તાલુકાના પટાવાળા ગોવન લક્ષ્મણને ૧૩-૨-૪૧ની સાંજથી રીટાયર થવાની મંજુરી ૧૮ કછોલી તા૦ જલાલપોરની લોકલ બોર્ડ શાળામાં ફી માફ કરવા માટે દાતા તરફથી રૂા૰ ૩૦૦૦ આપવામાં આવે તો તેમની માંગણી સ્વીકારવા ઠરાવવામાં આવ્યું, પરંતુ એ શરતે કે જો ભવિષ્યમાં ફીનું ધોરણ વધે તો તે પ્રમાણમાં વધારાની રકમ દાતાએ આપવી.

---

# આજની રમતોની સીધી હરિફાઈને બદલે

સુરત જિલ્લા લોકલ બોર્ડ તરફથી રમાતી રમતોની હરિફાઈ નજરે જોયા પછી ભાગ્યેજ એવી કોઈ વ્યક્તિ નિકળશે કે જે એમાં સુધારો ન ઈચ્છે. રમતોના આશય વિશે તો ભાગ્યેજ કોઈને શંકા હશે. ભવિષ્યના નાગરિકો શરીર અને મનથી સુદૃઢ બને, એમનામાં સાહસ, પ્રમાણિકતા, ખેલદિલી જેવા સદ્‌ગુણો આવે, ભ્રાતૃભાવ વધે, પરિણામે તેઓ એક બીજાના મિત્રો બને અને માતૃભૂમિના સંગઠનમાં ફાળો આપે એવો રમતોનો અને તે વખતે થતા મેળાનો આશય હોય છે. આવા આદર્શો જો ફળીભૂત થાય તો દેશની ઉન્નતિના પગથિયાં ઉપર આપણે ઘણા ઉંચા આવ્યા કહેવાઈએ. એથી ઉલટું અત્યારે બને છે તેમ જો રમતોને અંતે આપણામાં વેર-ઝેર રહી જતાં હોય તો આ રમતો તદ્દન બંધ કરીએ તો ખોટું નહિ.

મને લાગે છે કે આ વેરઝેરનું મુખ્ય કારણ તો ખેલદિલીનો અભાવ જ છે. છતાં મનુષ્ય સ્વભાવનો પણ થોડો ખ્યાલ કરવો જોઈએ, ગમે તેવો માણસ પણ આવી જાતની વ્યવસ્થામાં કદાચ મગજ ન જ સમાવી શકે કારણ કે આજની યોજના માણસને ન સમાવી શકે તેવી ઉશ્કેરણીનું કારણ આપે છે. એટલે આપણે ગમે તેટલી 'ખેલદિલી' 'ખેલદિલી'ની બુમો પાડીએ તો પણ તે નકામી જાય છે અને ધારેલું પરિણામ આવતું નથી. હું ધારું છું કે જો ઓછા ઉશ્કેરણીભર્યા સંયોગોમાં ખેલદિલી કેળવવામાં આવે તો તે જલદી પચી શકે.

ઇનામ પણ એક એવી વસ્તુ છે કે જે વેરઝેર ઉત્પન્ન કરવામાં મોટો ફાળો આપે છે. મોટા ભાગના શિક્ષકો અને વિદ્યાર્થીઓનો ખ્યાલ રમતો રમવી એટલે ઈનામ જીતવું એવો હોય છે. કદાચ ઇનામ લઈ લેવામાં આવે તો પહેલાં એ બધા જ કહેશે કે ત્યારે એમાં રમે શું? એટલે રમતો કુશળતા માટે છે-નહિ કે ઈનામ માટે એ સમજાવવા માટે પણ ઈનામોને તિલાંજલિ આપવી ઘટે. ફાળા જે રૂપો ઘ છે તેનો બીજો સારો ઉપયોગ કરી શકાય છે. ફાળા આપનારાઓને સારી રીતે સમજાવવામાં આવે તો ભાગ્યેજ એ લોકો એ વસ્તુ માટે તૈયાર ન થાય, તેઓ આનંદથી રજા આપશે.

ઇનામો લઇ જતી વખતે, ઇનામ લઇ જનાર જે અભિમાનથી ચાલે છે, અને મેળવનાર જે નીચું જોઇને ચાલે છે તેવું આમાં નહિ બને. આમાં તો કુશળતા પ્રાપ્ત કરેલા ને સેવક થવાનું રહેશે અને બીજાઓની સેવા કરવાની રહેશે.

બીજી ખાસ વિશિષ્ટતા તો આમાં નવીનતાની છે. આપણે લોકો પોપટની પેઠે વ્યાયામના ક્ષેત્રમાં પણું પઢીએ છીએ. એમાં શોધ કરવાની તો વૃતિ આપણી જાગીજ નથી. આપણે અત્યારે તો ફરીએ છીએ તે પણ એક નાના કુંડાળામાંજ. આ યોજનાથી ગરબામાં થાય છે તેમ ફરજિયાત નવીનતાના શોધકો થવું પડશે અને એ રીતે આડકતરી રીતે વ્યાયામનું ક્ષેત્ર વિશાળ થશે નવીનતાથી વિદ્યાર્થી તથા જનતાનો બન્નેનો રસ વધશે. ને આજ સુધી ઉદાસીન રહેલી, જનતા કદાચ આમાં ઓર રસ લેતી થશે. કોઈ પણ વ્યક્તિ અનુકરણ કરવા જેવી નવીનતા લીધા વિના આ મેળામાંથી ન જાય. અધતિજ કંઇનું કંઈ મળશે. અત્યારના વેરઝેરને બદલે આટલુ થાય તો પણ કેવું સારૂ ?

મણિભાઈ નાયક, વેડછી.

---

# "આપણી પ્રાથમિક કેળવણીનો બગાડ"

૧

અંગ્રેજી રાજ્યમાં હિન્દની પ્રજામા આજ સુધી જે કઇ લોકકલ્યાણની પ્રવૃત્તિઓ થઇ છે તેમાં મુખ્યતઃ શહેરોની દૃષ્ટિ જ વિશેષપણે રહી છે આપણા ધુરંધર લોકનેતાઓ તેમ જ કેળવણીકારોએ પણ શહેરોમા વસતી પ્રજાનું લક્ષ રાખી એમની બધી યોજનાઓ વિસ્તારી છે ને અમલમાં મૂકી છે. કેળવણીના ક્ષેત્રમાં પણ આ જ દૃષ્ટિ મુખ્યતઃ રહી છે. પરિણામ એ આવ્યું છે કે, ગામડાંમાં વસતી વિશાળ ગ્રામજનતા કેળવણીથી વંચિત રહી છે અને પ્રાથમિક શાળાઓ મારફત જે કંઇ કેળવણી એને મળવા માડી છે તે ઘણે અંશે નિરર્થક અને નિર્દય નીવડી છે. લોકલ બોર્ડો અને મ્યુનિસિપાલિટીઓ પ્રજાકીય પક્ષના કબજામાં આવ્યા પછી પણ પ્રાથમિક શિક્ષણના ક્ષેત્રમાં કશો ખાસ સુધારો થયો જણાતો નથી. હિન્દુસ્તાનમાં આજે જે કેળવણી-પદ્ધતિ ચાલી રહી છે તેનો પ્રણેતા મેકોલે છે. એ વખતનાં ઇસ્ટ ઇંડિયા કંપનીનાં લખાણો વાંચીએ છીએ તેમા કેળવણી પાછળના સ્વાર્થી હેતુઓ દેખાઇ આવે છે. અંગ્રેજોને હિંદમાં પોતાનુ સામ્રાજ્ય ચલાવવું હતું અને તેને અખંડ રાખવું છે, એટલે એ તંત્રમાં મદદ કરનારા સંખ્યાબંધ કારકુનો અને મહેતાજીઓ એમને જોઈતા હતા. આથી જ એમને 'કારકુનિયા' કેળવણીની જ યોજના સૂઝી. આપણી પ્રાથમિક શાળાઓમાં જે કઇ શિક્ષણ અપાય છે તે આ કારકુનિયા કેળવણીની જ પ્રસાદી છે. શુદ્ધ કેળવણીનો વિચાર કરીએ છીએ તો એમાં કેળવણીનો કક્કો પણ દેખાતો નથી. શિક્ષણના સાચા આદર્શોની દૃષ્ટિએ આખાયે કેળવણી-તંત્રનો અભ્યાસ કરીએ છીએ તો એમાં શિક્ષણ જેવું તો કશું દેખાતું જ નથી. ઘણાં વર્ષો પહેલાં મોડર્ન રિવ્યુમાં અમેરિકામાંથી લાલા લજપતરાયે આપણી કેળવણીની કરુણતા પર બહુ વેધક લેખ લખ્યો હતો. આ કેળવણીનું દુર્દૈવ એ છે કે એ ન-કેળવણી કરતાયે બૂરી છે.

ત્યારે આવી વ્યવસ્થાને કાઢી નાખી ખેલદિલીનો ઉગ ધીમે ધીમે ક્રમ આપવો તે શોધવાનું આપણું કામ બને છે. જ્યારે હરિફાઇ રીધી હોય છે, અને પોતાની નજર સામે જ્યારે સામો માણસ ભૂલ કરતો એને લાગે, તે છતાં કોઈ તેને ભૂલ આપતું નથી ત્યારે લાગણી, બંધ તોડીને બહાર ધસી આવે છે અને ખેલદિલીને ડુબાડી દે છે. એકજ માણસનું આવું કામ એ બીજા અર્ધા ઉશ્કેરાએલા માટે બસ થઇ પડે છે. અને પછી હુતુતુ, ખોખોને બદલે બોલાબોલી અને મારામારીની હરિફાઇ શરૂ થાય છે. પરિણામે છૂટા પડતી વખતે ગઇ કાલના બે મિત્રો મિત્ર મટી દુસ્મન થઈ ને જાય છે. એટલે પહેલાં તો હરિફાઈ આડકતરી હોવી જોઇએ. જેમાં બે અજાણ્યા પક્ષોને સામસામે અથડાવાનું ન હોય.

નીચેની યોજનાથી મને લાગે છે કે આનો ઉકેલ શક્ય બનશે.

જે જે નિશાળો હરિફાઇમાં ઉતરવાની હોય તે તે દરેક નિશાળને અડધા અડધા કલાકનો સમય આપવો અને તેટલા સમયમાં એણે નીચેની બધી, અગર તો કોઇ પણ એક બાબત ઉપર પોતાની નિશાળની કુશળતા બતાવવી.

| | | |
|---|---|---|
| વ્યાયામ [વ્યકિતગત અગર સાંઘિક] | સાધનવાળો | [લાઠી, સેંડીમ, વિગેરે] |
| | સાધનો વિનાનો | |

રમતો કોઇ પણ જાતની

આ દેખાવના ગુણ આપવા માટે ત્રણ નિષ્ણાતોની એક કમિટી નિમવી. તેના સરાસરી ગુણો તે તે જુથને આપવા. આ કમિટિ જુથની શિસ્ત, નવીનતા, ચપળતા વગેરે કુશળતા ઉપર ગુણ આપશે. વખતને અંતે જેના ગુણ વધારે હોય તેને 'કુશળ' નિશાળ તરીકે જાહેર કરવી અને બાકીના જુથની પણ વિશિષ્ટતા હોય તે જણાવવી. કોઈ વસ્તુ અનુકરણ કરવા જેવી હોય તો તે પણ જાહેર કરવી.

સભાના કાર્યક્રમ વચ્ચે ઇનામોને બદલે સુકો મેવો વહેંચવો. વહેંચવાની રીત નીચે મુજબ રહે.

કુશળતા પામેલી નિશાળના જેટલા વિદ્યાર્થીઓ દેખાવમાં ઉતર્યા હોય તેટલા થાળમાં મેવો ભરવો. આ થાળો પ્રમુખ પોતાને હસ્તે આ વિદ્યાર્થીઓને ભેટ આપે. વિદ્યાર્થીઓ આ થાળ પોતાનો નથી પણ દેખાવમાં ઉતરેલા બધાજ બાંધવોનો છે એમ માની બધાને મેવો પોતાને હસ્તે વહેંચી આપે. વહેંચણીને અંતે વહેંચનાર પોતાને માટે બીજાને આપ્યું હોય તેના કરતા ઓછું રાખી થાળ પ્રમુખની આગળ મૂકી દે. પ્રમુખ બાકી રહેલો મેવો તે જૂથને વહેંચી આપે. મેવો વહેંચતી વખતે વ્યવસ્થા રાખવા માટે સંગીતનો કાર્યક્રમ રાખવો.

દોડવાની હરિફાઈ અત્યારે ચાલે છે, તે ચાલુ રાખવી. એમાં ખાસ વિઘ્ન ઉભું થતું નથી. તેમાં જીતેલા વિદ્યાર્થીઓને પણ ઉપરનું સેવાનું કામ આપવું.

ઉપરની યોજનાથી જોઇ શકાશે કે એમાં કોઇ પણ વખત એવો ન આવે જેમાં લડવાનો કોઇ પ્રસંગ ઉભો થાય. લડવાની જગ્યા ફક્ત કમિટી રહેશે પણ તેમાં અનુભવી તથા તટસ્થ માણસો હશે તો કંઈ વાંધો ન આવે.

Regd. No B 4007.
સુરત જિ. લો. બોર્ડ અને સ્કૂલબોર્ડ તરફથી પ્રગટ થતું માસિક

# સુરત જિલ્લા સ્થાનિક સ્વરાજ્ય

વર્ષ ૨ • માર્ચ ૧૯૪૧ • અંક ૮

## સ્વચ્છતાનું શિક્ષણ

આપણી પ્રાથમિક શાળાઓમા અસ્વચ્છતા એ તો જાણે કે એક રોજનો નિયમ થઇ પડેલો હોય છે. શહેરોની પ્રાથમિક શાળાઓમા શું કે ગામડાઓની પ્રાથમિક શાળાઓમાં શું, સર્વ આ અસ્વચ્છતા ઘર કરી ગયેલી છે. અસ્વચ્છતા એ તો જાણે કે શિક્ષક અને વિદ્યાર્થીઓના જીવનનો એક સર્વવ્યાપીક્રમ બની ગયેલો હોય છે. ક્યાંક ક્યાંક પ્રાથમિક શાળાનો શિક્ષક આમાથી બચી ગયેલો માલુમ પડે છે. પરંતુ બાળકોમા ભાગ્યેજ અપવાદ જોઈ શકીએ છીએ. ગામડાની શાળાની આવી અસ્વચ્છતા પાછળ ગામડાની ગરીબી એ એક કારણ છે ખરૂં. પરંતુ ગ્રામશિક્ષક જો ખંત અને કાળજી રાખે તો ગામડાની શાળામાથી અસ્વચ્છતા જરૂર કાઢી નાખી શકાય સામાન્ય રીતે કહીએ તો જનતાના મોટા ભાગના જીવનમા આજે સ્વચ્છતા બહુ ઓછે અંશે દેખાય છે. જ્યાં જ્યાં ઉપર ઉપરથી સ્વચ્છતા માલમ પડે છે ત્યા ત્યા અંદરખાને અસ્વચ્છતા ભરેલી હોય છે. બહારથી સાફસુફ પોશાક રાખનાર અને સ્વચ્છતાનો દેખાવ કરનાર શિક્ષકના સરંજામોમા અસ્વચ્છતા અને ગંદકી આપણને માલુમ પડે છે. શિક્ષકની બેઠક ગંદી હોય, વર્ગનું પાટિયું ગંદુ હોય, ઓરડામા ધૂળ ભરાયલી હોય, ભીંત ઉપર અને છત ઉપર બાવાં બાઝેલા હોય, એવી પરિસ્થિતિનો બચાવ આપણી ગરીબાઇ ન હોઈ શકે. આવી અસ્વચ્છતા માટે ગ્રામ-શાળાનો શિક્ષક જવાબદાર હોય છે. તમે ગામડાની શાળામા સ્વચ્છતા ઉભી કરજો, તમે કોઈ પાઠ, કવિતા કે વ્યાકરણ નહીં ભણાવો તો વાંધો નથી, પરંતુ સ્વચ્છતાનો પાઠ નહીં શીખવો તો બહુજ વાંધો છે. જે બાળક પોતાના શરીરથી સ્વચ્છ રહેતા નથી શીખતુ, તે ભવિષ્યમા સમાજની સ્વચ્છતા નથી જાળવી શકતું. ગામડાઓમાં અસ્વચ્છતા દેખાય છે તે જેટલું અજ્ઞાનનું પરિણામ છે તેટલુંજ સ્વચ્છતાની તાલીમના અભાવનું પણ પરિણામ છે ગ્રામશાળાનો શિક્ષક પોતે સ્વચ્છ રહે અને છતાં બાળકો તરફ બેદરકાર રહે તો શિક્ષકની સ્વચ્છતા સમાજની દ્રોહી બને છે ભવિષ્યનું ગામડું સ્વચ્છ બનાવવું હોય તો ગ્રામશાળાનો શિક્ષક પોતે સ્વચ્છ રહેતા શીખે અને પોતનાં બાળકોને સ્વચ્છતાનો પાઠ આપે, ગામડાના બાળકો જ્યા સુધી સ્વચ્છ રહેવાની ટેવ, નહીં કેળવે ત્યાં સુધી ગામડાની ગંદકી ખસવાની નથી.

શ્રી હરભાઈ ત્રિવેદી

આપણી પ્રાથમિક કેળવણીની પ્રગતિના આંકડા તપાસીશું તો આપણી કેળવણીમાં કેટલો બધો બગાડ થઈ રહ્યો છે તે જણાઇ આવશે. મુંબઇ સરકાર પ્રાંતની કેળવણીની પ્રગતિનાં આંકડા દર વર્ષે બહાર પાડે છે તેમાં આ બગાડનું ભયાનક સ્વરૂપ સ્પષ્ટ જણાઇ આવે છે. ૧૯૩૫-૩૬ના આંકડાઓ પરથી પ્રાથમિક શાળામાં થઇ રહેલા બગાડની તારવણી કરી છે. શ્રી બાળાસાહેબ ખેર જ્યારે વડા પ્રધાન હતા ત્યારે વર્ધામાં મળેલી કેળવણી પરિષદમાં એમણે આ આંકડા દર્શાવેલા. પ્રાથમિક શિક્ષણનો આ બગાડ એમાં રહેલો છે કે, બાળવર્ગમાં દાખલ થતાં બાળકોની કેળવણી વચમાં જ તૂટી પડે છે અને ગુજરાતી સાતમા ધોરણ સુધી પણ તે પહોંચતી નથી. પ્રાથમિક શિક્ષણના ગણેશ વર્ષો પહેલાં મંડાયા ત્યારથી આ બગાડ ચાલ્યો આવે છે. કેળવણી ખાતું એની નોંધ લે છે, પરંતુ એ બગાડ અટકાવવા કશા પ્રયાસો થતા જ નથી. એ બગાડ કેટલો ભયાનક છે તે નીચેનાં આંકડા પરથી સ્પષ્ટ દેખાઇ આવશે.

| વર્ગ | બાળકો | બાળાઓ |
|---|---|---|
| બાળવર્ગ | ૩૦.૭ | ૪૨.૪ |
| ધોરણ ૧ | ૧૭.૩ | ૧૮.૯ |
| „ ૨ | ૧૫.૮ | ૧૫.૦ |
| „ ૩ | ૧૩.૧ | ૧૦.૮ |
| „ ૪ | ૧૧.૫ | ૭.૬ |
| સરેરાશ | ૮૮.૪ | ૯૪.૭ |
| ધોરણ ૫ | ૫.૨ | ૨.૯ |
| „ ૬ | ૩.૩ | ૨.૩ |
| „ ૭ | ૩.૧ | ૦.૧ |
| ઉપલા ધોરણની | ૧૦૦ | ૧૦૦ |

જો વધારે સારી રીતે આ બગાડ સમજવો હોય તો તેનું ચિત્રદર્શન આ રીતે કરી શકાય,

| | બાળવર્ગ | ચોથું ધોરણ | સાતમું ધોરણ |
|---|---|---|---|
| બાળકો | ૩૦ | ૧૧ | ૧ |
| બાળાઓ | ૪૨ | ૭ | ૧ |

આનો અર્થ એમ થાય છે કે, બાળવર્ગમાં દાખલ થતાં ૩૦ બાળકોમાંથી ૭મા ધોરણમાં તો ૩ બાળકો જ રહે છે—બાકીના ૨૭ બાળકોની કેળવણીની શી દશા થઇ તેનો પતો જ નથી. એ જ રીતે ૪૨ બાળાઓમાંથી એક જ બાળા સાતમા ધોરણ સુધી પહોંચે છે. પરિણામ એ આવે છે કે, ૩૦ બાળકો પર જે ખર્ચ થયો તેમાંથી ૩ બાળકોનો ખર્ચ જ કંઇક ઉપયોગી નીવડયો; એટલે કે, એને ઠીક ઠીક પ્રાથમિક કેળવણી આપી શકાઇ. સુરત જિલ્લા લોકલ બોર્ડના ખર્ચના આંકડાઓનો હિસાબ જોતાં રૂ. ૧૧ ખર્ચ આવે છે. ૩૦ બાળકો પાછળ થતા ૩૩૦ રૂપિયામાંથી કેવળ ૩ બાળકોનો જ ખર્ચ, એટલે કે, ફક્ત ૩૩ રૂપિયા જ કંઇક સાર્થક નીવડે છે અને ૨૯૭ રૂપિયા કેવળ બરબાદ જાય છે. એ જ પ્રમાણે ૪૨ બાળાઓ પાછળ થતા ૪૬૨ રૂપિયાના ખર્ચમાંથી કેવળ ૧૧ રૂપિયા જ કંઇક સાર્થક

# સૂરત જિલ્લા સ્થાનિક સ્વરાજ્ય

[ માસિક ]

વર્ષ ૨] માર્ચ ૧૯૪૧ [અંક ૮

## સુરત જીલ્લા લો. બોર્ડનો તા. ૩૧-૩-૪૧ને દિને પૂરા થતાં વર્ષ સુધીનો ત્રણુ વર્ષના વહિવટનો હેવાલ અને મહાસભા પક્ષનો ભવિષ્યનો કાર્યક્રમ

૧

દરેક જાહેર સંસ્થાના વહિવટનો વાર્ષિક હેવાલ તૈયાર થઇ પ્રસિદ્ધ થાય છે. આ વાર્ષિક હેવાલો સરકારે મુકરર કરેલા ધોરણે તૈયાર થાય છે અને તે સરકારને મોકલી આપવામાં આવે છે સાધારણ રીતે આ હેવાલો નિરસ હેય છે. અને પ્રજાની જાણમાં પણ આવતા નથી. આ ત્રિવાર્ષિક હેવાલનો હેતુ જ્યારથી મહાસભા પક્ષે સુરત જીલ્લા લો બોર્ડનો વહિવટ હાથમા લીધો ત્યારથી તેની મુદત પૂરી થતા સુધીની કામગીરીનો હેવાલ સંસ્થાના માલીકો-મતદારો સમક્ષ રજુ કરવાનો છે કે જેથી મતદારો મહાસભા પક્ષની કામગીરી માટે યોગ્ય અભિપ્રાય બાંધી શકે. જીલ્લા લો બોર્ડની સસ્થાની આવક સામાન્ય રીતે ફેરફાર વગરની રહે છે કારણ કે એની સત્તાના સાધનોમાં વધારો કરવાને અવકાશ નથી. સરકાર તરફથી જે ગ્રાન્ટો મળે છે તેમા વધઘટ થાય તેટલો જ ફેરફાર તેની આવકમા થાય છે. દાખલા તરીકે મહાસભા પક્ષના છેલ્લા ત્રણુ વર્ષના વહિવટ દરમિયાન બે ગ્રાન્ટો આપવી બંધ કરી છે. એક્સાઇઝની ગ્રાન્ટ રૂા. ૯૨૪૩ મળતી હતી તે સને ૧૯૩૮-૧૯૩૯ના વર્ષથી બંધ કરી છે. અને એસ્ટાબ્લીશમેંટ ગ્રાન્ટ રૂા ૫૦૦૦ દર વર્ષે મળતી હતી તે બંધ કરી છે થોડા વર્ષ પહેલાં રસ્તાઓ બનાવવા અને દૂરસ્ત કરવા માટે આ બોર્ડને સરકાર તરફથી લગભગ એક લાખ રૂપિયાની રકમ મળતી તે ઘટીને આગલી બોર્ડના વખતથી રૂા બત્રીશ હજારની થઇ ગઇ છે. સરકાર તરફથી આ પ્રમાણે ગ્રાન્ટો રદ કરવાથી તથા ઓછી કરવાથી જીલ્લા લો બોર્ડની સસ્થાની આવકમા મોટો ઘગડો થયો છે અને આ હેવાલના ત્રણુ વર્ષ દરમિયાન તેની આર્થિક સ્થિતિ ઘણી તંગ રહી છે.

જી. લો બોર્ડના વહિવટ સબંધી એક ખાસ બાબત ધ્યાનમા લેવા જેવી એ છે કે એને જે ફરજો સોંપવામા આવી છે તેના પ્રમાણુમાં આવકના સાધનો આપવામા આવ્યા નથી અને તેથી મહાસભા પક્ષ અગર જે કોઇ પણ પક્ષ આ સંસ્થાનો વહીવટ કરતો હોય તે સસ્થાની ફરજો બરાબર બજાવી શકનો નથી આ ફરજો બરાબર અદા કરવાનું અશક્ય હોવાથી આવુ કોઇ વચન મતદારોને આપવામા આવ્યુ ન હતુ અને કોઇ પક્ષ આવું વચન મતદારોને આપી શકે પણુ નહિ મહાસભા પક્ષે બોર્ડની આવકનો સદુપયોગ કર્યો છે કે કેમ અને સંસ્થાનો વહિવટ યોગ્ય કરકસરથી તથા કાર્ય સાધનાથી કર્યો છે કે નહિ તેની તુલના

# અનુક્રમ


| વિષય | | પૃષ્ઠ |
|---|---|---|
| ૧ સુરત જિલ્લા લો. બોર્ડના વહિવટનો હેવાલ અને ગદ્યસભા પક્ષનો ભવિષ્યનો કાર્યક્રમ | | ૨૨ |
| ૨ એક દીપક | શ્રીમતી જ્યોત્સ્ના શુક્લ | ૨૪ |
| ૩ આપણી પ્રાથમિક કેળવણીનો બગાડ—૨ | શ્રી. દીલખુશ બ. દિવાનજી | ૨૪ |
| ૪ તારની ગોળીઓ | | ૨૪ |
| ૫ 'ડ્યુટી પે' અંગે ગુજરાતની સ્કૂલ બોર્ડોનું નિવેદન. | | ૨૪ |
| ૬ સ્કુલબોર્ડોની સત્તા ઉપર તરાપ | | ૨૫ |
| ૭ સામાજીક જવાબદારી | | ૨૫ |
| ૮ જિલ્લા સ્કુલબોર્ડની કાર્યવાહી | | ૨૫ |




## ગ્રાહકોને

જેમના લવાજમના પૈસા બાકી હોય તેમને તે તાકીદે મોકલી આપવા વિનતિ છે.


**તંત્રી મંડળ**

શ્રી. દુર્લભજી પરાગજી દેસાઈ
શ્રી. કલ્યાણજી વિઠ્ઠલભાઈ મહેતા
શ્રી. જ્યોત્સ્ના બ્હેન શુક્લ
શ્રી. મકનજી પુરુષોત્તમ પટેલ
શ્રી. લલ્લુભાઈ હરિભાઈ પટેલ

• વ્યવસ્થાપક •
શ્રી. ઠાકોરભાઈ મણિભાઈ દેસાઈ
ચિફ ઓફિસર
સુરત જિલ્લા લો. બોર્ડ

• મુદ્રક •
કાલિદાસ કૃપાશંકર શેલત
'પ્રતાપ' પ્રી. પ્રેસ
કણપીઠ, સુરત

આ માસિક દર મહિનાની ૧૫ મી તારીખે પ્રગટ થાય છે.
વાર્ષિક લવાજમ રૂા. ૧–૦–૦

છે. જે યોગ્યતાવાળા એન્જીનીઅરને સરકારી ખાતામાં એવી જ જવાબદારીવાળા કામને માટે સરકાર રૂા ૪૦૦ માસિક પગાર આપતી હોય તો બોર્ડને આવો ઓફીસર રૂા. ૨૦૦માં મળી શકે નહિ અને કદાચ મળે તો તેની યોગ્યતામાં કંઈ ઉણપ હોય તોજ મળી શકે. આવા સંજોગોને લઇને બોર્ડના નોકરોના પગારના ધોરણમાં ઘણો મોટો ફેરફાર કરવાનું હાલના સંજોગોમાં શક્ય નથી. પણ જે કરકસર થઇ શકે તે કરકસરવાળું ધોરણ ઉપર જણાવ્યું છે. અને એનાથી બોર્ડને જ્યારે નવું ધોરણ પુરેપુરૂં અમલમાં આવે ત્યારે લગભગ વાર્ષિક રૂા. ૪૦૦૦નો ફાયદો થશે.

### કાર્યસાધકતા વધારવા માટે લેવામાં આવેલાં પગલાં

અ—જે નોકરો સંતોષકારક રીતે કામ કરી શકે એવા ન હોય તેની ફેરફારી અગર બરતરફી.

બ—વહિવટી તંત્રની નુતન યોજના.

### અ—બીન કાબેલ નોકરો

બોર્ડના ઇન્જીનીઅરીંગ સ્ટાફમાં બે ઓવરસીઅરો પોતાનું કામ બરાબર કરી શકે નહિ એવા માલુમ પડવાથી તેમને જેમ બને તેમ જલદી નિવૃત્ત કરવામાં આવ્યા છે. અને એક એવા જ મિસ્ત્રીને નોકરીમાંથી રજા આપવામાં આવી છે. આ ત્રણે જગ્યા ઉપર સારી યોગ્યતાવાળા ઓવરશીઅરોને નીમવામાં આવ્યા છે.

### બ—વહિવટી તંત્રની નુતન યોજના

બોર્ડનો વિસ્તાર એટલો બધો મોટો છે કે એક મધ્યસ્થ ઓફીસમાંથી આખા જીલ્લાના કામોનો વહિવટ બરાબર થઈ શકે નહિ. તાલુકા લોકલ બોર્ડો બંધ થતાં પહેલાં જીલ્લા લોકલ બોર્ડ પોતાના કામો તાલુકા લોકલ બોર્ડો મારફતે કરાવતી હતી. પણ લો. બોર્ડો કમી થતાં તાલુકાના ઓવરશીઅર ઉપર સીધી દેખરેખ રાખવા માટે કંઈ પણ તંત્ર રહ્યું નહિ અને બોર્ડને પોતાના કામને માટે ઓવરશીઅરો ઉપરજ આધાર રાખવો પડતો, આને લીધે બોર્ડના કામોમાં અનેક પ્રકારની ત્રુટીઓ જોવામાં આવતી હતી. આવી અસતોષકારક પરિસ્થિતિમાં સુધારો કરવા માટે બોર્ડે દરેક તાલુકા માટે એક કમિટિ અને ચેરમેન નીમવાનો ઠરાવ કર્યો છે. જેને તે તાલુકાના જીલ્લા બોર્ડના બધા સભ્યોની આ કમીટી હોય છે અને તે પૈકી એક સભ્યને ચેરમેન નીમવામાં આવે છે. જીલ્લા બોર્ડના તાલુકાના બધા નોકરો ઉપર સીધી દેખરેખ આ ચેરમેનની હોય છે. તાલુકા લો. બોર્ડો કમી થવાથી અને તેના કારકુનો ડી. લો. બો. ઓફીસમાં આવવાથી ઓવરશીયરો ઉપર કામનો અસાધારણ બોજો પડયો હતો. એ ઓછો કરવા તથા કમિટીઓ પોતાનો બધો પત્ર વ્યવહાર વીગેરે કામ બરાબર કરી શકે તે માટે ડી લો. બો. ઓફીસના ચાર કારકુનો આપવામાં આવ્યા છે અને પાસે પાસેના બે તાલુકાનું કામ એક કારકુનને સોંપી આઠે તાલુકાના કામની ગોઠવણ કરી છે એટલે જીલ્લા લો. બોર્ડનું વહીવટી તંત્રી આઠ તાલુકાના આઠ ચેરમેનોની મદદથી જી લો. બો.ના પ્રમુખ ચલાવે છે. પહેલાં ઓવરશીયરોના કામ ઉપર સીધી દેખરેખ નહતી તે દેખરેખ રાખવાની વ્યવસ્થા કરવામાં આવી છે. અને તાલુકાના જુદી જુદી જાતના કામોના સંબંધમાં જી. લો. બો.ના પ્રમુખ ચેરમેનોની સલાહ લઈ યોગ્ય હુકમો આપે છે આ તાલુકા કમિટીઓની

કરવાનું કામ મતદારોનું છે. આ તુલના યોગ્ય રીતે થઇ શકે તે માટે નીચેની હકીકત આપવામાં આવે છે:

(૧) કરકસર માટે લેવાયલાં પગલાં.
(૨) કાર્યસાધકતા વધારવા માટે લેવામાં આવેલાં પગલાં.
(૩) બજેટ કરવાની નવી પદ્ધતિ.

## કરકસર માટે લેવાયલાં પગલાં

મહાસભા પક્ષે ચુંટણી થતાં પહેલાં મતદારો આગળ પોતાના કાર્યક્રમનું નિવેદન પ્રગટ કર્યું હતું. એ નિવેદનમાં યોગ્ય કરકસરવાળો વહિવટ ચલાવવાની ખાત્રી આપવામાં હતી. આ હેતુ ગુજરાતની બધી બોર્ડો માટે બર લાવવા આ આખો પ્રશ્ન મધ્યસ્થ સમિતિને સોંપવામાં આવ્યો હતો અને ગુજરાતની જીલ્લા બોર્ડોના પ્રમુખો અને મધ્યસ્થ સમિતિના સભ્યોની એકથી વધૂ સભાઓ આ પ્રશ્નનો ઉકેલ કરવા માટે સુરત તથા અમદાવાદમાં મળી હતી. લાંબી ચર્ચાઓ અને વિચારણા પછી ગુજરાતની જીલ્લા બોર્ડોના નોકરો માટે પગારનું નવેસરનું ધોરણ ઠરાવવામાં આવ્યું હતુ અને આ ઠરાવને અનુસરીને નીચે પ્રમાણેના નવા પગારના દરો ઠરાવ્યા છે.

જીલ્લા લોકલ બોર્ડની તા. ૨૮–૮–૩૯ ના રોજ મળેલી મીટીંગના ઠરાવ નં. ૩૨થી જીલ્લા લોકલ બોર્ડના નોકરના પગારમાં નીચે મુજબ સુધારો કરવામાં આવ્યો છે.

| જગ્યાનું નામ. | જુના સ્કેઈલ. | નવા સ્કેઈલ. |
|---|---|---|
| ૧. ચીફ ઓફિસર | ૧૭૦–૧૦–૩૦૦ | ૧૦૮– ૫–૧૫૦ |
| ૨. એકાઉન્ટન્ટ | ૧૦૫– ૫–૧૫૦ | ૧૦૦– ૫–૧૫૦ |
| ૩. એન્જીનીઅર | ૨૦૦–૧૦–૩૫૦ | ૭૫– ૫–૧૦૦ |
| ૪. હેડ ક્લાર્ક | ૭૫– ૫–૧૦૦ | ૭૫– ૫–૧૦૦ |
| ૫. સીનીયર એકાઉન્ટ ક્લાર્ક | ૭૫– ૫–૧૦૦ | ૩૦–૨½– ૭૫ (૫ અને ૬ માટે) |
| ૬. ક્લાર્ક | ૩૫–૨½– ૭૫ | |
| ૭. ઓવરસીયર | ૧૧૦– ૫–૧૦૦ | ૪૦–૨½– ૬૦ / ૬૫–૨½–૧૦૦ (૭ અને ૮ માટે) |
| ૮. સબ–ઓવરસીયર | ૩૦–૨½– ૯૦ | |

જુના સ્કેલ પ્રમાણે નીમાયલા નોકરોને નવા સ્કેલ દાખલ કરતી વેળા મળતો પગાર ચાલુ રાખવામાં આવ્યો છે.

આ નવા ધોરણ પ્રમાણેનો જ્યારે પુરેપુરો અમલ થશે ત્યારે બોર્ડને એકંદરે વાર્ષિક રૂા. ૩૭૮૦ ની બચત થશે.

સરકારી અને અર્ધ સરકારી સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાના નોકરોના પગારનો પ્રશ્ન અનેક રીતે ગુંચવાયલો છે. આપણા આખા દેશમાં આવા નોકરોના પગારનો દર સામાન્ય રીતે ઘણો ઉંચો છે. ખાસ કરીને મોટા અમલદારોનો. અને આ ઉંચા ધોરણનું મુખ્ય કારણ વિદેશી રાજ્ય પદ્ધતિ છે. રાજદ્વારી નોકરોના પગારના ધોરણો ઘણાં ઉંચા હોવાથી સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાના નોકરોના પગારનું ધોરણ નકી કરવામાં સરકારી નોકરોના ધોરણને વધતા ઓછા પ્રમાણમાં અનુસરવું પડે છે. દાખલા તરીકે બોર્ડને એક કાબેલ ઇન્જીનીયરની જરૂર

તાલુકાના ભોગે લાગવગથી પૈસા લઇ શકતો નથી એટલુંજ નહિ પણ જી. લો. બો. નું બજેટનું કામ પણ ઘણુંજ સહેલું થઇ ગયું છે.

બજેટ કરવાની આ નવી પદ્ધતિને લીધે પૈસાની વહેંચણી કરવામાં પક્ષપાતને માટે સ્થાન રહેતું જ નથી. જે લોકો સ્થાનિક સ્વરાજ્ય વાચતા હશે તેમને બોર્ડની આર્થિક સ્થિતિ કેવી તંગ છે તેની ખબર હશે. જે લોકો એ માસિક નહિ વાચતા હોય તેમને આ સ્થિતિનો ખ્યાલ એટલા ઉપરથી આવશે કે બોર્ડને સ્વાધીન હાલ જે જુદા જુદા પ્રકારના રસ્તાઓ છે તેની વાસ્તવિક મરામત કરવા માટે લગભગ રૂ. ૨૫૦,૦૦૦ જોઇએ તેને બદલે બોર્ડ એ કામને માટે ફક્ત રૂ. ૭૦,૦૦૦ ફાજલ પાડી શકે છે. એટલે કે બોર્ડને જ્યાં એક રૂપિયો ખર્ચવો જોઇએ ત્યાં તે ચાર આનાજ ખર્ચી શકે છે. આને લીધે જ બોર્ડના રસ્તાઓની સ્થિતિ ઘણીજ અસંતોષકારક છે. આ નવી બજેટ પદ્ધતિને લીધે તેમજ હાલની બોર્ડની તંગ આર્થિક સ્થિતિને લીધે પક્ષપાત વાટે અગર લાગવગથી પૈસા લઇ જવાનું સ્થાન રહ્યું જ નથી. છેલ્લા ત્રણ વર્ષ દરમિયાન લાગવગથી પૈસા મેળવી જવાનો દાખલો બન્યો નથી.

આ પક્ષને પહેલેથી ખબર હતી કે હાલની રાજ્યવ્યવસ્થામાં જી. લો. બો. આ સંસ્થા મારફતે ગામડાઓની નહિ જેવી જ સેવા કરી શકે એમ છે. કારણ કે જી. લો. બોર્ડને પોતાની ફરજો બરાબર બજાવવા માટે ઉપજના પૂરતા સાધનો આપવામાં આવ્યાં નથી. આવા ઓછા સાધનોને લીધે બોર્ડ ઘણું મર્યાદિત કામ કરે છે. જીલ્લાના માણસના અને ઢોરના દવાખાનાઓ ચલાવવાનું, શીતળા ખાતું ચલાવવાનું અને રસ્તાઓ દુરસ્ત કરાવવાનું જ કામ કરે છે. આ ઉપરથી સમજાશે કે ગામડાઓને રહેવા લાયક બનાવવાનો અને તેનો વિકાસ કરવા માટે સીધો અવકાશ જ નથી. આ પક્ષને પોતાની સત્તા અને સાધનોની મર્યાદાની પુરેપુરી માહિતી હતી છતા આ સંસ્થાઓમાં પ્રવેશ કરવાનો મુખ્ય હેતુ આ સંસ્થાનો પ્રત્યાઘાતી તત્વો તરફથી દેશહિત વિરૂદ્ધ કંઇ ઉપયોગ નહિ થાય તે જોવાનો હતો અને બની શકે એટલી ગામડાની સેવા કરવાનો હતો. આ બોર્ડની ચોક્કસ માન્યતા છે કે ગામડાઓની પુનર્ઘટના અને વિકાસ કરવા માટે પ્રજાને જાગ્રત કરવાની અને સ્વાશ્રયી બનાવવાની જરૂર છે. ગામોના ઘણા મતદારોને જી. લો. બોર્ડની સંસ્થા સંબંધી નહિ જેવો જ ખ્યાલ હોય છે. તેમને આ સંસ્થામાં રસ લેતા કરવાની ફરજ પણ જી. લો. બોર્ડની છે. આ બધી ફરજો અદા કરવા માટે શરૂથી જી. લો. બોર્ડે બે રચનાત્મક યોજનાઓ હાથ ઉપર લીધી. પહેલી યોજનનું નામ ગામ સુધારણા સપ્તાહ રાખવામાં આવ્યું હતું અને બીજી યોજના તે પોતાનું 'સ્થાનિક સ્વરાજ્ય' નામનું માસિક ચલાવવાની યોજના. પહેલી યોજનાનો હેતુ એ છે કે લોકો જાત મહેનત અને સ્વાશ્રયથી ગામોને રહેવા લાયક કાદવમુક્ત અને સ્વચ્છ બનાવે અને બીજી સ્થાનિક સ્વરાજના માસિકની એ યોજના હતી કે વાચી શકે એવો વર્ગ પ્રજાતંત્રના મુળ તત્વો, શહેરીપણાની ફરજો અને મતાધિકાર પજાવડે રહેલી જવાબદારીનો અને લો. બો. અને સ્કુલ બો.ની સંસ્થાઓની કામગીરીની પૂરતી માહિતી મેળવે. આ બે યોજના પૈકી ગામ સુધારણા યોજના સંબંધી કંઇક વીગતે ખ્યાલ આપવો જરૂરી છે. કારણ કે જી. લો. બો. આ યોજનાને પોતાની મુખ્ય કૃતિ માને છે. આ યોજના અમલમાં મુકવા માટે જીલ્લામાં ૨૦૦ થી ૨૫૦ ગામોએ પ્રચાર સભાઓ રાખવામાં આવી હતી. આ સભાઓમાં સારી સંખ્યામાં લોકો હાજર રહેતા હતા. નીચેના વિષયો ઉપર પ્રચાર કરવામાં આવતો હતો:—

સ્વતંત્ર ઓફીસો છે અને તાલુકામાંના જી. લો. બો.ના બધા નોકરોના કામ ઉપર ચેરમેનોની સીધી દેખરેખ રહે છે. ઉપરાંત તાલુકાના બધાં ગામો જી. લો. બો. ના સભ્યોમાં વહેંચવામાં આવ્યાં છે અને જેના તે સભ્યના ગામોમાં થતાં કામો ઉપર દેખરેખ રાખવાની જવાબદારી પણ તે સભ્યની છે. આ કમિટીઓની બીજી અગત્યની ફરજ જેને તે તાલુકાને મળતી રકમનું પોતાના તાલુકાના કામોનું બજેટ તૈયાર કરવાનું છે. આ રીતે પોતપોતાના તાલુકાના કામો માટે તે તાલુકાના બોર્ડના સભ્યો રસ લેતા થાય છે. આ તૈયાર કરેલું બજેટ ફેરફાર વગર સામાન્ય રીતે જી. લો. બો મંજુર કરે છે. આ કમિટીઓ અને ચેરમેનોની વ્યવસ્થા અનુભવથી ઘણી ઉપયોગી માલૂમ પડી છે અને તે ભવિષ્યમાં ચાલુ રહેશે. આ વ્યવસ્થાને લીધે જી. લો. બો.ના પ્રમુખને આઠ વિશ્વાસવાળા સહકાર્યકરોની સલાહનો વારંવાર લાભ મળે છે અને તેથી તેનું કાર્ય સહેલું થયું છે.

### બજેટ કરવાની નવી પદ્ધતિ

ડી. લો. બો.ના વહિવટ સંબંધી ઘણા લોકો એવું માને છે કે જે [redacted]કોને લાગવગ પહોંચે તેમનું કામ થાય છે જ્યારે લાગવગ વગરના લોકોનાં કામો થતાં નથી. આવી માન્યતા એટલા માટે ચાલે છે કે ભુતકાળમાં કોઇ કોઇ પ્રસંગોએ લાગવગથી બોર્ડમાંથી કામો મંજુર કરાવી શકાતાં હતાં. બજેટ કરવાની આ બોર્ડે તદ્દન નવી પદ્ધતિ દાખલ કરી છે. અને આ પદ્ધતિને લીધે કોઇ પણ તાલુકો વધુ લાભ લઇ શકે એવી સ્થિતિ રહેતી નથી. બજેટ કરવાની આ નવી પદ્ધતિ પ્રમાણે જી. લો. બો. દર વર્ષે જે પૈસા ખર્ચે છે તેના બે મુખ્ય ભાગ કરવામાં આવ્યા હોય છે. એક ભાગમાં બોર્ડના કાયમી ખર્ચની બાબતો સમાવવામાં આવી હોય છે. દાખલા તરીકે બોર્ડનો વહીવટી ખર્ચ, દવાખાનાનો ખર્ચ હોય છે અને તેમાં દર વર્ષે નહિ જેવોજ ફેરફાર થાય છે. જી. લો. બો.ના લગભગ એક લાખ સીત્તેર હજાર રૂપિયાના બજેટમાંથી, નોકરોના પગારનો, અને ઢોરના તથા માણસોના દવાખાનાનો ખર્ચ લગભગ એક લાખ રૂપિઆ થાય છે. એ રકમ દર વર્ષે ફરજીઆત ખર્ચવાની હોય છે. એ રકમ બાદ જતાં બાકી રકમ રહે તે દરેક તાલુકાને તેના લો ફંડ સેસના વરાડે વહેંચી આપવામાં આવે છે. અને તેમાં પાછળથી વધઘટ થઇ શકતી નથી. કોઇ પણ તાલુકાને આ પ્રમાણે મળેલી રકમમાંથી તે તાલુકાના કામો માટે બજેટ કરવાનું હોય છે. આ બજેટ મુખ્યત્વે રસ્તાઓ દુરસ્ત કરવા માટેનુંજ હોય છે. આ બજેટનો ખરડો તાલુકા કમિટિની દોરવણી માટે જી. લો. બો. ઓફીસમાંથી તૈયાર કરી તાલુકા કમીટીના ચેરમેનોને મોકલવામાં આવે છે. આ ખરડામાં કોઇ પણ ફેરફાર કરવાનો અધિકાર તાલુકા કમીટીને હોય છે. આવા આઠ તાલુકા કમીટીઓના જે બજેટો આવે છે તે એકત્ર કરી જી. લો. બો.નું આખું બજેટ તૈયાર કરવામાં આવે છે. આ બજેટ જી. લો. બો.ની બજેટની સભામાં મંજુરી માટે મુકવામાં આવે છે. કાયમી ખર્ચની રકમમાં બોર્ડને યોગ્ય લાગે તે સુધારો કરી, તાલુકા કમીટીઓ તરફથી તૈયાર થઇ આવેલાં બજેટો ફેરફાર વગર જી. લો. બો મંજુર કરે છે. તાલુકા કમીટીઓના બજેટોમાં ફેરફાર કવચિતજ થાય છે કારણ કે જેને તે તાલુકાના બોર્ડના બધા સભ્યો મળીને બજેટ તૈયાર કરવામાં આવે છે. જો તાલુકા કમીટીમાં મતભેદ હોય તોજ જી. લો. બો. દરમીયાનગીરી કરે છે નહિ તો કરતી નથી. આ નવી પદ્ધતિમાં કોઇ એક તાલુકો બીજા

પોતાના ત્રણ વર્ષની મુદતમાં ચાલુ સામાન્ય કામગીરીમાં પૂરતુ ધ્યાન આપી બનતી કરકસરથી સુવહીવટ ચલાવવા પ્રયત્ન કર્યો છે. બોર્ડની ચાલુ સામાન્ય કામગીરી પૈકી મુખ્ય નીચેની હતી:—

### વૈદકીય મદદ

જીલ્લામાં જનસમાજને બનતી વૈદકીય મદદ પુરી પાડે એ હેતુથી પહેલેથી બાર લોકલ બોર્ડ દવાખાના ચલાવવામાં આવે છે. એ સ્પષ્ટ છે કે આ બાર દવાખાનાનો લાભ જીલ્લાના ખુણામાંના દરેક ગામોને મળી શકે નહિં અને તેથી કોંગ્રેસ પ્રધાન મંડળ હતું ત્યારે એક મદદી (*Subsidised*) દવાખાનાઓની યોજના કરવામાં આવી હતી જેનો તંગ નાણાં સ્થિતિ પર વધારાના ખર્ચનો બોજો પડવા છતાં પૂરતો લાભ લેવાને બોર્ડે પ્રયત્ન કર્યો છે અને એ યોજના મુજબ સને ૧૯૩૯-૪૦ અને ૧૯૪૦-૪૧ના વર્ષોના મળી હાલ નીચે પ્રમાણે નવા દવાખાનાઓ ચાલુ છે:--

| | ગામનું નામ | તાલુકો |
|---|---|---|
| | **આયુર્વેદિક** | |
| (૧) | બમરોલી | ચોર્યાશી |
| (૨) | પીંજરત | ઓલપાડ |
| (૩) | સરભોણ | બારડોલી |
| (૪) | નાગધરા | જલાલપોર |
| (૫) | રોહીણા | પરડી |
| (૬) | બોરીફળીયા | જલાલપોર |
| (૭) | દેગામ કરાયા | પારડી |
| | **યુનાની** | |
| (૮) | અંસા | તા. ચીખલી |
| (૯) | કપલેથા | ,, ચોર્યાશી |
| (૧૦) | અટગામ | ,, વલસાડ |
| | **એલોપથીક** | |
| (૧૧) | ગોડસંબા | તા. માંડવી |
| (૧૨) | સઠવાવ | ,, માંડવી |
| (૧૩) | કોનવેલ | ,, વલસાડ |

ઉપરના દવાખાનાના વૈદ, હકીમ અગર ડોકટરને પોતાના દવાખાનાના સ્થળ ઉપરાંત બીજા ત્રણથી ચાર આસપાસના ગામો નિયમિત અઠવાડીયે વીઝીટ કરવાના હોય છે. એટલે બને તેટલો વધુ વૈદકીય લાભ જનતાને મળે છે.

એ ઉપરાંત છેલ્લા બે વર્ષથી બોર્ડ તરફથી તાવની ગોળીઓ અનુભવી વૈદ પાસે તૈયાર કરવી જીલ્લામાં વહેંચવામાં આવે છે. પ્હેલા વર્ષનો જથ્થો પાંચ મણ જેટલો હતો તે બીજે વર્ષે વધુ માગણીને લઈ ૨૫ મણ જેટલો રાખવામાં આવ્યો હતો અને ગોળી ફાયદાકારક હોવાનું જણાવાથી એ જથ્થામાં પણ ચાલુ વર્ષે વધારો કરવા નિશ્ચય કર્યો છે. ગોળીઓ બોર્ડની તાલુકા કમીટીઓના ચેરમેન સાહેબો મારફત જે તે ગામોની શાળાના શીક્ષકોની મદદ લઇ મફત આપવામાં આવે છે.

(૧) ગામ સુધારણા સપ્તાહની યોજના.
(૨) ગામ સુધારણા માટે લોકોએ પરાવલંબી મટી સ્વાશ્રયી શા માટે થવું જોઇએ;
(૩) જી. લો. બોર્ડ સબંધી આર્થિક અને બીજી માહિતી. લોકો જીલ્લા લો. બોર્ડના કામમાં રસ લેતા થાય તે માટે.
(૪) પ્રજાશાસન પદ્ધતિ અને તેના મુખ્ય સિદ્ધાંતો. પ્રજાશાસનમાં સિદ્ધાંતવાળા પક્ષનું સ્થાન.
(૫) મતની પ્રવિત્રતા અને મતદારોની મત પ્રત્યેની જવાબદારી.

આ પ્રચાર દરમીઆન જીલ્લામાં ભારે ઉત્સાહ જોવામાં આવતો હતો. આ આખો કાર્યક્રમ કેટલો ફતેહમંદ થયો હતો તે એટલા ઉપરથી સમજાશે કે જીલ્લાનાં લગભગ ત્રણસો ગામોએ આ યોજનાને અપનાવી હતી અને પહેલા વર્ષમાં જાત મહેનત અને સ્વાશ્રયથી ગામ સુધારણાના લગભગ એક લાખ અને ત્રીસ હજારની કિંમતના કામો લોકોએ કર્યા હતા. આ યોજનાને ધારાસભાના પ્રધાનમંડળે પણ અપનાવી હતી અને દરેક સરકારી અમલદાર અને નોકર એ યોજનાને સફળ યોગ્ય મદદ અને સલાહ આપે એવા હુકમો કાઢયા હતા. આ યોજનાની સફળતા માટે સરદાર વલ્લભભાઇએ પણ ગામડે આવી પોતાની સહાનુભૂતિ બતાવી હતી. તે ઉપરાંત મુંબઇ સરકારના ચાર પ્રધાનો અને કાઉન્સીલના પ્રમુખ સાહેબે યોજના અંગે થયેલાં કામો માટે જીલ્લાનો પ્રવાસ કર્યો હતો. આંતર રાષ્ટ્રીય અને દેશની અસાધારણ અંતરિક પરિસ્થિતિને લીધે આ યોજનાનું કામ બીજા અને ત્રીજા ચાલુ વર્ષમાં થઇ શક્યું નહિ એ મોટી કમનસીબની વાત છે. પરિસ્થિતિ સુધરતાં એ યોજના ફરીથી ચાલુ કરવામાં આવશે. જીલ્લામાં ગામ પંચાયતના નવા કાયદા પ્રમાણે લગભગ ૬૦ પંચાયતો થઈ છે અને આ પંચાયતો આ યોજનાને સારી રીતે અપનાવશે એમ આપણે આશા રાખીએ દેશની રાજકીય પરિસ્થિતિ સુધરે તો જી. લો. બો. તરફથી આ યોજના ફરીથી ચાલુ કરવામાં આવશે. આ યોજનાને લગતો હેવાલ તેના કાર્યક્રમ સાથે સ્થાનિક સ્વરાજ્યના માસિકમાં આગળ આપવામાં આવ્યો છે. એટલે એ બધી બાબતો ફરીથી અત્રે બતાવવાની જરૂર નથી.

ગામ સુધારણા સપ્તાહ ઉપરાંત જી. લો. બોર્ડ તરફથી એક બીજી નવી પ્રવૃત્તિ હાથ ધરવામાં આવી હતી અને તે જી. લો. બો. અને જી. સ્કુલ બો. તરફથી એક માસિક-પ્રગટ કરવાની હતી. આ પક્ષના વહિવટના બીજા વર્ષથી જ આ માસિક ચાલુ કરવામાં આવ્યું છે અને આ જીલ્લામાં તેમજ અન્ય સ્થળે તેનો ઠીક ઠીક આવકાર થયો છે. નાગરિકપણાંના હકો અને જવાબદારી સમજવા માટે આ માસિક આપણા જરૂરું ઘણું ઉપયોગી વાંચન પૂરું પાડે છે. આખા ઈલાકામાં આવું માસિક સુરત જિ લો. બો. તરફથી પ્રગટ કરવામાં આવે છે. આપણાં ગામડાંના જીવનમાં ગામ પંચાયતોનું સ્થાન ઘણું અગત્યનું હોવાથી ગયા ડીસેમ્બર તથા જાન્યુઆરીના બે ભેગા અંકો ખાસ ગામ પંચાયત અંક તરીકે પ્રગટ કરવામાં આવ્યો હતો. આ માસિકની ઉપયોગિતા માટે બે મત હોઇ શકે નહિ અને એના મુલ્યાંક માટે હમારે કંઇ અભિપ્રાય આપવો વાસ્તવિક ગણાય નહિ, એ અભિપ્રાય બાંધવાનો અધિકાર પ્રજાનો છે.

ઉપર જણાવ્યુ છે તેમ "ગ્રામ સુધારણા સપ્તાહ"ની યોજના અને 'સુરત જીલ્લા સ્થાનીક સ્વરાજ' માસિકનું પ્રકાશન એ આ બોર્ડની ખાસ નવીન કૃતી છે. એ સાથે બોર્ડ

## સને ૧૯૪૦-૪૧મા જીલ્લા લોકલ બોર્ડ, સુરતે મંજુર કરેલાં નવાં ખાસ મરામતનાં કામો.

| અનુક્રમ નંબર | કામનું નામ | એસ્ટીમેઇટની રકમ | મંજુર થયેલી રકમ |
|---|---|---|---|
| | **તાલુકા ચોર્યાશી** | | |
| ૧ | પારેખ ધર્મશાળાની ખાસ મરામત | ૩૭૯ | ૨૫૦ |
| ૨ | ઇચ્છાપોર ગામે સુપડીને ખાસ રીપેર | ૨૩૭ | ૨૦૦ |
| ૩ | ઉધના, ખરવાસા રસ્તાના મા. નં. ૪માં બોકસ કલવર્ટ બાંધવા. | ૧૧૦૦ | ૧૧૦૦ |
| ૪ | સુરત કતારગામ રસ્તા ઉપર બોકસ કલવર્ટ બાંધવા | ૪૬૫ | ૪૨૩ |
| ૫ | સુરત સ્ટેશનથી વરાછા રોડની ખાસ રીપેર | ૧૩૧૦ | ૧૦૦૦ |
| ૬ | હોપ બ્રીજથી ઇચ્છાપોર રોડની ,, | ૯૧૦ | ૭૭૫ |
| ૭ | એકલેરા ગામે પગદંડી પૂલ બાંધવા | ૫૨૬ | ૪૫૦ |
| ૮ | ડીંડોલી ખરવાસા રોડના જંકશન આગળ સ્ટોન પીચીંગ બાંધવા | ૯૦ | ૯૦ |
| ૯ | પાંડેસરા પગદંડી પૂલની ખાસ રીપેર | ૧૮૫ | ૧૭૫ |
| ૧૦ | ઉત્રાણ મોટા વરાછા રસ્તાને જોડતો ઉત્રાણ સ્ટેશન રોડ બાંધવા. (જમીન ખરીદવા) | — | ૩૬૪ |
| ૧૧ | ઉધના ખરવાસા રસ્તા માટે લાઇમ કંકરનું રીઝર્વ કલેકશન કરવા | ૨૨૫ | ૨૨૫ |
| ૧૨ | કતારગામ ફુલપાડા રસ્તા ઉપર ગ્રાવલનું રીઝર્વ કલેકશન કરવા | ૨૨૮ | ૨૨૮ |
| ૧૩ | ડી. લો. બો. ઓફીસના વેધર રોડના જમીન ફીરાયાના | ૨૦૦ | ૨૦૦ |
| ૧૪ | ડી. લો બોર્ડ ઓફીસના મકાનમા એડીશન ઓલ્ટરેશન કરવા | ૪૫૦ | ૪૫૦ |
| | **વીલેજ એપ્રોચ રસ્તા** | | |
| ૧૫ | કોસાડ ગામે રીટેઇનીંગ વોલ આગળ પીચીંગ બાંધવા | ૧૧૦૨ | ૧૧૦૨ |
| | | | ૭૮૩૨ |

| અનુક્રમ નંબર | કામનું નામ | એસ્ટીમેઇટની રકમ | મંજુર થયેલી રકમ |
|---|---|---|---|
| | **ઓલપાડ તાલુકો** | | |
| ૧ | મીરજાપોર રસ્તા માટે સેના ખાડી મેટલનું રીઝર્વ કલેકશન કરવા. | ૧૩૦૦ | ૭૦૧ |
| ૨ | મીરજાપોર રસ્તા ઉપર હ્યુમ પાઇપ ડ્રેઇન બાંધવા. | ૪૨૬ | ૪૦૦ |
| ૩ | મીરજાપોર રોડ એપ્રોચ સુધારવા. | ૨૦૦ | ૨૦૦ |
| ૪ | સાયણ ઓલપાડ રોડની ખાસ રીપેર | ૪૮૦૦ | ૩૨૨૦ |
| ૫ | એરથાણ ગામે આર સી. સી. પૂલ બાંધવા. | ૫૫૯૫ | ૫૨૫૦ |
| ૬ | સાયણ ઓલપાડ રસ્તા ઉપર પારડી મેટલનું રીઝર્વ કલેકશન કરવા | ૧૩૧૬ | ૧૧૭૫ |
| ૭ | અલીપોર ગામે કુવા તથા હવાડાની ખાસ રીપેર | ૬૦૦ | ૩૦૦ |

હાલ બોર્ડના ત્રણ દવાખાનામાં પાસ થયેલી દાયણો નીમવામાં આવી છે અને લાયક ઉમેદવાર મળી આવે વધુ ચોથી નીમવામાં આવશે. આ નીમણુંકો એ બાબતની સરકારી યોજના પ્રમાણે કરવામાં આવી છે. અસલ સરકારી યોજના પ્રમાણે પાસ થયેલી નર્સ–મીડવાઈફની જ્યુકની નીમણુંક થઇ શકતી અને તેથી જૂની બોર્ડ વખતથી ચાર જગ્યાઓ પૂરવા નિર્ણય હોવા છતાં એક જ જગ્યા પૂરાઈ શકી હતી. કારણ કે સાધારણ રીતે નર્સ–મીડવાઈફ ગામડાઓમાં કામ કરવા ખુશી જણાતાં નથી. બોર્ડની હસ્તી દરમ્યાન સરકાર સાથે લખાણ ચાલુ રાખી પાસ થયલી મીડવાઈફ (દાયણ) જ્યુનું માટે નીમી શકાય એવો નિયમમાં ફેરફાર કરાવવામાં આવ્યો છે. અને હાલ એ પ્રમાણે ત્રણ દાયણો કામ કરી રહી છે. અનુભવ પરથી સરકારે ઠેરવેલી ફી વધારે જણાય છે. અને લોકો તેથી એમનો પૂરતો લાભ લેતા અચકાતા માલમ પડે છે. એ બાબત પણ બોર્ડ સરકાર સાથે જરૂરી પત્ર વ્યવહાર ચલાવી રહી છે. એ ફીના દરમાં ઘટાડો કરવા આગ્રહ કરવામાં આવ્યો છે કે જેથી આમ જનતા વધુ પ્રમાણમાં દાયણોનો લાભ લઈ શકે.

પશુઓની સારવાર માટે બોર્ડ તરફથી ૭ પશુ દવાખાનાં ચલાવવામાં આવે છે. માંડવી અને પારડી તાલુકામાં દવાખાના નથી અને તેથી એ તાલુકાઓને જોઇતી પશુ સારવાર માટે સગવડ મળી શકતી ન હતી. વળી ચીખલી તાલુકાનું દવાખાનું ચીખલી કસ્બામાં હોઈ તાલુકાના ઉત્તર વિભાગના ગામડાંઓને પણ જરા અગવડ પડતી હતી. જેથી આ બોર્ડે પારડી અને માંડવી તાલુકાઓના પશુઓની સારવાર માટે અનુક્રમે વલસાડ અને બારડોલીના ઢોરના દવાખાનાના ડોકટરની તેમજ ચીખલી ઉત્તર વિભાગ માટે ચીખલીના ડોકટરની ઠેરવેલી જગ્યાએ નિયમિત આંતરડિક વીઝીટ માટે ગોઠવણ કરવામાં આવી છે. એ પ્રમાણે દર અઠવાડીયે વલસાડના ડોકટર પારડી તાલુકાના ગામ પરીયા જાય છે. અને ત્યાં આવેલાં ઢોરની સારવાર માટે ગોઠવણ કરે છે. એ પ્રમાણે ચીખલીના ડોકટર દરેક અઠવાડીયે બે દિવસ રાનકુવા જાય છે. અને જરૂર પ્રમાણે બારડોલીના ડાકટર માંડવી જાય છે.

## રસ્તાનું બાંધકામ, રીપેર વિગેરે

બોર્ડના ચાર્જમાં ૪૭૦ માઇલ લાંબા રસ્તા છે. જે પૈકી ૧૩૬ માઈલ લાંબા મેટલ રોડ છે. અને બાકી ગ્રાવલ, કંકર અને માટીના છે. હવે ઉપર જણાવ્યા પ્રમાણે આટલા લાંબા રસ્તાના રીપેર કામ માટે બોર્ડ ફક્ત રૂા. ૭૦૦૦૦ ફાજલ પાડી શકે છે. જ્યારે એ રસ્તાઓને રીતસર રીપેર કરવા માટે ઓછા રૂા. ૨,૫૦,૦૦૦ જોઇએ. આવા સંજોગોમાં રસ્તાની સ્થિતિ કેવી રાખી શકાય એનો ખ્યાલ કરી લેવાનો છે. જેમ બને તેમ વધુ સરકારી ગ્રાંટ અને રૈયત મદદ મેળવવા પ્રયત્ન કરી રસ્તા રીપેર માટે કાળજી રાખવામાં આવે છે અને એ મુજબ બોર્ડ તરફથી સને ૧૯૩૮–૩૯ના વર્ષમાં રૂા. ૧,૦૨૮૩૪ના અને સને ૧૯૩૯–૪૦ના વર્ષમાં રૂા. ૧,૦૮,૧૬૦ના કામો કરવામાં આવ્યા હતા. થયેલા મુખ્ય કામોની વિગત બોર્ડના સ્થાનિક સ્વરાજ માસિકના મે ૧૯૪૦ના અંકમાં આપવામાં આવી છે. એટલે અહિં જણાવવામાં આવી નથી.

સને ૧૯૪૦–૪૧માં આશરે રૂા. ૧,૨૧,૩૮૦ સુધી ખર્ચ થશે અને નીચે પ્રમાણે મુખ્ય ફાળો કરવામાં આવશે.

| અનુક્રમ નંબર | કામનું નામ | એસ્ટીમેઈટની રકમ | મંજુર થએલી રકમ |
|---|---|---|---|
| | **જલાલપોર તાલુકો** | | |
| ૧ | તીઘ્રા ગામે પગદંડી પુલ બાંધવા | ૧૯૦૦ | ૮૫૦ |
| ૨ | વેડછા સીમાડેથી ખરસાડ જોઈનીંગ અમલસાડ પનારરોડ | ૧૫૦૦ | ૧૪૦૦ |
| ૩ | જલાલપોર સામેજ રોડની ખાસ રીપેર | ૭૬૦ | ૬૦૦ |
| ૪ | મડ્ડા પુલને ખાસ રીપેર | ૧૧૨૬ | ૯૫૩ |
| ૫ | કણભઇ ગામે દેરવાડા રસ્તા ઉપર નાળું બાંધવા | ૬૬૦૦ | ૮૨૫ |
| ૬ | કણભાઇ વીલેજ રોડ સુધારવા | ૧૦૦ | ૧૦૦ |
| ૭ | નવસારી ગ્રીડ લીમીટથી માણેકલાલ રોડથી પારડી આશ્રમ | ૫૨૦ | ૫૦૦ |
| ૮ | સીસોદ્રા ઉગત રેલરવા રોડ ખાસ રીપેર | ૧૨૪૫૦ | ૯૧૬૩ |
| ૮અ | જલાલપોર પૂર્ણેશ્વર રોડ ખાસ રીપેર | ૫૨૦૦ | ૫૧૩૫ |
| | **વીલેજ એપ્રોચ રસ્તા** | | |
| ૯ | ભટલાઈ વાંકરવાડ રસ્તો નવો બાંધવા | ૭૮૦૦ | ૬૦૦૦ |
| | | | ૨૫૫૬૬ |
| | **ચીખલી તાલુકો** | | |
| ૧ | ચીખલી ખેરગામ રસ્તાને ખાસ રીપેર | ૧૧૧૩ | ૧૦૦૦ |
| ૨ | સુરખાઈ ખરેલી રોડને ખાસ રીપેર | ૧૫૯૩ | ૧૫૦૦ |
| ૩ | રાનકુવા સ્ટેશનથી ડુંગરી ખાડી રોડને ખાસ રીપેર | ૪૮૦ | ૪૦૦ |
| ૪ | વાંઝણા ગામે ઝરણીઆ ખાડી ઉપર પગદંડી પુલ બાંધવા | ૮૭૫ | ૭૫૪ |
| ૫ | ચીખલી કુકેરી રસ્તાને ખાસ રીપેર | ૮૦૫ | ૬૮૧ |
| ૬ | સમરોલી ગામે હરીજન રોડ સુધારવા | ૩૫૪ | ૩૦૦ |
| | **વીલેજ એપ્રોચ રસ્તા** | | |
| ૭ | પીપલખેરા જોઈનીંગ ચીખલી મરવાડ રોડ સુધારવા | ૫૦૦૦ | ૪૧૦૦ |
| ૮ | પાડડ ફળીઆને જોડતો સાદકપોર વિલેજ રસ્તો સુધારવા | ૧૨૫૦ | ૧૨૫૦ |
| | | | ૯૯૮૫ |
| | **વલસાડ તાલુકો** | | |
| ૧ | છમ્મુવીગ ગેહ વીલેજ રોડ | ૪૩૩ | ૧૦૦ |
| ૨ | છમ્મુવીગ ધનોરી વીલેજ રોડ | ૫૬૭ | ૯૦ |
| ૩ | સરોણ ગામે ઢોરીઆ લોકો માટે નવો કુવો બાંધવા | ૪૮૦ | ૨૦૦ |

| અનુક્રમ નંબર | કામનું નામ | એસ્ટીમેઇટની રકમ | મંજુર થએલી રકમ |
|---|---|---|---|
| | **વીલેજ એપ્રોચ રસ્તા** | | |
| ૮ | કીમ વડોલી રસ્તાને જોડતો મુળદ રસ્તો સુધારવા | ૧૭૦૦ | ૧૭૦૦ |
| | | | ૧૨૯૪૬ |
| | **બારડોલી તાલુકો** | | |
| ૧ | બારડોલી વાલોડ રસ્તા ઉપર સ્લેબ ડ્રેઇન બાંધવા. | ૬૨૦ | ૬૨૦ |
| ૨ | વડવાણીઆ ગામે ફુટ બ્રીજ બાંધવા | — | ૩૫૦ |
| ૩ | રામપુરા ગામે ફુટ બ્રીજની ખાસ રીપેર | — | ૧૫૦ |
| ૪ | પુણી સીંગોદ વચ્ચેના ફુટ બ્રીજની ખાસ રીપેર | ૨૦૦ | ૨૦૦ |
| ૫ | મલેકપોર પુણી સીંગોદ રસ્તા ઉપર નાળું બાંધવા. | — | ૩૫૦ |
| ૬ | બારડોલી સરભોણ રસ્તા ઉપર હ્યુમ પાઇપ ડ્રેઇન બાંધવા | ૬૫૫ | ૬૫૦ |
| ૭ | બારડોલી સરભોણ રસ્તાની ખાસ રીપેર | ૩૩૭ | ૩૩૪ |
| ૮ | ડમ્પુલીંગ નનશાડ શાહપોર રોડ | ૮૭૦ | ૫૯૧ |
| ૯ | કેદાર નાળાની ખાસ રીપેર | ૨૧૭ | ૨૦૦ |
| ૧૦ | તાજપોર ભગવા રસ્તાના માઇલ નંબર ૨ના નાળાની ખાસ રીપેર | ૨૦૦ | ૨૦૦ |
| ૧૧ | અકોટી કલસાડ સ્લેબ ડ્રેઇન બાંધવા | ૬૦૦ | ૬૦૦ |
| ૧૨ | ઉછરેલ વાઘેચા કડોદ રસ્તા ઉપર સુપડી બાંધવા | ૧૪૦ | ૧૪૦ |
| ૧૩ | સેજવાડ રસ્તા ઉપર એપ્રોચ ડ્રેઇન બાંધવા | ૨૦૦ | ૨૦૦ |
| | **વીલેજ એપ્રોચ રસ્તા** | | |
| ૧૪ | ઉવા સ્યાદલા રસ્તો સુધારવા | ૩૫૦૦ | ૩૦૦૦ |
| | | | ૭૫૮૪ |
| | **માંડવી તાલુકા** | | |
| ૧ | તરસાડા મોટીએર રોડ ખાસ રીપેર | ૪૪૫ | ૪૦૦ |
| ૨ | અરેઠ બોધાણ રસ્તા ઉપર રીટેઇનીંગ વોલ બાંધવા | ૬૨૫ | ૬૨૫ |
| ૩ | ગોડસંબા ગામે રાનીપરજ છોકરીઓ માટે સ્કૂલ બોર્ડિંગ વિગેરે મકાનો બાંધવા. | ૧૨૬૦૬ | ૧૨૦૬૬ |
| | | | ૧૩૦૯૧ |

| અનુક્રમ નંબર | કામનું નામ | એસ્ટીમેટની રકમ | મંજુર થએલી રકમ |
|---|---|---|---|
| | **ઓલપાડ તાલુકો** | | |
| ૨ | સરસ ગામે તળાવમાં ખોદાણ કરવા | ૫૦૦ | ૪૨૮ |
| ૩ | વીહારા ગામે એજન | ૩૦૦ | ૨૮૦ |
| ૪ | સોંસલા મીરા ગામે એજન | ૬૦૦ | ૫૭૫ |
| ૫ | ઓલપાડ ગામે નવો કુવો બાંધવા તથા તળાવમા ખોદાણ કરવા | ૯૧૩૦ | ૯૧૩૦ |
| | | | ૧૦૪૧૩ |
| | **બારડોલી તાલુકો** | | |
| | કરચકા ગામે નવો કુવો બાંધવા | ૬૭૦ | ૫૪૪ |
| | | | ૫૪૪ |
| | **માંડવી તાલુકો** | | |
| | ખરેચ ગામે તળાવમાં ખોદાણ કરવા | ૩૧૫ | ૩૦૦ |
| | અંજરોલી ગામે નવો કુવો બાંધવા | ૫૮૦ | ૫૬૦ |
| | ગોડસંબા બોર્ડીંગમા નવો કુવો બાંધવા | ૧૩૮૭ | ૧૧૭૨ |
| | | | ૨૦૩૨ |
| | **જલાલપોર તાલુકો** | | |
| | કોથમડી ગામે કુવા તથા હવાડાને ખાસ રીપેર | ૧૨૦૨ | ૧૧૫૦ |
| | આટ ગામે કુવા તથા હવાડાને ખાસ રીપેર | ૪૯૫ | ૪૭૫ |
| | એર વેટરનરી ડીસ્પેન્સરીમા નવો ટયુબ વેલ બાંધવા | ૯૦૭ | ૯૦૭ |
| | બુથાડ ગામે ઓતારો બાંધવા | ૧૦૦૭ | ૧૦૦૦ |
| | બુથાડ ગામે હરીજન કુવાને રીપેર | ૨૯૩ | ૨૪૧ |
| | | | ૨૮૭૩ |
| | **ચીખલી તાલુકો** | | |
| | આમધરા ગામે કુવાની ખાસ રીપેર | ૨૦૦ | ૨૦૦ |
| | વાડી ગામે હરીજન કુવાને ફરીથી બાંધવા | ૬૪૫ | ૬૦૦ |
| | | | ૮૦૦ |
| | **પારડી તાલુકો** | | |
| | પારડી ભંગીવાડમા નવો કુવો બાંધવા | ૫૮૪ | ૫૮૧ |
| | | | ૫૮૧ |

| અનુક્રમ નંબર | કામનું નામ | એસ્ટીમેટની રકમ | મંજુર થએલી રકમ |
|---|---|---|---|
| | **પેટ્રોલ ટેક્ષ ફંડના રસ્તા** | | |
| ૪ | ડુંગરી ઉંટડી રસ્તો સુધારવા | ૧૫૭૯૧ | ૧૫૭૯૧ |
| | **વીલેજ એપ્રોચ રસ્તા** | | |
| ૫ | અગર દીપેદ રોડ સુધારવા | ૧૬૩૫ | ૧૬૩૫ |
| | | | ૧૭૮૧૬ |

## પારડી તાલુકો

| | | | |
|---|---|---|---|
| ૧ | ભડકમોરા દેગામ રોડ માઇલ નંબર ૩ નવો બાંધવા | | ૧૪૦૭૮ |
| ૨ | ઉમરસાડી માછીવાડથી પારડી સ્ટેશન સુધીનો રસ્તો નવો બાંધવા | ૫૦૦૦ | ૫૦૦૦ |
| ૩ | ઉદવાડા રોડ ઉપર નવું નાળું બાંધવા | ૪૨૫ | ૪૦૧ |
| | **વીલેજ એપ્રોચ રસ્તા** | | |
| ૪ | છીંરી રાતા રસ્તો સુધારવા. | ૩૨૫૦ | ૩૧૬૮ |
| | | | ૨૨૬૪૭ |

## કુવા બાંધવા, રીપેર વી.

બોર્ડ પોતાના રસ્તાના રીપેર માટે પૈસાની જોઇતી જોગવાઇ કરી શકે નહિ તો પછી ઉપરના કામો માટે કોઇ રકમ કેવી રીતે ખર્ચી શકે? છતાં સરકારી ગ્રાંટની મદદથી આ કામો કરવામાં આવ્યાં છે જે માટે સને ૧૯૩૮-૩૯ માં રૂ. ૧૨૫૨૭-૧૨-૦ અને ૧૯૩૯-૪૦ માં રૂ. ૩૦૮૩૬-૦-૦ ખર્ચાયા છે. આ કામોની વીગત પણ સ્થાનીક સ્વરાજ માસિકના મે ૧૯૪૦ના અંકમાં આપવામાં આવી છે. સને ૧૯૪૦-૪૧ માં રૂ. ૧૭૦૫૦-૦-૦નાં કામો હાથ પર લેવામાં આવ્યાં છે જે નીચે મુજબ છેઃ—

## સને ૧૯૪૦-૪૧ માં જીલ્લા લોકલ બોર્ડ સુરતે વોટર સપ્લાઇનાં મંજુર કરેલાં નવાં તથા ખાસ મરામતનાં કામો.

### કુવા બાંધવા તથા રીપેર કરવા વીગેરે કામો

| અનુક્રમ નંબર | કામનું નામ | એસ્ટીમેટની રકમ | મંજુર થયેલી રકમ |
|---|---|---|---|
| | **ચોર્યાસી તાલુકો** | | |
| ૧ | ભમરોલી ગામે કુવા તથા હવાડાની ખાસ રીપેર | ૭૩૭ | ૬૨૧ |
| | | | ૬૨૧ |

રીતનો વહિવટ ભવિષ્યમાં પણ કરવામાં આવશે. જો આન્તર રાષ્ટ્રીય અને દેશની આન્તરિક પરિસ્થિતિ સુધરશે તો ગામ સુધારણા સપ્તાહની યોજના અને સુરત જીલ્લા સ્થાનિકસ્વરાજ્યનુ માસિક, જે આ પક્ષની ખાસ કૃતિઓ છે તે ચાલુ કરવામાં આવશે. બોર્ડનુ માસિક તો પ્રતિકુળ સંજોગો ઉભા ન થાય તો ચાલુ રહેશેજ. આ યોજનાઓ મારફતે લોકોનું પરાવલંબી માનસ બદલી સ્વાશ્રયી માનસ બનાવવા બનતી કોશિષ કરવામાં આવશે. બોર્ડની એકજ વર્ષની કોશિષથી આજે ઘણાં ગામો સ્વાશ્રયથી પોતાના ગામો સુધારવા કોશિષ કરી રહ્યા છે. ત્રણ વર્ષ પહેલાં જી. લો. બો. ની સ્થિતિ સંબંધી સામાન્ય લોકોમાં જે ગંભીર અજ્ઞાનતા હતી તેમાં ઘણો સુધારો થયો છે છતાં એ દિશામાં કામ ચાલુ રાખવામાં આવશે. આ બોર્ડ માને છે કે પ્રજાશાસનનો પાયો એ મત છે અને જ્યાં સુધી મતદારો મત પ્રત્યેની પોતાની વાસ્તવિક ફરજ અને જવાબદારીના નહિ સમજે ત્યાં સુધી પ્રજાના ખરા હિતનું શાસન ઉભું કરી શકાય નહિ. મતની પવિત્રતા અને મતદારોની ફરજ સમજાવવાનુ જે પ્રમાણે ચાલુ વહિવટ દરમીઆન રાખ્યું હતુ તેજ પ્રમાણે ભવિષ્યમાં પણ ચાલુ રહેશે. માસિકદ્વારા તથા ગામોમાં સભાઓ ભરી આ બાબત યોગ્ય પ્રચાર કરવામાં આવશે.

હવે એક જ બાબત લખવાની રહે છે અને તે એ કે મહાસભા પક્ષ આ સંસ્થાનો વહિવટ કરીને પ્રજાહિતને માટે કંઈ અવનવું કરી નાંખશે એવો દાવો કરવામા આવ્યો ન હતો તેમ હાલ પણ કરવામાં આવતો નથી. આવી સંસ્થાઓની પ્રગતિનો આધાર એ સંસ્થાની નાણાંકિય સ્થિતિ ઉપર રહે છે અને એ સ્થિતિ કોઇ પણ વખત કરતાં આજે વધારે ખરાબ છે કારણકે બોર્ડને જે ફરજો આપવામાં આવી છે તે ફરજો ખરા ૨ અદા કરી શકાય એવાં આર્થિક સાધનો આપવામાં આવ્યા નથી. તેમજ એ સાધનોમાં સુધારો કરવાને કંઈ પણ અવકાશ નથી. ઉલટું સરકાર તરફથી જે મદદ મળતી હતી તેમાં મોટો ઘટાડો કરવામાં આવ્યો છે. રસ્તા દુરસ્તી માટે ભૂતકાળમાં સરકાર તરફથી દર વર્ષે લગભગ એક લાખ રૂપિયાની ગ્રાંટ મળતી હતી તે ઘટીને આજે ત્રીશ હજાર રૂપિયા ગ્રાંટ મળે છે. એટલે જ્યાં સુધી સાધનોની બાબતમાં મોટો ફેરફાર થાય નહિ ત્યાં સુધી બોર્ડ પોતાની ફરજો વાસ્તવિક રીતે અદા કરી શકશે નહિ. દાખલા તરીકે આજે બોર્ડને હસ્તક જે રસ્તાઓ છે. તે ઉપર એની વાસ્તવિક જરૂરિયાતના પચીશ ટકા રકમ બોર્ડ ખર્ચી શકે છે અને તેને લીધે જ બોર્ડના રસ્તાઓની સ્થિતિ ઘણી અસંતોષકારક માલુમ પડે છે. આવા સંજોગોમ સહેજે શંકા ઉત્પન્ન થાય કે આવી દેવાળીયા સંસ્થામા શા માટે જવું જોઇએ. એ શંકાનો ખુલાસો એટલો જ છે કે આ સંસ્થાનો વહિવટ મહાસભા તરફથી ન કરવામાં આવે તો પ્રત્યાઘાતી તત્વો એમાં દાખલ થઈ પ્રજાને પ્રાણવાન બનાવવાને બદલે ડરપોક બનાવે અને અનેક રીતે દેશ હિતને નુકશાન કરે. આ અનિષ્ટ ન થવા પામે તે આ સંસ્થામાં જવાનો એક હેતુ છે પણ જો સંસ્થાના સંચાલકો પુરો વખત આપી જીલ્લાને જાગ્રત કરી, ગામ સુધારણા સપ્તાહ જેવી યોજનાને લોકો પાસે અપનાવાવે તો પણ મારું પરિણામ લાવી શકાય આ દેશનું વાતાવરણ અનુકુળ હશે તો ભવિષ્યમાં આરોગ્યતા અને તંદુરસ્તી માટે બોર્ડ તરફથી વિશેષ પ્રયત્ન કરવામાં આવશે.

(જિ. સ્કૂ. બો. ના વહિવટનો હેવાલ આવતા અંકમાં આપવામાં આવશે.)

## અમારો ભવિષ્યનો કાર્યક્રમ

સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓમાં મહાસભા જેવા રાજકિય પક્ષે શા માટે ભાગ લેવો જોઇએ એ પ્રશ્ન અગત્યનો હોવાથી આ હેવાલમાં એની ચર્ચા અસ્થાને છે. પણ પ્રજા શાસનમાં યોગ્ય વહિવટ માટે પક્ષો સ્થપાય છે અને એ પક્ષો પોતપોતાનો કાર્યક્રમ પ્રજા આગળ રજુ કરે છે. મતદારો કાર્યક્રમની પસંદગી કરી જેના તે પક્ષનાં ઉમેદવારોને મત આપે છે. આખા શાસનમાં મતો વ્યક્તિની યોગ્યતા માટે આપવામાં આવતા નથી પણ પક્ષના કાર્યક્રમની યોગ્યતા ઉપર આપવામાં આવે છે. થોડા માણસો ભેગા થઈ એક પક્ષ સ્થાપે અને કોઈ વિદ્વાન પાસે પોતાનો કાર્યક્રમ ઘડાવી પ્રજા આગળ મુકે તો એવા પક્ષને યા કાગળ ઉપરના કાર્યક્રમને માટે કોઇ ભાગ્યેજ ઉત્તેજન આપશે, એટલુંજ નહિ પણ એને કોઈ પક્ષ તરીકે સ્વીકારે પણ નહિ. આ બાબતમાં સૌથી અગત્યની વાત તો એ છે કે પ્રજાનો આદર પામે એવા પક્ષે ભુતકાળમાં પ્રજાની અનન્ય સેવા કરેલી હોવી જોઇએ અને એ સેવા કરવામાં પક્ષે, ભોગો, બલીદાન વીગેરે આપેલાં હોય તોજ તે પ્રજાનો આદર પામે છે. આવા પક્ષના સુકાનીઓ ઉપર પ્રજાનો વિશ્વાસ, હોય છે. આજની હિંદુસ્તાનની ખાસ પરિસ્થિતિમાં આવો રાજકિય પક્ષ એકજ છે અને તે હિંદની મોટામાં મોટી સંસ્થા મહાસભાનો છે. આ પક્ષનો ઉદ્દેશ સત્ય અને અહિંસાના સાધનો દ્વારાં દેશની સ્વાધિનતા પ્રાપ્ત કરવાનો છે. આ સંસ્થાની સામે બીજો પ્રાણવાન પક્ષ ઉભો થયો નથી તેનું કારણ કે મહાસભાના ઉદ્દેશ માટે બે મત હોઈ શકે નહિ. એટલું ખરું કે સાધનો સંબંધી મતભેદ હોઇ શકે અને મહાસભાના સાધનો કરતાં વધારે સારાં સાધનો વાળો પક્ષ સ્થાપી શકાય. હજુ સુધી એવો કોઇ પક્ષ સ્થપાયો જાણવામાં નથી. દેશમાં બીજા રાજકિય પક્ષો છે; જેવા કે મુસ્લીમ લીગ, હિંદુ સભા અને લિબરલો. આમાના પહેલા બે પક્ષો કોમી પક્ષો છે અને પોતપોતાની કોમના હિતોના સંરક્ષણ માટે સ્થાપવામાં આવ્યા છે. એ પક્ષોને રાષ્ટ્રીય પક્ષો કહી શકાય નહીં. લિબરલોનો પક્ષ રાષ્ટ્રીય કહી શકાય પણ એ પક્ષ ફક્ત નેતાઓનોજ બનેલો છે. કારણ કે એની પછવાડે પ્રજાનું પીઠબળ નથી. હાલના સંજોગોમાં રાજકિય પક્ષોની પરિસ્થિતિ ઉપર પ્રમાણે છે. હાલના શાસકોને વફાદાર એવો એકજ પક્ષ મહાસભા પક્ષનો સામનો કરે છે પણ એવા વફાદારો પોતાના ખરા સ્વરૂપમાં બહાર પડવાને બદલે પ્રજાને ભોળવવા માટે જુદા જુદા સ્વાંગમાં બહાર પડે છે. પણ ખરૂં જોતાં મહાસભાનો સામનો કરનારાઓ સરકારના ટેકેદારોજ હોય છે અને તેમને દેશની સ્વાધિનતાની કંઈ પડી હોતી નથી. જેમ બીજા દેશમાં હોય તેમ આ દેશમાં જુદા જુદા રાજકિય પક્ષોના અભાવનો ખુલાશો ઉપર આવી જાય છે. જ્યારે આપણા દેશે સ્વાધિનતા પ્રાપ્ત કરી હશે ત્યારે અર્થ કારણના પાયા ઉપર જુદા જુદા રાજકિય પક્ષો અસ્તિત્વમાં આવશે અને તે વખતે સ્વાધીનતા પ્રાપ્ત કરવાના ઉદ્દેશવાળો મહાસભા પક્ષ પણ ન હશે. પક્ષોના સંબંધમાં ઘણું અજ્ઞાન જોવામાં આવે છે તેથી ઉપરનો ખુલાશો કરવાની જરૂર પડી છે. હવે આપણે મહસભા પક્ષના ભવિષ્યના કાર્યક્રમના મુદ્દા ઉપર આવીએ. ચાલુ ત્રણ વર્ષ દરમ્યાન મહાસભાના ઉદ્દેશ વીગેરેને અનુસરીને જી. લો. બો. ની સંસ્થાના વહિવટ મારફતે ગામડાંના લોકોની જે નમ્રસેવા આ પક્ષે કરી છે તેવીજ રીતની સેવા આ પક્ષ કરતો રહેશે એ બાબતમાં ભાગ્યેજ ખાત્રી આપવાની જરૂર હોય. બને એટલી કરકસર વાળો કુશળ વહિવટ ચલાવવાનો આ પક્ષનો નમ્ર દાવો છે. એજ

# આપણી પ્રાથમિક કેળવણીનો બગાડ—૨

આજની પ્રાથમિક કેળવણીનો જો આપણે અભ્યાસ કરીશું તો એમાં અથથી ઇતિ સુધી કૃત્રિમતા જ જણાશે ગામડાની પ્રજાના બાળકોને કેળવણી આપવાનો એ દાવો કરે છે, પરંતુ એ કેળવણી એટલી કૃત્રિમ રીતે રચાઈ છે કે પ્રાથમિક શાળામાં ભણવા આવતા બાળકો અધવચમાં જ કેળવણી છોડી દે છે પ્રજાને શા માટે આ કેળવણી પરવડતી નથી એના કારણો વિચારતાં એટલી વાત તો સ્પષ્ટ થઈ જાય છે કે, પ્રજાના જીવનને આ કેળવણી બિનકુલ સ્પર્શ કરતી નથી શાળાના વાતાવરણનો અને ઘર તેમ જ ગામના વાતાવરણનો આ દૃષ્ટિએ અભ્યાસ કરીશું તો એ બેની વચમાં આસમાન જમીનનો તફાવત દેખાઈ આવશે. આજની કેળવણી અક્ષરજ્ઞાન અને માહિતી પર જ બધો ભાર દે છે અને જીવનના સંસ્કારો અને તેના ઘડતર વિષે એ કેળવણીમાં વિચાર સરખો પણ થતો નથી પરિણામ એ આવે છે કે, શાળામાં ભણતું બાળક અથવા ભણી રહેલું બાળક એના કુટુંબ તેમજ એના ગામથી વિખૂટું પડેલું લાગશે હિંદની પ્રજાનો મોટો ભાગ ખેતી કરે છે કેટલાક એની આસપાસના ગૃહ–ઉદ્યોગો કે ગ્રામઉદ્યોગોમાં વત્તેઓછે અંશે રોકાયેલા રહે છે સતત ઉદ્યોગ અને પરિશ્રમથી પ્રજાનું જીવન ભરેલું રહે છે, પરંતુ આ પ્રજાના બાળકોને શાળામાં જે કેળવણી મળે છે તેમાં આજે તો ઉદ્યોગ કે પરિશ્રમનું નામનિશાન પણ નથી આજની પ્રાથમિક કેળવણીમાં ઉદ્યોગ અથવા પરિશ્રમને માટે જો કંઈ પણ સગવડ કરી હોય છે તો તે પ્રતિ અણગમો કેમ થતો જાય એવી જ વ્યવસ્થા કરેલી લાગે છે

બાળકો શાળામાં ભણવા જાય છે, આંક ગોખે છે, પાઠો ભણે છે, અને હિસાબો કરે છે કોઈક ઠેકાણે 'કસરતમાં કૂચ કરે છે કે લાઠીદાવ શીખે છે એ જ બાળકો સાંજે ઘેર જાય છે, ત્યાં તો એના જેવા જ ન ભણતાં બાળકો માબાપને પશુપાલન કે ખેતીના નાના મોટા ઉદ્યોગોમાં મદદ કરતા હોય છે કુંભાર, સુથાર કે લુહારના છોકરાઓ શાળામાં નથી જતા ત્યારે એમના ધંધાના નાના મોટા કામો કરતા હોય છે બાળાઓ તો ઘરકામમાં વિશેષ રોકાયેલી રહે છે ઢોર ચારવા છાણાં થાપવા પાણી ભરવું કે કપડાં ધોવા નીકળવું, ચાર લેવા જવું કે દળવું ખાંડવું, આ બધા ઘરના અને બહારના કામો ગ્રામજીવનની મહત્ત્વની પ્રવૃત્તિઓ છે–એમાં જ ગ્રામપ્રજાની જે સમૃદ્ધિ છે તે રહેલી છે પરંતુ બાળાઓ શાળામાં ભણવા જાય છે ત્યાં તો એમના અભ્યાસમાં કે પાઠોમાં કે પુસ્તકોમાં કે શાળાના સમયપત્રકોમાં, જીવનને સ્પર્શનારી આમાની એક પણ વસ્તુનું નામનિશાન પણ દેખાતું નથી! કેળવણીકારો અને કેળવણીતંત્રના સંચાલકો ભાષણોમાં તો કેળવણીની મોટી મોટી વ્યાખ્યાઓ કરે છે, જીવનનો વિકાસ કરે એ જ કેળવણી એવા વિચારો તો ઘણા દર્શાવે છે પરંતુ પ્રાથમિક શિક્ષણના અભ્યાસક્રમમાં કે શાળાની દિનચર્યામાં જીવનને સ્પર્શનારી અને જીવનનો વિકાસ કરનારી પેલી વસ્તુઓને પૂરું સ્થાન મળવું જોઈએ એની કલ્પના પણ કોઈને આવતી નથી શાળાની કેળવણી તો (જો એને કેળવણી કહી શકાય તો) નિરુપયોગી માહિતી, અક્ષરજ્ઞાન કે બુદ્ધિવિનાશની નિર્જીવ અને નિષ્ક્રિય વિગતોથી જ ભરેલી રહે છે મહેનત, મજૂરી પરિશ્રમ,

## એક દીપક

એક દીપકની જ્યોત જલે,
હાં ! એક દીપકની જ્યોત જલે,

યુગ યુગના અંધાર ઉજાળે,
વન વનના સૂનકાર ભૂલાવે;
કોટીક ઉર ચમકાર ભરેઃ
હાં ! એક દીપકની જ્યોત જલે.

જલધિ તરંગે ગહન નિનાદે,
મસ્ત સમીરના ઘોર ફૂંફાડે;
એકલ એ રણકાર ભરેઃ
હાં ! એક દીપકની જ્યોત જલે.

ઉત્સુક હૈયે પ્રાણે પ્રાણે,
મુક્ત જીવન સંગીત જગાવે;
પૂર્ણ સ્વરાજની આશ ભરેઃ
હાં ! એક દીપકની જ્યોત જલે.

ધર્મ, અર્થ, એ એક અમારે,
એકલ જીવન ધ્યેય અમારે;
ભારતને આઝાદ કરું એઃ
એક દીપકની જ્યોત જલે.

જ્યોત્સ્ના શુક્લ.

ઘટાડી દીધી છે, ગામડાંમાં ભણતાં, ભણી રહેલાં અને વગર ભણેલાં બાળકોના જીવનનો જો આપણે સૂક્ષ્મ અભ્યાસ કરીશું તો તરત દેખાઈ આવશે કે, વગર ભણેલા બાળકમાં જાતમહેનત, પરિશ્રમપ્રેમ, ઉદ્યમી વૃત્તિ અને સાદાઈના સંસ્કારો કરમાઈ ગયેલા નથી હોતા. ભણતાં અને ભણી રહેલાં બાળકોની સ્થિતિ આથી જુદી જ છે. એમની કાર્યશક્તિનો ઘસારો પ્રાથમિક કેળવણીથી શરૂ થાય છે અને જેમ વધારે શિક્ષણ તેમને મળે છે તેમ તે ઘસારો વધતો જ જાય છે. પરિણામ એ આવે છે કે, પ્રજાજીવનમાં સંપત્તિની ઉત્પાદન શક્તિનો દિવસે દિવસે એટલો મોટો હ્રાસ થઈ રહે છે કે, ભયંકર ગરીબાઈ અને બેકારીમાં આપણો ભણેલો વર્ગ સપડાતો જાય છે. દુ:ખદ વાત તો એ છે કે કાર્યશક્તિના ઘસારાના પ્રમાણમાં જ પ્રજાજીવનમાં વિલાસિતા અને તેના ખોટા ખર્ચો વધી રહ્યા છે. બેકારી, આળસ અને ગરીબાઈનાં દુ:ખો આથી વધુ ને વધુ કરુણ અને જીવનવિનાશક નીવડતાં જાય છે. બાહ્ય આડંબરમાં જીવનની આ ક્ષુદ્રતા રાચે છે અને એના મોહ વધતા જ જાય છે.

જીવનની સાચી શક્તિ અને તેના સાચા સંસ્કારો વિષે જો ભણેલા અને વગર ભણેલામાં આટલો બધો ભેદ રહે છે, તો ઘણી વાર એમ થઈ આવે છે કે, સાચી કેળવણી ભણેલાને મળે છે કે વગર ભણેલાને મળી ચૂકી હોય છે ? આજનું કહેવાતું ભણતર જો જીવનના સાચા સંસ્કારોને પોષક નીવડવાને બદલે તેને વિઘાતક નીવડે છે, તો આજની પ્રાથમિક કેળવણીની શાળાઓ ગ્રામપ્રજાની કેળવણીમાં કશો જ ફાળો આપતી નથી એ નિર્વિવાદ વાત છે. ઘણાં વર્ષો પહેલાં ડોક્ટર આનંદકુમાર સ્વામી લખી ગયા તેમ:

"વાલ્મીકિ, તુલસીદાસ, અને કમ્બાઉ અને મનિક્કા વેકેગરની કૃતિઓ હિંદ અને લંકાની નિરક્ષર ખેડુત પ્રજા માટે જે કંઈ સિદ્ધ કરી શકી છે તે કામ આજની પ્રાથમિક કેળવણી કરી શકશે એમ હું માની શકતો નથી.' (Art and Swadeshi, by Dr. Anandkumar Swami. P. 143)

ડૉ. આનંદકુમાર સ્વામી તો એમ માને છે કે, આજની ગ્રામપ્રજાની કેળવણી એક રીતે પ્રશંસનીય છે. પછી તે ભલે મર્યાદિત હોય.

આ દૃષ્ટિએ આપણે આપણી પ્રાથમિક કેળવણીનો વિચાર કરીએ છીએ ત્યારે આપણને ખ્યાલ આવે છે કે, પ્રજાના જીવન અને સંસ્કૃતિમાં ભારે બગાડ થઈ રહ્યો હોય છે. પ્રજાના સંસ્કારોને જે કેળવણી અનુકૂળ અને પોષક નથી હોતી તે કેળવણી જ ન કહેવાય. સ્થાનિક વાતાવરણ અને કૌટુમ્બિક સંસ્કારોનો મેળ જે કેળવણીમાં સાધી શકાતો નથી તે કેળવણી જીવન અને સમાજને વિઘાતક જ નીવડે છે. આપણી પ્રાથમિક કેળવણી અથથી ઇતિ સુધી આપણાં ગામડાંઓના સ્થાનિક વાતાવરણ અને કૌટુમ્બિક સંસ્કારોનો દ્રોહ કરી રહી છે. બુદ્ધિવિકાસની ભ્રમજાળમાં પ્રાથમિક શિક્ષણ અટવાઈ ગયું છે. અને ગમે તેવી માહિતીના સંચયને શિક્ષણનું નામ અપાઈ રહ્યું છે. આપણા જીવનના વિકાસ માટે જે સંસ્કારોની ખિલવણીની જરૂર છે એનો વિચાર કરીશું તો, શ્રી કિશોરલાલ મશરૂવાળા લખે છે તેમ, બુદ્ધિનો વિકાસ કાર્યશક્તિના સંસ્કારોમાં જ રહેલો છે.

કે ઉદ્યમ એનો તો આજ સુધી કેળવણીકારોએ વિચાર પણ કર્યો નથી. આજે તો એવી માન્યતા ઘર કરી બેઠી છે કે, મહેનત, પરિશ્રમ કે ઉદ્યોગને બુદ્ધિવિકાસ સાથે કશો સંબંધ નથી. વિપરીત દશા તો એ થઇ બેઠી છે કે શાળામાં થઈ રહેલા 'બુદ્ધિવિકાસ'ના વાતાવરણમાં પરિશ્રમી જીવન પ્રતિ વધુ ને વધુ અણગમો જ કેળવાતો જાય છે. આમ, ઘરકામ ને શાળા-અભ્યાસને તદ્દન વિરોધી વસ્તુઓ ગણવામાં જ આજની કેળવણીની કૃત્રિમતા રહેલી છે.

કેળવણીની આ કૃત્રિમતાએ ગામડાંઓમાં તો સાચે જ કેર વર્તાવ્યો છે અને જીવનને સમૃદ્ધ કરનારાં ઝરણાં તદ્દન સૂકવી નાંખ્યાં છે. ચાલુ પ્રાથમિક કેળવણીથી નીપજતો આ ગ્રામસંસ્કૃતિ અને જીવનસમૃદ્ધિનો બગાડ, આપણે ગયા લેખમાં જોઈ આવ્યા તે આર્થિક બગાડ કરતાં હજાર ગણો વિનાશકારક નીવડે છે. ગ્રામજીવન અને ગ્રામસંસ્કૃતિનો જેમણે થોડો ઘણો પ્રત્યક્ષ અનુભવ કરેલો છે તેમને આ સંસ્કૃતિ અને જીવનબગાડની ભયંકરતાનો સારો ખ્યાલ આવે છે.

૧. પ્રથમ તો આપણા પ્રાથમિક શિક્ષણે બાળકોમાં ઘરકાર્ય પ્રતિ ઠીક ઠીક અણગમો પ્રગટાવ્યો છે. પરિણામ એ આવ્યું છે કે, પ્રજાજીવનમાં આળસ, નિષ્ક્રિયતા અને શિથિલતાનું પ્રમાણ ખૂબ વધી રહ્યું છે. એ કેળવણી શા કામની, જે પ્રજાજીવન પર આળસ, નિષ્ક્રિયતા અને શિથિલતાનો ત્રિવિધ શાપ ઉતારે છે?

૨. આપણા પ્રાથમિક શિક્ષણની પદ્ધતિ, એનો અભ્યાસક્રમ અને એનું આખુંયે વાતાવરણ એવી રીતે રચાયાં છે કે, બાળકોમાં પરિશ્રમ, ઉદ્યમવૃત્તિ અને જાતમહેનત પ્રતિ વધુ ને વધુ અણગમો થતો જાય છે. ઘરકામ પ્રતિના અણગમામાં મુખ્ય કારણ આ અણગમો જ છે. ઊગતી પ્રજામાંથી પરિશ્રમની અને ઉદ્યમી જીવનની ટેવો ઘસી નાંખનાર કેળવણીનો પ્રજાને શો ઉપયોગ હોઇ શકે?

૩. પરિશ્રમ અને ઘરકામ પ્રતિ અણગમો પેદા કરનાર આપણી પ્રાથમિક કેળવણીને લીધે ગામડાના પ્રજાજીવનના વિકાસ સાથે સંકળાયેલા ગ્રામઉદ્યોગો પ્રતિ તુચ્છભાવ કેળવાતો ગયો છે. પરદેશથી ધસી આવેલી અસંખ્ય પરદેશી વસ્તુઓએ આ ગ્રામઉદ્યોગોને છિન્નભિન્ન કરી નાખ્યા છે. પરદેશી વસ્તુઓના પ્રચારનું આ કાર્ય સુલભ એટલા માટે બન્યું છે કે, આપણી પ્રાથમિક કેળવણીને પ્રતાપે બાળકોમાં અને વિદ્યાર્થીઓમાં ટાપટીપ, ફેશન અને વિલાસિતાના કુસંસ્કારો પોષાવા લાગ્યા છે. ગ્રામઉદ્યોગોમાં રહેલી ભવ્ય સંસ્કૃતિની ઓળખ કરી લઇ ગાંધીજીએ એના પુનરુદ્ધાર માટે ભારે પ્રયાસો શરૂ કર્યા છે. પરંતુ એ પ્રવૃત્તિની અસર કેળવાયલા વર્ગ પર બહુ જ ઓછી થઇ છે. આપણી પ્રાથમિક કેળવણી અને તે પર સ્થપાયેલી માધ્યમિક અને ઉચ્ચ કેળવણી ગ્રામઉદ્યોગની પ્રવૃત્તિની શિથિલતા માટે ઘણે અંશે જવાબદાર છે. ગ્રામઉદ્યોગોના થઇ રહેલા વિનાશથી ગ્રામપ્રજાની કેટલી ભારે પાયમાલી થઈ રહી છે તે તો આપણા મૃતપાય થઇ રહેલાં ગામડાંમાં જઇને રહેવાથી જ સમજી શકાય છે.

૪. આળસ, નિષ્ક્રિયતા, શિથિલતા, પરિશ્રમપ્રતિ કંટાળો, વિલાસિતા, વગેરે ખોટા સંસ્કારોનું વાતાવરણ પ્રગટાવી આપણી પ્રાથમિક કેળવણીએ બાળકોમાંથી કાર્યશક્તિ ખૂબ

| | | | | | |
|---|---|---|---|---|---|
| (૧૩) | સુરોખાર | ૦॥ „ | (૧૭) | કાયફળના બીજ | ૧ „ |
| (૧૪) | પીપર | ૧ „ | (૧૮) | કાળી જીરી | ૦॥ „ |
| (૧૫) | સપ્તપર્ણીની છાલ | ૧॥ | (૧૯) | પરોળ પચાંગ | ૧ „ |
| (૧૬) | સોંકાના બાર્ક | ૦॥ „ | (૨૦) | ગુદર | ૦॥ „ |

### ગોળી બનાવવાની રીત

**રીત ૧**—ઉપરની તમામ વસ્તુઓ ભેગી કરી તેના કુલ વજનથી ૧૬ ગણુ પાણી લઇ તેમા નાખીને ઉકાળવી અને ઉકળતા ચોથા ભાગનું પાણી બાકી રહે એટલે ઉતારી ગળી લેવુ પછી એ પાણીને ફરીથી ઉકાળવા મુકવુ અને ગોળીઓ વળે એવુ ઘટ્ટ લોદા જેવુ થાય એટલે ઉતારી લેવુ અને પછી ચણા જેવડી ગોળીઓ વાળતા લોદો ઢીલો લાગે તો ગમે તે કડવી દવાનુ ચૂર્ણ નખી લેવુ

**રીત ૨**—ઉપરની તમામ વસ્તુઓને સુકવી ખડાની ભુકો બનાવવો અને વસ્ત્રથી ગળી પાણી છાંટીને ગોળીઓ વાળવી ગોળીઓ થોડા જથ્થામા બનાવવી હોય ત્યારે ગુદરને બદલે કુવરના લાટાનો રસ નાખીને ગોળીઓ વાળવી એટલે સારી રીતે વળી શકશે

**લેવાની રીત**—ગોળીઓનો ઉપયોગ પાણી સાથે કરવાનો હોય છે સવારે બપોરે અને સાંજે એમ દિવસમા ત્રણ વાર દર વખતે ૨ થી ૪ ગોળીઓ પાણી સાથે લેવી જરૂર જણાયે ગોળી લેવાનું પ્રમાણ વધારવુ તંત્રી

---

## 'ડ્યુટી પે' અંગે ગૂજરાતની સ્કૂલ બોર્ડોનું નિવેદન.

ગૂજરાતના સ્થાનિક સસ્થાઓના પ્રા કેળવણી ખાતાના શિક્ષકોએ "ડ્યુટી પે' ની અમલગિરિ માટે એકત્રિત ચળવળ ઉપાડી છે એમને ન્યાય ન મળે તો તેમણે ઉપવાસ પર જવાનો નિશ્ચય કરેલો હોવાની ખબર છે આ સબધમા ગૂજરાતની સ્કૂલ બોર્ડોએ કોઇ કઇ જગાએ નડે છે અને આ સળગ મુદ્દા પરત્વે સરકારની નીતિ કેવી છે, તેનુ નોંધ વાયોગ્ય સયુક્ત નિવેદન ચેરમેનોએ પ્રગટ કર્યું છે, જે નીચે મુજબ છે —

પ્રાથમિક કેળવણીના કાયદાની શરૂઆતથી તે અત્યારસુધી પ્રાથમિક શિક્ષકોને ટ્રેઇનિંગ આપવાની જવાબદારી સરકારની જ રહી છે પ્રથમથી જ નાણાની જવાબદારી નક્કી કરતી વખતે લોકલ બોર્ડ કે મ્યુનિસિપાલિટીને માથે તેવી જવાબદારી નાખવામા આવી નથી કેળવણી ખાતુ પોતાની સગવડ અને શરતો મુજબ શિક્ષકોને તાલીમ માટે બોલાવે છે, અને શિક્ષકો ટ્રેઇન્ડ થવાથી ભવિષ્યમા મળનાર આર્થિક લાભનો ખ્યાલ રાખીને ત્યા જાય છે કેટલા અને કયા શિક્ષકોને પસદ કરવા, તે પણ કેળવણી ખાતુ જ નક્કી કરે છે. આ બાબતમા સ્કૂલબોર્ડને પૂછવામા આવતુ નથી શિક્ષકોને આપવાની તાલીમ અને તેના અભ્યાસક્રમમા પણ સ્કૂલ બોર્ડનો કશો અવાજ નથી એટલે ટ્રેઈનિંગ લેવા જનાર શિક્ષકોની કોઇ પણ જાતની જવાબદારી સ્કૂલબોર્ડ, લોકલબોર્ડ કે મ્યુનિસિપાલિટીની છેજ નહિ. સ્કૂલબોર્ડની જવાબદારી

'ગમે તે કામ હેય—તે કેમ કરવું અને કેમ સુધારવું એનો જે વિચાર કરી શકે તે બુદ્ધિમાન કહેવાય. આખું જીવન જે કામમાં રેવાઇએ તે કામમાં બુદ્ધિ વાપરવી અને. પોતાનાં કામોને જે બુદ્ધિપૂર્વક બનાવે, સુધારે, અને ધર્મબુદ્ધિથી ઇશ્વરસેવા સમજીને કરે, તેની બુદ્ધિ તેમ કરતાં કરતાં એટલી શુદ્ધ અને તેજ બને કે એ પોતાના સરજનહારને પણ ઓળખી શકે.'

('શિક્ષણ અને સાહિત્ય'માંથી) દીલખુશ બ. દિવાનજી

# તાવની ગોળીઓ

આપણા દેશમાં અને ખાસ કરીને સૂરત જિલ્લામાં મેલેરીઆનો ઉપદ્રવ ઠીક ઠીક પ્રમાણમાં હોય છે ચોમાસા પછીની મોસમમાં તો એ તાવના ઘેરેઘેર ખાટલા પડેલા જોવામાં આવે છે. મેલેરીઆ માટે 'ક્વીનાઇન' અસરકારક ઉપાય છે પરંતુ તે ઘણું મોંઘું હોવાથી ગામેગામ અને ઘરે ઘરે પૂરતા પ્રમાણમાં તેનો ઉપયોગ કરી શકાતો નથી. તેથી ભરૂચ જિલ્લા લોકલ બોર્ડ તરફથી તેના દવાખાનાંઓમાં કેટલાક વખતથી તાવની દેશી ગોળીઓ બનાવી વહેંચવામાં આવે છે અને તેનું પરિણામ સંતોષકારક જણાયું છે. સુરત જિલ્લા લોકલ બોર્ડ પણ એ વર્ષથી આ ગોળીઓ બનાવીને જિલ્લામાં વહેંચે છે. એ ગોળી મેલેરીઆ ઉપરાંત ટાઇફોઇડ સિવાયના બીજા સામાન્ય તાવ ઉપર પણ અસર કરે છે. આ ગોળીઓ તાવ મટાડવા ઉપરાંત દસ્ત સાફ લાવવામાં અને ભૂખ લગાડવામાં પણ મદદગાર થઈ પડે છે. જાહેર જનતા આવી ગોળીઓ જાતે બનાવી લઇ તેનો ઉપયોગ કરી શકે અથવા તો પરગજુ લોકો તાવની મોસમમાં પોતાને ખર્ચે આવી ગોળીઓ બનવરાવી ગરીબ દર્દીઓને મફત વહેંચી શકે એ માટે આ ગોળીઓમાં વપરાતી ઔષધિઓ અને તેનું પ્રમાણ તથા ગોળી તૈયાર કરવાની રીત આ નીચે આપવામાં આવે છે.

ગોળી બનાવવાની આ રીત પ્રસિદ્ધ કરતાં પહેલાં ગુજરાતના પ્રસિદ્ધ વૈદ્ય અને ભરૂચ જિ. લોકલ બોર્ડના સભ્ય શ્રી. બાપાલાલ વૈદ્ય પાસે અમે તેનું સંશોધન કરાવ્યું છે. અને તે પછીજ અમારાં ભમરોલી આયુર્વેદિક દવાખાનાના વૈદ્ય શ્રી. મોહનસિંગભાઇ પાસે ગોળીઓ તૈયાર કરાવી જિલ્લામાં છેલ્લા બે વર્ષથી મોટા પ્રમાણમાં ઉપયોગ કરી જોયો છે. એટલે એની ઉપયોગિતા અને પ્રમાણભૂતતા વિષે લોકો ખાત્રી રાખે.

| ઔષધિ | પ્રમાણ | ઔષધિ | પ્રમાણ |
|---|---|---|---|
| (૧) કાળાં મરી | ૧ શેર | (૭) રેવન્ચીનો શીરો ખરો | ાા ,, |
| (૨) રેવંચીનું લાકડું | ૧ ,, | (૮) પીત્તપાપડો | ૧ ,, |
| (૩) કડાં છાલ | ૧ ,, | (૯) કોલમ કાતળી | ૨ ,, |
| (૪) જીરૂ | ૧ ,, | (૧૦) સૂંઠ | ૧ ,, |
| (૫) સોના મુખી | ૨ ,, | (૧૧) જવખાર | ૧ ,, |
| (૬) કડુ | ૨ ,, | (૧૨) એળીઓ | ૨ ,, |

માટે મંજૂર ન કરવાથી, તેવાં ખર્ચ કેળવણીના હિતની ખાતર સ્કૂલ બોર્ડોને કરવા પડયાં છે, એટલે તેનો આખો બોજો સ્કૂલ બોર્ડોને માથે પડયો છે અને તેને પરિણામે સ્કૂલ બોર્ડોની નાણાકીય સ્થિતિ કઢંગી થઇ પડી છે, અને કેટલીક સ્કૂલ બોર્ડો તો વરસના છેલ્લા મહિનાનો પગાર સરકારની જ્યારે નવા વર્ષની ગ્રાન્ટ મળે ત્યારેજ વહેંચી શકે એવી દેવાળિયા સ્થિતિમાં આવી પડી છે. આવા સંજોગોમા આવકના વિશાળ સાધનોવાળી સરકાર, ડયુટિ પે અંગેના વધારાનો કશો બોજો ઉપાડવા ના પાડતી હોય અને સ્કૂલ બોર્ડને માથે તે ઓઢાડવા તરકીબ કરતી હોય તેમા, અલ્પ સાધનોવાળી સ્કૂલ બોર્ડો કેવી રીતે સંમત થઇ શકે ! સ્કૂલ બોર્ડોને લોકલ ફંડના એક આનામાથી મળતી ચર પાઇનો હિસ્સો અને વિદ્યાર્થીઓની ફી એ એજ આવકના સાધનો છે. એટલે અત્યારની પરિસ્થિતિમા આવી જવાબદારી સ્વીકારવી હોય તો કાં તો તેને ગામડાંમાં ચાલતી કેટલીક શાળાઓ બંધ કરવી પડે, કાં તો શિક્ષણની કાર્યસાધકતાને ભોગે કેટલાક શિક્ષકોને કમી કરવા પડે, અગર ખેડુતો અને ગ્રામપ્રજા પર નવો કર નાખવો પડે કે બાળકોની ફીમાં વધારો કરવો પડે. જે બાબતમા સ્કૂલ બોર્ડની અત્યાર સુધી બીનકુલ આર્થિક જવાબદારી નથી તેને માટે ઉપરના ચારમાથી એક પણ પગલું લેવુ સ્કૂલ બોર્ડો માટે હિતાવહ નથી આમ કરવુ એ કર ભરનારાઓને ભોગેજ થઇ શકે. **જે યોજનામાં સરકારની વાસ્તવિક જવાબદારી ઓછી થાય અને બધો અથવા મોટો બોજો લોકલફંડ ભરનારને માથે પડે, તેવી કોઇ પણ યોજના સ્કૂલબોર્ડ પોતાના મતદારને વફાદાર રહીને મંજૂર કરી શકે નહિ.**

સ્કૂલ બોર્ડોની આ પ્રશ્ન અંગે આવી સ્પષ્ટ સ્થિતિ હોવા છતા અને સ્કૂલ બોર્ડોની નાણાકીય સ્થિતિ પણ ઉપર જણાવ્યા મુજબ કઢંગી હોવા છતા અને સરકારે સ્કૂલ બોર્ડના માથા ઉપર આ યોજનાથી વધારાના ખર્ચનો બોજો નાખતા પહેલા તેમની બીલકુલ સંમતિ નહિ લીધેલી હોવા છતા, **કેવળ શિક્ષકો તરફની સહાનુભૂતિ ખાતર પૂરો પગાર આપવાનો સિદ્ધાંત સ્વીકાર્યો** છે અને તે માટે અત્યારે સરકાર શિષ્યવૃત્તિ પાછળ જે ખર્ચ કરે છે, તેટલો તે ઉપાડે અને બાકી જે વધારાનો ખર્ચ રહે તેનો નિયમ પ્રમાણે ⅓ હિસ્સો આપવાની તત્પરતા ગૂજરાતની સ્કૂલ બોર્ડોએ બતાવી છે. અને પોતાની દરખાસ્ત સરકાર ઉપર કયારની મોકલી પણ આપી છે. આ દરખાસ્ત ઉપર હજી ,સરકારે છેવટનો ઠરાવ કર્યો નથી. અમે આશા રાખીએ છીએ. કે ન્યાય અને યોગ્યતાના પાયા ઉપર રચાયલી ખર્ચ-વહેંચણીની આ દરખાસ્ત સરકાર તાકીદે સ્વીકારશે અને શિક્ષકોની હાડમારી તથા સ્કૂલબોર્ડને થતો અન્યાય દૂર કરશે. સરકાર પોતે કેવળ પારકે પૈસેજ પરમાર્થ કરવા માગતી નથી પણ પોતાનો યોગ્ય ફાળો આપવાને પણ તે તૈયાર છે એવું અમલી કામથી બતાવી આપશે.

સરકાર તરફથી દલીલ કરવામા આવે છે કે ગૂજરાત સિવાયની બધીએ સ્કૂલ બોર્ડોએ ડયુટિ પે આપ્યો છે અને ગૂજરાતની બોર્ડો જ તે આપતી નથી માટે તેણે તે આપવો જોઇએ. પણ આ સંબંધમા બીજા વિભાગોની સ્થાનિક સંસ્થાઓ પરિષદોએ પણ ગૂજરાતના ધોરણેજ ઠરાવો પસાર કર્યા હતા, પણ તેઓએ કેવા સંજોગોમાં નમતું મૂકયું તે અમે

તો ફક્ત પોતાના વિભાગમાં ચાલતી પ્રાથમિક કેળવણીની શાળાઓના વહીવટ પૂરતી જ છે, અને એ દૃષ્ટિએ જ નાણાંની જવાબદારીની વહેંચણી કાય દાના આધારે કરવામાં આવી છે.

**ટ્રેઇનીંગ લેવા જનાર શિક્ષકોની બધી જવાબદારી આમ સરકારની હોવાથી જ સરકાર તેમને પરાપૂર્વથી મફત ટ્રેઇનીંગ ઉપરાંત દર માસે પુરૂષ શિક્ષક દીઠ રૂા. ૧૦) અને સ્ત્રી શિક્ષિકા દીઠ રૂા. ૧૫) શિષ્યવૃત્તિ આપતી આવી છે. સરકાર પોતાની આ ફરજનો મોટો અંશ હવે સ્કૂલ બોર્ડોને માથે** તા. ૨૫–૧–૧૯૪૦ના સરકારી ઠરાવ નંબર ૬૪૭૨થી નાંખવા માગે છે. અને જે શિષ્યવૃત્તિ અત્યાર સુધી તે આપતી આવી છે તે બંધ કરી સ્કૂલબોર્ડોને તે શિક્ષકોને પૂરો પગાર આપવા ફરમાવે છે. આ નવા એકતરફી હુકમ–નામાથી સરકારને માથે અત્યારે જે આર્થિક જવાબદારી છે તેમાં લેશ પણ વધારો થતો નથી, ઉલટો તેને ઠીકઠીક લાભ થાય છે, જ્યારે સ્કૂલબોર્ડોને માથે નવો અને વધારાનો ભારે બોજો પડે છે. વળી જે યોજનાથી સ્કૂલબોર્ડો અને સ્થાનિક સંસ્થાઓને માથે અયોગ્ય રીતે આર્થિક જવાબદારી વધે છે, તે યોજના નક્કી કરતાં પહેલાં સરકારે સ્કૂલબોર્ડો કે સ્થાનિક સંસ્થાઓને તે સંબંધે કાંઇ પૂછવાની તસ્દી પણ લીધી નથી, તેથી આ યોજના સ્કૂલબોર્ડોને લેશ પણ બંધનકારક હોઇ શકે નહિ.

ટ્રેઇનિંગ લેવા ગએલા શિક્ષકો સ્કૂલ બોર્ડના મોકલ્યા ત્યાં ગયા નથી, તેમ તેમને સ્કૂલ બોર્ડે જવાની ફરજ પાડી નથી. તેઓએ સ્કૂલ બોર્ડ સાથે પૂરા પગારની શરત પણ કરેલી નથી, ઉલટું તેઓ શિષ્યવૃત્તિની શરતે જ ત્યાં ગયા છે, એટલે આ અંગે સ્કૂલ બોર્ડની કાંઈ પણ જાતની જવાબદારી ઉભી થતી નથી. શિક્ષકોને જો કંઈ પણ ફરિયાદ કરવાપણું હોય તો તે સરકારની સામેજ હોવું જોઈએ.

આમ જે બાબત પોતાની ફરજ બહારની હોય અને જેને અંગે દર વર્ષે મોટી આર્થિક જવાબદારી માથે આવી પડતી હોય, તેવી બાબતમાં તેની યોગ્યા યોગ્યતાનો પ્રશ્ન બાજુએ રાખીએ તો પણ સ્કૂલ બોર્ડો આવા પ્રશ્નને પોતાની આર્થિક સ્થિતિની દૃષ્ટિએ વિચારે તો તેમાં કશું ખોટું નથી. સરકારે સ્કૂલ બોર્ડોને જ્યારે કેળવણીનો વહીવટ સોંપ્યો તે વખતે જે ખર્ચ થતું હતું, તેના પાયા ઉપરજ દરેક સ્કૂલ બોર્ડ માટેની વાર્ષિક કાયમી ગ્રાન્ટ નક્કી કરી હતી. તે વખતે ગુજરાતની સ્કૂલ બોર્ડોએ સૈદ્ધાંતિક વિરોધની ખાતર વર્ષો સુધી પ્રાથમિક કેળવણીનો વહીવટ પોતાના હાથમાં લીધો ન હતો. તે દરમ્યાન એ વહીવટ સરકારના હાથમાં હોવાથી તેણે અનેક કરામતોથી પ્રાથમિક કેળવણીનું ખર્ચ વિવિધ રીતે ઘટાડી નાંખીને આ ગ્રાન્ટનો આંકડો નીચામાં નીચી પાયરીએ પહોંચાડ્યો હતો. સ્કૂલ બોર્ડોએ વહીવટ હાથમાં લીધા પછી વધારાના મંજૂર થએલા દરેક ખર્ચની કે જવાબદારી તેમને માથે નાંખવામાં આવી છે. આ વહીવટ લીધા પછી વિદ્યાર્થીઓની સંખ્યા દોઢીથી બમણી થઈ જવાથી શિક્ષકોની સંખ્યામાં ઘણો વધારો કરવો પડ્યો છે, અને તે ઉપરાંત મકાનભાડાં અને કન્ટીજન્સી ખર્ચમાં પણ ઘણો વધારો થયો છે. વળી શિક્ષકોના પગારની બઢતીથી પણ એ ખર્ચમાં ઉમેરો થતો જાય છે અને આવકનાં સાધનો તો તેનાં તેજ રહ્યાં છે! કેટલાક દાખલાઓમાં તો સ્કૂલ બોર્ડોએ કરેલાં વ્યાજબી ખર્ચ પણ સરકારે વર્ષો સુધી ગ્રાન્ટ

# સ્કૂલ બોર્ડોની સત્તા ઉપર તરાપ

[સરકારે પ્રાથમિક કાયદાના કેળવણીના નિયમોમાં કરવા ધારેલાં સુધારા* સંબંધમાં ગુજરાતની સ્કૂલ બોર્ડના ચેરમેનોની પરિષદના પ્રમુખ શ્રી. નરહરિભાઇ પરીખે સરકારના કેળવણી ખાતાના સેક્રેટરી પર લખેલો પત્ર]

સરકારી ગેઝેટ ભાગ ૪ ઘ ના પાના ૧૨૪૧ થી ૧૨૪૩ પર પ્રાથમિક કેળવણીના નિયમોમાં કરવા ધારેલા સુધારાનો ખરડો જાહેરાત નં. એસ ૯૬ તા. ૨–૧૨–૪૦થી પ્રગટ કરવામાં આવ્યો છે તે તરફ આપ સાહેબનું ધ્યાન ખેંચુંછું અને આપને જણાવું છું કે તેમાં કરવા ધારેલા સુધારા ઘણા જ ઊંડી અસર કરનારા અને ક્રાંતિકારી હોવાથી ગુજરાતની બધી સ્કૂલ બોર્ડોના ચેરમેનોની પરિષદ બોલાવવા સલાહ ભરેલું લાગ્યું હતું. તે મુજબ તા. ૧૩–૨–૪૧ ને રોજ મારા પ્રમુખપણા નીચે સુરત મુકામે પરિષદ મળી હતી અને એ પરિષદની સૂચનાઓ અનુસાર ના. સરકારની વિચારણા માટે નીચે પ્રમાણેનો વિરોધ રજુ કરવાની તક લઉં છું.

કરવા ધારેલા સુધારાની બધી કલમો ઘણી જ વાંધા પડતી છે કારણ કે તેથી મુંબઈ સરકારના માજી વડા પ્રધાન શ્રી. ખેર સાહેબે પ્રા. કેળવણી કાયદા અંગેના ધારાસભા આગળના પોતાના ભાષણોમાં કાયદાને જે ઉદ્દેશ સમજાવ્યો હતો તે માર્યો જાય છે. તેમના ભાષણમાંથી ઉચિત ભાગો નીચે આપું છું:—

"એડમિનિસ્ટ્રેટીવ ઓફીસરની નિમણુંક કરવાની તેમજ શિક્ષકોની નિમણુંક તથા ફેરબદલી કરવા સિવાયની કેળવણીના વહીવટ સંબંધીની બધી મુખ્ય સત્તા તેમની (સ્કૂલ બોર્ડની) રહેશે." (મુંબઈ ધારાસભાનો અહેવાલ તા ૭–૪–૩૮ પાનું. ૧૮૫૧)

"પણ ફક્ત એડમિનિસ્ટ્રેટીવ ઓફીસરની નિમણુંક કરવાની સત્તા જે મારા ધારવા પ્રમાણે આખી યોજનાની ધરી સમાન છે અને જે આપણા હાથમાં રહેવીજ જોઇએ, એ સિવાય બોર્ડોની બીજી સત્તા અને તેમના વહીવટમાં આપણે દખલ કરતા નથી." (એજન તા. ૩૦–૪–૩૯ પાનું. ૨૬૬૬–૬૭)

"હવે મેં આગળ જણાવ્યું તેમ તેમને જે અમુક અધિકારી નિમવાની સત્તા હતી અને જે તેમણે ભૂતકાળમાં ખરી રીતે વાપરી નથી એમ અનુભવ ઉપરથી માલમ પડ્યું છે

---

* પ્રાથમિક કેળવણીનો નિયમ ૪૦ અ—સ્કૂલ બોર્ડનો પત્રવ્યવહાર એ. ઓ. મારફત કરવાના સુધારા બાબત.
 ,, ,, ,, ૭૪ —વેકેશન તથા રજાઓ નક્કી કરવાની સ્વતંત્ર સત્તા સ્કૂલ બોર્ડની છે તે ડી. પી. આઈ. ની સંમતિ લઈ મંજુર કરવા બાબતનો સુધારો.
 ,, ,, ,, ૧૪૨ —બોર્ડની ઉપર વટ થઈ પ્રા. એજ્યુ. ફંડના ચેક ઉપર બીજા ગમે તે શખ્સને સહી કરવાનો હુકમ કરવા ડી. પી. આઈ ને સત્તા આપવા બાબત.

પ્રાથમિક કેળવણીના નિયમના શીડયુલ

'એમ'ના નિયમ ૧૩, ૧૯, અને ૨૨—સ્કૂલ બોર્ડના નોકરોની શિસ્ત અને વર્તણુક સંબંધીના નિયમોમાં સુધારો કરવા બાબત.

કહી શકતા નથી. પ્રજાહિતની બાબતમાં અમુક બોર્ડોએ નમતું આપ્યું માટે ગુજરાતની બોર્ડોએ પણ પ્રજા ઉપર કાયમનું ભારણ વધે તેવી રીતે નમતું મૂકવું જોઈએ તેવો ધર્મ તેને પ્રાપ્ત થતો નથી.

સરકારના ઉપર જણાવેલા ઠરાવથી તેના માથા ઉપરની જવાબદારી કેટલી ઓછી થાય છે અને સ્કૂલ બોર્ડોની જવાબદારી કેટલી વધી જાય છે તે ગુજરાતની સ્કૂલબોર્ડોને અસર કરતા ૧૯૪૦-૪૧ના નીચેના આંકડાઓ ઉપરથી જણાઈ આવશે.

'ડયુટી પે' સરકારના હુકમ પ્રમાણે આપવામાં આવે તો

| જિલ્લો | શિક્ષક સંખ્યા | સરકારને શિષ્યવૃત્તિ પાછળથતો ખર્ચ | સરકારને કોલમ (૩) જામાં બતાવેલો બધો ખર્ચ ઉડી જવા ઉપરાંત થતી બચત. | સ્કૂલબોર્ડ ઉપર પડતું નવું વધારાનું ખર્ચ |
|---|---|---|---|---|
| (૧) | (૨) | (૩) | (૪) | (૫) |
| | | રૂ. | રૂ. | રૂ. |
| સુરત | ૧૦૧ | ૧૧૫૫૦ | ૪૪૦ | ૫૫૫૫ |
| ભરૂચ | ૩૪ | ૩૫૦૦ | ૧૦૦ | ૧૭૦૦ |
| પંચમહાલ | ૨૨ | ૨૬૪૦ | ૨૨૦ | ૧૨૧૦ |
| ખેડા | ૬૯ | ૮૨૫૦ | ૬૬૦ | ૩૭૯૫ |
| અમદાવાદ | ૬૪ | ૭૯૭૫ | ૯૩૫ | ૩૫૨૦ |

તાલીમ લેતા શિક્ષકોની હાડમારી ટાળવી હોય તો સરકારે ઉપર જણાવ્યા મુજબ બચત કરવાનો લોભ છોડી દેવો જોઈએ. આ પ્રશ્નના ઉકેલનો યોગ્ય માર્ગ તો એ હોઈ શકે કે સ્કૂલબોર્ડો શિક્ષકોને પૂરો પગાર આપે અને શિષ્યવૃત્તિની ૧૦ કે ૧૫ રૂ. ની રકમમાં થોડો ઉમેરો કરી અવેજી શિક્ષકોના પગારના રૂ. ૧૫ સરકાર આપે. પરંતુ ગુજરાતની સ્કૂલબોર્ડો તો એથી પણ આગળ જવા તૈયાર છે. તેણે તો આ રૂ. ૧૫માંથી શિષ્યવૃત્તિની રકમ જતાં રૂ. પડતું જે વધારાનું ખર્ચ રહે છે તેમાં પણ પોતાનો ફાળો આપવાની કબુલાત આપી છે. તે ઉપર છેવટનો નિર્ણય કરવાનું કામ હવે સરકારનું છે. અમે આશા રાખીએ છીએ કે આ ખુલાસાથી ગુજરાતની સ્કૂલબોર્ડોની વલણની વાસ્તવિકતા પ્રજા સમજી શકશે.

તા. ૧-૩-૧૯૪૧.

નરહરિ દ્વારકાદાસ પરીખ-ચેરમેન જિ. સ્કૂલ બોર્ડ, અમદાવાદ.
દાદુભાઈ પુરસોતમદાસ દેસાઇ-ચેરમેન જિ. સ્કૂલ બોર્ડ, ખેડા.
મગનભાઇ ગો. શાહ-વાઈસ ચેરમેન જિ. સ્કૂલ બોર્ડ, પંચમહાલ.
સી. પી. આચાર્ય-ચેરમેન જિ. સ્કૂલ બોર્ડ, ભરૂચ.
કલ્યાણજી વિ. મહેતા-ચેરમેન જિ. સ્કૂલ બોર્ડ, સુરત.

નિયમોના નવા ખરડા મુજબ હાલનો નિયમ ૧૪૧ રદ કરવામાં આવે છે અને નિયમ ૧૪૨માં ઘણોજ મહત્વનો ફેરફાર કરવામાં આવ્યો છે.

નવો પેટા નિયમ ૧૪૨ (૨) ઘણોજ વાંધાભરેલો છે.

પ્રા. કેળવણી કાયદાની કલમ ૮ (બ) મુજબ પ્રા. કે.નું ફંડ સ્કુલબોર્ડના નામ ઉપર રહેશે. નિયમ ૨૩ પ્રમાણે બોર્ડનાં નાણાંકીય અને વહિવટી તંત્ર ઉપર ચેરમેન દેખરેખ રાખશે. આ કારણથી એ નિયમમાં કરવા ધારેલો સુધારો તદ્દન નિયમ વિરૂદ્ધ છે કારણ કે તે કાયદા અને તેને અંગેના ધારાઓથી અસંગત છે. વળી નિયમ ૩૨ પ્રમાણે સ્કુલ બોર્ડ પ્રા. શાળાઓના વહીવટ અને દેખરેખ માટે જવાબદાર છે. હાલમાં ચેરમેનને કાઉન્ટર સાઇન (સાક્ષી તરીકે સામી સહી) કરવાની સત્તા હોવાથી બોર્ડ દ્વારા પોતાના ચેકો ઉપર કાબુ ધરાવી શકે છે. કરવા ધારેલો સુધારો અમલમાં આવે તો ઉપર જણાવ્યા પ્રમાણેનો કાબુ જતો રહેશે. આથી એ સુધારો જરા પણ વ્યાજબી તેમજ ન્યાયી નથી.

વધુમાં અમો એવો અભિપ્રાય ધરાવીએ છીએ કે સરકારને આવો સુધારો કરવાની સત્તાજ નથી. કાયદાની કલમ ૨૭ સરકારને અમુક નિયમો ઘડવાની સત્તા આપે છે પરંતુ આવું અનિશ્ચિત પગલું લેવા માટે તેમાં કાંઇ આધાર નથી.

બોર્ડનાં નાણાંને માટે ડિ. સ્કુ. બોર્ડ મુખ્યત્વે જવાબદાર હોવાથી બજેટમાં જે ખર્ચને માટે જોગવાઈ ન થઈ હોય તેવો ખર્ચ કરવામાં ન આવે તેની ખાસ તકેદારી તેણે રાખવાની છે અને તેથી પેટા નિયમ (૧) માં નિર્દેશ કરેલા શખ્સોની સહી અગર સાક્ષી ન થઈ શકે તો ચેકો ઉપર બીજા કોઈ શખ્સને તેમ કરવા કહેવાની સત્તા ડી. પી. આઇને આપવી એ ઇષ્ટ નથી. પેટા નિયમ (૧)માં જે બોર્ડના અમુક શખ્સોની ચેક પર સાક્ષી તરીકે સહી કરવાની સત્તા રાખવામાં આવેલી છે તે એટલાજ માટે છે કે જે ખર્ચને માટે સ્કુલ બોર્ડે પરવાનગી આપી નથી તેવો ખર્ચ થવા નહીં પામે. જો કોઈ સંજોગોમાં ચેરમેન અગર વાઇસ ચેરમેન ચેકો પર સહી ન કરી શકે તો તે પર સહી કરવાને માટે બોર્ડના કોઈ સભ્યને પરવાનગી આપવાની સત્તા ફક્ત ચેરમેનનેજ હોઇ શકે. તેથી નિયમ ૧૪૨ (૨)માં જે ફેરફાર કરવા ધાર્યો છે તેનાં કારણો આ પરિષદ સમજી શક્તી નથી. આ બાબતમાં હાલના નિયમ પૂરતા છે. અને એ બાબતમાં અત્યાર સુધી કોઈ પણ જાતની મુશ્કેલી જણાઈ નથી. આ પરિષદને ભય રહે છે કે કરવા ધારેલા સુધારાનો હેતુ, બોર્ડ મંજુર કરવા ધારતી ન હોય છતાં કેળવણી ખાતું કરાવવા માગતું હોય એવા ખર્ચને માટે બારી રાખવાનો છે. આવા સંજોગોમાં કુદરતી રીતે ચેરમેન અગર વાઇસ ચેરમેન બોર્ડે જે ખર્ચ મંજુર કર્યો ન હોય તેના ચેક પર સહી કરવા નાજ પાડે. જો આ પરિષદનો ઉપર જણાવેલો ભય ખરો હોય તો સુધારાની અસંગતતા ચોકખી રીતે માલમ પડશે. આ પરિષદના અભિપ્રાય પ્રમાણે નિયમ ૧૪૨ (૨)ના ખરડાને નામુદ કરવા માટે જેટલો વિરોધ કરવામાં આવે તેટલો ઓછો છે.

અમારા પોતાના અનુભવથી અમને જણાવતાં દિલગીરી થાય છે કે કેળવણી ખાતું સ્કુલ બોર્ડની સત્તા પર તરાપ મારવાના અને ધીમે ધીમે બોર્ડને એક રમકડા જેવી બનાવવાના પ્રયત્નો કરે છે.

તે સિવાય તેમની સલાહકારી અને બીજી સત્તાઓ આપણે લઈ લેવા માગતા નથી." (એજન તા. ૩૦-૪-૩૯ પાનું. ૨૬૬૮)

કાયદા અને તે અન્વયે થયેલા ધારાઓ પ્રમાણે "બધી પ્રાથમિક શાળાઓની વ્યવસ્થા અને અધિકાર માટે જિલ્લા સ્કુલ બોર્ડ જવાબદાર રહેશે." બોર્ડના નાણાંકીય અને વહીવટી તંત્ર ઉપર ચેરમેન લક્ષ આપશે અને એ. ઓ. જિ. સ્કુલ બોર્ડના મુખ્ય વહીવટી અમલદાર છે" અને તેને કાયદા પ્રમાણે અમુક સત્તાઓ મળેલી છે. જો કે એ. ઓ. સરકારના નોકર છે છતાં તેમણે બોર્ડે પોતાની સત્તાનુસાર જે નીતિ અને ધોરણ નકકી કર્યાં હોય તે બધાનો અમલ કરવાનો છે. નિયમ ૪૦ અ ના ખરડા પ્રમાણે સ્કુલ બોર્ડને પોતાનો પત્રવ્યવહાર એ. ઓ. ની મારફત મોકલવાનું કહેવું તે તેમના દરજ્જા અને સ્વમાનને અપમાનકર્તા છે. આ પ્રમાણેનો વહીવટ એ. ઓ.ને ડી. સ્કુલ. બોર્ડના ચેરમેન કરતાં ઉંચી કક્ષામાં મૂકશે. આ પરિષદ સ્વીકારે છે કે સ્કુલબોર્ડ તરફથી પ્રા. શાળાઓનો વહીવટ અને દેખરેખ અંગે અથવા તો શિક્ષકોની વર્તણુંક અને શિસ્ત સંબંધી જે સામાન્ય અથવા ખાસ હુકમો અથવા સૂચના આપવામાં આવી હોય તે તમામની એ. ઓ.ને જાણ હોવી જોઇએ અને એ. ઓ. મુખ્ય વહીવટી અમલદાર હોવાથી તેઓ એનાથી જરૂર જાણકાર રહેશેજ. ગુજરાતમાં તો આ પ્રમાણેનો વહીવટ બરાબર અમલમાં છે જ.

આથી પરિષદને લાગે છે કે આ નિયમની જરૂર નથી. જો નિયમની જરૂરજ હોય તો આથી ઉલટા નિયમની જરૂર છે. નિયમ ૪૦ અ માં નિર્દેશ કરેલી બાબતો વિષેના અગત્યના પત્રવ્યવહાર જે એ. ઓ. અને ખાતાના તેમજ બીજા ઉપરી અધિકારીઓ સાથે ચાલે તે બધો ડી સ્કુ. બોર્ડના ચેરમેન મારફત અથવા તો પહેલાં તેમને જાણ કરી પછીજ થવો જોઈએ. એ. ઓ. બોર્ડના મુખ્ય વહીવટી અમલદાર હોવાથી તેણે સ્કુલબોર્ડ અથવા તો તેના ચેરમેનને પહેલાંથી જાણ કર્યા વગર અથવા તો તેની પાછળ કોઈ વ્યકિત અગર ખાતા સાથે પત્રવ્યવહાર કરવો જોઇએ નહીં

અમો આપના ધ્યાન પર લાવવાની રજા લઇએ છીએ કે પ્રા. કેળવણીની ઉન્નતિને માટે એ. ઓ.એ અને સ્કુલ બોર્ડે પરસ્પર સહકાર અને એકદીલીથી કામ કરવું ખાસ આવશ્યક છે. પરંતુ અમને ભય લાગે છે કે નિયમોમાં કરવા ધારેલા સુધારાઓથી તદ્દન ઉલટું પરિણામ આવશે, કારણ કે સદહું નિયમો સરળ વહિવટ ચલાવવા માટે જે પરસ્પરમાં શુભેચ્છા અને વિશ્વાસની ખાસ આવશ્યકતા છે તેની આડે આવશે.

નિયમ ૭૪ના નવા ખરડા બાબતમાં જણાવવાનું કે હાલમાં વેકેશન અને રજાઓ પાડવાની સત્તા સ્કુલ બોર્ડની છે તેના પર એ ખરડો કાપ મૂકે છે અને તેથી આ પરિષદનો તેને માટે સખ્ત વિરોધ છે. હાલના નિયમ પ્રમાણે વરસ દરમ્યાન ૩૫ સુધી રજાઓ મંજુર કરવાની સત્તા સ્કુલબોર્ડની છે. નવા ખરડા પ્રમાણે ડી. પી. આઇ.ની પહેલાંથી સંમતિ મેળવી આ સત્તા વાપરવાની છે. આ સુધારો તદ્દન બીનજરૂરી અને અયોગ્ય છે. નક્કી કરેલી હદમાં રહીને રજાઓ નક્કી કરવાની સત્તા કેટલાંયે વરસોથી સ્કુલબોર્ડ ભોગવતી આવી છે અને તે સત્તા પર કાપ મૂકવાનું કોઇ પણ કારણ નથી.

આંગણાનો કચરો વાળીને હુ પડોશીના આગણામા ફેંકુ, મારી બારીએથી હુ કચરો ફેંકુ, પાણી ઢોળુ, થૂંકુ, અને એમ કરતાં નીચેથી ચાલનારનો ખ્યાલ સરખો ન કરું! આ કેવી બેજવાબદારી, કેવી બેદરકારી ગણાય?

ઉપર એક ગંદકીનો જ દાખલો આપ્યો છે. પરંતુ જમીનની, ખેતરની, લેવડદેવડની વગેરે અનેક બાબતોમા ઉંડે ઉતરીને જોઇશું તો સ્પષ્ટ જણાશે કે આપણે આપણો સમાજધર્મ બરાબર નથી બજાવતા તેથી બધા ગુંચવાડા ઉભા થાય છે.

સુધરાઇએ રસ્તા પર મુકેલુ ફાનસ, મોરી તથા રસ્તાની મવડ વિગેરેનો તેમજ રેલ્વે વગેરે બીજી સાર્વજનિક સુખસગવડોનો ઉપયોગ કરવામા પણ જે અનેક જાતની બેદરકારી જોવામા આવે છે, તેથી પણ કેટલો ત્રાસ વેઠવો પડે છે!

દેશના રાજતંત્ર અને સરકાર સાથેના વર્તનમાં પણ આવીજ ઉણપો જોવામા આવે છે. આજના જમાનામા પ્રજાતંત્રો એ લોકપ્રિય રાજપદ્ધતિ મનાય છે એ પદ્ધતિની સફળતાની ચાવી પ્રજાની સામાજિક કેળવણીમા રહેલી છે. પ્રજાના દરેક માણસે આખા દેશને પોતાના ઘર સમાન ગણીને અને તેમાં વસતા દરેકને ભાઇ બરાબર સમજીને વર્તતા શીખવુ જોઇએ. પોતાના દેશનું સ્વરાજ બરાબર ચાલે તેને સારુ જે જે ગુણો કેળવવા જોઇએ તે કેળવવાનો તથા જે જે ફરજો અદા કરવી જોઇએ તે અદા કરવાનો તેના દરેક શહેરીએ પોતાનો ધર્મ સમજવો જોઇએ. જે દેશમા આ પ્રકારની સમજ ન વધે તે દેશ જો સ્વરાજ ભોગવતો હોય તો તે પોતાનુ સ્વરાજ ન સભાળી શકે; તે દેશના લોકો સ્વાહમ પછી લાબો કાળ ન રહી શકે.

એક જ દાખલો લઈએ અમલદારોને લાચરુશવત અપાય છે એ સૌ દેશોમા બનતી વાત છે પરંતુ જે દેશના પ્રજાજન પોતાના સમાજ-ધર્મમા કેળવાયા હોય, તેઓ આવુ પાપ કદી નહિ કરે. પોતાને સોપેલુ કામ કરવુ એ દરેક સરકારી કે ખાનગી નોકરોનું કર્તવ્ય છે તે ન કરે, તો એ દંડને પાત્ર થાય છે, દેશની એ અમેવા કરે છે. પરતુ એ લાચ લે છે અને સ્વાર્થી અને સંકુચિત મનના લોકો પોતાનો નાનકડો લાભ જોઇને એ આપે છે. તેગ્લાક ખાતા તો લાંચિયા તરીકે સૌ કોઈ ઓળખે છે તે ખાતામા કોઇ નોકર હોય તો એમજ પુછાતું સાભળ્યું છે કે, 'ભાઇ, શો પગાર મળે છે?' પછી બીજો સવાલ પુછાય, 'અને બીજુ?' આ બીજું એટલે લાચ! જાણે કે, પગાર જેટલો જ એના પર નોકરનો અધિકાર ન હોય! આ કુટેવને માટે આપણે અમલદારને જ એકલાને નિંદવો ન જોઇએ. તેને એ કુટેવ પાડનાર અને તેને નભવા દેનાર પ્રજાજનો પણ તેના જેટલાજ જવાબદાર છે. બલ્કે તેઓ જ વધારે જવાબદાર છે, કારણ કે, તેમણેજ તેને આ ટેવ પાડી છે, તેઓ ધારે તો તેની તે ટેવ તરતજ નાબૂદ કરી શકે

આવી રીતે વિચારપૂર્વક પોતાનુ વર્તન ઘડવુ એ ધર્મદૃષ્ટિએ પણ જરૂરનું છે. અને એથી જ સમાજમાં યોગ્ય વર્તન રાખવુ એ ધર્મનો જ એક ભાગ છે એ ભાગને સમાજ-ધર્મ કહેવામા આવે છે એનો પાયો ઉપર કહેલી જવાબદારી કે પારકાના સુખની દરકારમાં રહેલો છે. આ ગુણમાથી અનેક નાના મોટા બીજાં ગુણો ફૂટે છે. તે બધા સામાજિક ગુણો પણ ચારિત્ર્યનો એક ભાગ ગણાય તેથી દરેકે આ ગુણો સભાળપૂર્વક પોતામા કેળવવા જોઇએ. એમાં સફળ સ્વરાજની ચાવી રહેલી છે. (શિક્ષણ અને સાહિત્યમાથી)

જાહેરાતના ૫ મા ફકરામાં જે સુધારો કરવા ધારેલો છે તેથી પણ બોર્ડની સત્તા કમી થાય છે. આ પરિષદના અભિપ્રાય પ્રમાણે સ્કૂલ બોર્ડના અધિકારી અગર નોકર વર્ગના કાયદેસરના કામની આડે અમુક પ્રવૃત્તિ આવે છે કે નહી તે નક્કી કરવાનું કામ બોર્ડજ સારી રીતે કરી શકે. બોર્ડના નોકરો કે જેમાં ઘણો મોટો ભાગ શિક્ષકોનો છે તેમને તેમની કાયદેસરની કેળવણી વિષયક ફરજોની આડે આવે અગર ફરજોમાં બાધ લાવે તેવી પ્રવૃત્તિઓ અથવા પ્રચાર કાર્યમાં ભાગ લેવા માટે રજા આપવી જોઈએ નહીં.

આ પરિષદના અભિપ્રાય પ્રમાણે આ ખરડા પ્રમાણે કરવા ધારેલા સુધારા સ્થાનિક સ્વરાજ્ય સંસ્થાઓના મૂળ પાયામાં ઘા કરવા સમાન છે. જેથી આ પરિષદ નામદાર સરકારને આ જાહેરાત પ્રમાણેના સુધારા મંજુર નહીં કરવા માન પૂર્વક તેમજ ઘણા આગ્રહથી વિનંતિ કરે છે.

વધુમાં પરિષદને લાગે છે કે સ્કુલ બોર્ડોની જે નહિ જેવી સ્વતંત્રતા રહેલી છે તેને પણ લઈ લેવા માટે વિચાર પૂર્વક પ્રયત્નો થઈ રહ્યા છે અને સરકારે નિયમો ઘડી પુતળાં જેવી બનાવેલી સંસ્થાઓમાં જરા પણ સ્વમાનવાળી બોર્ડ કામ કરવા તૈયાર થશે નહી.

અમો નામદાર સરકારને માનપૂર્વક જણાવવાની રજા લઈએ છીએ કે સુધારવા ધારેલા નિયમો સામે સાર્વત્રિક વિરોધ ઉઠાવવામાં આવ્યો છે તેમ છતાં પણ જો તે મંજુર કરવામાં આવશે તો ગુજરાતની સ્કૂલ બોર્ડોને આવી પાંગળી બનાવેલી સંસ્થાઓમાં રહેવું કે કેમ તેનો વિચાર કરવાની ફરજ પડશે. જો સરકારની એવી માન્યતા હોય કે સ્કૂલ બોર્ડોનું અસ્તિત્વ અનિચ્છનીય છે અને પ્રાથમિક શાળાઓ ઉપરનો તમામ અંકુશ સરકારે પોતે લઈ લેવો જોઈએ તો તે પ્રમાણેની જાહેરાત તેણે હિંમત ભેર કરવી જોઈએ અને સ્કૂલ બોર્ડોને નાબુદ કરવી જોઈએ પરંતુ ખાતાના એક રમકડા બનાવવાની હદ સુધી સ્કૂલ બોર્ડની સત્તાઓ ખેંચી લેવાની હાલની નીતિ સામે અમારો સખ્ત વિરોધ છે.

ગુજરાતની જુદી જુદી સ્કૂ. બોર્ડોએ સરકારે કરવા ધારેલા આ સુધારાઓ વિરૂદ્ધ પોતાનો વિરોધ જુદો જુદો નોંધાવ્યો છે.

આ પત્ર લાંબો થાય નહીં તે માટે તેમના વિરોધની વિગતવાર નોંધ આમાં લેવામાં આવી નથી. આથી આપને વિનંતિ કરવાની કે તે બધા વિરોધને આ પત્રના એક અંગ તરીકે ગણવા મે. કરશો.

નરહરિ પરીખ

પ્રમુખ: સ્કૂલ બોર્ડના ચેરમેનોની પરિષદ

# સામાજિક જવાબદારી

વિચારક પુરુષો કહે છે કે, આજના લોકમાં સામાજિક ગુણોની ભારે ઊણપ જણાય છે; તેથી કરીને આજના સમાજને ઘણું દુઃખ વેઠવું પડે છે, માણસ એક વ્યક્તિ તરીકેના વ્યવહારમાં સારો સુશીલ ને વિવેકી હોય છે પરંતુ સામાજિક કામમાં એના એ ગુણો ક્યાંક ઊડી જાય છે. આના અનેક દાખલા આપી શકાય. આપણી ગંદકીજ જુઓ. આપણાં ઘર કેવાં સ્વચ્છ હોય છે! પણ આપણી પોળો, આપણી શેરીઓ, આપણાં કૂળિયાં, આપણાં ગામડાં કેમ નથી હોતાં? એનું એકજ કારણ છે કે, આપણે સામાજિક જવાબદારીનો ગુણ જોઇએ તેટલો કેળવ્યો નથી; આપણે સામાના સુખ માટે બેદરકાર રહીએ છીએ. મારા

અયોગ્ય હોવાથી તે નહિ સ્વીકારી શકવા બાબત ઓફિસ તરફથી આપવામા આવેલા જવાબને બહાલી અને એ સબધમા પરતુ કરવા ચેરમેનને સત્તા ૨૬ પંચાયતવાળા જે ગામે કહું શાળા હોય અને ગામની મુસલમાન વસ્તી દશ ટકાથી ઓછી હોય અને શાળા કમિટીમા કોઈ મુસ્લીમ સભ્ય આવ્યો નહિ હોય તો દશ ટકાથી ઓછી વસ્તી હોવા છતા એક મુસ્લીમ સભ્ય શાળા કમિટીએ કો ઓપ્ટ કરવો એવો સુધારો સરકાર પાસે કરાવવા લો બો ને ભલામણ ૨૭ વેડછી તાલીમ વર્ગના છેલ્લા વર્ગમા હગામી શિક્ષકોને મોકલવામા આવ્યા છે તે બહાલી આપવામાં આવી ૨૮ અંભેટી તા બારડોલીની છોકરાની શાળા અગે હળપતિ છનીઆ દેડીઆની એક ગુઠો જમીન એક્વાયર કરવા લો બો ને વિનતિ ૨૯ અસેટી તા બારડોલીની કન્યાશાળાના મકાનની લગોલગ આવેલી બે ગુઠા જમીન અર્જન્સી કલોઝ લાગુ પાડી તાકીદે એક્વાયર કરવા બાબત જિલ્લા લોકલ બોર્ડના તા ૨૨-૨-૪૧ના ઠરાવ નબર ૪૫ને બહાલી આપવામા આવી ૩૦ સદરહું જમીન એક્વાયર કરવા રૂા ૪૫૦) સુધીનુ પ્રોવિઝન આવતા વર્ષમાં બજેટમા કરવુ

તા ૧૦-૩-૪૧ને રોજ મળેલી જિલ્લા સ્કૂલ બોર્ડની કાર્યવાહીની સક્ષિપ્ત નોધ —

૧ શ્રીમતી જ્યોત્સ્નાબેનની બાકી રહેલી રજા રદ કરવામા આવી ૨ શ્રી જુગતરામ, શ્રી ડો પરાગજી અને શ્રી ભુલાભાઈની આજની સભામા ગેરહાજર રહેવાની રજા મજુર ૩ પર્સનલ પેનો ઠરાવ –એ ડી પી આઈ નો પત્ર ન એસ ૬૭ (ડી), ૬૬૭–ડી તા ૭ ૩-૪૧ નો રજુ થતા સર્વાનુમતે ઠરાવ કરવામા આવ્યો કે 'પર્સનલ પે' સબધમાં આ બોર્ડના વાધાઓ સરકારને રજુ કરવામાં આવ્યા હતા અને તેને બદલે શિક્ષકોને કાયમી લાભ મળી શકે એવી રીતે પગારના ધોરણમા રીવીઝન કરવાની દરખાસ્ત ડી પી આઈને મોકલી આપી હતી અને તે માટે 'પર્સનલ પે' કરતા થોડો વધુ બોજો ઉપાડવો પડે તો તે ઉપાડવાની પણ બોર્ડે તત્પરતા બતાવી હતી પરતુ સરકાર પોતે કાયમી ખર્ચ વધે એવી શિક્ષકોના કાયમી હિતની આ યોજના મજૂર કરવા તૈયાર નથી એમ ડી પી આઈ એ રૂબરૂ જણાવ્યાથી 'પર્સનલ પે'ની વિષમતા ઓછી થાય, તેનો લાભ હાલના કરતા ઝાઝા શિક્ષકોને ધોરણસર મળી શકે અને શિક્ષણની કાર્ય સાધકતા વધી શકે એવી રીતે એ રકમ વહેચવાની બીજી યોજના ડી પી આઈ ને મોકલવામા આવી હતી અને તે યોજના સ્વીકારવા શિક્ષક સઘે પણ તત્પરતા બતાવી હતી પરતુ ડી પી આઇ, એ તે યોજના પણ સરકારમા મોકલવા ના પાડી પાછી મોકલી છે નેથી સદરહું યોજના લો બો ના પ્રમુખ સાહેબે સરકારને સીધી મોકલી આપી છે તેનો હજી જવાબ આવ્યો નથી અને હિસાબી વર્ષનો આ છેલ્લો મહિનો હોવાથી આ યોજના સરકાર તરફથી વેળાસર મજૂર થઈ ન આવે તો ચાલુ સાલની એ અંગેની સરકારી ગ્રાન્ટનો લાભ શિક્ષકોને મળી શકે તે માટે આ સબધી સરકારનો છેવટનો નિર્ણય થઈ આવે ત્યા સુધીને માટે શિક્ષકોને 'પર્સનલ પે' આપવાની લો બો ને ભલામણ કરવામા આવે છે

૪ ગુજરાતની સ્કૂલબોર્ડોના ચેરમેનોની રજિસ્ટર્ડ પ્રા કે કાયદાના નિયમોમા સુધારા વધારા (જુઓ સ્થાનિક સ્વરાજ્યના ૨૨૧મા પાના પર સ્કુલબોર્ડની તા ૧૮-૧૨-૪૦નો ઠરાવ ન ૨૮) બાબતમાં કરેલા વિરોધ ને બહાલી ૫ પ્રા એજ્યુ ફડના ચેક ઉપર સહી કરવા બાબતના પ્રા એજ્યુ રૂલ્સના નિયમ ૧૪૨મા સરકારી ઠરાવ ન એસ ૯૧ તા ૨૫-૨-૪૧ થી જે સુધારો સુચવવામાં આવ્યો છે તે સામે વાધો દર્શાવતા ચેરમેન સાહેબે લખેલા પત્રને બહાલી તા ૧-૩-૪૧ને રોજ ગુજરાતની સ્કૂલબોર્ડોના ચેરમેનોએ ડયુટી પે અંગે નિવેદન કરેલુ તેને બહાલી ૭ શાળાઓની કાંતણ હરિફાઈ માટેના નિયમો મજુર કરવાનું કામ મુલતવી ૮ વવસાડની બુરીબાઈ કન્યાશાળાના મકાન તથા અસબાબને નુકસાની થાય તે ભરપાઇ કરી આપવાની તેમજ સદરહું મકાન તથા મેદાનની જરૂર પડે ત્યારે સ્વાધીન કરવાની શરતે સદરહું મકાન તથા મેદાનનો ઉપયોગ વલસાડ શિક્ષક મડળની કેળવણી અંગેની સભાઓ તેમજ સમારભો ભરવા માટે કરવા દેવાની સદરહું મડળને કાયમને માટે પરવાનગી આપવામાં આવી ૯ સરકાર તરફથી લો બો ને મળતી ગ્રાન્ટ એક અઠવાડીઆમા પ્રા એજ્યુ ફડ

ખાતે જમા કરાવવા બાબતનો પ્રા. કેળવણી કાયદાના નિયમ ૧૪૧ (અ)માં સૂચવવામાં આવેલા સુધારા સામે વધો નહિં લેવાનો હોવાથી નોંધ લઈ દફતરે. ૧૦. સ્કૂ. બોર્ડની ચૂંટણીના નિયમોના નિયમ ચારમાં કરવામાં આવેલો સુધારો નોંધ લઈ દફતરે. ૧૧. પાઠ્ય પુસ્તકો દાખલ કરવા સંબંધીના પ્રા. કે. કાયદાના નિયમના સુધારા સામે બોર્ડે લીધેલા વાંધો ધ્યાનમાં લીધો નથી તેની દીલગીરી સાથે નોંધ લઈ સરકારી ઠરાવ નોંધ લઈ દફતરે. ૧૨. મોટી જાટલાવ તા. બારડોલીની શાળા માટે ગામ લોકોએ રૂ. ૪૦૦ જમા કરાવ્યા છે તેની પહોંચમાં શ્રી. રંગભાઈ છીબાભાઈના નામને બદલે લોકોનો વિશ્વાસ ધરાવનાર અને કામમાં રસ લેનાર શ્રી ભવાનભાઈ છીબાભાઈનું નામ દાખલ કરવા લો. બો. ને વિનંતી. ૧૩. સ્યાદલા તા. વાલોડની શાળાના કમ્પાઉન્ડમાં ગામ લોકોને મુતરડી બાંધવા દેવાની ચેરમેન સાહેબે આપેલી પરવાનગીને બહાલી આપવા લો. બો. ને ભલામણ. ૧૪ વલસાડ પારડીના ગામલોકોએ સીવવાનો સંચો સ્કૂલમાં આપેલો પણ તેનો ઉપયોગ થતો ન હોવાથી તે સંચો બીજી જરૂરીઆતવાળી કન્યાશાળામાં આપવા સંમતિ આપવા ત્યાંના ગ્રાંડળને વિનંતી કરવામાં આવે છે. ૧૫. વાંઝણા રા. વિ. ના હેડ માસ્તરનું કામ ઘણું સંતોષકારક હોવાથી તેમને ખેતી એલાવન્સ આપવા ડી. પી. આઇ. ની મંજુરી મેળવવી. ૧૬ સ્કૂલબોર્ડનું ૧૯૪૧-૪૨ના વર્ષનું બજેટ મંજુર કરવા લો. બો. ને ભલામણ. ૧૭. આઇસોલેટેડ એરીઆની શાળામાં વર્ધા શિક્ષણ ચાલુ રાખવું કે કેમ તે બાબતનું રજુ કરેલું કામ મુલતવી. ૧૮. ગોડસંબા રા. વિ. ના શિક્ષક કવોરટર્સને ખાસ મરામત કરવા માટેનું એસ્ટીમેટ મંજુર કરવા લો. બો. ને ભલામણ. ૧૯. શાળાએ બોલી શકાય એવા બાળકોના ગામોના ઝુમખાં ન હોવાથી શાળા ખોલવા બાબતનો સરકારી ઠરાવ દફતરે. ૨૦. મંછાબેન લલ્લુભાઈ મીસ્ટ્રસ ચીખલી કન્યાશાળાને વધારાની મુદત આપવા સંબંધીનું કામ મુલતવી. ૨૧. ચેરમેન સાહેબની ફેબ્રુઆરી માસની ડાયરી તથા બન્યાવીશ મંજુર ૨૨. એ. ઓ. સાહેબની ફેબ્રુઆરી માસની ડાયરી ફાઈલે. ૨૩. અંગ્રેજી વર્ગોનું સને ૧૯૪૧-૪૨ ના વર્ષનું બજેટ મંજુર કરવા લો. બોને વિનંતી. ૨૪. લોકશાળાઓને સને ૧૯૪૧-૪૨ના વર્ષ માટે એપ્રુવ કરી એપ્રુવ એઈડ 'અ' વર્ગની શાળાઓને લાગુ થતી ગ્રાન્ટના સીત્તેર ટકા અને 'બ' વર્ગની શાળાઓને પુરેપુરી ગ્રાન્ટ આપવા મંજુર. સ્લેટ ચોપડાંની રૂ. ૧૩૦)ની ગ્રાંટમાંથી એપ્રુવ 'અ'ની શાળામાં ૧૨૦ થી વધારે સરાસરી સંખ્યાવાળી ને રૂ. ૪) અને તેનાથી ઓછીને રૂ. ૩) 'બ' વર્ગની શાળામાં ૪૦)થી વધારે હાજરી વાળીને રૂ. ૩) અને તેનાથી ઓછીવાળીને રૂ. ૨) આપવા મંજુર તેમજ 'અ' તથા 'બ' વર્ગની શાળાઓને ૧૯૪૧-૪૨ માટે મંજુર કરી રજીસ્ટર કરવામાં આવી. ૨૬. પારડી તા ખુનગોવન લક્ષ્મણને તા. ૧૪-૨-૪૧થી માસીક રૂ. ૯-૮-૦ પ્રમાણે પ્રોવીઝનલ પેન્સન આપવા મંજુર, પણ તે એ શરતે કે સદર પેન્સન મળશે આવતા ઓડીટમાં રજુ કરવાં ને પેન્શન નક્કી થાય તે પ્રમાણે ફેરફાર કરશે. શિક્ષક પરભુભાઇ લાલભાઇની ૩૦ વર્ષની નોકરી તા. ૧૭-૧૨-૪૧ને રોજ પુરી થતી હોવાથી સદરું તારીખે અને એજ સાંજથી એમને રીટાયરીંગ પેન્શન પર ઉતરવા મંજુરી આપવામાં આવે છે. ૨૮. ઉનાળાનું વેકેશન તા. ૧-૫-૪૧ થી ૨૮-૫-૪૧ સુધી અને શિયાળાનું વેકેશન દિવાળી સાથે જોડીને બે અઠવાડિયાં સુધી પાડવા શિક્ષક સંઘની કાર્યવાહક કમિટીની ભલામણ મંજુર. ૨૯. સોનવાડા તા. વલસાડની શાળા માટે રમતગમતની જમીન એકવાયર કરવાનું કામ મુલતવી. ૩૦. શાળા માટે ભાડે રાખેલા મકાનોમાંના ઘણા જુજ ભાડે રાખેલા હોવાથી તેમજ ભાડા સંબંધી કાંઈ ઝઘડા થતા નહિ હોવાથી જરૂરી ભાડાચીઠ્ઠીની જરૂરવાળાં મકાનોનીજ ભાડાચીઠ્ઠી કરી બાકીના માટે સાદી ભાડાચીઠ્ઠી ચાલુ રાખવા મંજુરી મેળવવા પત્રવ્યવહાર કરવા ચેરમેનને સત્તા. ૩૧. બોરિફળીઆ તા. જલાલપોરની શાળાના નવાં મકાન પર શ્રી. પરભુભાઈ નાનાભાઇને પોતાને ખર્ચે તકતી મૂકવા દેવાની ડિ. જિ. કમિટીની મંજુરી મેળવવા લો. બો. ને ભલામણ. ૩૨. કાલીઆવાડી તા. જલાલપોરની શાળા માટે બે વધારાના ઓરડા શેઠ દેવચંદ મોતીચંદ બંધાવે છે તેમને તેમના ખર્ચે મકાન પર તકતી મૂકવા દેવાની પરવાનગી આપવા લો. બો. ને ભલામણ. ૩૩. નવી નિશાળો કાઢવા સંબંધમાં આર્થિક સગવડ પ્રમાણેની દરખાસ્ત સરકારને મોકલવા ચેરમેનને સત્તા. ૩૪. મુંબઈ સરકારે પ્રૌઢશિક્ષણ માટે જુના દરે ગ્રાન્ટ આપવા નિર્ણય કર્યો છે તેનો લાભ લેવા જે શિક્ષકો ઈચ્છતા હોય તેમને પરવાનગી આપવા બાબતની સૂરત જિલ્લા પ્રૌઢશિક્ષણ સમિતિની ભલામણ મંજુર.

# સુરત જિલ્લા સ્થાનિક સ્વરાજ્ય

[ માસિક ]

વર્ષ ૨ ] એપ્રિલ ૧૯૪૧ [ અંક ૯


## સુરત જિલ્લા સ્કૂલ બોર્ડનો અહેવાલ

(તા. ૩૧-૧૨-૩૮ થી ૩૧-૩-૪૧ સુધીનો)

સુરત જિલ્લા સ્કૂલ બોર્ડનો વહીવટ હાલની મહાસભાવાદી જિલ્લા લોકલ બોર્ડે ચૂંટેલા ૧૪ મહાસભાવાદી સભ્યોની બનેલી જિલ્લા સ્કૂલ બોર્ડે તા. ૩૧-૧૨-૩૮ને રોજ હાથમાં લીધો હતો ત્યારથી તા. ૩૧-૩-૪૧ સુધીના સવા બે વર્ષની એ બોર્ડની કામગીરીનો ટુંકો અહેવાલ નીચે રજૂ કરીએ છીએ

જિલ્લા સ્કૂલ બોર્ડમાં બે કેળવણીના અનુભવી, ૧ સ્ત્રી, ૧ હરિજન, ૧ પછાત કોમ, ૧ મુસ્લીમ, ૧ વલસાડ અને રાંદેર મ્યુનિસિપાલિટી તરફના અને ૭ સામાન્ય મળી ૧૪ સભ્યો છે, જે પૈકી ૮ સભ્યો જિલ્લા લોકલ બોર્ડના સભ્યો પૈકીના અને ૬ બહારથી લેવામાં આવેલા છે

**બે મુખ્ય પ્રશ્નો**

# અનુક્રમ


| વિષય | | પૃષ્ઠ |
|---|---|---|
| ૧ સુરત જિલ્લા સ્કૂલ બોર્ડનો અહેવાલ | શ્રી કલ્યાણજી વિ. મહેતા | ૨૫૯ |
| ૨ હાથ ઉદ્યોગ | શ્રી નટવરલાલ આચાર્ય | ૨૭૩ |
| ૩ પંચાયતોને સૂચના | | ૨૭૫ |
| ૪ આપણું કલંક | શ્રીમતી જ્યોત્સ્ના શુક્લ | ૨૭૭ |
| ૫ જિલ્લા લોકલ બોર્ડની કાર્યવાહી | | ૨૭૯ |


卐

## ગ્રાહકોને

જેમના લવાજમના પૈસા બાકી હોય તેમને તે તાકીદે મોકલી આપવા વિનતિ છે.


તંત્રીમંડળ

શ્રી. દુર્લભજી પરાગજી દેસાઈ
શ્રી. કલ્યાણજી વિઠ્ઠલભાઈ મહેતા
શ્રી. જ્યોત્સ્નાબ્હેન શુક્લ
શ્રી. મકનજી પુરુષોત્તમ પટેલ
શ્રી. લલ્લુભાઈ હરિભાઈ પટેલ

વ્યવસ્થાપક
શ્રી. ઠાકોરભાઈ મણિભાઈ દેસાઈ
ચિફ ઓફિસર
સુરત જિલ્લા લો. બોર્ડ

મુદ્રક
કાલિદાસ કૃપાશંકર રાવત,
'પ્રતાપ' પ્રી. પ્રેસ
કણપીઠ, સુરત

આ માસિક દર મહિનાની ૧૫ મી તારીખે પ્રગટ થાય છે.

વાર્ષિક લવાજમ રૂા. ૧-૦-૦

આ પૈકી રૂ. ૪૩,૫૧૦ સરકારે પોતાના ફાળાના આપવા જોઇતા હતા તે ન આપવાથી પરિસ્થિતિ એવી ઉભી થઇ કે સુરત જિ. સ્કુલ બોર્ડનું બજેટ લગભગ રૂ. ૩૦ હજારની ખોટના ખાડા સાથેનું બનતું આવ્યું છે.

**એક પૈસાનો કર:**

ઉપર જણાવ્યા પ્રમાણેની નાણાં વિષયક વિષમ પરિસ્થિતિમાં બોર્ડ હતી અને ખુટતા શિક્ષકોનો પ્રશ્ન તેને મૂંઝવી રહ્યો હતો તે વખતે આ ખાતાનું સંચાલન અમારા હાથમાં આવી પડ્યું હવે પછી સરકાર પોતાનો ૨/૩ ફાળો આપે તો પણ લે. બોર્ડ પોતાનો ૧/૩ ફાળો આપવાનાં સાધન પેદા કરી શકે તોજ કેળવણીનું બહેતર થઇ શકે અને આર્થિક સંકડામણના કાદવમાં ખુંચી ગએલું ગાડું બહાર નીકળી શકે. આથી આ જીલ્લાની પ્રજા ઉપર કરનું ભારણ મોટું હોવા છતાં પોતાનાં બાળકોના હિતને ખાતર ખુટતા શિક્ષકો અને શાળા વિનાનાં ગામોએ શાળા કાઢવા માંટે એક પૈસાનો વધારો એક આનાના લોકલ ફંડમાં કરવાની દરખાસ્ત અમે જીલ્લાની પ્રજા આગળ મૂકી તેની આવશ્યકતા સમજાવી લોકમત કેળવવા અને એ કર માટે લોકોની મંજુરી મેળવવા અમે જીલ્લામા સ્થાનિક સભ્યો સાથે પ્રવાસો કર્યા અને ૨૦૦ કરતાં વધારે ગામોમાં જાહેર સભાઓ ભરવામા આવી. અમને જણાવતાં આનંદ થાય છે કે એક પણ ગામના વિરોધ વિના જીલ્લાની પ્રજાએ આ ૪૦ હજારનો ફાળો ઉપાડવાની સંમતિ આપી. એટલે તા. ૨૭-૩-૩૯ને રોજ મળેલી જીલ્લા બોર્ડમાં એક પૈસાના કરવધારાનો ઠરાવ પસાર કરવામાં આવ્યો.

આ પ્રમાણે પ્રજા પોતાના ફાળાના ૪૦ હજાર રૂપીઆ આપે તો સરકારે પોતાના હિસ્સાના ૮૦ હજાર રૂપીઆ આપવા જોઇએ અને તે માટેની ખાત્રી મહાસભાવાદી પ્રધાન મંડળ પાસેથી તા. ૧૬-૧-૩૯ની બારડોલીની જાહેર સભામાં વડા પ્રધાન અને નાણાં પ્રધાન પાસેથી મેળવવામાં આવી હતી

**ખૂટતા શિક્ષકો માટે મથામણ**

આખા ઇલાકામાં ખૂટતા શિક્ષકોની બાબતમાં કદાચ આ જિલ્લો જ અત્યંત સંકડામણ-ભરી પરિસ્થિતિમાં વર્ષોથી પસાર થતો આવ્યો છે. તે નીચેના આંકડાઓ પરથી જણાઇ આવશે.

૧૯૨૩નો કેળવણી કાયદો ઘડાયો તે પહેલાંના વર્ષથી આંકડાઓ ટાંકી એ પ્રશ્નની તીવ્રતા આપણે જોઇ શકીશું.

| વર્ષ | વિદ્યાર્થી સંખ્યા | શિક્ષકની સંખ્યા | શિક્ષક દીઠ સરેરાશ વિદ્યાર્થી |
|---|---|---|---|
| ૧૯૨૧ | ૩૧૦૫૬ | ૧૦૯૯ | ૨૮ |
| ૧૯૨૩-૨૪ | ૩૨૪૧૬ | ૧૦૯૯ | ૨૯.૫ |
| ૧૯૨૯-૩૦ (ખાતુ કબજે લીધાનું વર્ષ) | ૩૮૨૬૨ | ૧૦૯૯ | ૩૫ |
| ૧૯૩૪* | ૪૨૦૨૭ | ૧૦૯૯ | ૩૮.૨ |
| ૧૯૩૮ | ૪૫૧૯૫ | ૧૦૯૯ | ૪૧ |

૮ તાલુકાનાં ૭૭૭ ગામો તથા વલસાડ અને રાંદેર કસ્બો એનો કાર્યપ્રદેશ છે. છેલ્લાં બે શહેરોની કેળવણી વિષયક જવાબદારી ૧૯૨૩નો કેળવણી કાયદો ૧૯૩૮માં સુધારવામાં આવ્યો તે પહેલાં ત્યાંની મ્યુનિસિપાલિટીઓ પોતપોતાની ચુંટેલી સ્કૂલબોર્ડો દ્વારા અદા કરતી હતી. ૧૯૩૧ની વસતિ ગણત્રી મુજબ આ પ્રદેશની વસતિ નીચે પ્રમાણે હતી.

| | |
|---|---|
| ૫,૬૮,૬૪૮ | જિલ્લાનાં ગામડાંઓની વસ્તી. |
| ૧૪,૨૨૬ | વલસાડ કસ્બાની વસ્તી. |
| ૧૨,૧૮૮ | રાંદેર કસ્બાની વસ્તી. |
| ૫,૯૫,૦૬૨ | |

**આર્થિક જવાબદારી :**

૧૯૨૩નો કેળવણી કાયદો, કેળવણીનો વિસ્તાર વધારવા માટે અને શિક્ષણનો પ્રકાર સુધારવા માટે ઘડવામાં આવ્યો હતો. પરંતુ એ કાયદા અનુસાર તે પછીના કેળવણી વિષયક વધારાના દરેક ખર્ચનો ⅓ ભાગ લોકલ બોર્ડના ઉપર પડે છે, જ્યારે તે પહેલાં એક આનાના લોકલ સેસમાંથી ચાર પાઈના હિસાબે જેટલી રકમ થાય તેટલી જ સરકારને આપીને બોર્ડ મુક્ત થતી હતી. બાકીના તમામ ખર્ચની જવાબદારી સરકારની રહેતી.'

બોર્ડ આ નવો બોજો ઉપાડવાની સ્થિતિમાં નહિ હોવાથી ૧૯૨૩નો કેળવણી કાયદો થવા છતાં સુરત જિલ્લાની લોકલ બોર્ડે કેળવણીનો વહીવટ વર્ષો સુધી પોતાના હાથમાં લીધો ન હતો, પાછળથી તા. ૧-૯-૨૯ ને રોજ તે વખતની બોર્ડે આ વહીવટ સંભાળી લીધો.

પરિણામે બોર્ડની આર્થિક જવાબદારી દિનપ્રતિદિન વધતી ગઈ. અને તેને પહોંચી વળવા બોર્ડ શક્તિમાન ન હોવાથી તેમજ સરકાર પોતાના માથા ઉપરનું ભારણ સ્થાનિક સ્વરાજ્યની સંસ્થા ઉપર નાખીને મોકળી બનેલી હોવાથી ન તો નવી નિશાળો ખુલી શકી કે ન તો વધતા જતા વિદ્યાર્થીના પ્રમાણમાં નવા શિક્ષકો રાખી શકાયા. આથી જીલ્લાના કેળવણી વિષયક ક્ષેત્રમાં 'અંધકાર યુગ' વર્ષો સુધી ચાલ્યો, અને પૂરતા શિક્ષકો વિના શાળાઓ, શાળા મટી 'ઢોર પૂરવાનાં ડબ્બાં'ની સ્થિતિમાં આવી પડી। ૧૯૩૪માં જીલ્લા લોકલ બોર્ડને પરિસ્થિતિ અસહ્ય લાગવાથી તેણે ૭૫ શિક્ષકો સરકારની મંજુરીની અપેક્ષાએ શિક્ષણની સંગીનતા ખાતર નીમ્યા, પણ તે શિક્ષકો ૧૯૩૮ સુધીના ૫ વર્ષના લાંબા ગાળા દરમિયાન પણ સરકારે મંજુર કર્યા નહિ, અને તેમ કરીને તેનું ⅔ ખર્ચ સરકારે આપવું જોઈતું હતું તે આપ્યું નહિ. આથી જીલ્લા સ્કૂલ બોર્ડને નીચે પ્રમાણેનું ખર્ચ માથે પડ્યું.

| | | |
|---|---|---|
| ૧૯૩૪-૩૫ | રૂા. ૯,૮૫૮ | ૭૫ શિક્ષકોના |
| ૧૯૩૫-૩૬ | ૧૩,૧૧૮ | |
| ૧૯૩૬-૩૭ | ૧૩,૩૦૦ | |
| ૧૯૩૭-૩૮ | ૧૨,૨૩૮ | |
| ૧૯૩૮-૩૯ | ૮,૩૦૮ | આ વર્ષમાં ૭૫ પૈકી ૩૧ શિક્ષકો મંજુર થયા અને ૪૪ બાકી રહ્યા તેનું ખર્ચ. |
| ૧૯૩૯-૪૦ | ૮,૪૪૩ | ૪૪ શિક્ષકોના |
| કુલ્લે | ૬૫,૨૬૫ | |

ઉપર પ્રમાણે સવા બે વર્ષની કારકીર્દીમા ૩૦૦ નવા શિક્ષકો મેળવી શકાયા છે, અને તેના ખર્ચનો ૩ હિસ્સો આપવા બોર્ડ શક્તિમાન થઈ શકી છે એ સિદ્ધિ કેળવણી ખાતાના ઇતિહાસમા અભૂત પૂર્વજ ગણી શકાય એનો મુખ્ય યશ આ જીલ્લાના કર ભરનારાઓને ફાળે જાય છે. તે ઉપરાત માજી પ્રધાનો, શ્રી મદન સાહેબ, સુરત જીલ્લાના કલેક્ટર શ્રી જોશી, મધ્યસ્થ સમિતિ અને ગુજરાતની સ્કૂલ બોર્ડો તથા વર્તમાનપત્રકારો જેમણે અમને આ પ્રશ્નમા વખતો વખત સહાનુભૂતિ અને ટેકો આપ્યા હતા તે સહુનો અમે આભાર માનીએ છીએ. આ પ્રમાણે અમે મતદારોને જે ત્રુટીઓ પૂરવા પ્રયત્ન કરવાની ખાત્રી આપી હતી તેનું પ્રભુકૃપાથી પાલન થઈ શક્યુ છે તેથી અમને સતોષ થાય છે.

## નવી શાળાઓ

૧૯૩૮મા આ જીલ્લાના ૨૭૫ ગામો શાળા વિનાના હતા, જે પૈકી ૧૫૩ ગામો તો ૨૫૦ની અદરની વસતિવાળા હોવાથી શાળા માટે શરૂઆતમા પૂરતા વિદ્યાર્થી મેળવવાની મુશ્કેલી પડે એમ ગણી શકાય એટલે બાકીના ૨૫૦ ઉપરની વસતિવાળા ૧૨૨ ગામોમા પહેલા શાળા કાઢવી જોઇએ. વળી જીલ્લામા કેટલાએ ગામો એવા છે કે જે સરકારી દફતરે એકજ ગામ ગણાતા હોવા છતા તેને મારથ કરતા દૂર દૂર આવેલા અનેક ફળિયા હોય છે એટલે તેવા દરેક ફળિયાને સ્વતત્ર ગામ ગણીને શાળની જોગવાઈ કરવી જોઇએ પરતુ એવા દરેક ગામો કે ફળિયાને પહોચી વળવાનુ બની શક્યુ નથી સરકારે પહેલા વર્ષમા ૧૦૦૦ અને તેથી વધારે વસતિવાળા ગામોમા અને બીજા વર્ષમા ૭૦૦ અને તેથી વધારે વસતિવાળા ગામોમા લો બો શાળાઓ ખોલવા મજુરી આપી છે એટલે તેવા ૩+૩૧ મળી કુલ ૩૪ (લોકશાળાઓ બોર્ડના ચાર્જમા લીધી તે સુદ્ધા) ગામોમાજ શાળાઓ સ્થાપી શકાઈ છે. ૬૬ વર્ગોને સ્વતત્ર શાળામા ફેરવવામા આવ્યા છે પણ તેથી નામ બદલવા ઉપરાત પરિસ્થિતિમા ફરક પડતો નથી પરતુ મહામભાવાદી પ્રધાનમડળે શિક્ષણના ઝડપી પ્રચાર માટે ગ્રાટ પદ્ધતિની ખાનગી શાળાઓ-જેનુ આ જીલ્લામા 'લોકશાળા" નામ પ્રચલિત થઈ ગયુ છે તે કાઢવાની ઉપકારક યોજના કરી હતી અને તેનો અમલ પણ કરાવ્યો હતો તેનો લાભ આ જીલ્લાના શાળા વિનાના ગામડાઓ અને ફળિયાઓએ સારો ઉઠાવ્યો છે આવી ૧૬૭ લોકશાળાઓ આ સમય દરમિયાન નવીજ અસ્તિત્વમા આવી છે અને તેથી ઘણા ખરા ગામોને ભણતરની સગવડ મળી ગઇ છે.

## શાળાઓ કેટલી ?

આ બોર્ડની કારકીર્દી દરમિયાન જીલ્લામા શાળા વિષયક સગવડ કેટલી વધી તે નીચેના તુલનાત્મક આકડાઓ ઉપરથી જાણી શકાશે

સને ૧૯૩૮

| શાળાનો પ્રકાર | શાળાની સખ્યા છોકરાની | કન્યા | કુલ | વિદ્યાર્થી સખ્યા છોકરા + છોકરી = કુલ |
|---|---|---|---|---|
| લો બો શાળા. | ૩૮૦ + | ૫૦ = | ૪૩૦ | ૩૧૯૫૬+૧૩૨૩૯=૪૫૧૯૫ |
| " " વર્ગો | ૯૮ + | ૨ = | ૧૦૦ | |
| | [illegible] | [illegible] | [illegible] | |

આમ ૩૧ હજાર બાળકો પાછળ જેટલા શિક્ષકો હતા તેટલા જ ૧૪ હજાર બાળકો વધ્યાં ત્યારે પણ કાયમ રહ્યા ! વળી આ બોર્ડનાં વહીવટી વર્ષો દરમિયાન મહાસભાવાદી પ્રધાનમંડળ સત્તા પર હતું તેથી લોકોમાં આવેલી જાગ્રતિને લીધે, જીલ્લા બોર્ડની 'ગ્રામ સુધારણા સપ્તાહ' અને સ્કૂલબોર્ડની 'નિરક્ષરતા નિવારણ' યોજનાઓ અંગેના આંદોલનોથી પછાત કોમોમાં ભણતરની ભૂખ ઉઘડવાને લીધે, નેગમ શ્રી. વાગસે જેવા સંત ઓફીસરની હળપતિ અને રાનીપરજ કોમોનાં બાળકોને શાળામાં દાખલ કરાવવાની મહેનતને લીધે વિદ્યાર્થીઓની સંખ્યા કૂદકે અને ભૂસકે વધી ગઈ. ૧૯૩૯ના જુલાઈમાં આ આંકડો વલસાડ રાંદેર સિવાય ૫૨૫૧૬ અને એ કસ્બાઓ સાથે ૫૪૮૭૪નો થયો, જ્યારે ૧૯૪૦ના જાન્યુઆરીની ૩૧મી તારીખે એ સંખ્યા સુરત રાંદેર વિના ૫૩૯૮૩. અને સુરત રાંદેર સાથે ૫૭૬૩૪ થઈ, અને શિક્ષક દીઠ વિદ્યાર્થીની સરેરાસ સંખ્યા ૪૧ ઉપરથી વધીને ૪૫ સુધી પહોંચી.

સ્કૂલબોર્ડે સરકાર તરફથી મળેલા વચન પ્રમાણે નવા શિક્ષકોની મંજુરી મળી જવાની આશાએ ૧૫૦ શિક્ષકોને ૬ મહીના માટે માનદ નીમીને ગાડું ગબડાવ્યું. અને શિક્ષકો મંજુર કરાવવાના પ્રયત્નો ચાલુ રાખ્યા. વડા પ્રધાન, નાંણા પ્રધાન અને એ પછી તેમની જગ્યાએ આવેલા ના. ગવર્નરના સલાહકાર શ્રી મદન વગેરેની મુલાકાતો અવારનવાર લેવામાં આવી. મહાસભાવાદી પ્રધાનમંડળ નિવૃત્ત થયા પછી કેટલાક વખત સુધી આ સબંધમાં સરકાર તરફથી નિરાશાજનક જવાબ મળ્યા હતા અને આ પ્રશ્ન અંગે ગંભીરપણે પગલાં લેવાની બન્ને બોર્ડોએ વિચારણા કરી. મધ્યસ્થ સમિતિ તથા ગૂજરાતની બીજી સ્કૂલબોર્ડોએ પણ આ પ્રશ્નને મુદ્દાનો ગણી સહાય કરવાની ખાત્રી આપી હતી, પરંતુ ના. ગવર્નરના સલાહકાર શ્રી મદનના ધ્યાન ઉપર અમે આ પ્રશ્ન લાવતાં તેમણે ઘણું સહાનુભૂતિ ભર્યું વલણ દર્શાવ્યું અને તેમના પ્રયાસથી વર્ષો સુધી અણઉકેલ્યો રહેલો ખુટતા શિક્ષકોનો પ્રશ્ન ઉકલી ગયો. બોર્ડે એકંદરે ખુટતા ૫૦૦ જેટલા શિક્ષકોની સંખ્યાને 'શિફ્ટ પદ્ધતિ' સાર્વત્રિક અને ફરજિયાત બનાવીને ૨૫૦થી ૩૦૦ ઉપર લાવી મૂકી. અને સરકારની લડાઈને લીધે થયેલી નાણાં વિષયક મુશ્કેલીનો ખ્યાલ કરીને ઓછામાં ઓછા ૧૯૮ શિક્ષકો હાલ તરત મળે તો કામ ચાલી શકે એવી દરખાસ્ત મૂકી. એ ૧૯૮ શિક્ષકો સરકારે બ્લોક ગ્રાંટ આપીને મંજુર કર્યા. જે ૧૫૦ ભાઈ બ્હેનોએ મહીનાઓ સુધી માનદ શિક્ષક તરીકે સેવા આપી હતી તેમને નોકરીમાં પસંદગી આપવામાં આવી. આજે શિક્ષકોની સંખ્યા નીચે પ્રમાણે છે.

'૩૮ અને '૪૧ ની શિક્ષક સંખ્યા :

| સન | વલસાડ રાંદેર વિના શિક્ષક સંખ્યા | | | વલસાડ રાંદેર સાથે શિક્ષક સંખ્યા | | |
|---|---|---|---|---|---|---|
| | મંજુર | નામંજુર | કુલ | મંજુર | નામંજુર | કુલ |
| ૧૯૩૮ | ૧૦૯૯ + | ૭૫ = | ૧૧૭૪ | ૧૧૮૦ + | ૮૫ = | ૧૨૬૫ |
| ૧૯૩૯ | ૧૧૩૦ + | ૪૪ = | ૧૧૭૪ | ૧૨૧૧ + | ૫૪ = | ૧૨૬૫ |
| ૧૯૪૧ | ૧૪૧૭ + | ૦ = | ૧૪૧૭ | ૧૫૧૧ + | ૦ = | ૧૫૧૧ |

ઘણી ખોટ છે એટલે શિક્ષણની સગીનતા તથા કરકસરની દૃષ્ટિએ પણ મિશ્ર શાળાઓમાં છોકરીઓની ભરતી સારા પ્રમાણમાં થાય તેવું વાતાવરણ પેદા થવું જોઇએ. આ સ્કૂલબોર્ડે ખાસ અપવાદ સિવાય નવી કન્યાશાળાઓ નહિ કાઢવાની અને હાલની ૬૩ કન્યાશાળાઓમાંથી પણ લોકમત કેળવીને નાની નાની કન્યાશાળાને છોકરાની શાળા સાથે ભેળી દેવાનું ધોરણ સ્વીકારેલું છે. પરંતુ તેની સાથે કન્યાશાળામાં પુરુષ શિક્ષકોને બની શકે ત્યાં સુધી નહિ મૂકવાની અને મિશ્રશાળાઓમાં ભણતી છોકરીઓને શીવણ, ગુંથણ, ગરબા, સાથિયા વગેરે શિક્ષણની અનુકૂળતા મળી શકે તે માટે નવી ભરતીમાં સ્ત્રી ઉમેદવારોને પહેલી પસંદગી આપી તેવી શાળાઓમાં પણ સ્ત્રી શિક્ષિકાઓ મૂકતા જવાનું ધોરણ સ્વીકાર્યું છે.

રાનીપરજમા કન્યાકેળવણીનો પ્રચાર થાય તે માટે ગોલસંબાના રાનીપરજ વિદ્યાલયથી થોડે દૂર સર ડેવીડ સાસુનની ૮ હજારની સખાવતથી અને સરકારી તથા બોર્ડ તરફની મદદમાથી કન્યા છાત્રાલય સાથેનુ વિદ્યાલય ગયા વર્ષથી શરૂ કરવામાં આવ્યું છે. શરૂઆત ૧૦ વિદ્યાર્થિનીથી કરવામા આવી છે. અને ધીમે ધીમે તે સંખ્યામાં વધારો કરી ૨૦ની સખ્યા કરવાનો ઇરાદો રાખ્યો છે. આ કન્યાઓ જેટલી જગ્યા છોકરાઓના વિદ્યાલયમાંથી કમી નહિ થાય તે માટે તેટલી નવી જગ્યા મંજુર કરવા સરકારને વિનતિ કરવામાં આવી છે.

જીલ્લાની ઉર્દુ કન્યાશાળાઓ માટે ટ્રેઇન્ડ તેમજ અન્ટ્રેઇન્ડનું મુસલીમ સ્ત્રી શિક્ષિકાઓની ભારે ખોટ છે, બલ્કે તેનો અભાવ જ છે એમ કહી શકાય. મુસલીમ છોકરીઓ ઉપલાં ધોરણમાં ભણતી થાય તે માટે તે કોમના લોકનાયકોને લોકમત કેળવવામા સાથ આપવા અમારી વિનતિ છે.

ટ્રેઇન્ડ શિક્ષકો

આ જીલ્લાની શાળાઓમા ટ્રેઇન્ડ શિક્ષકોનુ પ્રમાણ ઘણું ઓછું છે. શિક્ષણની સગીનતામાં આ એક મોટી ઉણપ છે. કોઇ પણ ધધામા તે ધધાની આવડત વગરના માણસોની ભરતી ભાગ્યેજ થતી હશે. પરતુ સૌથી વધારે જોખમદારીવાળા અને જેના હાથમા હજારો ભાવિ નાગરિકોનુ ભવિષ્ય સોંપવામા આવે છે એવા શિક્ષકોની ભરતીમાં આવી ઉપેક્ષા થાય છે અને જેવા મળે તેવા કાચા માણસોથી કાર્ય ચલાવવામાં આવે છે, એ બહુ દુઃખદ દશા છે

ટ્રેઇન્ડ અને અન્ટ્રેઇન્ડ શિક્ષકોના નીચેના આકડા આપણી આંખ ઉઘાડનાર ગણાવા જોઇએ.

| | ટ્રેઇન્ડ શિક્ષકો | | | અન્ટ્રેન્ડ શિક્ષકો | | | કુલ્લ |
|---|---|---|---|---|---|---|---|
| | પુરૂષ | સ્ત્રી | કુલ્લ | પુરૂષ | સ્ત્રી | કુલ | |
| સને ૧૯૩૮ | ૪૮૫ + | ૫૪ = | ૫૩૯ | ૫૯૮ + | ૩૭ = | ૬૩૫ = | ૧૧૭૪ |
| સને ૧૯૪૧ | ૫૭૬ + | ૭૩ = | ૬૪૯ | ૭૭૫ + | ૮૭ = | ૮૬૨ = | ૧૫૧૧ |

મહાસભાની સરકારનુ આ મહત્ત્વની ત્રુટી તરફ લક્ષ ખેંચાયું હતું અને તેણે ટ્રેનિંગ કોલેજોની સંખ્યામાં વધારો કરીને તથા એવી કોલેજોમાં ભરતીનું પ્રમાણ વધારીને સારી શરૂઆત કરી છે. ૩ વર્ષમાં ટ્રેઇન્ડ શિક્ષકોની સંખ્યામાં ૯૦નો વધારો થયો છે તે, તેમજ વર્ષ વાર ટ્રેનિંગ કોલેજમાં આ જીલ્લા તરફથી થયેલી ભરતીના નીચેના આંકડા આશાસ્પદ છે.

| | | |
|---|---|---|
| એપ્રુવ્ડ શાળા | ૫૪ + ૮ = ૬૨ | ૨૧૩૩ + ૮૧૧ ૨૯૪૪ |
| વલસાડ કસ્બાની શાળા | ૫ + ૩ = ૮ | ૧૨૨૭ + ૯૦૯ = ૨૧૩૬ |
| રાંદેર ,, ,, | ૩ + ૨ = ૫ | ૭૦૩ + ૫૫૬ = ૧૨૫૯ |
| 'લોકશાળા' | ૦ + ૦ = ૦ | ૦ + ૦ = ૦ |
| | ૫૪૦ + ૬૫ = ૬૦૫ | ૩૬૦૧૯ ૧૫૫૧૫ ૫૧૫૩૪ |

સને ૧૯૪૨

| | શાળાની સંખ્યા | વિદ્યાર્થી |
|---|---|---|
| | છોકરા છોકરી કુલ | છોકરા છોકરી કુલ |
| લો. બો. શાળા | ૪૮૬ + ૫૫ = ૫૪૧ | |
| ,, ,, વર્ગો | ૩૫ + ૩ = ૩૮ | ૩૮૮૪૮ + ૧૫૯૮૮ = ૫૪૮૩૬ |
| | ૫૨૧ + ૫૮ = ૫૭૯ | |
| એપ્રુવ્ડ શાળા | ૪૬ + ૯ = ૫૫ | ૨૨૫૮ + ૧૦૨૦ = ૩૨૭૮ |
| વલસાડ કસ્બાની શાળા | ૫ + ૩ = ૮ | ૧૪૧૯ + ૧૦૧૩ = ૨૪૩૨ |
| રાંદેર ,, ,, | ૩ + ૨ = ૫ | ૭૧૪ + ૫૪૦ = ૧૨૫૪ |
| 'લોકશાળા' | ૧૬૩ + ૦ = ૧૬૩ | ૪૯૦૮ + ૧૮૫૪ = ૬૭૬૨ |
| | ૭૩૮ + ૭૨ = ૮૧૦ | ૪૮૧૪૭ + ૨૦૪૧૫ = ૬૮૫૬૨ |

આ પ્રમાણે એકંદરે સવા બે વર્ષમાં ૨૦૫ શાળાઓ, અને ૧૭૦૨૮ વિદ્યાર્થીઓ વધવા પામ્યા છે. આમ શાળા વિનાનાં ગામોમાં ભણતરનું સાધન આપવાની જે ખીજી ખાત્રી બોર્ડ તરફથી આપવામાં આવી હતી તેનું પણ ઠીક ઠીક પાલન થઇ શકેલું ગણી શકાય. પરંતુ હજી આ જીલ્લામાં ૧૭૩ ગામો શાળા વિનાનાં રહેલાં છે. તે બધાંને પહોંચી વળીએ ત્યારે જ એ નાનાં પછાત ગામોને વર્ષોથી થતો આવેલો અન્યાય દૂર થશે. આમાંનાં ઘણાં ગામો ૧૦૦–૧૫૦ માણસ કે તેથી પણ ઓછી અને છુટીછવાઇ વસતિવાળાં રાનીપરજ ગામો છે. તેવાં નજીક નજીકનાં બે ત્રણ ગામોનાં ઝુમખાં વચ્ચે શાળાઓ કાઢવા માટે બોર્ડે તપાસ કરાવી જોઈ, પરંતુ એવાં પાસે પાસે આવેલાં લોકશાળા વિનાનાં ગામોમાં ઝુમખાં બની શકે એવી શકયતા માલમ પડી નહિ, એટલે એવાં થોડાં છૂટાં છવાયાં ગામોને ભવિષ્યમાં પણ શાળા આપવાનું કામ મુશ્કેલ જ રહેવાનું.

**કન્યા કેળવણી :**

ખરી રીતે છોકરાઓ જેટલીજ છોકરીઓ શાળામાં ભણતી થવી જોઇએ, પણ એ સ્થિતિ આવતાં હજી વખત જવાનો. આજે તો ૪૮ હજાર છોકરા જેટલીજ છોકરીઓ પણ હોવાને બદલે ફક્ત ૨૦ હજાર છોકરીઓજ ભણે છે. છોકરીઓ માટે કન્યાશાળાઓ દરેક ગામે અલાયદી કાઢવાનું નાનાં નાનાં ગામડાંના બનેલા આ જીલ્લામાં શકય નથી, શકય હોત તોપણ બધે તે ઇષ્ટ નથી. અમુક વય સુધી તો છોકરા અને છોકરીઓ ભેગાં ભણે તેમાં કશોજ વાંધો નથી, ઉલટું તેમ કરવું આવશ્યક છે. નાની નાની કન્યાશાળાઓમાં છોકરીઓની પૂરતી સંખ્યા થાય નહિ અને તેથી અનેક ધોરણો એક શિક્ષિકાને સોંપવાં પડે તેથી શિક્ષણ સંગીન થતું નથી, વળી ટ્રેઇન્ડ શિક્ષિકાઓની

મોરારજીભાઈ, શ્રી રવિશંકર મહારાજ, શ્રી ઉછંગરાય ઢેબર, શ્રી નાનાભાઈ ભટ્ટ, સરકારી બેઝીક સલાહકાર સમિતિના સભ્યો આચાર્ય ભીસે, આચાર્ય ભાગવત, અધ્યાપક દીવાકર, શ્રી અતીતકર તેમજ જલગામના બેઝીક ઉર્દુ સેન્ટરના આચાર્ય ડા. કાજી, કતારગામ કેન્દ્રના આચાર્ય શ્રી દેરાસરી, ગૂજરાત વિદ્યાપીઠવાળા શ્રી મગનભાઇ દેસાઇ, ઉત્તર વિભાગના આ-ઇન્સ્પેક્ટ્રેસ મિસ પોલ, કુમારી ઈંદુમતી શેઠ વગેરે અનેક આ વર્ગોના નીરિક્ષકો અને વ્યાખ્યાનદાતા હતા. ઉત્તર વિભાગના એજ્યુ. ઈ. શ્રી લાલભાઈ દેસાઈ અને કેળવણીખાતાના વડા શ્રી મુસે પણ ૧૯૪૦ માં આ વર્ગની ઉડતી મુલાકાત લીધી હતી

આ વર્ગમાં નીચે પ્રમાણે શિક્ષકોને તાલીમ આપવામાં આવી છે.

| સને | વર્ગ | સમય | શિક્ષક સંખ્યા. |
|---|---|---|---|
| સને ૧૯૩૯-૪૦ | | | |
| | પહેલો વર્ગ | તા ૧૫-૬-૩૯ થી ૨૫-૧૦-૩૯ | ૫૦ |
| | બીજો વર્ગ | તા. ૪-૧૨-૩૯ થી ૪-૨-૪૦ | ૪૫ |
| | ત્રીજો વર્ગ | તા. ૨૧-૧-૪૦ થી ૩૦-૪-૪૦ | ૪૮ |
| | | | ૧૪૩ |
| સને ૧૯૪૦-૪૧ | | | |
| | ચોથો વર્ગ | તા. ૪-૬-૪૦ થી ૬-૯-૪૦ | ૨૮ |
| | પાંચમો વર્ગ | તા. ૬-૧૦-૪૦ થી ૧૮-૧-૪૧ | ૩૭ |
| | છઠ્ઠો વર્ગ | તા. ૧૦-૨-૪૧ થી ચાલુ | ૪૭ |
| | | | ૧૧૨ |
| | | | ૨૫૫ |

આ પ્રમાણે કુલ્લે ૨૫૫ શિક્ષકોને તાલીમ આપવામાં આવી છે. વર્ગમાં કાંતવાના ઉદ્યોગ, સંગીત અને વ્યાયામ ઉપર તેમજ શિક્ષકો નિર્વ્યસની અને શારીરિક સજા કરવાથી દૂર રહે તે ઉપર ખાસ ભાર મુકવામાં આવ્યો હતો. તાલીમ પામેલા શિક્ષકોને પ્રમાણપત્ર આપવાનો સમારંભ જાણીતા કેળવણીકાર શ્રી નાનાભાઇ ભટ્ટને હાથે તા. ૨૧-૧૧-૪૧ ને રોજ જીલ્લા બોર્ડના મકાનની અગાસીમાં કરવામાં આવ્યો હતો. તે વખતે વર્ગના આચાર્ય શ્રી ચીમનલાલ ભટ્ટે રજુ કરેલા અહેવાલમાંથી નીચેના આંકડા ટાંકવા જેવા છે.

### પહેલા ચાર વર્ગની સંખ્યામાંથી

| | | | |
|---|---|---|---|
| બાળકોને ન મારવાનો નિયમ પાળ્યો તેવા શિક્ષકોની સંખ્યા | | | ૮૭ |
| આશ્રમ જેવી દિનચર્યા પાળનાર | ” | ” | ૩૧ |
| ખાદી જાતે પહેરનાર | ” | ” | ૧૦૧ |
| ખાદી ઘરમાં પહેરાવા પ્રયત્ન કરનાર | ” | ” | ૨૨ |
| તકલી-રેંટિયા (ગામમાં, ઘરમાં, શાળામાં, શિખવનાર | ” | ” | ૮૩ |
| કેટલા જણને શિખવ્યું | | | ૩૩૨૦ |

| | પ્રે. રા ટ્રે. કૉ. અમદાવાદ | મહાલક્ષ્મી ટ્રે. કૉ. અમદાવાદ | જે. જે. ટ્રે. કૉ. સુરત | બેઝિક ટ્રે. કેન્દ્ર કતારગામ | ગુજરાત વિદ્યાપીઠ અમદાવાદ | ઉર્દૂ ટ્રે. કૉ પૂના અને અમદાવાદ | કુલ્લે |
|---|---|---|---|---|---|---|---|
| ૧૯૩૭–૩૮ | ૧૪ | ૬ | — | — | — | ૪ | ૨૪ |
| ૧૯૩૮–૩૯ | ૨૦ | ૮ | — | — | ૩૩ | ૩ | ૬૪ |
| ૧૯૩૯–૪૦ | ૨૩ | ૧૩ | ૧૦૪ | ૨૫ | — | ૨ | ૧૬૭ |
| ૧૯૪૦–૪૧ | — | ૧૦ | ૭૩ | ૨૬ | — | ૫ | ૧૧૪ |

આ પરંપરા ચાલુ રહે તો ૮–૧૦ વર્ષ પછી અન્ટ્રેન્ડ શિક્ષકો રહેવા પામશે નહિ. પરંતુ કેવળ એટલું જ પૂરતું નથી. હાલની શાળાંત પરીક્ષા ઘણો જ કાચો પરિપાક ઉત્પન્ન કરે છે. સાત ધોરણ પૂરાં થયા પછી ક્રમીમાં ક્રમી ૩ વર્ષના અભ્યાસક્રમવાળી 'લોકશાળા'ઓ ખેર કમિટિની સૂચના મુજબ સ્થપાવી જોઈએ અને તેમાં અંગ્રેજી સિવાય મેટ્રીકના જેટલું જ્ઞાન અને વધારામાં કોઈ ઉદ્યોગનું જ્ઞાન આપવાની ગોઠવણ થવી જોઈએ. આવી લોકશાળામાંથી પસાર થયેલાઓની જ અન્ટ્રેન્ડ શિક્ષક તરીકે ભરતી થવી જોઈએ. અને તે પછી બે વર્ષ તેમને કૉલેજનું શિક્ષણ આપવામાં આવે, અને એ કૉલેજ પણ એવી કોરી શાસ્ત્રીયતાના પટમાં ચારિત્ર્ય અને ભાવનાના સાથિયા પૂરે ત્યારે જ જોઈતી લાયકાતવાળાં શિક્ષક શિક્ષિકા મળી શકશે. પણ એ સ્થિતિ પ્રાપ્ત કરતાં હજી આપણને કેટલાંક વર્ષો વીતાવવાં પડશે. ત્યાં સુધી આ દિશામાં અસહાયપણે બેસી રહેવું યોગ્ય નથી.

## શિક્ષક તાલીમ વર્ગ–વેડછી

ઉપરના સંજોગોમાં બોર્ડના અનટ્રેઇન્ડ શિક્ષકોને શિક્ષણના સિદ્ધાંતોની અને વર્ધા યોજનાની કંઈક રૂપરેખા આપી શકાય અને ખાસ કરીને તેમને ભાવના તથા શિક્ષણ વિષયક નવી દૃષ્ટિ આપી શકાય તે માટે શિક્ષક તાલીમ વર્ગ કાઢવાનું સ્કુલ બોર્ડે મંજુર કર્યું, અને તે અનુસાર તા. ૧૫–૬–૩૯ થી વર્ગની શરૂઆત વેડછી ઉદ્યોગ વિદ્યાલયમાં કરવામાં આવી. સેવા, ત્યાગ, ઉદ્યોગપરાયણતા અને શિક્ષણ વિષયક અદ્યતન વિચારશ્રેણીવાળા શિક્ષકોના હાથમાં આ વર્ગનું સંચાલન સોંપવામાં આવ્યું. પ્રારંભમાં આ તાલીમ વર્ગની મુદત પાંચ મહિનાની ઠરાવવામાં આવી હતી, પરંતુ પહેલા વર્ગ પછી ડી. પી. આઇ. ની સૂચના મુજબ વર્ગને અઢી મહિનાનો બનાવવામાં આવ્યો.

શરૂઆતમાં શરીરશ્રમ, તેમજ સફાઈ વગેરેનાં કામો તરફના રસના અભાવે, અને કૈંક અંશે વેડછીનાં હવાપાણીની ભડકને લીધે આ વર્ગની સફળતા વિષે કેટલાકને અંદેશો રહેતો હતો. પરંતુ વેડછી અધ્યાપન વર્ગના આચાર્ય શ્રી ચીમનલાલ ભટ્ટની સમભાવથી કામ લેવાની કુશળતાથી શિક્ષકોમાં ઠીક ઠીક રસ અને ભાવના ઉત્પન્ન થયાં અને એ વર્ગને ધારવા કરતાં ઠીક સફળતા મળવા પામી છે. અનેક જાણીતા લોકસેવકો, કેળવણીકારો અને દેશનેતાઓએ આ વર્ગની મુલાકાત લીધી છે. અને ત્યાં તાલીમ પામતા શિક્ષકોને તેમણે પ્રેરણા આપી છે, અને ત્યાંના કામથી પોતાનો સંતોષ જાહેર કર્યો છે. કાકાસાહેબ કાલેલકર, શ્રી નરહરિ પરીખ, સ્વામી આનંદ, સરદારશ્રી વલ્લભભાઈ, માજી મહેસૂલી પ્રધાન શ્રી

શાળાનાં મકાનો બંધાવી આપવાનું ગયા વર્ષથી શરૂ કર્યું છે. અને પોતાની યોજનાનો લાભ અનેક ગામોને આપવાની તેમણે આશા આપી છે. તેમજ સર પુરૂષોતમદાસે અમારી વિનંતિ ઉપરથી રાનીપરજ અને ગરીબ કોળી વગેરે પછાત ગામનાં લોકો માટે સસ્તાં નવાં મકાનો બંધાવી આપવાની યોજના કરી છે. આ પ્રમાણે અત્યારે જીલ્લામાં શાળાનાં મકાનો બાંધવાનું કામ નીચેની ૫ યોજનાઓ અનુસાર ચાલી રહ્યું છે

(૧) સર પી. ટી ની મૂળ યોજના મુજબનાં મકાનો. (અગાઉ મંજુર થયેલાં પણ બાંધવાનાં બાકી રહેલાં તે.)

(૨) સર પી. ટી. ની સસ્તાં મકાનની યોજના મુજબનાં મકાનો.

(૩) સરકારી બિલ્ડીંગ ગ્રાંટ કમિટિની " " "

(૪) શ્રી તાપીદાસ અને તુળસીદાસ વરજદાસ ટ્રસ્ટની " "

(૫) વ્યક્તિગત દાતાઓ કે ગામ લોકોએ પોતે બીજી મદદ વિના બાંધેલાં કે બાંધવા માંડેલાં મકાનો.

**નવા પ્લાન**

સરકારી-બિલ્ડીંગ ગ્રાંટનો લાભ ઝાઝાં ગામોને મળી શકે અને દરેક ગામ પોતાની શક્તિ અનુસારનો ફાળો આપી શકે તે માટે મોઘા એકજ જાતના પ્લાનને બદલે આ બોર્ડે ત્રણ જાતના પ્લાન अ, ब, क તૈયાર કરાવી સરકાર પાસે મન્જુર કરાવ્યા છે. અને તે માટે ગામ મદદનું પ્રમાણ અનુક્રમે ૫૦, ૪૦, અને ૩૩-ટકા-મુકરર કર્યું છે. આ પૈકી મધ્યમ વર્ગનાં ગામો અત્યારે ब વર્ગનાં મકાનોનો લાભ ઠીક ઉઠાવી રહ્યાં છે.

સરકાર તરફથી નીચે પ્રમાણે મળેલી ગ્રાન્ટમાંથી ૨૫ ગામોમાં મકાન બાંધવાનાં મંજૂર થયાં છે.

| | | સરકાર મદદ રૂ. |
|---|---|---|
| સને ૧૯૩૮-૩૯ | | ૫૦૦૦ |
| " ૧૯૩૯-૪૦ | | ૨૫૦૦૦ |
| " ૧૯૪૦-૪૧ | | ૧૫૪૫૦ |
| " " | એઝીક ગ્રાન્ટમાંથી | ૩૨૦૦ |
| | | ૪૮૬૫૦ |

**મકાનોની પ્રગતિ**

સને ૧૯૩૮ માં લો. બો. નાં પોતાનાં અને વ્યક્તિઓએ બંધાવી બોર્ડને સોંપેલાં ૧૮૧ અને સર પી. ટી. ના ૯૬ મળી ૨૭૭ મકાનો બોર્ડના કબજામાં હતાં અને ૨૨૪ મકાનો લોકોએ વગર ભાડે પૂરાં પાડેલાં હતાં, જ્યારે ફક્ત ૬૮ મકાનો ભાડાનાં હતાં. આજે બંધાઈને તૈયાર થઈ ચૂકેલાં અને બોર્ડના કબજામાં આવેલાં; બંધાઈ રહેલાં પણ કબજામાં ન લેવાયલાં, તેમજ બંધાવા માટે મંજુરી મળેલાં અને બંધાવા શરૂ થયેલાં અથવા શરૂ થવાની તૈયારીમાં હોય એવાં ગામો નીચે મુજબ છે.

| | | | |
|---|---|---|---|
| તા. ૨૧-૧૧-૪૦ સુધી કાંતનાર | " | " | ૯૨ |
| કેટલા રતલ કાંત્યું | " | " | ૨,૬૯૧ |
| પ્રૌઢ શિક્ષણ-ઘરમાં કે બહાર આપનાર | " | " | ૪૨ |
| કેટલા પ્રૌઢોને શિખવે છે | | | ૧૯૫ |
| બીડીનું વ્યસન કાયમનું છોડયું તેવા | " | " | ૨૯ |

આનું મહત્ત્વ જેઓ સ્વીકારે છે તેમને વર્ગની ઉપયોગિતા વિષે ખાત્રી થયા વિના રહેશે નહિ. આ તાલીમ પામેલા શિક્ષકો પૈકી બીજા વર્ગમાં ૨૦ બ્હેનોને માટે પણ સગવડ કરવામાં આવી હતી. વર્ગ પાછળ નીચે પ્રમાણે ખર્ચ થયું છે.

પ્રથમ વર્ષ રૂા. ૩૮૫૮
બીજું વર્ષ „ ૪૩૯૬

---

કુલ્લે રૂા. ૮૨૫૪

આ પૈકી પ્રથમ વર્ષના ખર્ચમાં સરકારે રૂા. ૨૬૬૬ નો ફાળો આપવાનું મંજુર કર્યું છે. તે માટે અમે ના. ગવર્નરના સલાહકાર શ્રી મદનના આભારી છીએ. બીજા વર્ષનું ખર્ચ સરકાર આપી શકશે નહિ એવી ખબર આપવામાં આવી હતી. પણ શિક્ષણના હિતને ખાતર બોર્ડે એક પૈસાના કરમાંથી એ ખર્ચ પોતે ઉપાડવાનું ઠરાવી વર્ગ ચાલુ રાખ્યો હતો.

### શાળાઓ માટેનાં મકાનો

કેળવણીને અનુકૂળ વાતાવરણ ઉભું કરવામાં હવા અજવાળું અને મોકળાશવાળું શાળાનું સ્વતંત્ર મકાન ઘણુંજ આવશ્યક છે. શાળાઓ માટે આવાં મકાનો પૂરાં પાડવાનો પ્રશ્ન ઘણો મુશ્કેલ હોય છે. તે માટેનાં નાણાં ફાજલ પાડવા સરકાર સમર્થ નથી તો અલ્પ સાધનોવાળી લો. બોર્ડ તો ક્યાંથી જ હોઈ શકે? પણ આ જીલ્લાના સુપુત્ર અને મુંબઇના અગ્રગણ્ય વેપારી સર પુરુષોત્તમદાસ ઠાકોરદાસની ઉદાર સખાવત અને દીર્ઘદષ્ટિવાળી યોજનાથી આ પ્રશ્નનો ઠીક ઠીક ઉકેલ કરવા આ જીલ્લો ભાગ્યશાળી થયો છે. સર પુરુષોત્તમની યોજના હવે તો આ જીલ્લામાંજ નહિ પણ બહાર પણ જાણીતી થઇ ચૂકી છે. એમની યોજના અનુસાર ૧૯૪૧ સુધીમાં આ જીલ્લામાં લગભગ રૂા. ૫,૬૧,૭૧૦ની કિંમતનાં ૧૦૭ મકાનો અને પાંચ ગામે વધારાનાં મકાનો બંધાયાં છે. સર પી. ટી. ની યોજનાથી ગામડાના લોકો પોતાના ગામની શાળા માટે ભોગ આપતાં અને તેમાં રસ લેતાં શીખ્યા એટલુંજ નહિ પણ બીજા લોકોને સર પુરુષોત્તમદાસે દાન માટેની આ નવી દિશામાં પોતાનાં નાણાં વાપરવાનો ચેપ લગાડયો. પરિણામે નિરનિરાળી વ્યક્તિઓએ અને ગામ લોકોએ શાળાનાં મકાનો બંધાવી આપ્યાં છે. વળી મહાસભાની સરકાર સ્થપાયા પછી સરકાર તરફથી પણ મકાનો માટે એ વર્ષથી ઠીક ગ્રાંટ મળવા લાગી છે અને તેનો લાભ લેવા આ જીલ્લાનાં ગામડાંઓ પોતાનો ફાળો આપવામાં સ્પર્ધા કરી રહ્યાં છે. સર પુરુષોત્તમની પેઠે સુરતના વતની અને મુંબઇના વેપારી સ્વ. તુળસીદાસ અને તાપીદાસ વરજદાસના ટ્રસ્ટીઓએ પણ ગરીબ ગામોને માટે

માટે રૂ. ૫૯૫૦ ). ૮. શ્રી રતિલાલ હીરાચંદ ( બુહારી ) સર પી. ટી. યોજનાની શાળા માટે રૂ. ૪૪૦૦ ) ૯. શ્રી ત્રીકમદાસ મુળચંદ શાહ ( બુહારી ) બુહારી અંગ્રેજી વર્ગના મકાન માટે રૂ. ૨૦૦૦.

આ અને એવાં બીજાં ભાઇબ્હેનો જેમનો ઉલ્લેખ કરવાનો રહી ગયો હોય તે સર્વનો અમે આભાર માનીએ છીએ. અને આશા રાખીએ છીએ કે દાનાઓ અને ગામ લોકોની મદદથી પાંચ વર્ષમાં આ જીલ્લાનું કોઈ પણ ગામ શાળાના મકાનની સગવડ વિનાનું રહેવા પામે નહિ.

## બોર્ડના વહીવટ દરમિયાન ખાનગી ગૃહસ્થો અને ગામ લોકો તરફથી બંધાયેલાં મકાનો

**બોર્ડને સોંપાઈ ચૂકેલાં:—**

| ગામ | તાલુકો | દાતા |
|---|---|---|
| (૧) પનાર | જલાલપોર | શ્રી. નેમચંદ જેઠાજી |
| (૨) બારડોલી કન્યા. (વધારો) | બારડોલી | શ્રી. ફકીરચંદ રામાજી |
| (૩) કરોડ કોટવા | (જલાલપુર) | ગામ લોકો |
| (૪) વાડા | ( „ ) | „ |
| (૫) તીથલ | (વલસાડ) | સર મંગળદાસ વિજભુખણદાસ મુંબઇ |
| (૬) સોનવાડા | ( „ ) | „ „ |
| (૭) અણુવર્ઈ | ( „ ) | ગામ લોકો |
| (૮) કોટલાવ | (પારડી) | શેઠ સોરાબજી ઉમરીગર |
| (૯) ઇચ્છાપોર | (ચોર્યાસી) | શેઠ હોરમસજી પેસ્તનજીએ ગામ મદદથી બંધાવી આપ્યું. |
| (૧૦) નીઝર | (બારડોલી) | ગામ લોકો |

**બોર્ડને સોંપાયાં નહિ હોય એવાં**

| ગામ | તાલુકો | દાતા |
|---|---|---|
| (૧) બગોદ (વધારો) | (વલસાડ) | શ્રી ભીખાભાઇ શંકરજી |
| (૨) ભરથાણુ (કોસાડ) | (ચોર્યાસી) | ગામ લોકો |
| (૩) મટવાડ | (જલાલપુર) | શ્રી ભાણુભાઇ છીબાભાઇ |
| (૪) નોગામા | (માંડવી) | શેઠ નસરવાનજી હોરમસજી |
| (૫) બરૈલી જગાલાલા | (વલસાડ) | ગામ લોકો |
| (૬) ગોજી | (બારડોલી) | „ |
| (૭) મોટા વરાછા | (ચોર્યાસી) | સરદાર રા. બ. ભીમભાઇ રણછોડજી નાયક-સુરત. |
| (૮) પારડી કન્યા | (પારડી) | સ્વ. શેઠ રૂસ્તમજી સોરાબજી |
| (૯) સોનારીઆ | (ચીખલી) | શ્રી. અંબેલાલ રણછોડજી તથા ગામ લોકો |
| (૧૦) હોન્ડ | ( „ ) | ગામ લોકો |

| પ્રકાર | બંધાયેલા કબજામાં સેવામાંનાં | કબજામાં સેવાનાં બાકી | બંધાવા શરૂ થયેલાં કે શરૂયતાની તૈયારીમાં | કુલ |
|---|---|---|---|---|
| ૧ લો. બો. નાં | ૨૦૭ | — | — | ૨૦૭ |
| ૨ સર પી. ટી. યોજનાનાં | ૧૦૪ | ૧ | ૩ | ૧૦૮ |
| ૩ ,, સસ્તી યોજનાનાં | — | ૨ | ૬ | ૮ |
| ૪ સરકારી ગ્રાંટવાળાં | ૩ | — | ૨૧ | ૨૪ |
| ૫ મેગ્રીક ગ્રાંટમાંથી | — | ૧ | — | ૧ |
| ૬ શ્રી તાપીદાસ અને તુળસીદાસ વરજદાસ ટ્રસ્ટનાં | — | — | ૬ | ૬ |
| ૭ વ્યક્તિગત દાતાઓનાં | — | ૬ | ૧* | ૭ |
| ૮ ગામ લોકો તરફનાં | — | ૬ | — | ૬ |
| | ૩૧૪ | ૧૬ | ૩૭ | ૩૬૭ |

બોર્ડના વહીવટ દરમિયાન વ્યક્તિઓ તેમજ ગામ લોકો તરફથી બંધાવાયલાં મકાનોની તેમજ બંધાતાં બીજાં મકાનોની યાદી નીચે આપી છે. આ પૈકી મહુવાડ તાલુકે જલાલપુરની શાળાનું મકાન ૨૧ હજારના ખરચે ગામના કોળી ગૃહસ્થ શ્રી ભાણાભાઇ છીબાભાઇનાં પત્ની તરફથી બંધાવી આપ્યું છે, તે માટે તેમને અભિનંદન આપીએ છીએ. આ ઉપરાંત પનારના શ્રી નેમચંદ જેઠાજી, બારડોલીના શ્રી ફકીરચંદરામજી, (મુંબઇ) સર મંગળદાસ વિજભૂખણદાસ (તીથલ અને સોનવાડી શાળાનાં મકાનો), શેઠ સોરાબજી ઉમરીગર (પારડી), સરદાર રા. બ. ભીમભાઇ રણછોડજી નાયક (સુરત), સ્વ. શેઠ રૂસ્તમજી સોરાબજી (પારડી), ઇચ્છાપુરના શેઠ હોરમસજી પેસ્તનજી, નોગામા તા. માંડવીના પારસી ગૃહસ્થ નસરવાનજી હોરમસજી ખરાસ એ સૌએ સ્વતંત્ર રીતે મકાનો બંધાવી આપ્યાં છે અને વાંકાનેર તાલુકે બારડોલીના શ્રી નારણજી દુર્લભભાઇ તરફથી કન્યાશાળાનુ મકાન સ્વતંત્ર રીતે બાંધી આપવાનું શરૂ થયું છે તે માટે અમે તે સર્વ દાતાઓનો જાહેર આભાર માનીએ છીએ. સરકારી ગ્રાંટથી બંધાતાં મકાનો પૈકી પણ નીચેનાં ભાઇ બ્હેનો તરફથી ૧૫૦૦ કે તે કરતાં વધુ રકમની મદદ મળી છે. તેમના પણ અમે આભારી છીએ.

૧. સર ડેવીડ સાસુન (મુંબઇ) ગોડસંબા કન્યા વિદ્યાલય માટે રૂ. ૮૦૦૦). ૨. શ્રી સૂર્યલક્ષ્મી ધર્મદાસ ડાકટર– વલસાડ (ભદેલી કન્યાશાળા માટે રૂ. ૧૭૦૦). ૩. શ્રી નાનાભાઇ મોરારજીની ગં. સ્વ. બાઈ સોના—ખોરી ફળિયા (ખોરી ફળિયા શાળા માટે રૂ. ૧૫૦૦) ૪. શ્રી ભોગીલાલ ધીરજલાલ લાલા—અમદાવાદ (ઓલપાડ કન્યાશાળા માટે રૂ. ૧૫૦૦ અને જમીન) ૫. શ્રી છોટાલાલ ભાઇદાસ દફતરી—મુંબઇ (કડોદ કન્યાશાળા માટે રૂ. ૨૨૪૦). ૬. શ્રી લાલચંદ મોતીચંદની વિધવા બાઇ કંકુ—બીલીમોરા (ઉંટડી કન્યાશાળા માટે રૂ. ૨૦૦૦). ૭ જલાલપોરના ગામ લોકો (જલાલપુર શાળા

* વાંકાનેર તા. બારડોલીનું કન્યાશાળાનું મકાન શ્રી નારણજી દુર્લભભાઈ તરફથી.

# હાથ ઉદ્યોગ

## હિંદની આર્થિક ઉન્નતિ સાધવાનો એક અનુપમ માર્ગ

આ બેકારી અને વધતી જતી ગરીબાઇના દિવસોમાં જ્યારે માણસને પોતાના ભરણ પોષણ માટે પણ ફાંફાં મારવા પડતા હોય ત્યારે તેને કમાવા માટે મોટા રોકાણની જરૂર પડે તેવા ઉદ્યોગો આદરવાની સલાહ એ આપવી અર્થહીન છે.

આપણે સારી રીતે જાણીએ છીએ કે આજની કેળવણી એ બેકારી અને ગરીબાઇનું મૂળ કારણ છે. એ કેળવણીમાં એવું એક પણ શિક્ષણ અપાતું નથી જે આ કહેવાતી કેળવણી પુરી કર્યા બાદ શિખનારને સ્વતન્ત્રપણે ધંધો કરી તેમાંથી કમાતા કરી શકે.

હા, એ વાત તદ્દન સાચી છે કે આપણી હાલની સ્થિતિ માટે યંત્રો જરાયે ઓછાં જવાબદાર નથી. એણે તો આપણું સર્વસ્વ લુંટી લીધું છે અને આપણને રવડતા કર્યા છે અને કર્યે જાય છે. એણે આપણું શું શું નથી હર્યું ? તંદુરસ્તી, ધન ને ઉન્નતિ-એ સર્વનો નાશ એને જ આભારી છે ઇતિહાસ એની સાક્ષી પૂરે છે. હિંદની, યંત્રની પધરામણી પહેલાંની આર્થિક સ્થિતિ અને આજની, જ્યારે હિંદમાં, યંત્ર સર્વોપરી સ્થાન પામ્યા છે ત્યારની સ્થિતિની સરખામણી જેને સત્ય વસ્તુ જાણવી છે તેને તો ખાત્રી કરી આપશેજ.

ક્યાં એ હાથ ઉદ્યોગો કરી જાહોજલાલી ભોગવતુ પુરાણુ ભારત અને ક્યાં આજે યંત્રને આધારે રહી ભૂખે તરફડતુ ભારત ! હાથ ઉદ્યોગોથી હિંદની આર્થિક સ્થિતિ સુધરે એને માટે આ ઇતિહાસ સાચો પુરાવો નથી શું ? અને આજે તો મહાન અર્થશાસ્ત્રીઓએ પણ એ સ્વીકાર્યું છે કે હિંદને એની પુરાણી જાહોજલાલી જોઇતી હોય સુખ જોઇતું હોય અને એ રીતે હિંદની આર્થિક ઉન્નતિ સાધવી હોય તો હાથ ઉદ્યોગ તરફ વળવું સલાહકારક છે. યંત્રથી ગુમાવેલી સઘળી વસ્તુ એ પ્રાપ્ત કરી આપશે એ નિશંક છે.

હાથ ઉદ્યોગોથીજ આર્થિક ઉન્નતિ સાધી શકાશે એનાં બીજાંયે કારણો છે:-

હિંદ એ ખેતી પ્રધાન દેશ છે એની ૮૦ ટકા જેટલી વસ્તીનો ખેતીથી પોતાનું ભરણ પોષણ કરે છે. આજે હિંદનો ખેડુત દિવસે દિવસે નિર્ધન બનતો જાય છે એના ઘણાં કારણો-માંનુ એક એ પણ કારણ છે કે એની પાસે ખેતી દરમ્યાન એની સાથે થઇ શકે તેવા સહઉદ્યોગની અછત છે અને તેથીજ એની ખેતીમાં જુદા જુદા કારણોને લઇને આવતી ખોટ પુરાતી નથી, અને ખેડુત દેવામા વધુ ને વધુ ડુબે છે.

ઇંગ્લાંડ અને બીજા દેશોમાં ખેડૂત ફક્ત ખેતી પરજ આધાર રાખતો નથી. એ એની સાથે નવરાશના વખતમાં સહઉદ્યોગો આદરે છે જેથી એકમાં જતી ખોટ બીજી આવકથી પુરી શકે છે.

એ ઉપરાત બીજા ઘણાંયે કારણો છે કે જેને લઇને હિંદની આર્થિક સ્થિતિ દિનપરદિન બગડતી જાય છે. બધાયે કારણ અહિ આપવાં શક્ય નથી; પણ એટલું તો સ્પષ્ટ છે કે દેશની આર્થિક ઉન્નતિ સાધવા માટે એવા ઉદ્યોગો હાથ ધરવા જરૂરી છે જે થોડીઘણી નજીવી મુડીમાં થઇ શકે અને એવા ઉદ્યોગો તો ફક્ત હાથ ઉદ્યોગોજ હોઇ શકે.

(૧૧) ભુતસર (વલસાડ) ગામ લોકો (દીવાલ બાંકી)
(૧૨) નાની દાંતી ( „ ) વિઠ્ઠલ દુર્લભ

## બોર્ડના વહીવટ દરમિયાન કબજામાં લેવાયલાં અને નવા મંજુર થયેલાં મકાનો

| સર પી. ટી. યોજનાનાં ૧૦ | | સર પી. ટી. સસ્તી યોજનાનાં | |
|---|---|---|---|
| ૧ મોરથાણ | (ઓરપાડ) | ૧ બીમરાડ | (તા. ચોર્યાસી) |
| ૨ ઓરપાડ ઉર્દુ | ( „ ) | ૨ નરેણ | (તા. માંડવી) |
| ૩ સપા | (બારડોલી) | ૩ ગોડધા | ( „ ) |
| ૪ કિહેર | ( વાલોડ ) | ૪ વેડછી | ( વાલોડ ) |
| ૫ અંબાચ | ( „ ) | ૫ તીતવા | ( વાલોડ ) |
| ૬ ગોડસંબા | ( માંડવી ) | ૬ સુધાવાડી | ( મહુવા ) |
| ૭ કુકેરી | ( ચીખલી ) | ૭ ફલધા | ( વલસાડ ) |
| ૮ કકવાડા | ( વલસાડ ) | ૮ રોહીણા | ( પારડી ) |
| ૯ અણીતા (વધારો) | (ઓરપાડ) | આ પૈકી પહેલાં બે તૈયાર થઇ ગયાં છે. | |
| ૧૦ અથામા ઉર્દુ (વધારો) | (જલાલપુર) | | |

### સરકારી ગ્રાંટમાંથી

| ગામોનાં નામઃ— | | | |
|---|---|---|---|
| ૧ ઓલપાડ (ઉર્દુ) | (ઓલપાડ) | ૧૩ બોરીફળીઆ | ( „ ) |
| ૨ ગોથાણ (કન્યા) | ( „ ) | ૧૪ દાંતેજ | ( „ ) |
| ૩ સાયણ | ( „ ) | ૧૫ ચંદ્ર વાસણ (સુપા) | ( „ ) |
| ૪ સ્યાદલા | ( „ ) | ૧૬ કછોલ | ( „ ) |
| ૫ ઓલપાડ (કન્યા) | ( „ ) | ૧૭ જલાલપોર | ( „ ) |
| ૬ ગોડસંબા (કન્યા) | ( માંડવી ) | ૧૮ દાંડી | ( „ ) |
| ૭ દેલવાડા | (બારડોલી) | ૧૯ વાંઝણા | ( ચીખલી ) |
| ૮ કડોદ (કન્યા) | ( „ ) | ૨૦ પારનેરા | ( વલસાડ ) |
| ૯ સાંકળી ટીંબરવા | ( „ ) | ૨૧ સરોણ | ( „ ) |
| ૧૦ ભાટલાઇ | (ચોર્યાસી) | ૨૨ બદેલી | ( „ ) |
| ૧૧ મહોણી | ( „ ) | ૨૩ ઉંટડી (કન્યા) | ( „ ) |
| ૧૨ સરાવ | (જલાલપુર) | ૨૪ સુખલાવ | ( પારડી ) |
| | | ૨૫ કતારગામ(બેઝીકગ્રાંટમાંથી) | (ચોર્યાસી) |

### શ્રી તાપીદાસ અને તુળસીદાસ વરજદાસ યોજના મુજબ બંધાતાં મકાનો:

ગામ તાલુકે વિદ્યાર્થી માટે ટ્રસ્ટની ગામમદદ કુલ્લ ખર્ચ

| | | | |
|---|---|---|---|
| ૧ પીપલોદ | (તા. ચોર્યાસી) | ૪ મોટી ભટલાવ | ( બારડોલી ) |
| ૨ ગોતાલાવાડી | ( „ ) | ૫ ચંદ્રવાસણ (પારચોળ) | (જલાલપુર) |
| ૩ અસનાડ | ( ઓરપાડ ) | ૬ કકવાડા | ( વલસાડ ) |

[ અનુસંધાન પાનું ૨૮૩ ]

વેપારી સબધ તુટયા. હવે એકમેકને એકમેકની જરૂર પડતી ન હોવાથી સ્નેહ અદ્રષ્ય થતો ગયો અને નજીવી બાબતોમાયે લડતાં અચકાયા નહીં.

આમ હાથ ઉદ્યોગો પડી ભાગતાં સપ પણ તુટવા માંડયો.

હાથ ઉદ્યોગની વધુ લાગતી કીંમત ઓછી કરવાના પણ ઉપાયો છે

હાથ ઉદ્યોગની વસ્તુઓ ખરીદી આપણે આપણાજ દેશના ગરીબ માણસોને રોટી આપીએ છીએ એટલુજ નહિ પણ પ્રમાણીકપણે રહેતાયે શિખવીએ છીએ, ધર્માદા ખર્ચવાનો કાઢેલો પૈસો આમ હાથ ઉદ્યોગની વસ્તુની વધુ પડતી કીંમતઆપવામાં ખર્ચ કરી શકાય.

હવે તો આપણને આ સત્ય સમજાય અને દેશની ઉન્નતિના કાર્યમાં આ રીતે હાથ-ઉદ્યોગ અને વસ્તુઓને ઉત્તેજન આપી યથાશક્તી ફાળો આપતા થઈ જાઈએ એવી એવી પ્રભુ પ્રત્યે પ્રાર્થના +

નટવરલાલ આચાર્ય.

+ હાથઉદ્યોગને લગતી જરૂરી વિગતો જેને જોઈતી હશે તેને આ લેખના લેખક પાસેથી-હાથ કાગળ વર્ગ-પારેખ હુન્નરશાળા સુરતના ઠેકાણેથી મળી શકશે

---

## શુદ્ધિપત્ર

માર્ચ (૧૯૪૧) ના અંકના ૨૨૮મે પાને છપેલ લોકલ બોર્ડની તા. ૨૮-૮-૩૯ ના ઠરાવ નં. ૩૨થી નક્કી કરેલા સ્કેલ આપવામાં આવ્યો છે તેની જગ્યાએ નીચે મુજબ વાચવો.

| જગ્યાનું નામ | જુન સ્કેલ | | નવા સ્કેલ |
|---|---|---|---|
| ૧. ચીફ ઓફિસર | ૧૭૦-૧૦-૩૦૦ | | ૧૦૦- ૫-૧૫૦ |
| ૨. એકાઉન્ટન્ટ | ૧૦૫- ૫-૧૫૦ | | ૧૦૦- ૫-૧૫૦ |
| ૩. એન્જીનીયર | ૨૦૦-૧૦-૩૫૦ | | ૧૫૦-૧૦-૩૦૦ |
| ૪. હેડકલાર્ક | ૭૫- ૫-૧૦૦ | | ૭૫- ૫-૧૦૦ |
| ૫ સીનીયર એકાઉન્ટ કલાર્ક | ૭૫- ૫-૧૦૦ | | — —— |
| ૬ કલાર્ક | ૩૫-૨ ૧/૨-૭૫ | | ૩૦-૫/૨- ૭૫ |
| ૭. ઓવરસીયર ફર્સ્ટગ્રેઇડ | ૧૦૦- ૫-૧૫૦ | ઓવરસીયર | ૪૦-૫/૨- ૬૦ efficienay bar ૬૫-૫/૨-૧૦૦ |
| ૮ એજન. સેકન્ડગ્રેઈડ | ૬૦-૫/૨- ૮૦ | | |

---

# પંચાયતોને સૂચના

આ જિલ્લામાં હાલ જે નવી પંચાયતો સ્થપાઈ છે તેના ત્રણ વિભાગો પાડી શકાય. (૧) જ્યાં જુની ગામ પંચાયતો હતી તે (૨) પહેલી વારની નવી ગામ પંચાયતો અને (૩) જે ગામોમાં સેનીટરી કમીટીઓ હતી તેને બરખાસ્ત કરી પચાયતો સ્થાપવામાં આવી છે તે આ ત્રણે પ્રકારની પચાયતેને એકસરખી મુશ્કેલીઓ હોય તો તે આર્થીક સકડામણનીજ હોય છે. પંચાયતો સ્થપાયા પછી તેમના ઉપર કાયદા મુજબની મરજીયાત તથા ફરજીયાત ફરજો

એ વાત સત્ય છે કે આપણે હાથઉદ્યોગોથી ઉત્પન્ન થએલા માલની કીંમત આપવી પડે છે. જે અર્થશાસ્ત્ર નથી જાણતા એવા કેટલાક માણસો આ વિશે બડબડાટ છે છતાં તે ભુલી જાય છે કે યંત્રથી બનેલા ને બહારના સસ્તા દેખાતા માલની હાથઉદ્યો માલની વધુ દેખાતી કીંમત કરતાંયે, સીધી અગર આડકતરી રીતે જકાત યા વેરા વિ. માર લોકો વધારે કીંમત આપે છે.

ભલે, એ વસ્તુ બધાંને ન સમજાય, તોયે એક સાદી વાતજ લઇએ. તમે એક યં અને બહારની બનાવેલી વસ્તુ લો એથી તમે તમારે ત્યાંના ભૂખે મરતાં ભાઇઓનો રે છીનવી લઇ બહારના લોકોને માલેતુજાર કરવા તમારો પૈસો બહાર મોકલો છો, જેના બદલ બિલ્કુલ નજીવું તમને મળે છે. જ્યારે દરેક જણ આમ યંત્રની અગર બહારની વસ્તુ ખ તો તે દરેક માણસ પોતાના દેશમાંથી પૈસો બહારજ મોકલે છે અને આવી રીતે દિવસે દિ વધુ પૈસો બહાર ઘસડાઇ જાય છે. હિંદનો બધોયે ધનનો ખજાનો આમજ ખલાસ થાય અને પરિણામે આપણીજ મુર્ખાઇને લઇને આમંત્રાએલી ગરીબાઇ નજરે પડે છે.

જ્યારે હિંદમાંનીજ હાથે બનાવેલી વસ્તુ ખરીદીએ તો આપણે તેની કીંમત રૂપે પૈ આપણાજ દેશના એક ભાઇ જે આપણી જરૂરીઆતની વસ્તુ બનાવે છે તેને આપીએ છ અને તેના બદલામાં તેની જરૂરીઆતની વસ્તુ આપણી પાસે તે ખરીદે છે. આમ આપણને આપ માંના કોઇકને પણ થોડા યા વધારે પૈસા પાછા મળે છે. એટલે આપેલી કીંમતમાંથી ં પાછું આવે છે. પહેલાં આપેલી કીંમત વધુ દેખાતી હોવા છતાં આમ ઓછી ર છે એ સ્પષ્ટ છે. જ્યારે યંત્રથી બનેલી યા બહારની વસ્તુ ખરીદતાં આપણાંમાંના કોઇને એક પણ પાઇ પાછી મળતી નથી. અને એ રીતે દરેક જણ ગુમાવે છે.

એ શક્ય છે કે યંત્રની યા બહારની વસ્તુના વેચાણથી કેટલાક મુડીવાદીઓ માલેતુજાર બનતા હશે પણ તેથી દેશના મોટા વર્ગના માણસોને તો કાંઇજ ફાયદો ન અને તેથીજ યંત્રોના અણગમા માટેના ઘણાં કારણોમાંનું આ એક કારણ છે. કારણ એથી પોતાનાજ પેટનો ખ્યાલ કરનાર દેશનો એક ન્હાનો સ્વાર્થી વર્ગ આપણાજ ગર ભાઇઓના ભોગે પોષાય છે.

એ કહેવુ જરાયે અયોગ્ય નહિ કહેવાય કે હાથ ઉદ્યોગો તો આપણા ભાઇઓ સંપ જાળવવામાં મદદ કરતા હતા. જ્યારે એક માણસે પોતાની જરૂરીઆતો બીજા પ ખરીદવાની હતી અને તે માણસની જરૂરીઆતો પોતે તેને વેચવાની હતી એવે વ એકમેકનો સ્નેહ વધુ ગાઢ હોય એ કુદરતી છે.

પણ આજે તો યંત્રો આવ્યાં આપણા બધાની જરૂરીઆતો લઇને. આપણે આપણો નાશ કરનાર એ યંત્રોને આવકાર્યાં સસ્તાપણાની આપણને લાલચ લાગી અને યંત્રનું અ બહારનું ખરીદવાનું શરૂ કર્યું. એકે પોતાની જરૂરીઆતની ચીજો આ ર ખરીદી. બીજાનો ધંધો તુટયો. આમ બધાયે ધંધા વગરના થતા ગયાં. એકએ

ચાર્જમાં સોંપવામાં આવી છે અને સેનીટરી કમીટીની કરની જે બાકી હોય તે વસુલ કરવાની પણ સત્તા આ પંચાયતોને આવી નથી. વળી સેનીટરી કમીટીઓને જે સરકારી ગ્રાન્ટ મળતી હતી તે પંચાયતોને મળવી જોઇએ તે પણ બંધ કરી છે. આવી પંચાયતોએ રોજબરોજનો ખર્ચ ચાલુજ રાખ્યો હતો તે એવી આશાએ કે સેનીટરી કમીટીની બધી આવક પંચાયતોને મળશે. નવા કરો નાંખવા માટેના નિયમો પણ છેવટના પ્રસિદ્ધ થયા નથી એટલે કરોમાંથી પણ આવી પંચાયતોને તાત્કાલીક આવક થાય એવો સંભવ નથી. એ નિયમો પ્રસિદ્ધ થયા પછી પણ મંજુરી મેળવતાં પહેલાં કેટલીક વિધિઓ કરવાની હોવાથી કેટલોક સમય વીતી જાય એમ છે. તો આવી પંચાયતોને ખર્ચ માટે પહોંચી વળવાને શું કરવું જોઇએ એ એક મુંઝવણનો પ્રશ્ન થઇ પડયો છે. કરો મંજુર થાય ત્યાં સુધી વધારે ગ્રાન્ટ આપવા અથવા સેનીટરી કમીટીઓના કરો વસુલ કરવા પચાયતોને સત્તા આપવા મે. કલેકટર સાહેબને લખવામાં આવ્યું છે. છતાં પણ પંચાયતોએ પોતે કેટલાક ઉપાયો લેવા જરૂરી છે. તેમને સુચના આપવામાં આવે છે કે તેમણે જાહેર સુખાકારી બગડે નહિ અને ખર્ચમાં કાપકુપ થાય એવી યોજના ઘડી તે અમલમાં મૂકવી જોઇએ. જ્યાં સુધી પંચાયતને કર વિ.માંથી આવક થાય ત્યાં સુધી જેમ બને તેમ ખર્ચ કાપી નાંખી ફક્ત જરૂર પડતોજ ખર્ચ રાખવો જોઇએ. આવક હોય તોજ ખચ ચાલુ રાખી શકાય એટલે સેનીટરી કમીટીઓ તરફથી વારસામાં મળેલા ચાલુ ખર્ચમાં શકય એટલો બધો ઘટાડો કરી નાંખી આર્થીક જવાબદારી આવક થાય નહિ ત્યાં સુધી બધ કરી દેવી જોઇએ. ખર્ચ આવશ્યક હોય તો મરજીયાત ઉઘરાણું કરી તેને પહોંચી વળવું, આ ગામોનાં પંચાયતના સરપંચ અને સભ્યોને શરૂઆતમાં મુશ્કેલી નડશે પરંતુ એને પહોચી વળ્યા સીવાય બીજો ઉપાય નથી.

## આપણું કલંક

### ( ૧ )

કીમતી સાડી અને સુંદર અલંકારોમાં સજ્જ થયેલી એક સ્ત્રી કોઇ કાગળ ઉપર સહી કરવાની જગ્યાએ પોતાના અંગુઠાની છાપ મારતી હતી.

હું જોઈ રહી. મને આશ્ચર્ય તો ન થયું. પણ ચીરાતા હૃદયે એ દૃશ્ય હું જોઇ રહી.

એ બહેનની વય વીસ બાવીસ વર્ષથી વધારે નહીં હોય. પોષાક અને અલંકારોમાં વર્તમાન યુગની ફેશન તરી આવતી હતી. અને છતાં કાગળ પર મતું મારવા માટે એ બિચારાં બહેનને અગુઠાનોજ ઉપયોગ કરવાનો હતો !

મને ઠમકમાં આવ્યાં. મેં ધીમેથી પૂછયુઃ "બહેન ! તમને તમારૂં નામ લખતાં યે નથી આવડતું ?" બહેન હસી પડયાં પણ ઉત્તર મળ્યો નહીં.

પાસે ઉભેલા એક ભાઇને મેં કહ્યું "બહેન લાગે છે તો કોઈ શ્રીમંત કુટુંબના, એમને પણ ભણવા માટે સગવડ ન મળી ?"

"અમારી સ્ત્રીઓ ભણે નહીં" પેલા ભાઇએ ઉત્તર વાળ્યો અને જાણે કેવુંક મહાન સત્ય ઉચ્ચાર્યું હોય એમ મુખ મલકાવવા લાગ્યા. આ બેદરકારી મને અસહ્ય લાગી અને હું ત્યાંથી ચાલી ગઇ.

બજાવવાની આવી પડે છે. એને પહોંચી વળવા આવકના સાધનોનો થોડે અથવા ઘણે અંશે ઉપયોગ કરવાની જરૂર પડે છે. આ લખાણનો હેતુ આવક વધારવાના કયાં સાધનોનો કેવી રીતે ઉપયોગ કરવો એ બતાવવાનો નથી પણ ઉપરની જે ત્રણ પ્રકારની પંચાયતો છે તેમને શરૂઆતની શી મુશ્કેલીઓ છે તે બતાવવાની છે.

૧. જે જે ગામોમાં પંચાયતો હતી તેમની મુદત પુરી થવાથી નવી ચુંટણીઓ થઇ ગઈ છે અને તેમનું કામકાજ હંમેશ મુજબ ચાલતું થઇ ગયું છે. આ પંચાયતો સ્થપાયાને પણ ઠીક સમય થયો હોવાથી સામાન્ય કામકાજમાં કોઈ અડચણ નથી. કોઈ ઉત્સાહી પંચાયતોને રસ્તા, કુવા, કેળવણી વગેરેનું કામકાજ કરવાની ઇચ્છા થાય તો નાણાંની તંગીને લીધે તે તેમ કરી શકતી નથી. આને માટે કયાં તો આવક વધારવાના સાધનોનો ઉપયોગ કરવો પડશે અથવા બીજા ઉપાયો શોધી કાઢવા પડશે. આવક વધારવાના સાધનોમાં કર એ એક સાધન છે. બીજું સાધન મરજીયાત ફાળો ઉઘરાવી કામો કરાવવાં એ છે. અને બીજા ઉપાયોમાં જીલ્લા બોર્ડ તરફથી શરૂ કરવામાં આવેલી ગામ સુધારણાની યોજનાની મદદથી સ્વાશ્રયથી કામો કરાવવાં એ છે. આ બતાવવાનો હેતું એ છે કે જ્યાં આવક થાય છે તેના પ્રમાણમાં અગત્યના કામો કરાવી નહિ શકાતાં હોય ત્યાં ઉપર પ્રમાણેની યોજનાથી કામો કરાવવાં જોઇએ. પણ શરૂઆતની મુશ્કેલી આવી પંચાયતોને નથી.

૨. નવી ગામ પંચાયતો : જે ગામોએ તદ્દન નવી ગામ પંચાયતો સ્થાપવામાં આવી છે ત્યાં સામાન્ય મુશ્કેલી શરૂઆતનો ખર્ચ કરવા માટે નાણાની જરૂરની છે. આવી દરેક નવી પંચાયતોને શરૂઆતનો ખર્ચ કરવા માટે સરકાર તરફથી ગ્રાન્ટ આપવામાં આવી છે. એટલે કામકાજ શરૂ કરવાને સવડ થઈ છે. બીજા આવકના સાધનોનો આશ્રય લેવામાં આવે ત્યાં સુધી હાલ જે રકમ હોય તેટલામાંથી જ ખર્ચને પહોંચી વળવાની તજવીજ કરવી જોઇએ. ફરજ્યાત કામને આવકના પ્રમાણમાં કરવાં જોઈએ અને જેમ જેમ આવક વધતી જાય તેમ તેમ બીજાં મોટાં અને અગત્યના કામો હાથ ધરવા એ ઇચ્છનીય છે. એટલે આવી નવી પંચાયતોને બીજી કોઈ પ્રકારની મુંજવણ નથી.

૩. પણ ખરી મુંઝવણ તો જે ગામોમાં સેનીટરી કમીટીઓ હતી તેને બરખાસ્ત કરી તેમની જગ્યાએ પંચાયતો દાખલ કરવામાં આવી છે ત્યાં છે. આ પ્રકારની પંચાયતોને માથે ખર્ચ વારસામાં મળ્યો છે અને આવક તો જ્યારે થશે ત્યારે. અને ચાર્જમાં કાંઈ શીલક મળી નથી. ખાસ કરીને બારડોલી અને માડવી જેવા કસ્બાના ગામોમાં સેનેટરી કમીટીઓ હતી તેને બરખાસ્ત કરી પંચાયતો દખલ કરવામાં આવી છે. સેનીટરી કમીટીઓ હતી ત્યારે જે ભંગીઓ, દીવબત્તીના નોકરો. બીજા નોકરો તથા ઉપરની સગવડ સાચવવા માટે વસ્તુની જરૂરીઆત વિ.નો જે ખર્ચ કરવો પડતો હતો તે ખરચ પંચાયતે પણ કરવાનો છે. જે ઉપરનો ખર્ચ બંધ કરવામાં આવે તો કસ્બામાં રોગોનો ઉપદ્રવ, જાહેર જનતાને કનડગત તથા તેથી ઉપસ્થીત થતી અવ્યવસ્થાને લીધે લોકોમાં નાહકનો ઉહાપોહ ઉત્પન્ન થવાનો સંભવ છે. તે ઉપરાંત પંચાયતના કાયદા મુજબ ફરજીયાત કામો કરવાનાં હોય છે.

ઉપર મુજબના કામ અંગે થતા ખર્ચને પહોંચી વળવાને હાલ આવી પંચાયતો પાસે કાંઇ સાધનો નથી. સેનીટરી કમીટીઓ પાસેથી ચાર્જ લેતી વખતે કાંઈ નહિ જેવી શીલક

એમને નિકટનું કોઈ સગુ નહોતું. એકનો એક દિકરો બે માસ પહેલાં અવસાન પામ્યો હતો. એ બહેન વર્ગમા શીખવા આવતા અને નિયમિત હાજરી આપતા મે એમને પૂછ્યુ : "તમને અહીં આવીને શીખવુ ગમે છે ? ઉત્તર મળ્યો "હાસ્તો, અહી આવુ છુ ત્યારે મને લાગે છે કે હુ જીવુ છુ. એકનો એક દિકરો ગુજરી ગયો, ઘરમા બેસીને રડયા કરૂં એ કરતાં અહીં આવીને કઇ શીખુ શા માટે નહીં ?"

રાત્રિ વર્ગોમાથી આવા આવા કંઇ કંઇ અનુભવો જાણવાના મળતા અને એમ થતુ કે આ વર્ગો દ્વારા ટૂંક સમયમા સુરત જિલ્લાના ગામડામા કૈક વધુ ચેતન આવશે, પણ શીખનારનો નિરુત્સાહ કહો કે શીખવનારનો નિરુત્સાહ કહો, કે કોઈ ત્રીજા હાથની ડખલ કહો. ગમે તે કારણ હોય, પણ જિલ્લા ભારની આ આશા ફળી નહીં રાત્રિ વર્ગો ટપો ટપ બધ થવા લાગ્યા અને એના પરિણામે ઉભુ થયેલુ પેલું જીવંત વાતાવરણ પણ જાણે અદ્રશ્ય થઇ ગયુ

આ અદ્રશ્ય થયેલા વાતાવરણને પાછું ઉભુ કરવુ જોઇએ, અને એમા પ્રથમની માફક ગામ લોકોએ, શિક્ષક શિક્ષિકાઓએ, વિદ્યાર્થીઓએ નિરક્ષરોએ સૌએ મળીને સહકારથી કામ કરવુ જોઇએ. એકવાર વર્ગો ભલે બધ થયા હોય, એમા શુ થયુ ? એકને બદલે અનેકવાર નિષ્ફળતા મળે તોયે સારુ કામ ફરી ફરી ને કર્યા જવુ એજ આગળ વધવાનો એક માત્ર રસ્તો છે પ્રજાજીવનને નવપલ્લવિત બનાવવા માટે નિષ્ફળતાની કંઈ કઇ ઉંડી ખાઇઓ આપણે ઓળંગવાની છે. અનેક પર્વતો વટાવવાના છે એ અનેક પર્વતોમાનો એક પર્વત નિરક્ષરતા છે એ પર્વત કોઇએ પણ ઓળંગ્યે જ છૂટકો છે, બેઠા બેઠા કે સૂતા સૂતા આગળ નથી વધાતું, આગળ વધવાનો માર્ગ હમેશા મુશ્કેલી ભર્યો જ હોય છે. આપણે આપણા ગામડાઓને સુધારવા માગતા હોઇએ, ગામપ્રજામા નવજીવન રેડવા માગતા હેઇએ, તો નિરક્ષરતાનું આ ભયકર પ્રમાણ ઓછુ કરવાનું કામ આપણે કરવુંજ પડશે.

ગામડાંઓમાથી નિરક્ષરતાના દાનવને સમૂળો દૂર કરવા માટે સુરત જિ. લૉ. બોર્ડની 'નિરક્ષરતા નિવારણ પંચ વર્ષીય યોજના' સુંદર હતી સાધનો માટે ધનિકોના નાણાં અને કાર્ય માટે સેવાભાવીઓની સેવા એ બેનો સુમેળ સાધીને વેગભર્યું કાર્ય કરવાની સ્કૂલબોર્ડને અભિલાષા હતી. કામ સહેલુ તો નહોતુજ જેમણે પરિશ્રમપૂર્વક એ કાર્યમા ઓછી વધતી સેવા અર્પી હતી તેમને જરૂર ધન્યવાદ ઘટે છે પણ આજે શુ ? એ પ્રશ્ન ફરી સૌએ વિચારવાનો છે.

જયોત્સના શુકલ

## જીલ્લા લોકલ બોર્ડની કાર્યવાહી

તા. ૧૫-૩-૪૧ને રોજ શ્રી દુર્લભજી પરાગજી દેસાઈના પ્રમુખપદે મળેલી જીલ્લા લોકલ બોર્ડની સંક્ષિપ્ત કાર્યવાહી.

૧ જી લો. બોર્ડના કીમ-કુડસદ રસ્તા ઉપર ૫ વ. ડી ના ખર્ચે હ્યુમ પાઈપ ડ્રેઇન બાધવા આપેલી પરવાનગીને બહાલી આપવામા આવી. ૨. સુરતથી અશ્વનીકુમાર રસ્તા ઉપર ઝાડો રોપવા માટે શ્રી મણીલાલ ગણપતીશકર વૈદને જણાવેલી શરતે પરવાનગી આપવામા આવી છે તેને બહાલી આપવામા આવી. ૩. કટ્રાકટર સત્તારખાન ગોપાળની અરેઠ બોધાણ રસ્તા ઉપર રીટર્નીગ વોલ બાધવા એસ્ટીમેઈટના રેઈટની સેકડે બે ટકા ઓછાની ઓફર મજુર ૪. વલસાડ તાલુકાના ઓનગામ ગામે કાચુ ડબુ ખોલવામા આવ્યુ છે તેને એક વર્ષ

આ વાતને ઘણો વખત થયો છે, અને એવા તો અનેક પ્રસંગો રોજ રોજ બને છે. છતાં જ્યારે જ્યારે ગામડાંની કે શહેરની બહેનોની નિરક્ષરતાનો વિચાર હું કરું છું ત્યારે ઉપલી વાત મને યાદ આવ્યા વિના રહેતી નથી, હજી આ જમાનામાં પણ નિરક્ષરતા કોઇને સાલતી ન હોય એવું બની શકે ! આ પ્રશ્ન સતત મારા મગજમાં ઉઠે છે અને એનો ઉત્તર મળતો નથી, જો નિરક્ષરતા ખરેખર સાલતી હોય તો એ ટાળવા માટેના ઉપાયો કેમ ન થાય ! માણસને જે વસ્તુ સાલતી હોય એને દૂર કરવા માટે તો ખંત પૂર્વક જીવ લઇને તેની પાછળ પડવું જોઇએ. આવું કેમ નથી થતું ?

સ્વતંત્રતા માટેના આટઆટલા પ્રયાસ છતાં આપણે ગુલામ છીએ કારણ કે પાંત્રીસ કરોડનાં હૈયામાંના એકે એક હૈયામાં ગુલામીના એ કારી ઘા વાગતા નથી. દેશને સ્વતંત્ર કરવાની તાલાવેલી એ એકે એક હૈયામાં જાગી હોત તો પરાધીનતાની કાળી ટીલી ક્યારની યે ભૂંસાઇ ગઇ હોત. આપણાં ઘરો, આપણી શેરીઓ, આપણાં ગામડાં અસ્વચ્છ રહે છે, કારણ કે અસ્વચ્છતા આપણને સાલતી નથી. સુગાળવા હોવાનો દેખાવ આપણે કરીએ છીએ ખરાં, પણ ખરેખર જ અસ્વચ્છતાની સુગ આપણે લાગતી હોત તો તો અસ્વચ્છતાનું જે પ્રદર્શન આપણી આસપાસ થાય છે એનું દર્શન પણ દુર્લભ થઇ પડયું હોત. આ પ્રમાણે નિરક્ષરતાના કલંકને માટે પણ આપણી બેદરકારીજ મુખ્યત્વે જવાબદાર છે. દરેક બાબતમાં આમ બેદરકાર રહેવાની આપણને ટેવ પડી ગઇ છે, સૂતા હોઇએ ત્યાંથી બેઠા થઇને, બેઠા હોઇએ ત્યાંથી ઉભા થઇને, અને ઉભા હોઇએ ત્યાંથી ચાલવા માંડીને આગળ વધવાની આપણને કવચિતજ ઇચ્છા થાય છે. જે સ્થિતિ હોય એ ગમે કે ન ગમે પણ સુખે દુખે નભાવી લઇને આપણે જીવન પૂરું કરીએ છીએ. કવચિત પ્રયત્ન કરીએ તોયે તરત થાકીને કંટાળીને પાછા બેસી જઇએ છીએ.

નિરક્ષરતા માટે બીજાં અનેક કારણો બતાવવામાં આવે છે, અને એ સાચાં પણ છે, છતાં એમાં પણ આગળ વધવાની ઇચ્છાનો અભાવ, સંજોગોની સામે થવાની માની લીધેલી અશકિત અને એ કારણોને લીધે ઉભાં થતાં આળસ અને બેદરકારીએ નિરક્ષર સ્ત્રી પુરુષોનું પ્રચંડ જુથ આપણી આંખ સામે ખડું રાખ્યું છે. આજે સુરત જિલ્લામાં ૪૫,૦૦૦૦ સ્ત્રી પુરુષો નિરક્ષરતાની કાળી ટીલી લઇને ફરે છે. એ કલંક એકલું એ નિરક્ષર ભાઇ બહેનોનુંજ નથી; એ કલંક આપણું સૌનું છે. એ એમની ત્રુટીથી એમને એકલાંનેજ નુકશાન નથી, એ નુકશાન તો આપણે સૌને થાય છે. પ્રજાના મોટા ભાગમાં કોઇ પણ પ્રકારની અશકિત કે ઉણપ હોય તો તેથી આખા દેશને નુકશાન થાય છે, અને આજ કારણે આવા પ્રશ્નો દેશહિતને લક્ષમાં રાખીને વિચારવા જોઇએ.

સુરત જિલ્લા સ્કુલ બોર્ડે નિરક્ષરતા નિવારણની પંચ વર્ષીય યોજના ઘડી અને જિલ્લાનાં ગામડાંઓમાં રાત્રિશાળાઓ શરૂ થઇ ત્યારે એમાંની ઘણી શાળાઓ મેં જોઇ હતી. પ્રૌઢ વયનાં સ્ત્રી પુરુષોને પોતાનાથી વયમાં ઘણાં નાનાં એવાં ભાઇ બહેનો પાસે બેસીને ઉત્સાહથી શિક્ષણ લેતાં મેં જોયાં છે. કયાંક કયાંક સ્ત્રી પુરુષોના ભેગા વર્ગો ચાલતા, કયાંક કયાંક અલગ ચાલતા. કેટલાક વર્ગોમાં તો વાતાવરણ એવું જીવંત લાગતું કે જોનારને પણ ઉલ્લાસિત બનાવી દે: એ દ્રશ્યો પ્રેરક અને આશાજનક હતાં. ચોર્યાસી તાલુકાના એક રાત્રિવર્ગમાં ભણતાં એક પ્રૌઢ બહેન તો મને હંમેશાં યાદ આવે છે, એ બહેનની વય ૭૦ થી ઉપર હતી.

૨૧ જલાલપોર તાલુકાના દાંતેજ, વલસાડ તાલુકાના ફળધરા અને પડનેરા અને પારડી તાલુકાના રોહિણા ગામની ખાનગી જમીનો ઉપર નિશાળના મકાનો બાંધવા મંજૂર થયું છે તે જમીનો રેવન્યુ ફ્રી કરવા મે. કલેક્ટર સાહેબને ભલામણ કરવી ૨૨. બારડોલી તાલુકાના સુપા ગામે પરબ અંગે સ. નં. ૧૪૦ ૧ અ ની ૨ ગુંઠા જમીન રેવન્યુ ફ્રી આપવા બોર્ડે ભલામણ કરેલી પરંતુ તેને બદલે નિશાળના દરવાજા પાસેની આશરે ૧ ગુંઠો જમીન પરબ અંગે રેવન્યુ ફ્રી આપવા મે કલેક્ટર સાહેબને ભલામણ કરવી ૨૩. બોરીફળીઆ ગામે નિશાળ બાંધવા માટે શ્રી. છીબુભાઈ કેશવજીએ જમીન આપી છે તેનુ મહેસુલ માફ કરવા મે. કલેક્ટર સાહેબને ભલામણ કરવી ૨૪. વલસાડ તાલુકાનો ગુંદલાવ સારણ રસ્તો બોર્ડે લોકના હીતને ખાતર ચાર્જમા લેવો અને મે કલેક્ટર સાહેબને એ રસ્તા અંગે અગાઉ ઠરાવ કર્યા પ્રમાણે જમીન એક્વાયર કરવા વિનંતિ કરવી ૨૫. માંડવી તાલુકાના સાઠવાવ ગામે દવાખાના માટે આશ્રમના મકાન સિવાય બીજુ કોઈ મકાન નથી, તેથી ખાનગી મકાન હોવા છતા આ મકાન પાછળ રૂા. ૨૦૦) સુધીની રકમ ખર્ચી દુરસ્ત કરવાનું મંજુર ૨૬. પારડી તાલુકાના વાઘછીપા ગામે શાળાના કમ્પાઉન્ડમા શ્રી. રામજીભાઈ દુર્લભભાઈને પોતાના ખર્ચે કુવો તથા ટાકી બંધાવી કુવા ઉપર રેંટ મુકી આપવાની સ્કૂલબોર્ડે કરેલી ભલામણ મંજુર ૨૭ ઓરપાડ તાલુકાના સેલક ગામે કો-ઓપરેટીવ સોસાયટીના મે. ચેરમેન સાહેબે કુવો ખોદાવી બોર્ડને દસ્તાવેજ કરી સુપ્રત કર્યો છે તે કુવા અંગેની જમીન રેવન્યુ ફ્રી આપવા મે કલેક્ટર સાહેબને ભલામણ કરવી. ૨૮. પુણી મલેકપોર રસ્તા ઉપર નાળુ બાંધવા પુણી ગામના મગનલાલ ડાહ્યાભાઈની એસ્ટીમેઈટના રેઈટથી કામ કરવા માટેની માગણી મંજુર ૨૯ સદાપોર પહાડ ફળીયા વીલેજ એપ્રોચ રસ્તો સુધારવાના કામમા હાર્ડ મુરમ બ્રાસના રૂા ૪-૮-૦ ના ભાવથી પુરો પાડવાની કંટ્રાકટર નાથુભાઈ નીછાભાઈની મંજુર કરેલી માગણીને બહાલી આપવામા આવી ૩૦ વલસાડ ખે ગામ રસ્તાના મા નં. ૧૨-૫ મા આંબાના ઝાડો રોપવા શ્રી અમૃતલાલ ગોરધનભાઈને જણાવેલી શરતોએ પરવાનગી આપવામા આવી. ૩૧ હજીરા ગામે ગામ લોકોએ પંચાયત નહીં સ્થાપવા માગણી કરી છે તો લોકોની મરજી વિરૂદ્ધ એ ગામે પંચાયત સ્થાપવા આ બોર્ડનો અભિપ્રાય નથી ૩૨. ડુંગરી ઉટડી રસ્તા માટે લેંડ કમ્પનશેસન માટે રૂા. ૧૩૭૫) મે. ડી ડે. કલેક્ટર સાહેબની માગણી મુજબ રેવન્યુ ડીપોઝીટ તરીકે જમા આપવા ઠરાવવામાં આવ્યુ. ૩૩ ડી. સ્કૂલબોર્ડ મીટીંગના તા ૧૮-૧૨-૪૦ અને ૨૧-૧-૪૧ના પ્રોસીડીંગ્સ વાંચી ફાઈનલ કરવા ઠરાવવામા આવ્યુ ૩૪ ડી લો બોર્ડનુ છઠ્ઠુ પુરવણી બજેટ મંજુર કરવમા આવ્યુ. ૩૫. ડી. સ્કૂલ બોર્ડનુ સને ૧૯૪૧-૪૨ નુ ઓરીજીનલ બજેટ મંજુર. ૩૬. સેન્સસ અંગે દરેક તાલુકા અગર મહાલ પેટે રૂા ૨૦૦) સુધી ખર્ચ આપવા મંજુર અને એ માટે રૂા. ૧૮૦૦) રીઝર્વમાથી રીએપ્રોપ્રીએટ કરવા. ૩૭, વેડછા લીમડેથી ખરસાડ રસ્તાના ખાસ મરામતના કામ માટે રૂા. ૧૨૮૮)નુ રીએપ્રોપ્રીએશન મંજુર કરવુ. ૩૮. પારેખ ધર્મશાળા માટે ઈલેક્ટ્રીક લાઈટની જોગવાઈ કરવા સારૂ રૂા. ૨૭૫)નુ એસ્ટીમેઈટ મંજુર કરવું. અને એ રકમ રીઝર્વમાથી લેવી ૩૯. સીમેન્ટ ખરીદવા સારૂ રીઝર્વમાંથી રૂા ૨૫૦૦)નું રીએપ્રોપ્રીએશન કરવુ. ૪૦ બોરીઆચ અને કસમદા ઈનામી ગામોમા લો ફંડ શેષ વસુલ કરવા બાબતના મે કલેક્ટર સા ના પત્રમા જણાવ્યા પ્રમાણે લો ફંડ શેષ વસુલ કરવાની હદ જે પ ટી અખત્યાર કરેલી છે તેની સાથે બોર્ડ સમત છે. ૪૧. ગોડઅગા

માટે ચાલુ રાખવા મંજુર. ૫. સરકારી વોટર સપ્લાઈ ગ્રાંટમાંથી ખોલાવ ગામે તળાવ ખોદવા માટે કંટ્રાકટર નાનુભાઇ માવજીની માંગણી સો ઘ. ફીટના ૦-૧૨-૦ ભાવ પ્રમાણેની મંજુર. ૬. ચોર્યાશી તાલુકાના ઓવરસીયર, નરસીંહભાઇ એલા પટેલને લો. બોર્ડ સ્ટોરમાં હંગામી રહેવાં પરવાનગી આપી છે તેને બહાલી આપવામાં આવી. ૭. મુનસાડ ગામ પંચાયતનું ૧૯૪૦-૪૧નું રીવાઇઝડ બજેટ તથા ૧૯૪૧-૪૨નું મૂળ બજેટ મંજુર. ૮. લોકલ સેલ્ફ ગવર્નમેન્ટ ઇન્સ્ટીટયુટના ૧૯૪૧ના વરસ માટેની મેમ્બરશીપ ફીના રૂા. ૧૦૦) મંજુર. ૯. બોર્ડના ચીફ ઓફીસર શ્રી ઠાકોરભાઇ મણીભાઈ દેસાઇની તા. ૩-૨-૪૧થી એક માસની વધુ રજા મંજુર અને શ્રી શંકરલાલ એચ. જોષીની નીમણુંક તેમને સ્થાને રજા દરમ્યાન ચાલુ રાખવામાં આવી છે તેને બહાલી આપવામાં આવી. ૧૦. બ્લારેડ બ્લેક ટ્રેપ મેટલના શ્રી સયાજી આયર્ન વર્કસના સાયણ ઓલપાડ રસ્તા માટે તેમજ હોપબ્રીજ બાહ્ય રસ્તો ખાસ રીપેર માટેના ભાવો મંજુર. ૧૧. માંડવી તાલુકાના તડકેશ્વર ગામે ગામ પંચાયતની સ્થાપના થઈ શકે તેમ નહીં હોવાથી એ ગામને "ગામ" તરીકે બંધ થયેલું જાહેર કરવું. ૧૨. ભટલાઇ વછરવાડ એપ્રોચ રસ્તા ઉપર નાળા બાંધવાનું કામ કંટ્રાકટર દોલતરાય ભીખાભાઈને એસ્ટીમેઇટના ભાવની છેલ્લી માંગણી મુજબ આપવામાં આવેલું તે તેમજ તે રસ્તો સુધારવાનું રૂા. ૭૨૮૪નું એસ્ટીમેઇટ મંજુર. ૧૩. માંડવી તાલુકાના ઓવરસીયર શ્રી નરસીંહભાઇ પટેલની અઢી માસની રજા દરમ્યાન તેમની જગ્યાએ ડી. લો. બોર્ડ ઓફીસના ટેકનીકલ આસીસ્ટંટ મી. જે. એમ. ટાંકને નીમ્યા છે તેને બહાલી આપવામાં આવી તેમજ માંડવી લો. બોર્ડ સ્ટોરમાં મી. ટાંકને રહેવા માટે મે. પ્રેસીડંટ સાહેબે બહાલી આપી છે તેને મંજુરી આપવામાં આવી. ૧૪. ખોલાવ ગામ નવો કૂવો બાંધવા માટે કંટ્રાકટર નાનુભાઇ માવજીની હરાજીમાં ઓફરની એસ્ટીમેઇટના રેઇટથી રાખવાની મંજુર. ૧૫. સરકારી બીલ્ડીંગ ગ્રાન્ટમાંથી બીલ્ડીંગ કમીટીએ મંજુર કરેલા નિશાળના કામોના એસ્ટીમેઇટો મંજુર તેમજ તા. ૪-૨-૪૧ને રોજ હરાજીમાં આવેલા કંટ્રાકટરોના ભાવો મંજુર. ૧૭. શ્રી પ્રભાશંકર ભટને બોર્ડે જણાવેલી શરતો માન્ય હોય તો તેમની મોતા ગામે આવેલી ડીસ્પેન્સરી બોર્ડના વહીવટમાં તા. ૧-૪-૪૧થી અગર તે પછીની વહેલામાં વહેલી અનુકુળ તારીખથી લેવી. ૧૭. સઠવાવ ગામના એલોપેથીક સેન્ટર માટે હાલનું આશ્રમનું ખાનગી મકાન દવાખાનાને લાયક રીપેર કરવામાં આવે ત્યાં સુધી મેડીકલ પ્રેકટીશનરને માંડવી રહી સઠવાવ અને તેની આજુબાજુના ગામોએ વીઝીટ કરવાની મંજુરી આપવામાં આવી છે તેને બહાલી આપવામાં આવી. ૧૮. વલસાડ તાલુકાના રોનવેલ ગામના મેડીકલ પ્રેકટીશનરને ધર્મશાળાનું મકાન દવાખાના અંગે વાપરવા આપેલી પરવાનગીને બહાલી આપવામાં આવી. ૧૯. હાલના સંજોગોમાં પહોંચી વળવા અને બોર્ડના કામોના હીતમાં પ્રમુખશ્રીએ સીમેન્ટ ખરીદવા જે વ્યવસ્થા કરી છે તેને બહાલી આપવામાં આવી. અને કંટ્રાકટરો પાસે સીમેન્ટ પુરી પાડવા બદલ લેવાની કીંમતનો રેઇટ નક્કી કરવા પ્રમુખશ્રીને સત્તા આપવામાં આવી. ૨૦. માંડવી તાલુકાના અરેઠ ગામની ધર્મશાળામાંની ૨૫'×૧૬'= ૪૦૦ ચો. ફી. જમીન ફીદાહુશેન મીઠાભાઇએ રહેવા તથા દુકાન માટે વાર્ષીક રૂા. ૬ના ભાડાથી ભાડે રાખવા અરજી કરી છે તે જણાવેલી શરતે મે. કમીશ્નર સાહેબની મંજુરી મેળવી સાત વરસને ભાડાથી આપવા મંજુર.

આવી. ૫૭. સુરત નાના વરાછા રસ્તાની જમીન ધનમલ સીલ્ક મીલ્સ લીમીટેડને એક ચો. વારના બે આનાના વાર્ષિક ભાડે મે. કમીશ્નર સાહેબની મંજુરી મેળવી સાત વરસને પટે જણાવેલી શરતોએ આપવા મંજુર. ૫૮. શિક્ષકોને પરસનલ પે આપવા સંબંધી સ્કૂલ બોર્ડે ઠરાવ નં. ૩ તા. ૧૦-૩-૪૧ નો મોકલ્યો છે તે મંજુર કરવામાં આવ્યો. ૫૯. ડી. સ્કૂલ બોર્ડનું ૧૯૪૦-૪૧નું ત્રીજું રી. એ. પત્રક રૂ. ૧૯૧૬૯નું મંજુર. ૬૦. ડી. સ્કૂલ બોર્ડનું ૧૯૪૧-૪૨ના વરસનું અંગ્રેજી ક્લાસોનું ઓરીજીનલ બજેટ સ્કૂલબોર્ડની ભલામણ પ્રમાણે મંજુર. ૬૧. કેટલા પાઉન્ડના હેડમા સને ૧૯૪૦-૪૧માં રૂ. ૧૮૦૦નો વધારેનો ખર્ચ કરવામાં આવ્યો છે, તે અંગેનું રી. એ. મંજુર કરવામાં આવ્યું. ૬૨. ગોડસંબા કન્યા વિદ્યામંદિરની રાનીપરજ કન્યા છાત્રોની ફીસ નહીં જમ્યા કાઢવા તથા તે અંગેનો ખર્ચ ગ્રાંટને માટે મંજુર કરવા સ્કૂલ બોર્ડની ભલામણ મંજુર. ૬૩. વાલોડ ડીસ્પેન્સરી પેરટ મેરંટ રૂમની જાળી નવેસરથી કરવા રૂ. ૨૧૦નું એસ્ટીમેઇટ મંજુર કરવામાં આવ્યુ. અને તે રકમનુ ૧૯૪૧-૪૨ના વરસમાં પ્રોવીઝન કરવું. ૬૪. વાંઝણા વીલેજ પંચાયતમાં સ્ત્રી સભ્યની ખાલી જગ્યા માટે શ્રીમતી અંબા બ્હેન નાગરજીને નીમવા, અને ધેજ વિલેજ પંચાયતમાં સ્ત્રી સભ્યની ખાલી રહેલી જગ્યાએ શ્રીમતી મણીબેન લલ્લુભાઇને નીમવા. ૬૫. માંડલ તાલુકાના દવાખાના માટે કમીટી નીમવામાં આવી. ૬૬. ખલીપોર કુવા તથા હવાડાને ખાસ રીપેર કરવા માટે મી. મગનલાલ ભીમભાઇની ઉદાર (રૂ. ૩૦૦)ની આવેલી ફ્રુસત મંજુર કરવી ૬૭. ચીખલી ધર્મશાળાને સ્પેશીયલ રીપેર માટે રૂ. ૫૪)નું એસ્ટીમેઇટ મંજુર કરી એ અંગે રૂ. ૫૪) ચીખલી ધર્મશાળાની બચતમાંથી લેવા.

---

[ અનુસંધાન પાનુ ૨૭૨થી ચાલુ ]

**'ડ્યૂટી પે' અને 'પર્સનલ પે'**

સુરત જિલ્લા સ્કૂલ બોર્ડ અને ગુજરાતની બીજી બોર્ડોએ આ બે પગારો સબંધમાં અખત્યાર કરેલી નીતિ સંબંધમાં લાગતા વળગતા શિક્ષકોમાં તેમજ લોકોમાં ઘણી ગેરસમજ ફેલાયલી છે, તે સંબંધમાં વખતો વખત બોર્ડમાં કરવામાં આવેલા ઠરાવો, યોજનાઓ, 'સ્થાનિક સ્વરાજ્ય'ના અને વર્તમાનપત્રોના લેખો તેમજ નિવેદનો દ્વારા ઘણી ચોંખવટ કરવામાં આવેલી છે. અને તેથી નિષ્પક્ષ તથા સત્ય શોધવાની વૃત્તિવાળા ભાઈબ્હેનો એ નીતિની વાસ્તવિકતા સમજી શક્યાં હશે પ્રાથમિક કેળવણી અંગેની આર્થિક જવાબદારી અને તેની સરકાર તથા લોકલબોર્ડ વચ્ચેની વહેંચણી ઘણી અટપટી, મોટે ભાગે અપ્રસિદ્ધ અને એકપક્ષી સત્તાવાળી હોવાથી બોર્ડને અને સરકારને તે સબંધમાં ઠીક ઠીક ઘર્ષણ વર્ષોથી ચાલ્યાં કરે છે. ગુજરાત સિવાયની ઇલાકાની બીજી બોર્ડો ગમે તે કારણે આ સંબંધમાં નમતું મૂકી દે છે અને સરકાર પોતાના માથા ઉપરની જવાબદારીઓ બોર્ડની સંમતિ વિના પોતે પક્ષકાર હોવા છતાં એકહથ્થુ ન્યાયાધીશ બની લોકલ બોર્ડો ઉપર એટલે કે કર ભરનારા ઉપર લાદતી જાય છે, અને બોર્ડને ભોગે પરદુઃખભંજન બનવાનો દેખાવ કરે છે તે ભલે ચલાવતી હશે, પરંતુ ગુજરાતની બોર્ડો એ પડદો ચીરવાનાં પગલાં લઈ રહી છે અને લોકો ઉપર કાયમનું કરનું નવું ભારણ અટકાવવા પ્રયત્ન કરી રહી છે. કર ભરનારાઓના

વિદ્યામંદીરના મકાનો વિગેરેનું રીવાઈઝડ એસ્ટીમેઈટ મંજુર અને તેના ભાવો કંટ્રાકટર પુરૂષોત્તમ ઉમદલાઇએ આપ્યા છે તે મંજુર કરવા. ૪૨. મોટી બટલાવ ચંદ્રવાસણ પારમોલ અને બુહારી અંગ્રેજી કલાસરૂમના કામોના એસ્ટીમેઈટો મંજુર કરવા તેમજ એને અંગેના કંટ્રાકટરોના ભાવો પણ મંજુર કરવા. ૪૩. સુરત રેલ્વે સ્ટેશન તરફ જતાં પારેખ ધર્મશાળાના પ્લોટ્સ મારીક રૂ. ૮૩-૫-૪ ના ભાડાથી તા. ૧-૧૧-૪૦ થી એક વરસ માટે લક્ષ્મણ જોરાખાન અને જયાલાલ લક્ષ્મણને આપવામાં આવ્યા છે, તેને બહાલી આપવામાં આવી. ૪૪. જલાલપોર-ખેરગામ-અને સરીણજર્ગના સને ૧૯૪૦-૪૧ ના અને દેણુના-એંધણ-કછોલી-રૂવા-ભરમપોર અને મોતા ગામ પંચાયતોના સને ૧૯૪૧-૪૨ના બજેટ મંજુર કરવામાં આવ્યાં. ૪૫. જલાલપોર તાલુકાના વેગામ ગામે લોકોની માંગણી મુજબ પંચાયત દાખલ કરવા બોર્ડનો અભિપ્રાય છે. ગામના ઈનામદાર એક સભ્ય પંચાયતમાં નીમવા અધીકાર માંગે છે. એ કાયદાની દ્રષ્ટીએ આપી શકાય નહી. અને એટલા ખાતર પંચાયત દાખલ ન થાય એ ઈચ્છવા યોગ્ય નથી. ૪૬. ગામ 'પંચાયત-વાળા જે ગામે ઉર્દુ શાળા હોય અને તે ગામની મુસ્લીમ વસ્તી દશ ટકાથી ઓછી હોય અને શાળા કમીટીમાં જો કોઈ મુસ્લીમ સભ્ય આવી શકતો નહીં હોય તો એક સભ્ય કો-ઓપ્ટ કરવા નીયમમાં ફેરફાર કરાવવા સ્કુલ બોર્ડે ભલામણ કરી છે તે પ્રમાણે નીયમમાં જરૂરી સુધારો કરાવવા નામદાર સરકારને વિનંતી કરવી. ૪૭. ૨૨ વરસ ઉપરની શીક્ષિકાઓને ટ્રેઈનીંગ કોલેજમાં દાખલ કરવા સરકારે ઠરાવ્યું છે તે મર્યાદા તેમને માટે કાઢી નાંખવા સ્કુલબોર્ડની ભલામણ મુજબ મે. ડી. પી. આઇ. સાહેબને લખી મોકલવું. ૪૮. સ્કુલબોર્ડના પ્રોવીડન્ટ ફન્ડના નિયમમાં સુધારો કરાવવા સ્કુલબોર્ડની ભલામણ મંજુર. ૪૯ સરકારી વોટર સપ્લાઇ ગ્રાંટ વરસ આખરે મળતી હોવાથી વરસ પુરું થતા પહેલા કામો પુરા થઇ શકે નહી; અને કામો પુરા કરાવવા અગવડ પડે છે તો હાલના હુકમમાં જરૂરી ફેરફાર કરવા નામદાર સરકારને વિનંતી કરવી. ૫૦. રસ્તાઓની ગ્રાંટ સંબંધી નામદાર સરકારે તેમના ઠરાવને ૯૪૪૭ તા. ૨૩-૫-૩૮થી જે શરતો કરી છે તે સખત વાંધા ભરેલી અને બોર્ડોની સ્વતંત્રા ઉપર તરાપ સમાન હોવાથી તે રદ કરી અસલ મુજબ રસ્તાના કામ સીવાય બીજા કામ ઉપર ન વાપરવાની શરતથી આપવા નામદાર સરકારને વિનંતી કરવી. ૫૧. બોર્ડે પોતાના ઠરાવ નં. ૧૩ તા. ૨૦-૧૧-૪૦થી મેડીકલ પ્રેકટીશનરને કંટીજન્સી આપવા અંગે ઠરાવ કર્યો છે તેમાં ફેરફાર કરવાનું કારણ જણાતું નથી એ પ્રમાણે મેં. સરજન જનરલ સાહેબને જણાવવું અને કંટીજન્સીના ખર્ચ પેટે હું પ્રમાણે ખર્ચ આપે એવી ફરીથી વિનંતી કરવી. ૫૨. વલસાડ તાલુકાના લીલાપોર રસ્તા માટે જમીન એકવાયર કરવા આગળ ઠરાવેલું તે હવે રસ્તાની જરૂર નહીં હોવાથી કામ માંડી વાળવું અને તે અંગે ખર્ચ જતાં જે રકમ રહે તે રીફંડ કરવી. ૫૩. વાલોડ મહાલના રચાદલા ગામે શાળાના કમ્પાઉન્ડમાં ગામ લોકોને પોતાના ખર્ચે સુતરડી બાંધવા દેવાની પરવાનગી આપવામાં આવેલી તેને સ્કુલબોર્ડની ભલામણ મુજબ બહાલી આપવામાં આવી. ૫૪. બોરીફળીયા ગામે સરકારી ગ્રાંટમાંથી બંધાતા મકાનને તકતી મુકવા સંબંધી સ્કુલબોર્ડે ભલામણ કરી છે તે ડીસ્ટ્રીકટ બીલ્ડીંગ કમીટી તરફ મંજુરી માટે મોકલી આપવી. ૫૫. ચીખલી તાલુકાના દેગામ ગામની સ્કુલ માટે ૨૫ ગુંઠા ૫૯૪ ચો. ફીટ જમીન મેળવવા માટે મે. કલેક્ટર સાહેબને વિનંતી કરવી. ૫૬. સાતમ ગામે અંગ્રેજી કલાસ ખોલવા સ્કુલબોર્ડે ભલામણ કરી છે તે મંજુર કરવામાં

બોર્ડે કરી. આથી સારું કામ કરવા એલાવન્સ મેળવનાર શિક્ષકોને ચાનક રહે. હાલ રૂ. પાંચથી માંડીને વધુમાં વધુ ૨૫ રૂ. સુધી એલાવન્સ મળે છે એટલે તેમાં અસમાનતા ઘણી છે તેને બદલે ૫, ૭ અને ૧૦ રૂ.નું એલાવન્સ ઠરાવવામાં આવ્યું હતું. જીલ્લાના શિક્ષકસંઘને પણ આ યોજના કબુલ હતી પરંતુ ખાતાંએ તેના સ્વીકાર માટે પણ તન્નો વાસ્યો અને ૪૦ હજાર જેટલી રકમ બોર્ડની ગ્રાંટમાંથી ઓછી આપી. આ વિષે ખુલાસો પૂછાવવામાં આવતાં જણાવવામાં આવ્યું કે 'પર્સનલ પે'ની ગ્રાંટ કાપી લેવામાં આવી છે ! ગૂજરાતની બીજી બોર્ડોના કરતાં આ જીલ્લાની સ્થિતિ આ સબંધમાં જુદી જ હતી. વચમાં સરકારે નાણાંની તંગીને લીધે કેળવણીની ગ્રાંટ ઓછી કરી હતી ત્યારે ઘણીખરી બોર્ડોએ હાજરી એલાવન્સ બંધ કરીને તે ખોટનો ખાડો પૂર્યો હતો; પણ આ જીલ્લાની તે વખતની બોર્ડે થોડાક માણસોને અપાતું અને જેની સામે સિદ્ધાંત વિષયક વાંધાઓ હતા તે એલાવન્સ ચાલુ રાખ્યું હતું અને ખોટનો ખાડો પૂરવા વિદ્યાર્થીઓની ફીના દર વધાર્યા હતા. અને શિક્ષકોના પગારમાં સામાન્ય કાપ મૂકયો હતો, એટલે કે જેમને હાજરી એલાવન્સ મળતું નહોતું તેવા નાના પગારના શિક્ષકોના પગારમાં પણ કાપ મૂકીને એલાવન્સ ચાલુ રાખેલું ! સરકાર તરફથી કાપ રદ થતાં જે નાણાં મળ્યાં તેમાંથી હાજરી એલાવન્સ બંધ કરવાના સરકારના ઠરાવ પછી બીજી બોર્ડોએ એ રકમ કેળવણીના વિસ્તાર પાછળ નવી શાળાઓ પાછળ ખરચી, જ્યારે આ જીલ્લામાં તે નાણાં સામાન્ય કાપ રદ કરવામાં અને વિદ્યાર્થીઓની વધારેલી ફી ઘટાડવામાં જ પૂરાં થયાં હતાં. એટલી નવી શાળાઓ પાછળ ખરચવાનો પ્રશ્ન જ નહિ રહેલો. આથી 'પર્સનલ પે'ના મથાળાની ગ્રાંટ જો તે ખર્ચ ન થાય તો કાપી લેવાનું સરકારને નિમિત્ત મળતું હતું. આથી એ રકમનો લાભ નહિ શિક્ષકોને મળે કે નહિ કેળવણીના બીજા હિતમાં એનો ઉપયોગ કરવા બોર્ડ પાસે રહી શકે, અને સરકારમાં જમા થઈ જાય. એટલે મધ્યસ્થ સમિતિ અને ગૂજરાતની બીજી સ્કૂલબોર્ડોની સંમતિથી સરકાર તરફથી બોર્ડની યોજના મંજુર થઈ ત્યાં સુધી ચાલુ પ્રથા મુજબ આ રકમનો ઉપયોગ થોડા શિક્ષકોના લાભમાં પણ કરવાનું ઠરાવ્યું છે. આથી આખા શિક્ષક વર્ગને કાયમનો લાભ અપાવવાની બોર્ડની ઈચ્છા બર આવતી નથી, પરંતુ તેમાં દોષ બોર્ડનો નથી.

'ડ્યુટી પે'

ટ્રેનિંગ કૉલેજમાં તાલીમ લેતા શિક્ષકોને આજ સુધી તેઓ પગાર ખાતે રજા ઉપર છે એમ ગણી પુરૂષ શિક્ષકોને રૂ. ૧૦ અને સ્ત્રી શિક્ષિકાઓને રૂ. ૧૫ની શિષ્યવૃત્તિ સરકાર આપતી આવી હતી. તેને ઠેકાણે તેમને ચાલુ પગારે ત્યાં મોકલવાનું સરકારે ઠરાવ્યું. તેના ખર્ચની વહેંચણીનો પ્રશ્ન મુદ્દાનો અને કર ભરનારાઓના હિતનો હોવાથી ગૂજરાતની સ્કૂલબોર્ડોએ 'ડ્યુટી પે' આપવાની જરૂરિયાતનો સ્વીકાર કરી તેની વહેંચણી એકપક્ષી હુકમ નામાથી નહિ પણ યોગ્ય રીતે કરવા દરખાસ્ત મૂકી. સરકાર આજ સુધી જેટલો બોજો આ અંગે ઉઠાવતી હતી, તેટલો તે ઉઠાવે અને વધારાનો ખર્ચ રહે તેમાં ૧/૩ ફાળો બોર્ડ આપે એવી ઘણી ન્યાયી માંગણી ગૂજરાતની બોર્ડોએ કરી. પરંતુ સરકારને બોર્ડના ભોગે શિક્ષકોની વાહવાહ મેળવવી હતી એટલે તેણે એ માગણી સ્વીકારી નહિ. અને

હિતમાં લેવાતાં આ પગલાં માટે તે લોકમતના ટેકાની અધિકારી છે. ૧૯૩૮–૩૯માં આ જીલ્લાની સ્કુલબોર્ડનું ખર્ચ ૬,૧૨,૧૮૧ રૂા. હતું તે વધીને ૧૯૪૦–૪૧માં ૬,૪૧,૭૪૫ થયું છે અને તેમાં પર્સનલ પે અને ડયૂટી પેનો સમાવેશ તો થયો નથી. એટલે આવી પરિસ્થિતિમાં સરકારની જવાબદારી મૂગે મોઢે લાદવા દેવી વાજબી ગણાશે?

અત્યારે સરકાર અને કેળવણી ખાતું નિરંકુશ અને કોઇને જવાબદાર ન હોવાથી મરજી માફક કાયદાઓ કે નિયમો ઘડી શકે છે, કે તેમાં પોતાને અનુકુળ આવે તેવા ફેરફારો કરી શકે છે, પરંતુ લોકશાસનના સિદ્ધાંત વિરુદ્ધના અને સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓના હિત અને સત્તા ઉપર કાપ પડે તેવાં સરકારનાં કે ખાતાંના દરેક પગલાં સામે વિરોધ ઉઠાવ્યા વિના મૂગે મોઢે તાબે થવાનું આ બોર્ડ અને ગુજરાતની બોર્ડો રાખશે નહિ.

આટલા પ્રાસ્તવિક વિવેચન પછી આ બંને પગારો વિષે ટુંકમાં બોર્ડની નીતિની ચોખવટ કરીશું.

### પર્સનલ પે

વચગાળેના સમયમાં હેડમાસ્તરો અને પહેલા આસિસ્ટંટોને હાજરીના પ્રમાણમાં જે એલાવન્સ આપવામાં આવતું હતું જેને હવે 'પર્સનલ પે'નું નામ આપવામાં આવ્યું છે તેની સામે સિદ્ધાંત વિષયક ભારે વાંધાઓ હતા અને છે. શિક્ષક સમુદાયમાંથી ૩૦ કે ૪૦ ટકા જેટલાનેજ આ લાભ આપવામા આવે છે અને તેમાં લાયકાતવાળા ઘણા માણસોને અન્યાય થવાની સંભાવના રહેલી હતી. સારા એલાવન્સની જગ્યાઓ મેળવવા એટલે કે મોટી હાજરીવાળી શાળાઓમાં મૂકાવા માટે અને તેવી શાળાઓની વિદ્યાર્થી સંખ્યામાં વધારો થાય તે માટે વર્ગોને નજીકનાં ગામની શાળા સાથે જોડવાને બદલે દૂરની શાળા જોડે જોડવા માટે અનેક પ્રકારની ખટપટો અને પક્ષપાતો થયાની ચાલુ ફરિયાદો ઉઠતી હતી. આથી એ એલાવન્સ કાઢી નાંખ્યું અને તેનાં નાણાં નવી શાળાઓ કાઢવા પાછળ, શિક્ષકોના પગારમાં સામાન્ય કાપ મૂકવામાં આવ્યો હોય તો તે દૂર કરવા પાછળ કે ફીમાં વધારો કરેલો હોય તે કમી કરવા પાછળ ખર્ચવાનાં સૂચન આપવામાં આવ્યાં હતાં. આ એલાવન્સ ફરી ચાલૂ કરવા સામે આ બોર્ડનો સખત વિરોધ હતો. તેમ છતાં સરકારે પાછળથી બોર્ડની સંમતિ વિના તે ચાલુ કરવાનું ઠરાવ્યું. આ એલાવન્સ પાછળ ખરચાતી ૪૦ હજારની રકમ બચાવવાનો બોર્ડનો ઇરાદો ન હતો. એ રકમનો લાભ શિક્ષકોના મોટા ભાગને મળી શકે અને શિક્ષણમાં કાર્ય સાધકતા આવે તે રીતે શિક્ષકોના પગારના દર સુધારવા પાછળ ખર્ચવાની યોજના કરીને સરકારમાં મોકલી હતી. પરંતુ સરકાર શિક્ષકોના કાયમી હિતની આ યોજનાનો બોજો ઉપાડવા તૈયાર ન થઈ. પર્સનલ પે તો દર વર્ષે પડતી બઢતીમાં સમાતું જતું હોવાથી દર વર્ષે ક્ષીણ થતાં થતાં ૯–૧૦ વર્ષમાં નામશેષ થઇ જવાનું છે, જ્યારે બોર્ડની યોજના કાયમી લાભની હોવાથી શિક્ષકોના હિતવાળી હતી. બોર્ડ તો આ યોજના પાછળ પર્સનલ પે કરતાં ૩–૪ હજાર વધારે ખર્ચ ઉપાડવાની પણ તૈયારી બતાવી હતી. પરંતુ ખાતાંઓને તે સ્વીકાર્ય ન થઇ; એટલે આ પગારની વિષમતા બને તેટલી ઓછી થાય અને તેનો લાભ ૪૩૭ શિક્ષકોને બદલે ૫૮૭ શિક્ષકોને મળે અને લાગલગાટ ૩ વર્ષ સારું કાપ ન હોય તેનો લાભ એ. ઓ. અટકાવી શકે. એવી બીજી યોજના સ્કુલ

સામાન્ય રીતે રૂ. ૪ મદદ આપવાનું ધોરણ સરકારે ઠરાવ્યું હતું. એ ધોરણે કામ થાય તો એકલા સુરત જિલ્લાના લગભગ સાડાચાર લાખ નિરક્ષર સ્ત્રીપુરુષોને અક્ષરજ્ઞાન આપવા માટે રૂ. ૧૮ લાખ જોઇએ. આવી ગંજાવર રકમની મદદ કકડે કકડે પણ સરકાર પૂરી કરી ન શકે એ તો દેખીતું હતું એટલે જિલ્લાનો આ અંધકાર દૂર કરવા માટે સેવાની ભાવના ઉપર રચાયલી નિરક્ષરતા નિવારણ પંચવર્ષીય યોજના સ્કૂલ બોર્ડે કરી. એ યોજનામાં જિલ્લાના સેવાભાવી શિક્ષકો, શિક્ષિકાઓ અને બીજા સ્વયંસેવકો દ્વારા કેવળ સેવાભાવે રાત્રિશાળાઓ ચલાવવાની હતી. શાળાવાળા દરેક ગામે આવી શાળાઓ શરૂ કરી શિક્ષકો, શિક્ષિકાઓ મોટી વયના વિદ્યાર્થીઓ તેમજ ગામલોકો સૌના સહકારથી કેવળ સાધનો પૂરતાજ ખર્ચે આ યોજના ફત્તેહમંદ બનાવવાની હતી અને એ માટે પ્રવાસ દ્વારા જિલ્લામાં ઠીક ઠીક વાતાવરણ તૈયાર કરવામાં આવ્યું હતું.

આ યોજનાને શરૂઆતમાં બહુ આશાજનક જવાબ મળ્યો હતો. અનેક જુવાન શિક્ષક-શિક્ષિકાઓએ સુંદર કામ કર્યું હતું ને રાત્રિશાળાઓને લીધે ગામડાં ચેતનવંતા બનતાં જતાં હતાં, પણ એ ઉત્સાહ આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિ બદલાતાં અને મહાસભાની સરકાર નિવૃત્ત થતાં ચાલુ રહ્યો નહિ. ગામડાંમાં રોપણીની અને કાપણીની મોસમ આવે, ઘેરીઆ રમવાના ઉત્સવના દિવસો આવે અને એવા એવા બીજા પ્રસંગો આવે એટલે પણ વર્ગોની હાજરી ઘટી જાય અને શિખવનારનો ઉત્સાહ ઓસરવા માંડે. કેટલાક પ્રત્યાઘાતી તત્વોએ પણ આમાં ભાગ ભજવ્યો અને આમ કરતાં કરતાં અંતે એ વર્ગો લગભગ બધાજ બંધ થઈ ગયા. આમ સ્કૂલ બોર્ડે કરેલી નિ. નિ. ની પંચવર્ષીય યોજનાનું ધારેલું પરિણામ આવ શક્યું નથી, પરંતુ એ યોજનાએ શરૂઆતના મહિનાઓમાં તો જિલ્લામાં સરસ આંદોલ જગાવ્યું હતું અને અનુકૂળ વાતાવરણ હોય તો એ યોજનાજ સૌથી વધુ કાર્યસાધક બ એમ છે. નિ. નિ. ની એ યોજના દ્વારા જિલ્લામા ૧૯૩૯-૪૦ના વર્ષમાં ૩૬૫ રાત્રિશાળાએ શરૂ થઈ હતી અને તેમાં ૧૦૩૯૨ પુરુષો તેમજ ૧૪૨૯ સ્ત્રીઓ મળી કુલ્લે ૧૧૮૨૧ નિરક્ષરે અક્ષરજ્ઞાન લેતાં હતાં. આ આંકડાઓમાં છૂટક છૂટક થતા પ્રયત્નોનો સમાવેશ થતો નથી નિરક્ષરો માટેની આ રાત્રિશાળાઓ ફરી શરૂ થાય એ માટે સ્કૂ. બોર્ડ વિચારણા ચલાવી રહ્ છે. સરકારે પણ વચમાં ઓછા કરેલા ઘટાડેલા દર પાછા અસલ મુજબ કર્યા છે એટલે સ્કૂલ બોર્ડ અત્યારના વાતાવરણમાં કેવળ સેવાભાવથી જ આ કામ આગળ વધે એવી શક્યતા ન હોવાથ સરકારી મદદનો પૂરો લાભ આ ક્ષેત્રમાં કામ કરનાર શિક્ષકોને મળી શકે તેવો સુધારો પોતાન યોજનામાં કર્યો છે, એટલે આ કામમાં રસ લેનાર શિક્ષક-શિક્ષિકાઓ તેમજ ગામડેગામ શાળાંત પરીક્ષા પાસ થયેલા નોકરીની શોધમાં વર્ષોથી બેસી રહેલા જુવાનો આ કામ ઉપા તો સેવા સાથે તેમને થોડો આર્થિક લાભ પણ મળે અને તેમનું ભણતર કટાઈ જતું પણ અટકે

## રમતગમતની હરિફાઇ

જિલ્લાની લો. બો. શાળાઓમાં વિદ્યાર્થીઓની રમતગમતની તેમજ વિદ્યાર્થીનીઓન ગરબા, શિવણ, સાથિયા વગેરેની વાર્ષિક હરિફાઇઓ ઘણા વખતથી થતી આવી છે. દરે તાલુકામાં આ જાતની હરિફાઇઓ ગોઠવાય છે અને તેમાં જીતનાર વિદ્યાર્થીઓને અને સાંધિ રમતોમાં વિજેતા નિવડનાર શાળાઓને રોકડ ઇનામ, અને ચાંદીનાં કપ કે પ્રતિકો આપવામ

મહાસભાની બોર્ડોને અપ્રિય બનાવવા મથી રહેલાઓની ઉશ્કેરણીથી શિક્ષકોએ ઉપવાસ શરૂ કર્યા. ઉપવાસનું શસ્ત્ર કેવળ અમાનુષી વર્તાવની સામે જ ઉંચ જાતના નૈતિક પાયા ઉપર જ વાપરી શકાય. સ્વાર્થ સારૂ આવા શસ્ત્રનો સાંપ્રદાયિક ઉપયોગ કરી શકાય નહિ. તેમજ સરકારી કે અધિકારી સંસ્થાઓમાં આવાં પગલાં શિસ્તભંગમાંજ પરિણમે; આમ છતાં કેળવણી ખાતાએ મહાસભાની ગુજરાતની બોર્ડોનું સ્વમાનરક્ષા અને હક્ક માટેનું સંગઠન ખૂચતું હતું એટલે તેણે શિક્ષકોને પોતાનાં હથિયાર બનાવ્યા અને આ પ્રશ્નની આંટીઘુંટી નહિ સમજનારા અને સસ્તી કીર્તિ ખાટવા ઇચ્છનારાઓએ તથા પ્રત્યાઘાતી વર્તમાનપત્રોએ હોહા કરી મૂકી. શિક્ષકોને તાલીમ આપવાની અને તેને અંગે શિષ્યવૃત્તિ કે લવાજમ આપવાની જવાબદારી કાયદાથી અને વહીવટી પરંપરાથી સરકારનીજ છે અને વર્ષોથી તે તે અદા કરતી આવી છે. તેમાંથી તે છટકી જવા માગે અને ખર્ચનો મોટો ભાગ લોકલબોર્ડો ઉપર એટલે કે કર ભરનારા ગરીબ ખેડુતો ઉપર કાયમને માટે નાંખે તે વાત પોતાના મતદારોને બેવફાદાર બન્યા સિવાય કોઇ પણ બોર્ડ સ્વીકારી શકે નહિ, અને ગુજરાતની બોર્ડોએ લોકહિતને ખાતર તેનો સામનો કર્યો. ટ્રેનિંગ કોલેજમાં કોને કોને અને કેટલાને લેવામાં આવે છે તે સરકાર પોતેજ નક્કી કરે છે, બોર્ડનો તેમાં કશો અવાજ નથી, તેમજ ત્યાં જવાનું ફરજિયાત નહિ પણ મરજિયાત હતું અને છે; ઉપરાંત ત્યાં જનારાને શિષ્યવૃત્તિ મળવાની છે એમ ચોકખી સમજુત પછીજ ત્યાં ગયા હતા વગેરે કારણોથી 'ડયૂટી પે' ન અપાયો અને તેને અંગે જે પરિસ્થિત ઉભી થઇ કે કરવામાં આવી હતી તેની સામે બોર્ડને કશીજ લેવાદેવા હતી નહિ. સરકાર આ સ્થિતિ જાણતી હતી. શિક્ષકો પણ તેના પોતાનાજ કબજામાં હતા એટલે તેણે શિક્ષકોને ડયુટી પે મળવાની ખાત્રી આપી દીધી હતી. આ ખર્ચની વહેંચણી વિષે હજુ સુધી બોર્ડ પાસે પ્રશ્ન આવ્યો નથી પણ કાયદાઓમાં સુધારા કરી ડીરેકટર પસંદ કરે તેવા ભળતાજ માણસોની સહીથી બેંકમાંથી બોર્ડના નાણાં ઉપાડી શકાય એવો લોકશાસનના સિદ્ધાન્તના મૂળમાં ઘા કરનારો સુધારો કેળવણી ખાતાના નિયમોમાં કરવાની સૂચના ઉપરથી સરકારની દાનત જણાઇ આવે છે. સરકારના ખાતાના આ વાંધાભર્યાં પગલાંઓ આજે નહિ તો ચાર દિવસ પછી લોકમતના દરબારમાં ઇન્સાફ થશે જ.

### નિરક્ષરતા નિવારણ

ગામડાંની પ્રજામાં વ્યાપી રહેલા નિરક્ષરતાના ઘોર અંધકાર તરફ દુર્લક્ષ કરી શકાય એમ નથી. ગુજરાતના બીજા જિલ્લાઓના પ્રમાણમાં સૂરત જિલ્લામાં આ પ્રમાણ ઘણું ઓછું છે એ ખરું, છતાં વસ્તીનો ૮૫ ટકા ભાગ નિરક્ષર હોય એ સ્થિતિ ગામપ્રજાની સર્વાંગિક ઉન્નતિ ઇચ્છનાર સૌને અસહ્ય લાગે એવી છે. પ્રાથમિક શાળાઓ મારફત આ અંધકાર દૂર કરતાં વર્ષો વીતે એટલે શાળામાં જવા લાયક વયનાં બાળકો ઉપરાંત મોટી વયનાં સ્ત્રીપુરુષોને પણ તત્કાળ અક્ષરજ્ઞાન આપવાની આવશ્યકતા છે. મહાસભાવાદી પ્રધાનમંડળે ઇલાકાની અભણતા દૂર કરવા માટે 'પ્રૌઢશિક્ષણ'ની યોજના કરી અને તે માટે ખાસ સમિતિ નીમી હતી અને એ સમિતિની ગુજરાત શાખાએ સુંદર રીતે કાર્ય શરૂ કર્યું હતું, પણ એ સમિતિને અમુક મર્યાદાઓ હતી; પ્રૌઢશિક્ષણ માટે દરેક લખી વાંચી જાણતા ચયેલા પ્રૌઢ દીઠ

લોકલ ઓથોરીટી, એડમીનીસ્ટ્રેટીવ ઓફીસર અને ઇન્સ્પેક્ટીંગ ઓફીસરો વચ્ચે વહેંચાઈ જવાથી આજે સમગ્ર કામને માટે કોઈ જવાબદાર રહ્યું નથી. ધણીધોરી વિનાનું ખાતું થઈ પડવાથી સંગીનતા અને પ્રગતિ ચૂંથાઈ ગયાં છે. એડમીનીસ્ટ્રેટીવ ઓફીસરને માથે વહીવટની જવાબદારી નાખવામાં આવી છે અને તેને કેટલીક સત્તાઓ આપવામાં આવી છે. પણ તેના હાથ નીચે એક પણ માણસ તેને મદદગાર થાય એવો આપવામાં આવ્યો નથી. આખો ઇન્સ્પેક્ટીંગ સ્ટાફ એની પાસેથી લઇ લેવામાં આવ્યો છે. આ જાતના તંત્રમાં કાર્યદક્ષતા ભાગ્યેજ આવી શકે. એક દેહના જુદા જુદા ટુકડા કરી નાખવાથી જેમ પ્રાણુ પંખીડુ ઉડી જાય છે તેવુંજ અહીં પણ થયું છે. એડમીનીસ્ટ્રેટીવ ઓફીસર, સ્કુલબોર્ડ તથા ડી. પી. આઈની ઓફીસો વચ્ચે ઘર્ષણની સંભાવના ઘણી વધી ગઈ છે. આ પરિસ્થિતિમાં કેળવણીનુ બહેતર ભાગ્યેજ થઇ શકે. ક્યાં તો આખા ખાતાની જવાબદારી પૂરા વિશ્વાસથી સ્કુલબોર્ડને સોંપવી જોઇએ કે ક્યાતો આખું ખાતું સરકારે હિંમતપૂર્વક પોતાને હસ્તક લઈ લેવું જોઇએ એમ અમને લાગે છે.

આજે તો ગામેગામથી શાળાઓ અને ભણતર બગડવાની બુમ ચાલી રહી છે. અને તેમાં ઘણું વજુદ રહેલું છે. અનેક શિક્ષકોએ આ ધંધાને ઉપધંધો બનાવી દીધો છે અને ખેતી, વેપાર અને એવાં બીજા ખાનગી કામોમાં તેઓ ઠીક ઠીક મશગુલ રહે છે એવી ફરિયાદો પણ ચોતરફથી ઉઠે છે. અધૂરામાં પૂરી શાળાની પરીક્ષાઓ ઇન્સ્પેક્ટીંગ ઓફીસરો કરતા તે કાઢી નાખવામાં આવી છે અને હેડમાસ્તરોનેજ તે કામ સોંપવામાં આવ્યું છે. તેથી બેદરકારીનું તત્ત્વ મોટા પ્રમાણમાં કાયમ થઈ ગયેલુ જણાય છે. પરીક્ષાની પ્રથા સામેના વાંધા વિચારવા જેવા છે અને જવાબદારી સમજનાર ઊંચી ભાવના અને યોગ્યતાવાળા શિક્ષકો હોય ત્યાં પરીક્ષાની ચાલુ પ્રથા દૂર કરવાથી નુકસાનને બદલે ફાયદોજ થાય. પરંતુ જ્યાં આંગળીને વેઢે ગણી શકાય એટલાજ માણસો જવાબદારી સમજનાર હોય ત્યાં પરીક્ષા એકદમ કાઢી નાખવાથી શિક્ષકોમાં બેદરકારી વધવાની સંભાવના રહે છે એ વિચારવા જેવું છે.

### વર્ધાશાળાઓ અને ઉદ્યોગશિક્ષણ

અમુક પાસે પાસેની શાળાઓના ઝુમખાંવાળા ક્ષેત્રમાં વર્ધાશાળાઓનો પ્રયોગ કરવા માટે સરકારે ગુજરાતમાં આ જીલ્લા બોર્ડની હકુમત નીચેનાં વાલોડ-બારડોલીનાં ગામોની ૧૬ શાળાઓ પસંદ કરી છે. અને તે ઉપરાંત છૂટક છૂટક આવેલી ત્રણ શાળાઓ મોર (તા. ઓલપાડ), મટવાડ (તા. જલાલપુર) અને સંઝણા (તા. ચીખલી)માં બોર્ડના આશ્રયે આ પ્રયોગ શરૂ કરવામાં આવ્યો છે. આનાં પરિણામ જોઇ તે ઉપરથી અભિપ્રાય બાંધવાનો સમય હજી આવી પહોંચ્યો નથી; પરંતુ એકંદરે પ્રયોગ આશાજનક લાગે છે. આ બોર્ડની વર્ધા યોજના વિષેની શ્રદ્ધા કાયમ છે પરંતુ પ્રધાનમંડળ બદલાતાં તેના વિકાસનો વેગ થંભ્યો છે. ભાવના અને યોગ્યતાવાળા શિક્ષકો મળી શકે તો આ યોજનાની સફળતા માટે લેશ પણ શંકાને કારણ નથી. ઉદ્યોગ તરીકે શાળામા તકલી અને રેંટિયાનું શિક્ષણ જે ગામોએ સાધનો આપ્યાં છે ત્યાં દાખલ કરવામાં આવ્યુ છે તેમાંય ગોડસંબાનાં રાનીપરજ વિદ્યાલયો બોરીફળીઆ તા. જલાલપુરની અને અંભેટી તાલુકે બારડોલીની શાળાઓ તે તે શાળાઓના

આવે છે. આ હરિફાઇના સંમેલનને દિવસો જ કથિતપાઠ આપી બતાવવાની યોજના હતી અને તેથી આ સમારંભને 'કેળવણી પરિષદ'નું નામ પણ આપવામાં આવ્યું હતું. 'કેળવણી પરિષદ' માટે આટલો ટૂંકો સમય અર્થ વગરનો હતો. તેને માટે સ્વતંત્ર દિવસોની જરૂર હતી. આ સમારંભ વિષે જિલ્લામાં કેટલેક સ્થળે કૈંક વિરોધ હતો. નવી સ્કૂલ બોર્ડના હાથમાં વહિવટ આવ્યા પછી એ વિષે વિચારણા ચલાવવા માટે એક પેટા સમિતિ નીમવામાં આવી. એ સમિતિને લાગ્યું કે આ સમારંભ બંધ કરવા જેવો નથી, પણ એમાં સુધારા વધારાને તો અવકાશ છેજ, વળી આ જાતના સંમેલનને 'કેળવણી પરિષદ'નું નામ આપવામાં કંઇ અર્થ નથી, કારણ કે રમતગમની હરિફાઇ એજ એમાં મુખ્ય અને આકર્ષક કાર્યક્રમ રહેતો હતો. આથી સમિતિએ એના (૧) રમત ગમતની હરિફાઇ અને (૨) શિક્ષક સમેલન એવા બે વિભાગ કરીને એ પાછળ ખર્ચાતાં સમય, શક્તિ અને નાણાંનો યોગ્ય ઉપયોગ થાય એવી યોજના ઘડી.

રમતગમતની હરિફાઇનો હેતુ વિદ્યાર્થીઓનાં શરીર સુદૃઢ અને કસાયલાં બને, તેમને નિયમિત વ્યાયામ કરવાની ટેવ પડે તેમજ તેમનામાં દેશી રમતોનો શોખ ઉત્પન્ન થાય એ છે. આ દૃષ્ટિએ છોકરાની હરિફાઇમાં કેટલીક નવી રમતો ઉમેરવામાં આવી. આ હરિફાઇઓમાં પહેલાં કન્યાઓને માટે ગરબા, શિવણ તેમજ સાથિયાનીજ હરિફાઇ ગોઠવાતી. સમિતિને લાગ્યું કે રમત ગમતો છોકરાઓને માટે જેટલી આવશ્યક છે તેટલીજ છોકરીઓ માટે પણ આવશ્યક છે. આથી છોકરીઓ માટે લંગડી ખોખો વગેરેની હરિફાઇ ઉમેરવામાં આવી અને તે માટે કેટલાંક પ્રતિકો નક્કી કરવામાં આવ્યાં. વળી ગરબા, શિવણ, સાથિયા કે એ ત્રણે પ્રવૃત્તિમાં સરવાળે વધુ ગુણ મેળવનાર શાળા વિજેતા ગણાતી હતી. પરંતુ એ દરેક પ્રવૃત્તિમાં વિશિષ્ટતાઓ રહેલી હોવાથી એ દરેક પ્રવૃત્તિમાં હાલના પ્રતિક ઉપરાંત વધુ કુશળતા બતાવનાર શાળાની તે તે વિષયમાં કદર કરવા માટે વિષયવાર પ્રતિકો વધારવામાં આવ્યાં. એ સિવાય કળા અને ઉપયોગિતાની દૃષ્ટિએ કાંતણ કામ ઉમેરવામાં આવ્યું, અને એમાં કુશળતા બતાવનાર શાળાને 'સુદર્શન ચક્ર'નું પ્રતિક આપવાનું ઠરાવવામાં આવ્યું, આ બધા પ્રતિકો માટે જોઇતી રકમ આપનાર ભાઇબ્હેનોનો અમે આ સ્થળે આભાર માનીએ છીએ. રમત ગમતની આ હરિફાઈઓમાંથી સ્પર્ધાને લીધે ઉપજતાં ગર્વ, લજ્જા, દ્વેષ વગેરેનું તત્વ નાબુદ થઇને રમતોનો ખરેખરો શોખ જાગે અને વિદ્યાર્થીઓમાં તેમજ શાળા સંચાલકોમાં ખેલદીલીની ભાવના જાગે તો તે ભારે ઉપકારક થઈ પડે. આવા સમારંભમાં ઇનામો આવશ્યક છે કે નહિ તે મતભેદનો વિષય છે. આથી ઇનામનાં અનિષ્ઠ દૂર થાય અને સ્પર્ધાનો લાભ જળવાઈ રહે તેવી કોઈ યોજના સૂચવવા કેળવણીકારોને અને ખાસ કરીને વ્યાયામ અને રમતગમતના ક્ષેત્રમાં કામ કરી રહેલાઓને 'સ્થાનિક સ્વરાજ્ય' માસિકદ્વારા અમે જાહેર આમંત્રણ આપ્યું છે.

**ધણીધોરી વિનાનું ખાતું:—**

આ બોર્ડે પ્રાથમિક કેળવણી સુધારા કાયદા પ્રમાણે જીલ્લાના કેળવણી ખાતાનો વહીવટ કર્યો છે. સવા બે વર્ષના અમારા અનુભવથી અમને લાગે છે કે સ્કૂલબોર્ડનો વહીવટ સારા પાયા ઉપર મૂકવા અને કેળવણીને સુધારવાના ઉદ્દેશથી કાયદામાં સુધારો કરવામાં આવ્યો હતો, તે હેતુ પાર પડ્યો નથી. બધાં કામની જવાબદારી સ્કૂલબોર્ડ,